# THE

# NATIVE STATES IN INDIA

## *(But Gujarat and Rajputana)*

By

KUBERBHAI MOTIBHAI SHAH.

*Bhadarva in Revakantha.*

AHMEDABAD:

Printed at the Ahmedabad United Printing and
General Agency Company "Limited"
Press by Ranchhodlal Gungaram.

A, D. 1890. Sumwat 1946.

Price Rs. 3—0—0.

૪૪૨૮

# હિંદનાં દેશી રાજ્યો.

(ગુજરાત તથા રજપુતાણા સિવાય)


રચનાર

શા. કુબેરભાઇ મોતીભાઈ

ભાદરવા ઇલાકે રેવાકાંઠા.



અમદાવાદ

મામાની હવેલીમધ્યે અમદાવાદ યુનાટેડ પ્રીન્ટીંગ

અને જનરલ એજન્સિ કંપની "લીમિટેડ"

ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યાં

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

કીમત રૂ૩-૦-૦

# અર્પણ પત્રિકા.

મહારાણા શ્રી ફતેહસિંહજી

ઠાકોર સાહેબ ઓફ ભાદરવા.

આપનો મારા પ્રતે પ્રેમભાવ, તેમજ આપને રાજ્ય મળ્યા પછી આપે રાજ્ય ચલાવવામાં જે કુશળતા અને હુશીઆરી બતાવી છે અને પ્રજા પ્રતે પોતાની કૃપાદ્રષ્ટી બતાવી છે તેની યાદગીરી તરીકે અને આપ કેળવણીને ઉતેજ્જન આપવા અને ગ્રંથ કર્તાઓને આશ્રય આપવા ઇંતેજારી ધરાવો છે-એ સઘળાની યાદગીરી તરીકે હું ગ્રંથ કર્તા આ લઘુ ગ્રંથ આપને અર્પણ કરૂછું તે સ્વીકારશો.

હું છું.

આપનો તાબેદાર

કુબેરભાઈ મોતીભાઈ શા.

# પ્રસ્તાવના.

અત્રેના રહીશ મી. કાળીદાશ દેવશંકર તરફથી સને ૧૮૮૪ની સાલમાં ગૂજરાત રાજસ્થાન અને સને ૧૮૮૭ની સાલમાં રાજપુતાણા એ રીતે બે પુસ્તક બહાર પડેલાંછે. તેઓ હિંદનાં બીજાં દેશી રાજ્યોનો હેવાલ બહાર પાડવાના હતા; પણ રાજપુતાણાનુ પુસ્તક બહાર પાડ્યા પછી મંદગી ભોગવી થોડા વખતમાં દેવલોક થયા એ ઘણું દીલગીર થવા જેવુંછે; પણ ઇશ્વર કૃપા હોય તે ખરી.

જેવી રીતે ભૂગોળ પૃથ્વી ઉપરનો ચીતાર આપણી નજર આગળ ખડો કરી બતાવી આપેછે તેવી રીતે ઇતિહાસ અસલના વખતમાં શાશા બનાવ બન્યા તેનો ચીતાર બતાવી આપેછે. અને તેથી તે બને વિષયો એક બીજા સાથે વળગેલાછે. આ પુસ્તકમાં મેં તે બંને વિષયોને દાખલ કરેલાછે. આ સિવાય તેને લગતા બીજા વિષયો પણ દાખલ કરવામાં આવ્યાછે. હિંદમાં ઘણાંએક મોટાં દેશીરાજ્યોછે; પણ તે જાણવાને ગૂજરાતી ભાષામાં કંઈ પણ સાધન નથી. તેથી તે ખોટ પુરી પાડવા મેં આરંભ કીધો હતો અને તેમાં હવે હું ઇશ્વર કૃપાથી ફતેહમંદ નીવડ્યોછું. ગૂજરાત રાજસ્થાન અને રાજપુતાણા એ બે પુસ્તક બહાર પડેલાંછે તેથી ગૂજરાત અને રાજપુતાણા આ પુસ્તકમાંથી બાતલ કરેલ છે. આ સિવાય હિંદનાં તમામ મોટાં તોપનાં માન મળતાં રાજ્યો દાખલ કરવામાં આવેલાંછે.

આ પુસ્તક રચવામાં મુખ્ય મદદ—કર્નલ માલસનનુ નેટીવસ્ટેટસ ઓફ ઇન્ડીઆ, બાંબે ગેઝીટીઅર, હન્ટરનુ ઇમ્પીરીઅલ ગેઝીટીઅર ઓફ ઇન્ડીઆ, લોકનાથ ગોસનીધીમૉડર્ન હીસ્ટ્રીઓફ ઇન્ડીઅન ચીફ્સ, રાજા, જમીનદારો વગરે ભાગ ૧, ભૂગોળનુ વર્ણન, જયુબીલી સંવત સર વગરે ઘણાં ઈંગ્રેજી તથા ગૂજરાતી પુસ્તકો, વારસિક રીપોર્ટ, અને વર્તમાન પત્રોની પ્રસંગોપાત મદદ લીધીછે અને તેથી તેમના કર્તાનો ભારે આભારી થયોછું. કેટલીક હકીકત બહારથી પણ મેળવીછે. આ પુસ્તક સાફ અક્ષરે લખવામાં અને હ્રસ્વ દીર્ગ વગરેની ભૂલો સુધારવામાં મારા નાના ભાઈ પરસોતમ મોતીભાઈ તથા સાવલીની ગૂજરાતી સ્કુલના માસ્તર પ્રેમાનંદે સારી મદદ આપીછે. આ સિવાય ભાદરવાના કારભારી રા. ભાઈલાલભાઈ વ્રજભાઈ તરફથી કેટલીક મદદ મળીછે તેથી તે સર્વનો આભારી થયોછું.

આ પુસ્તક નામદાર સરદારો તથા સદ્ગૃહસ્થોની સેવામાં મુકતી વેળા મારે કહેવું જોઇએ કે તે ઉપયોગી અને મનપ્રસંદ થાય તેમ કરવાને બનતી કાળજી રાખીછે તોપણ તેમાં કંઈ ચુક નજર આવે તો મને સુચવશો કે જેથી બીજી આવૃતીમાં સુધારવામાં આવે.

# અનુક્રમણીકા.

# હિંદનાં દેશી રાજ્યો.

## હિંદની સરહદો, હકીકત, ઇતિહાસ ઇત્યાદિ.

હિંદ—એ દેશ ભરતખંડકે હિંદુસ્થાનના નામથી ઓળખાય છે. અને તે એશિઆ ખંડની દક્ષિણે આવેલો છે. **સીમા**—ઉત્તરે હિંદુકુશ, કારાકોરમ અને હિમાલય પર્વત, પૂર્વે જંગલ અને ડુંગરા છે, દક્ષિણે હિંદી મહાસાગર. નૈરૂત્યે અરબી સમુદ્ર અને પશ્ચિમે સુલેમાન અને હાલા પર્વતો આવેલા છે.

બ્રિટીશ બ્રહ્મદેશનો જે ભાગ ઇંગ્રેજ સરકારને હાથ આવેલો છે તે, બંગાળાને લગતા આશામ, આરાકાન, પેગુ, માર્તાબાન અને બ્રહ્મદેશ ઇંગ્રેજ સરકારને હાથ આવવાથી તે બધાને જોડી તેનું નામ "બ્રિટીશ બ્રહ્મદેશ" એવું પાડવામાં આવ્યું છે, તથા તેને રાજકીય બાબતોના સબંધે હિંદુસ્થાનમાં ગણેલા છે.

હિંદના પંદર ભાગ ગણવામાં આવ્યા છે, તે પૈકી ૧ સ્વતંત્ર પહાડી રાજ્યો, ૨ પોર્તુગીઝ, ૩ ફ્રેન્ચ સંસ્થાનો—એ ત્રણે ભાગોને બાદ કરતાં આ દેશમાં આશરે ૧૪૦૦૦૦૦ (ચૌદ લાખ) ચોરસ માઈલ જમીનનું ક્ષેત્રફળ અને વસ્તી આશરે ૨૫૫૦૦૦૦૦૦ (પચીસ કરોડ અને પચાસ લાખ) માણસની છે. તે પૈકી ઇંગ્રેજ સરકારના ખાલસા મુલકની ૮૮૦૦૦૦ ( આઠ લાખ એંશી હજાર ) ચોરસમાઇલ જમીન તથા ૨૦૦૦૦૦૦૦૦ ( વીસ કરોડ ) માણસની વસ્તી બાદ કરીએ તો હિંદનાં દેશી રાજ્યોના તાબામાં ૫૨૦૦૦૦ ( પાંચ લાખ વીસ હજાર ) ચોરસ માઇલ જમીન તથા ૫૫૦૦૦૦૦૦ ( પાંચ કરોડ અને પચાસ લાખ ) માણસની વસ્તી છે, એમ નિર્માણ થઈ શકે છે.

આખા હિંદ ઉપર નામદાર ઇંગ્લાંડનાં મહારાણી તરફથી એક "વૉઇસરાય અને ગવરનર જનરલ" એ હોદ્દાનો મુખ્ય અધિકારી અમલ ચલાવે છે. તેના તાબામાં ગવરનરો, લેફ્ટેનેન્ટ ગવરનરો, ચીફ કમીશનરો અને ગવરનર જનરલના એજંટ એ હોદ્દાના મુખ્ય મુખ્ય

અમલદારો છે. મુંબાઈ ઇલાકાના ગવરનરનું મુખ્ય મથક મુંબાઈ, મદ્રાશ ઇલાકાના ગવરનરનું મદ્રાશ, બંગાળા ઈલાકાના લેફટેનેન્ટ ગવરનરનું કલકતા, પંજાબ ઇલાકાના લેફટેનેન્ટ ગવરનરનું લાહોર, વાવ્ય પ્રાંતોના લેફ્ટેનેન્ટનું અલહાબાદ, મધ્ય પ્રાંતોના કમીશનરનું નાગપુર, બ્રહ્મદેશના ચીફ કમીશનરનું રંગુન, મ્હૈસુરના ચીફ કમીશનરનું બાંગલોર, હૈદ્રાબાદના એજંટ ટુધી ગવરનરનું હૈદ્રાબાદ, રાજપૂતાણાના એજંટ ટુધી ગવરનરનું આબુ, મધ્ય હિંદ એજન્સિના રાજ્યોના એજંટ ટુ ધી ગવરનરનું ઈંદોર અને વડોદરાના એજટ ટુ ધો ગવરનરનું વડોદરા એ પ્રમાણે મથકો છે.

આ બધા અમલદારો હિંદના વૉઇસરૉય અથવા ગવરનર જનરલની સત્તા નીચે તથા તે બધા તેને જવાબદાર છે. વૉઇસરૉય અથવા ગવરનરજનરલ કલકતામાં રહેછે; તોપણ ગરમીના દિવસોમાં પંજાબમાં સીમલા નામનુ શહેર હિમાલયના દક્ષિણ ઉતાર પરછે, ત્યાં રહેછે. શિવાયના બાકીના ત્રણ ભાગ જેવાકે ૧ સ્વતંત્ર પહાડી રાજ્યો, પોર્તુગીઝ સંસ્થાનો અને ફ્રેન્ચ સંસ્થાન એ સ્વતંત્ર છે. તેમના મુલકપર ઈંગ્રેજ સરકારની હકુમત કે દેખરેખ કંઈ પણ નથી. પહાડી રાજ્યોમાંના નેપાળ અને ભૂતાનના મુલકમાં બ્રિટીશ રેસીડન્ટ રહેછે; પરંતુ તે રાજ્યપ્રકરણી કામોમાં કંઈ પણ જોઈ શકતો નથી. પોર્તુગીઝના સંસ્થાનનો મુખ્ય અમલદાર ગવનરજનરલ કહેવાય છે અને તે ગોવામાં× રહે છે. તેની નીમનોક પોર્તુગાલ દેશના રાજા તરફથી થાયછે. ફ્રેન્ચ સંસ્થાનનો મુખ્ય અમલદાર ગવરનર કહેવાયછે. તે પાંડેચરીમાં* રહેછે તેની નીમનોક ફ્રાન્સ દેશના રાજ્ય તરફથી થાયછે.

**દેશનુ સ્વરૂપ.**—દુનીઆમાં જે જે જાતની જમીન છે, તે સર્વ જાતની જમીન આ દેશમાં સમાએલી છે. આ દેશમાં કોઈ કોઈ ઠેકાણે રેતીનાં મેદાન, ઊંચા પર્વતો, ખીણો, જંગલો, નદીઓ, પાધરો અને રસાળ પ્રદેશ આવી રહેલો છે. ડુંગરમાંથી નીકળતું મીઠું, કોયલામાંથી

---

×ગોવા એ શેહેર દક્ષિણમાં સાવંતવાડી જીલ્લાની દક્ષિણે છે.

*પાંડેચરી એ શેહેર મદ્રાસ ઇલાકાના પૂર્વ કાંઠા ઉપર મદ્રાશથી દક્ષિણમાં માઇલને છેટેછે.

નીકળતા હીરા અને પથ્થરમાંથી બનતાં અકીકને માટે હિંદુસ્થાન અતિ પ્રખ્યાત છે. મહારાણી વિકટોરીઆના મુગટમાં શોભતો કોહિનુર+ રત્ન પણ હિંદુસ્થાનમાંથી જડયો હતો. પર્વત—હિમાલય, વિંધ્યાચળ, પૂર્વ અને પશ્ચિમઘાટ, આબુ, અરવલી, પાવાગડ અને ગીરનાર વિગેરે પર્વતોથી ભરતખંડની કીર્તી ચોમેર ફેલાઇ રહીછે. **નદીઓ**—ગંગા, યમુના, સરસ્વતિ, ગોદાવરી, સિંધુ, મહાનદ, બ્રહ્મપુત્રા, સતલજ, નર્મદા, તાપી, સાબરમતી, મહી, કૃષ્ણા, ઇરાવતી વિગરે અનેક નદીઓ જેમાં નહાવાથી હિંદુ લોક પવિત્ર થાયછે એવી નદીઓ ભરતખંડમાં આવેલી છે. **યાત્રા વિગેરેનાં પ્રસિદ્ધ સ્થળ**—બનારસ (કાશી), એ સરસ્વતિ દેવીનુ મુખ્ય મથક છે, ગયા, અયોધ્યા, છપૈયા, મથુરાં, ગોકુળ, બદ્રિનાથ, વંદ્રાવન, પુષ્કળરાજ, કાંકરોલી, સિદ્ધપુર, ચાંપાનેર, નાસિક, સેતબંધુરામેશ્વર, જગન્નાથપુરી વિગરે છે. આ શિવાય કલકત્તા, પટના, મદ્રાશ, ત્રિચીનાપલિ, મુંબાઈ, પુના, અહમદાવાદ, અજમેર, લાહોર, અલ્હાબાદ, જબલપોર વિગરે મોટા શહેર છે. **હવા**—મુખ્યત્વે કરીને મનુષ્ય જાતને અનુસરતી છે. સિમલી, આબુ, મહાબળેશ્વર, ઉત્તકમંડ, દાર્જલીંગ વિગરે સ્થળો હવાને માટે પ્રખ્યાત છે. **નિપજ**—રૂ, ઘઉ, બાજરી, ડાંગર, જવ, મકાઈ, ચણા, રાઈ, તુવેર, તમાકુ, અફીણ, ગુલાબ, શેરડી, ગળી, ભીંડી, તલ વિગરે થાયછે. ભરતખંડમાં અતિ ઉપયોગી અને સુંદર ઝાડ ઉગેછે. સાગ, સીસમ, સૂખડ, સાલ, ચંપો, આંબા, આંબલી, બાવળ, સેતૂર, નાળિએરી, સોપારી. વાંસ અને બીજાં અનેક જાતનાં ઝાડો આ દેશમાં થાયછે. **ખનિજ**—લોઢુ, તાંબુ, કોયલા, સૂરોખાર, મીઠુ, સોનુ, રત્ન મોતી વિગરે છે. **જનાવર**—વાઘ, હાથી, સિંહ, હરણ, ઘોડા, બળદ, ભેંસો, બકરાં ઇત્યાદી છે. સાપની જાત પુષ્કળ છે. પશુ પક્ષી ઘણી જાતનાં માલમ પડેછે. **લોક**—હિંદુ મુસલમાન, યુરોપી

---

+કોહિનુર રત્ન મછલીપટ્ટણ અને હૈદ્રાબાદની વચેના પ્રદેશમાંથી જડયો હતો. તે ઇ. સ. ૧૮૫૦માં મહારાણી વિકટોરીઆને હાથ આવ્યો. આ રત્નના અકસમાત ત્રણ કટકા થયા. કોહિનુર મહારાણી વિકટોરીઆ પાસછે, બીજો રસીઅન ડાયામંડ અને ત્રીજો દરીઆનુર (તેજનો ભંડાર) છે. કોહીનુરનુ વજન હાલ ૩૨૮$\frac{१}{२}$ ગ્રેન છે.

અન વિગરેછે. **ધર્મ**—હિંદુ, મુસલમાની, જૈન, શિખ, ખ્રિસ્તી, બ્રહ્મસમાજ વિગરે ધર્મ છે. પર્વતનાં જંગલી માણસો મહાકાળીના ભયંકર સ્વરૂપને માનેછે. **ભાષા**—ગૂજરાતી, હિંદુસ્તાની, મરેઠી, તેલંગી, બંગાળી, ઉર્દુ અને ઇંગ્રેજી એ મુખ્ય ભાષા છે.

**ઇતિહાસ**—આ દેશનું નામ હિંદ અથવા હિંદુસ્થાન, અને તેના રહેવાસીઓનું નામ હિંદુ, એ બંને પરદેશીઓએ પાડેલાં છે. કોઈ જુના સંસ્કૃત કે પ્રાકૃત ગ્રંથમાં એ નામ નથી; તેમાં તો દેશનું નામ ભરતખંડ કે આર્યાવૃત અને પ્રજાનું નામ આર્ય લખ્યાં છે.

હિંદના પ્રાચિન ઈતિહાસ સંબંધી જેજે માહિતી મળે છે તે માત્ર કલપીત વાર્તાઓ અને દંત કથાઓ શિવાય બીજી રીતે મળી શકતી નથી. ઘણા વિદ્વાનોનો એવો મત છે કે હિંદુ લોક આ દેશના અસલના વતની નથી; પણ તેઓ ઉત્તર અને વાવ્યકોણ તરફના મુલકમાંથી આવેલા જણાય છે. હિંદુઓમાં બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈસ્ય એ જાતો એકફી વખતે આ દેશમાં આવી હોય એમ જણાતું પણ તેઓ એકપછી એક એમ અનેક ટોળાં થઈને આવ્યા. તેમાં પહેલ વહેલા દેશના ધણી રજપૂતો (ક્ષત્રી) થયા. શુદ્ર જાતી જેવા કે ભીલ, સાન્થલ વિગરે જે લોક અસલના વતની હતા તેમને પાધર દેશમાંથી ખસેડી રજપૂતોએ સ્થાપના કરવા માંડી. તેઓ પ્રથમ ઉત્તર ભાગમાં વસ્યા અને ત્યાર પછી ધીમે ધીમે દક્ષિણ તરફ વસ્યા. જુનામાં જુનુ રાજ્ય અયોધામાં હતું એમ હિંદુ ગ્રંથકારો કહેછે. આ ઠેકાણેથી સૂર્ય અને ચંદ્ર વંશની ઉત્પત્તી થઈ. સૂર્ય વંશના પહેલા રાજા મનુનો કુવર ઈશ્વાકુ થયો તેની સતાવનમી પેઢીએ રાજા રામચંદ્રજી થયા; તેમણે દક્ષિણ ઉપર સ્વારી કરી પોતાના યુદ્ધ ચાતુર્યથી લંકાંના રાજા રાવણને માર્યો અને તેથી તે એટલા બધા પ્રખ્યાત થયા કે પ્રાચીન વખતના લોકે તેમને દેવાંશી તરીકે માન્યા અને આજ પણ તે એક ઈશ્વરી અવતાર તરીકે મનાય છે. ચંદ્ર વંશમાં પહેલો રાજા ચંદ્રમા થયો તેના વંશમાં કેટલીક પેઢીએ પાંડવ અને કૌરવ થયા. આ બંને એક કુટંબની બે શાખા હતી. વિચિત્ર વિર્ય એ નામના રાજાને પાંડુ અને ધૃતરાષ્ટ્ર એ નામના બે કુંવર હતા; તેમાંના પાંડુને અરજુન વિગેરે પાંચ અને ધૃતરાષ્ટ્રને દુર્યોધન વિગરે૧૦૦ કુંવર હતા. તેમની વચ્ચે દિલ્હીની પાસેના હસ્તિનાપુરની ગાદીને માટે

લડાઇ થઈ; તેમાં છેવટ પાંડુ પુત્રો ( પાંડવો ) જીત્યા. પણ લડાઈઓમાં પોતાના સગા અને સ્નેહીઓના ઘાત થવાથી ખેદ પામી હિમાલય ઉપર જઇ દેહ છોડ્યો. આ બંને કુટુંબો વચ્ચે જે લડાઇ થઈ તે મહાભારતનું યુદ્ધ કહેવાય છે અને તે યુદ્ધ ઘણું કરીને ઈ. સ. પુર્વે ૧૪૦૦ વરસ પર થયું હશે એમ અનુમાન થાય છે.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ રાજ્યોની ઉથલપાથલ થતી ગઈ અને તેથી રાજ્યોમાં ફેરફાર થઈ ગયા. ઉજ્જનમાં વિક્રમ રાજાના સમયથી તે આ દેશપર મુસલમાનોની સ્વારીઓ થઇ ત્યાં સુધી આ દેશમાં ઠામ ઠામ રજપૂત લોકનાં રાજ્ય હતા. પરંતુ તેઓમાં કોઇ હિંદુસ્થાનનો ચક્રવર્તિ રાજા થયો નથી. ઈ. સ. પૂર્વે ૩૨૭ના વરસમાં યુરોપ ખંડમાંના ગ્રીસ દેશમાંથી મહાન સિકંદર પાદશાહ આવ્યો. તેને પાછો કાઢવાને રજપૂતોએ ઘણી લડાઇઓ કરી પણ તેમાં તે હાર્યા; તોપણ સિકંદરની ફોજના માણસોએ આ દેશમાં આગળ વધવાને ના પાડી તેથી તે પાછો ગયો.

કેટલાંએક વરસો વિત્યા પછી હિંદુસ્થાનપર મુસલમાનોએ સ્વારીઓ કરવા માંડી. ઈ. સ. ૭૧૨ માં બસરાના* સુબાએ મહમદ કાસમ નામના સરદારને સિંધ પર મોકલ્યો. એ વખતે સિંધમાં દાહીર નામનો રજપૂત રાજા રાજ કરતો હતો, અને તેની રાજધાની દેવલ નગરમાં હતી. કાસમે તેના નગરને લૂટયું અને ત્યાંની વસ્તીને કતલ કરી. આ વખતની લડાઈમાં દાહીર રાજા પડ્યો. પછવાડેથી રજપૂતોએ મુસલમાનોને હાંકી કહાડ્યા અને દેશ પાછો જીતી લીધો. ઇ. સ. ૯૭૭માં ગિજનીના સુલતાન સબક્તગીને લાહોરના અશ્વનંદી વંશના રાજા જયપાળ ઉપર સ્વારી કરી તથા તેને જીતી કેટલોક દેશ તાબે કરી લીધો. ઇ. સ. ૧૦૦૧ માં ગિજનીના સુલતાન મહમદે હિંદ ઉપર પહેલી સ્વારી કરી. તેણે જુદી જુદી વખત થઇને હિંદ ઉપર ૧૨ સ્વારીઓ કરી તેણે દેશને લૂટી ઘણું નુકશાન કર્યું, ઘણા હિંદુઓને મારી નાંખ્યા તથા વટાળ્યા. વળી તેણે હિંદુઓના દેવળ તોડી નાખ્યા; પણ તેણે આ દેશમાં ગાદી સ્થાપવા વિચાર કીધો નહોતો. તેના વંશમાં ઇ. સ. ના બારમા સૈકાની

---

* આ શહેર એશીઆઈ તુર્કસ્તનમાં છે.

આખરના વરસોમાં ગિજનીની ગાદીએ શાહબુદીન ઘોરી નામનો પાદ-શાહ થયો. તેણે હિંદુસ્થાનપર સ્વારીઓ કરી; તે વખત હિંદુસ્થાનમાં ચાર મોટાં રાજ્યો હતાં. ૧ દિલ્હીમાં પૃથુરાજ ચહુઆણનું રાજ્ય, ૨ ક-નોજમાં જયચંદ રાઠોડનું રાજ્ય, ૩ ચીતોડ ( મેવાડ ) માં ઘેલોતનું રાજ્ય, ૪ અણહિલવાડ પાટણમાં સોલંકી રાજ્ય હતું. આ ચાર રાજા-ઓને હિંદના બીજા નાના રાજાઓ ખંડણી આપતા હતા તથા કામ પ-ડે લસ્કર લઇને મદદે આવતા હતા.

દિલ્હી અને કનોજના રાજ્યની હદ કાળી નદીથી થતી હતી. સિં-ધુ નદી સુધીનાં દિલ્હીથી પશ્ચિમ તરફનાં રાજ્યો ઉપર દિલ્હીના રાજાનું ઉપરીપણું હતું. એ રાજ્યની હદ—ઉત્તરમાં હિમાલય, પશ્ચિમમાં સિંધુ નદી, દક્ષિણમાં રણ અને આરાવલીના ડુંગરોને કાળી નદીથી થતી હતી. આ ચહુઆણ રાજાના તાબામાં ૧૦૮ ખંડીઆ રાજા હતા.

કનોજના રાઠોડ રાજ્યની હદ—ઊત્તરમાં હિમાલય સુધી, પૂરવે કા-શી સુધી, તથા ચંબલ નદી ઓળંગીને બુંદેલખંડ સુધી હતી, દક્ષિણે મેવાડ અને પશ્ચિમેકાળી નદી સુધી હતી.

મેવાડના રાજ્યની હદ—ઉત્તરમાં આરાવલી પર્વત, દક્ષિણમાં ધાર, પૂર્વમાં કનોજની હદ અને પશ્ચિમમાં અણહિલવાડ પાટણના રાજ્ય સુધી હતી.

અણહિલવાડ પાટણના રાજ્યની હદ—ઉત્તરે રણ, દક્ષિણે દરી-આ કીનારો, પૂર્વે મેવાડ તથા ધારનો મુલક અને પશ્ચિમે સિંધુ નદી સુધી હતી. આ શિવાય દક્ષિણમાં નાનાં નાનાં પણ ઘણાં રાજ્યો હતાં.

શાહાબુદીનઘોરીએ ઈ. સ. ૧૧૯૩માં પૃથ્વીરાજ ચહુઆણને પકડી દિલ્હીનુ રાજ્ય ખાલસા કર્યું. તેમજ ઈ. સ. ૧૧૯૪માં જયચંદ્ર રાઠોડને હરાવી કનોજનું રાજ્ય પણ ખાલસા કર્યું.

દિલ્હીની પાદશાહી—શાહબુદીનઘોરીએ દિલ્હી અને કનોજનાં રા-જ્ય ખાલસા કર્યા પછી દિલ્હીમાં કુતુબુદીન નામનો એક સુબો મુકી પોતે ગિજની પાછો ગયો. શાહબુદીને પંડે તથા કુતુબુદીને જુદી જુદી વખત હિંદુસ્થાનના બીજા ભાગોમાં સ્વારીઓ કરી ઘણો મુલક જીતી લીધો હતો. ઈ. સ. ૧૨૦૬માં શાહબુદીનઘોરીનો કોઈએ ઘાત કર્યો. તે

વખતનો લાભ લઈ ઈ. સ. ૧૨૦૬માં સુબા કુતુબુદ્દીને સ્વતંત્ર થઈ પાદશાહી પદ ધારણ કર્યું તથા દિલ્હીમાં તખ્ત કરી તે પર બેઠો. આ વખતથી મુસલમાનો ખરેખરા હિંદના ધણી થયા. કુતુબુદ્દીન એ ગુલામવંશનો પહેલો રાજા હતો. તેના વંશમાં ઇ. સ. ૧૨૦૬થી તે ઈ. સ. ૧૨૯૦ સુધી દિલ્હીની ગાદી રહી. આ ૮૪ વરસમાં કુતુબુદ્દીન, આરામ અલ્તમસ, રૂકનુદીન, રજીઆબેગમ, બેરામ, મસુદ, નાસરૂદીન, બલબન અને કૈકુબાદ એ નામના દશ પાદશાહ થયા. છેલ્લા કૈકુબાદને તેના વજીર જલાલ-ઉદ-દીને મારી નાંખ્યો અને પોતે ગાદીએ બેઠો.

ખીલજીવંશનો પહેલો પાદશાહ જલાલ-ઉદ-દીન ઈ. સ. ૧૨૯૦ માં ગાદીએ બેઠો. તેના વંશમાં ઈ. સ. ૧૩૨૦ સુધી દિલ્હીની ગાદી રહી. જલાલ-ઉદ-દીનની પછી ઇબ્રાહીમ, અલાઉદીન ખુની, ઉમર અને મુબારક એ નામના પાદશાહ થયા. અલાઉદીને કરણવાઘેલા પાસેથી ગૂજરાત જીતી લીધું અને તેની રાણી કમળાદેવીને પોતાની માનીતી બેગમ કરી સ્થાપી, તથા કરણની કુંવરી દેવળદેવીને પકડી મંગાવી પોતાના બેટા સાથે સાદી કરાવી. છેલ્લા પાદશાહ મુબારકે એક ઢેડને પોતાનો વજીર બનાવ્યો. તે હિંદુ ધર્મ છોડી મુસલમાન થયો તેથી તેનું નામ ખુશરૂખાં પાડવામાં આવ્યું હતું. તેણે ઇ. સ. ૧૩૨૦માં પોતાના પાદશાહને મારી નાંખ્યો અને પોતે દિલ્હીના તખ્ત ઉપર બેઠો. વળી તેણે પાદશાહના જનાનાની બીજી ઓરતો હતી તેમને પોતાના ઢેડ સગાઓ સાથે દીધી.

આથી કરીને ઘણા મુસલમાન ઉમરાવો તેનાપર કોપ્યા. વળી રજપૂત રાજાઓ પણ દિલ્હીની પાદશાહી ઉપર ઢેડ પાદશાહ થવાથી તેનાપર અદેખાઈ કરવા લાગ્યા. માજી પાદશાહનો સેનાપતિ ગ્યાસુદીન તઘલખ ફોજ લઈ પંજાબ તરફ ગયો હતો તે આ ખબર સાંભળી દિલ્હી આવ્યો અને ખુસરૂખાંને કતલ કર્યો. ગ્યાસુદીન બીજા સરદારોની મદદથી ગાદીપર બેઠો. ગ્યાસુદીન તઘલખવંશનો પહેલો પાદશાહ હતો. તે ઇ. સ. ૧૩૨૦માં ગાદીએ બેઠો. તેના વંશમાં મહમદ તઘલખ, ફીરોજશાહ, ગ્યાસુદીન (બીજો), અબુબકર, નાસરૂદીન, સિકંદર અને મહમદશાહ એટલા પાદશાહ થયા. ગ્યાસુદીન ડાહ્યો પાદશાહ હતો. તેના અને તેના બેટા મહમદ તઘલખના અમલના વખતમાં રાજપુતાણા

શિવાય આખા હિંદુસ્થાનનો ઘણોખરો મુલક દિલ્હીને તાબે થઇ ગયો હતો. તોપણ મહમદ તઘલખ ગાંડા જેવો હતો તેથી તેના વખતમાં કેટલાંએક મુસલમાની સ્વતંત્ર સંસ્થાન બંધાયાં. ઠેકાણે ઠેકાણે બંડ ઉઠયાં. તેણે ઘણાઓને કતલ કર્યા. તે લડાઇઓમાં દોડા દોડ કરતો હતો. તે *છેવટ સિંધના એક લઢાઇમાં મરાયો.

તઘલખવંશનો છેલો પાદશાહ મહમદશાહ થયો. તે મદ બુદ્ધિનો હતો. તેના વખતમાં પ્રાંતોના સુબેદારો સ્વતંત્ર થઈ બેઠા. ઇ. સ. ૧૩૯૮ માં તૈમુરલિંગ નામે મુગલ પાદશાહે તાર્તરી દેશથી આવીને દિલ્હી ઉપર સ્વારી કરી. તેણે પ્રથમ દેશને લૂટયો તથા બાળ્યો અને હજારો માણસનાં ખુન કર્યાં. પાદશાહ ગૂજરાત તરફ જતો રહ્યો અને તૈમૂરલિંગ દિલ્હીમાં પેઠો. તેણે પાંચ દિવસ સુધી દિલ્હીમાં લૂટ અને કતલ ચલાવી. તેના ગયા પછી પાદશાહ ગૂજરાતથી પાછો આવ્યો; પણ બધો અમલ ઇકબાલખાં ચલાવતો હતો તેથી મહમદશાહ 'નામનો' પાદશાહ રહ્યો. તે ઇ. સ. ૧૪૧૨માં મરણ પામ્યો. અને તે વખતથી તઘલખ વંશનો છેડો આવ્યો.

ઈ. સ. ૧૪૧૪ સુધી દિલ્હીની પાદશાહી ખાલી રહી અને તેજ વરસમાં મુલતાનનો સુબો ખીજરખાં દિલ્હી આવી ગાદીએ બેઠો. ખીજરખાં સૈયદ× વંશનો પહેલો પાદશાહ હતો. તેના પછી મુબારક, મહમદ, અને આલમશાહ એ નામના પાદશાહ તેના વંશમાં અનુક્રમે થયા. સૈયદ વંશના બધા પાદશાહ આળસુ હતા તેથી મુગલોએ અને માળવાના સુલતાનોએ તેમના પ્રાંતો જીતી લીધા. છેલા પાદશાહ આલમશાહે લાહોરના સુબા બહીલોલ લોદીને દિલ્હીની ગાદીએ બેસાડયો અને પોતે ગાદીનો હક મુકી દીધો.

બહીલોલ લોદી ઈ. સ. ૧૪૫૦ ગાદીએ બેઠો. તે લોદી વંશનો પહેલો પાદશાહ હતો. તેના પછી તેના વંશમાં સિંકદર અને ઈબ્રાહીમ એ

---

* એક વખત એવું બન્યું કે લડાઇમાં તેનો દાંત પડી ગયો ત્યારે તેણે તેપર એક ભપકાદાર કબર ચણાવી. તેણે કાગળના કડકા પૈસા તરીકે ચલાવ્યા.

× મહમદ પેગંબરના વંશજો સૈયદ કહેવાય છે.

બે પાદશાહ થયા. સિકંદરના વખતમાં ઈ. સ. ૧૪૯૮ માં પોર્તુગીઝ લોક હિંદુસ્તાનના કાલીકટમાં આવ્યા. બહીલોલ લોદીએ ઘણા પ્રાંત પાછા મેળવ્યા; પણ ઈબ્રાહીમના વખતમાં કાબુલથી બાબર આવ્યો અને તેણે દિલ્હીની ગાદી લઈ લીધી.

બાબર ઇ. સ. ૧૫૨૬માં દિલ્હીની ગાદીએ બેઠો. એ મુગલવંશનો પહેલો બાદશાહ હતો. તેના વંશજોએ ઘણી પેઢી સુધી દિલ્હીની પાદશાહી ભોગવી. બાબર પછી ઇ. સ. ૧૫૩૦માં હુમાયુ અને તેની પછી ઇ. સ. ૧૫૫૬માં પ્રતાપી અકબરશાહ દિલ્હીનો પાદશાહ થયો. તેણે હિંદુ અને મુસલમાન બંને પ્રજાને સરખી ગણી હતી. જાણી જોઇને તે કોઈનાપર જુલમ કરતો નહોતો. તે હિંદુઓને પણ મોટા મોટા હોદ્દાની જગાઓ આપતો. તે જીતાએલા દુશ્મનોપર કદી જુલમ કરતો નહિ પણ તેમને પોતાના પક્ષમાં મેળવી લેતો. તેણે ઘણા પ્રાંતો કબજે કરી પોતાના રાજ્યમાં ઘણો વધારો કર્યો. એના સદ્દગુણો વિષે લખવા માંડીએ તો એક પુસ્તક થાય પણ તે લખવાને અહિં જગો નથી તેથી ટુંકાવવું પડે છે. ઈ. સ. ૧૬૦૫ સુધી અકબરે, ઇ.સ. ૧૬૨૭ સુધી જહાંગીરે, ઇ. સ. ૧૬૫૮ સુધી શાહજાંહે, અને ઈ. સ. ૧૭૦૭ સુધી ઔરંગજેબ (આલમગીરે) રાજ કર્યું. ઔરંગજેબ ઘણો નિર્દય હતો. તેણે હિંદુઓ પર ઘણો જુલમ કર્યો. એના વખતમાં દિલ્હીની પાદશાહીની ખરેખરી ચઢતી થઈ. પરંતુ તેના મરણ પછી રાજની ભાગતી થવા માંડી. દુરના સુબાઓ સ્વંતત્ર થઈ ગયા અને તેમણે નવાબની પદ્દિ ધારણ કરી રાજ કરવા માંડ્યું.

આવા વખતમાં મરેઠાઓનો ઉપદ્રવ વધી પડ્યો. મરેઠી રાજ્યનો સ્થાપનાર શિવાજી ઈ. સ. ૧૬૨૭માં જન્મ્યો હતો. તેણે ઈ. સ. ૧૬૬૪માં મહારાજા એવું પદ ધારણ કર્યું.* અને રાજગાદી રાયગઢમાં સ્થાપી. તે ઈ. સ. ૧૬૮૦માં મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર સંભાજી ગાદીએ

---

* શિવાજીનો વાવટો ભગવા રંગનો હતો તેનું કારણકે તેને રામસ્વામી કરીને એક સાધુનો સમાગમ થયો હતો. તે સ્વામીએ તેની મુખમુદ્રા જોઈને કહ્યું કે "તું રાજ મેળવીશ" અને તે પ્રમાણે થયું તેથી તેની યાદગીરી દાખલ શિવાજી ભગવા રંગનો વાવટો રાખતો હતો.

બેઠો. તેને ઈ. સ. ૧૬૮૯માં ઔરંગઝેબ પાદશાહે કતલ કર્યો હતો.+ સંભાજી પછી તેનો ભાઇ રામરાજા ગાદીએ બેઠો. રામરાજાએ ઈ. સ. ૧૭૦૦ સુધી, તેના પછી શિવાજી બીજાએ ૧૭૦૮ સુધી, અને તેની પછી શાહુ રાજાએ ઈ. સ. ૧૭૪૮ સુધી રાજ કર્યું. શાહુરાજાએ ઇ. સ. ૧૭૦૮ માં રાજગાદી રાયગઢમાંથી ઉઠાવી સતારામાં સ્થાપી. તેના વખતમાં મરેઠી રાજ્ય પુરજોરમાં હતું. શાહુ રાજાના મરણ પછી ઈ. સ. ૧૭૪૮ માં તેના પ્રધાન બાળાજી પેશ્વાએ રાજાના કુટુંબમાંના એક રામરાજાને સતારાની ગાદીએ બેસાડી તેની પાસે સતારાની આસપાસનો થોડો મુલક રહેવા દઈ બાકીનો મુલક પોતાના કબજામાં લઈ પુનામાં જુદી રાજગાદી સ્થાપી. પેશ્વા, એ પણ હિંદુસ્થાનમાં એક મોટા અને જોરાવર રાજા થઈ ગયા. ઈંગ્રેજ સરકારે પુનાની પેશ્વાની ગાદી ઈ. સ. ૧૮૧૮માં છેલા બાળાજીરાવ પેશ્વા પાસેથી લઈ લીધી અને સતારાનો રાજા આપા સાહેબ ઇ. સ. ૧૮૪૮માં અપુત્ર મરણ પામવાથી તેનું રાજ પણ ખાલસા કર્યું.

ઔરંગઝેબના વંશમાં ઈ. સ. ૧૭૫૪માં આલમગીર (બીજો) દિલ્હીની ગાદીએ બેઠો. તે અને તેની પછી જે પાદશાહ થયા તે છેક દમ વગરના નીકળ્યા. તેઓ નામના પાદશાહ કહેવાતા. આલમગીર બીજો ઈ. સ. ૧૭૫૯માં મરણ પામ્યો. તેના પછી તેનો બેટો શાહઆલમ બીજો પાદશાહ થયો. તેની પાસેથી મરેઠાઓએ દિલ્હી જીતી લીધું તથા એક મુસલમાન સરદારે તેની આંખો ફોડી નાખી. ઈ. સ. ૧૮૦૩માં ઈંગ્રેજોએ મરેઠાઓ પાસેથી દિલ્હી લઈ લીધું. શાહઆલમ ઈ.સ. ૧૮૦૬ માં મરણ પામ્યો ત્યારે તેની પછી તેનો શાહજાદો અકબર ( બીજો ) રાજ વગર નામનો પાદશાહ થયો. તે ઈ. સ. ૧૮૩૭માં મરણ પામ્યો ત્યારે તેનો શાહજાદો મહમદ બાહાદુરશાહ પાદશાહ કહેવાયો. તેને ઈંગ્રેજ સરકારે નીમનોક બાંધી આપી હતી. મહમદ બહાદુરશાહ મુગલ વંશનો છેલો પાદશાહ હતો. ઈ. સ. ૧૮૫૭ના બળવામાં તે સામેલ થયો

---

+ ઔરંગઝેબે જે વખત તેને પકડ્યો તે વખત તેણે તેને કહ્યું કે "જો તું મુસલમાન થાય તો ઉગરે" આ સાંભળીને સંભાજી રાતો પીળો થઇ ગયો અને બોલી ઉઠયો કે "જો તું તારી શાહજાદી મને પરણાવે તો હું મુસલમાન થાઉં" આ ઉપરથી ઔરંગઝેબે તેને કતલ કર્યો. શાબાશ છે આવા ધર્મ ઝનુનીને ! !

હતો અને ઇંગ્રેજોનાં બૈરાં છોકરાંનાં ખુન કરવામાં તે સામેલ હતો એમ જણાયાથી તેને દેશનિકાલ કરી તેના બેટા અને બેટાના બેટાઓને ગોળી બહાર કરાવી મારી નાંખ્યા.

ઇંગ્રેજો કયારે અને કેવી રીતે આ દેશમાં આવ્યા તથા તેમણે કેવી રીતે રાજ સંપાદન કર્યું એ જાણવું વધારે અગત્યનું છે. ઇ. સ. ૧૬૦૦ ની સાલમાં ઇંગ્લાંડમાં હિંદુસ્થાન તથા પૂર્વ તરફના ટાપુઓ સાથે વેપાર કરવાને ઈસ્ટ ઇન્ડીઆ નામની એક મંડળી ઉભી થઈ, તેને મહારાણી ઇલીઝાબેથે ઈ. સ. ૧૬૦૦ માં સનદ કરી આપી. એ કંપનીએ પહેલ વહેલી એપ સુમાત્રા અને જાવા તરફ મારી અને ઈ. સ. ૧૬૦૮ માં હિંદુસ્થાન ખાતે પહેલ વહેલા સુરતમાં આવ્યા. તે વરસમાં હિંદુસ્થાનમાં પશ્ચિમ કિનારા ઉપર વેપારનો સંબંધ બાંધવા માટે ઇગ્લાંડથી જે વહાણોનો કાફલો રવાને થયો હતો તે કાફલાએ ફીરંગી ( પોર્તુગીઝ ) લોકના જબરજસ્ત વહાણો જોડે કેટલીએક ફતેહમંદીની લડાઈઓ મારી જીત મેળવી, તેથી ઇંગ્રેજોનું નામ એટલું બધું મશહુર થઈ ગયું કે તે વખતના અમદાવાદના મુગલાઈ સુબા સાથે ઇ.સ. ૧૬૧૧માં એક તહનામું થયું. આ તહનામાને ઇ. સ. ૧૬૧૩માં દિલ્હીના પાદશાહ જહાંગીરશાહે મંજુર કર્યું, અને તેથી કેટલાએક વેપારના હકો સહીત સુરત, ખંભાત, અમદાવાદ, અને ઘોઘામાં કોઠીઓ (વખારો) બાંધવાને પરવાનગી મળી. આ વેપારના સંબંધને લીધે હિંદના પશ્ચિમ કિનારા ઉપર ઇંગ્રેજોનું પહેલું સ્થાન સુરત થયું. ઈ. સ. ૧૬૧૫માં ઇંગ્લાંડના પાદશાહ જેમ્સ (પહેલા) એ સર ટામસરો નામના એલચીને દિલ્હીના પાદશાહ જાહાંગીરશાહના દરબારમાં મોકલ્યો. પાદશાહે તેને માન આપી ઇંગ્રેજી વેપારને વધારે છુટ આપી. ઈ.સ. ૧૬૨૧માં ઇંગ્રેજી કંપનીના માણસો અને આમબોયના વલંદા કિલેદારો વચ્ચે દ્વેશ ભાવને લીધે તકરાર થઈ. તેમાં વલંદા લોકોએ ૧૮ ઇંગ્રેજો અને તેમના ચાકરોને કતલ કર્યાં.ઇ.સ ૧૬૩૬માં બોટન નામના ઇંગ્રેજ વૈદે શાહજાહાંન પાદશાહની બેગમનેઓસડ કરી સાજી કરી, તેથી ઇંગ્રેજોનો હિંદુસ્થાનમાં વગ વધ્યો. અને તેમને હિંદુસ્થાનના કોઇ પણ ભાગમાં કોઠીબાંધવાને છૂટ મળી. પણ વલંદા લોક હમેશાં તેમને નડતા હતા. ઇંગ્રેજોએ ઈ.સ.૧૬૩૯માં ચંદ્રનગરના રાજાના ભાઇ પાસેથી જમીન વેચાથી લઈઈ.સ. ૧૬૩૯માં મદ્રાસ શહેર વસાવી ત્યાં "ફ્રૉર્ટ સેંટજયોર્જ" નામં-

નો કિલ્લો બાંધ્યો. પોર્તુગાલના રાજાની કુંવરી નામે ' કેથેરાઈન ' સાથે ઈંગ્લાંડના પાદશાહ " ચાર્લ્સ (બીજા)નું લગ્ન ઈ. સ. ૧૬૬૧માં થયું, ત્યારે પોરતુગાલના રાજાએ પહેરામણીમાં મુંબાઈ બેટ તેને આપ્યો. રાજાએ તે બેટ ઈ. સ. ૧૬૬૮માં કંપનીને સોંપ્યો એટલે કંપનીએ પોતાનું મુખ્ય મથક મુંબાઈમાં કર્યું. ઈ. સ. ૧૬૬૪માં સુરત શહેરને મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજીએ લુટ્યું. આ વેળા અંગ્રેજોએ પોતાની કોઠીનો બચાવ ઘણી બહાદુરીથી કર્યો, જેથી ઈ. સ. ૧૬૬૭માં દિલ્હીના પાદશાહ ઔરંગઝેબે તેમને નવો પરવાનો આપ્યો. આથી તેમના ફુરજાની જકાત કમી થઈ તથા તેમના માલને વગર અડચણે આવવાજવા દેવો એમ ઠર્યું. કંપનીને ઇ. સ. ૧૬૮૭ માં ઔરંગઝેબ પાદશાહ સાથે અણબનાવ થયો, તેથી પાદશાહે તેમની સુરતની કોઠી લઇ લીધી; પણ છેવટ પાછી આપી.

કંપનીએ ઈ. સ. ૧૬૯૦માં કલકતામાં થોડી જમીન વેચાતી લીધી હતી. ઈ. સ. ૧૭૦૦માં ઔરંગઝેબ પાદશાહને કંઈક મંદવાડ થયો હતો તે હેમીલ્ટન નામના ઈંગ્રેજ વૈદે મટાડ્યો, તેના બદલામાં તેજ વરસ કલકત્તા તથા મદ્રાસની આસપાસની વધારે જમીન રાખવા ઈંગ્રેજોને પરવાનગી આપી અને બાદશાહની પરવાનગીથી કલકતામાં ફોર્ટસેંટ ઉવીલીઅમ" એ નામનો કિલ્લો બાંધ્યો.

ઈ. સ. ૧૭૪૪ સુધી ઈંગ્રેજોએ નિરાંતે વેપાર કીધો. આ વખતે મુગલાઇ રાજની સત્તા છેક નબળી પડી ગઈ હતી. અને તેથી મુસલમાન સુબા કે ફોજદારો નવાબ બની સ્વતંત્ર થઈ પડ્યા હતા. ફ્રાન્સ દેશના રાજા તરફથીઆ દેશમાં પાંડેચેરીમાં જે થાણું હતું તેના ફ્રેન્ચ ગવરનર ડુપ્લી અને ઈંગ્રેજ કંપની વચ્ચે અણબનાવ ચાલતો હતો, તેથી ફ્રેન્ચ સરદાર લાબોર્ડોને તા. ૧૦ સપટેંબર સને ૧૭૪૩ના રોજ મદ્રાશપર હુમલો કીધો અને શહેર તથા કિલ્લો તાબે કરી લીધો. વળી ઈંગ્રેજોને પકડી પાંડેચરી મોકલી દીધા. ત્યાર પછી તે લોકોએ ઈંગ્રેજોના તાબામાં ફોર્ટસેંટ દેવીદ નામનો કિલ્લો હતો તેને ઘેરો ઘાલ્યો, પણ ઈંગ્લાંડથી કેટલીક ફોજ આવી પહોચવાથી તે ફોજે તે ઘેરો ઉઠાવ્યો.

ઇ. સ. ૧૭૪૯માં તંજાવરના રાજાનો ભાઈ પોતાના ભાઈની ગાદી બથાવી પડ્યો હતો; પણ ઈંગ્રેજોએ પદભ્રષ્ટ થએલા રાજાનો પક્ષ

લીધેલો તે પણ છોડી દેવાની સરતે ગાદીપર બેઠેલા રાજાએ ઇંગ્રેજોને દેવીકોટાનો કિલ્લો અને તેની આસપાસની કેટલીક જમીન આપી. આ વખત હિંદમાં ઘણી અવ્યવસ્થા ચાલતી હતી. હૈદ્રાબાદ અને કર્ણાટકમાં ગાદીની તકરાર ઉઠેલી તેના સબંધમાં ફ્રેન્ચ અને ઇંગ્રેજોને લડાઈ સળગી હતી, પરંતુ છેવટે ઇંગ્રેજ સરદાર સર ક્લાઈવે જય મેળવ્યો. અને એ ખટપટમાં આખો કર્ણાટક દેશ ઇંગ્રેજોના હાથમાં આવ્યો.

ઈ. સ. ૧૭૫૪માં ઇંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે સમાધાન થયું. મરેઠા પશ્ચિમ કાંઠા તરફ ચોરીઆં વહાણ રાખી લૂટો કરતા હતા, તેમનો ઈ.સ. ૧૭૫૬માં કલાઈવે નાશ કર્યો. એજ સાલમાં એટલે ઈ.સ ૧૭૫૬ માંબંગાળાનો નવાબ સુરાજઉદ્-દૌલા કલકતાપર ચડી આવ્યો+ એટલે ઇંગ્રેજ ગવરનરે પોતાનાં બઈરાં છોકરાંને વહાણુમાં બેસાડયાં અને પોતે પણ તેમાં બેશી દરીઆને રસ્તે નાશી ગયો. જે ઇંગ્રેજો કલકતામાં રહી ગયા હતા તેમને નવાબે પકડી એક સાંકડા ભોંયરામાં ( બ્લોકહોલમાં ૧૪૬ માણુસોને ) પુર્યા. એ ભોંયરામાં પવન સરખો પણ બરાબર જઇ શકતો નહિ તેવી જગામાં ૧૨૩ માણસ પવન અને પાણી વગર અકળાઈને એક દિવસમાં મરણ પામ્યા. અને ૨૩ માણસો જીવતા નીકળ્યા તેઓને પણ પૈસા બતાવો નહિ તો વધારે દુઃખી થશો એમ ધમકી બતાવી. નવાબના આ અતિ નિર્દય કૃત્યની ખબર મદ્રાશમાં ઇંગ્રેજ કંપનીવાળાને થવાથી કર્નલ કલાઈવને દેશી અને વિલાયતી થઇને ૨૫૦૦ માણસના લશ્કર સાથે કલકતે મોકલ્યો. કલાઈવે તુરત કલકતા પાછું જીતી લીધું. પણ આ ખબર સાંભળી નવાબ ચડી આવ્યો. તેમની બન્ને વચ્ચે સહેજસાજ લડાઈ થયા પછી કલાઇવે નવાબ સાથે સલાહ કરી. સલાહ થઈ પણ બંનેના મનમાં દગો હોવાથી છેવટ સને ૧૭૫૭માં એક મોટી લડાઈ થઈ. આ વેળા નવાબ સુરાજ ઉદ્-દૌલા તરફનું આશરે ૭૦૦૦૦ (સીતેર હજાર) માણસનું લશ્કર અને મોટું તોપખાનું હતું. તેના સામે કલાઇવ ૩૦૦૦ માણસના લશ્કર અને ૧૦ તોપ સાથે પ્લાસીના રણમાં નવાબપર તૂટી પડ્યો તથા તેને હરાવી કહાડી મુકયો. આ લડાઇમાં

---

+ એના વિષે એક એવી કહેવત છે કે—" ઘોડેપર નોબત ડાલી, મરચેપર ડાલી જીન; ફીરંગીપર ચડ ગયે કલકતે લીયા છીન.

મીરજાફર નામનો સરદાર નવાબ તરફથી ફુટી ક્લાઇવને મળ્યો હતો. તેને ક્લાઇવે મુર્શીદાબાદ (બંગાળા)ની ગાદીએ બેસાડ્યો, અને રાજ્યનો કુલ અધિકાર પોતાને હાથ રાખ્યો. આ પ્રમાણે બંગાળા, બહાર, અને ઓરીસા પ્રાંતોનું ધણીપણું ઈંગ્રેજોનું થયું. આ વખતથી ઈંગ્રેજોએ આખા હિંદુસ્થાનના માલીક થવાને પાયો જમાવ્યો.

થોડા વખતથી કર્ણાટકમાં મહમદઅલી રાજ્યાસન પામ્યો હતો. તે ખટપટમાં ફ્રેન્ચ અને ઈંગ્રેજો વચ્ચે લડાઈ ઉઠી હતી. ઈંગ્રેજોએ છેવટ કર્ણાટક પોતાને કબજે કરી લીધું.

બંગાળામાં મુર્શીદાબાદની ગાદીએ મીર જાફરને ક્લાઇવે બેસાડ્યો હતો. પણ નવાબના મનમાં દગો હતો. કલાઈવ ઇ. સ. ૧૭૬૦માં વિલાયત ગયો એટલે ચોતરફ તોફાન થવા લાગ્યાં. કલકતામાં વાનસીતાર્ટ નામે નવો ગવરનર ઠર્યો હતો. મીરજાફરને ક્લાઇવે ગાદીએ બેસાડ્યો ત્યારે કેટલીક રકમ આપવી તેણે કબુલ કરી હતી તે તેણે આપી નહિ તેથી ગવરનરે તેને ગાદીપરથી ઉઠાડી મુક્યો અને તેના જમાઇ મીર કાસમને નવાબ બનાવ્યો. આ વેળા મીર કાસમે ઈંગ્રેજોને બર્દવાન, ચીતાગાંગ, અને મેદનીપુર બક્ષિસ આપ્યાં. આ નવા નવાબ મીરકાસમના મનમાં એમ આવ્યું કે જ્યાં સુધી બંગાળામાં ઈંગ્રેજોનાં પગલાં છે ત્યાં સુધી મારે ફક્ત નામના નવાબ તરીકે રહેવું પડશે; તેથી તે ચુપકીથી પોતાની ફોજને મજબુત કરવા લાગ્યો અને રાજગાદી મુર્શીદાબાદમાંથી ફેરવી માંગીર નગરમાં કરી.

બંગાળામાં જકાત લેવાના સંબંધમાં ઈંગ્રેજો જોડે નવાબને વાંધો ઉઠ્યો. ઈંગ્રેજ વેપારીઓએ પોતાનો માલ દેશમાંથી જાય તે ઉપર જકાત આપવા ના કહી; પણ નવાબે કહ્યું કે દેશી અને પરદેશી તમામ જણે નવટકા પ્રમાણે જકાત આપવી પડશે. ઈંગ્રેજોએ તે કબુલ નહિ કરવાથી નવાબે તમામ લોક ઉપરની જકાત માફ કરી તેથી ઈંગ્રેજોને ગુસ્સો ચઢ્યો, અને નવાબ સાથે લડાઈ ઉઠી. ઈંગ્રેજોએ પ્રથમ પટણા સર કર્યું, પણ મીરકાસમે તા૦ ૨૪ જુન સન ૧૭૬૧ના રોજ તે પાછું જીતી લીધું. આ વેરના બદલામાં ઈંગ્રેજોએ તા૦ ૭ જુલાઈ સને ૧૭૬૩ ના રોજ આગલા નવાબ મીર જાફરને પાછો બંગાળાનો નવાબ ઠરાવ્યો. મીર કાસમ અને ઈંગ્રેજો વચ્ચે તા. ૨ અગસ્ટ સને ૧૭૬૩ના રોજ ઘે-

રીઆ આગળ એક મોટી લડાઇ થઇ તેમાં પ્રથમ ઈંગ્રેજો હાર્યા પણ પાછળથી તેમનો જય થયો. ઈંગ્રેજોએ તા.૧ અકટોબરના રોજ મોંગીર જીતી લીધું એટલે મીર કાસમ પટણે જતો રહ્યો. તેણે કેટલાક ઈંગ્રેજોને પટણામાં કેદ કર્યા હતા તેમને તેણે તા. ૩ અકટોબર સન ૧૭૭૩ ના રોજ કતલ કર્યા. આ ખબર જાણી ઈંગ્રેજો કોપ્યા અને પટણા ઉપર હુમલો કર્યો. મીરકાસમ પટણા છોડી અયોધે જતો રહ્યો એટલે ઈંગ્રેજોએ તા. ૬ નવેમ્બર સને ૧૭૬૩ના રોજ પટણા સર કર્યું.

સને ૧૭૬૪ માં મીરકાસમ, અયોધાનો નવાબ સુજા-ઉદ-દોલા અને દિલ્હીનો પાદશાહ શાહઆલમ (બીજો) એ ત્રણે ભેગા થઈ પટણાપર ચડાઈ કરી. તા. ૨૩ મે સને ૧૭૬૪ ના રોજ એક મોટી લડાઈ થઈ પણ ઈંગ્રેજ સરદાર મેજર કર્નાકે તેમને નસાડી મુકયા. થોડા દિવસ પછી ઈંગ્રેજોની દેશી ફોજે બળવો કીધો તેને કર્નાકની જગોએ નીમાએલા મેજરમનરોએ બેસાડી દીધો. આ વેળા બંડખોરોમાં ૨૪ માણુસ આગેવાન હતા તેમને તોપે બાંધી ઉડાવી દીધા. તા. ૨૩ મી અકટોબર સને ૧૭૬૪ ના રોજ બકસર આગળ દિલ્હીના પાદશાહ અને ઉપરના બે નવાબના લશ્કર સાથે ઈંગ્રેજોને લડાઈ થઈ. આમાં પાદશાહ ઈંગ્રેજોને શરણે થયો. હવે અયોધાનો નવાબ સુજા-ઉદ-દોલા સામે થઈ બેઠો હતો તેના ઉપર ઈંગ્રેજોએ સ્વારી કરી અને તેને હરાવી જય મેળવ્યો. આ વેળા એટલે તા. ૩ મે સને ૧૮૬૫ ના રોજ સુજાઉદ દોલા પણ શરણે થયો. પ્રથમ દિલ્હીનો પાદશાહ આલમ અને ત્યારપછી અયોધાનો નવાબ સુજાઉદ-દોલા એ બંને ઈંગ્રેજોને શરણ થઈ ઈંગ્રેજની છાવણીમાં બંધીવાન થઈ રહ્યા. કલાઈવ વિલાયત ગયો હતો તે આ વખત પાછો આવ્યો અને તા. ૨૧ અગષ્ટ સને ૧૭૬૫ના રોજ તે અલ્હાબાદ ગયો. ત્યાં તેજ દિવસે દિલ્હીના પાદશાહે બંગાળા, ઓરીસા અને બહાર પ્રાંતનો રાજ્યાધિકાર ઈંગ્રેજોને આપી તેની સનંદ કરી આપી. આ સનંદમાં એમ પણ લખ્યુ હતું કે હિંદના બીજા ભાગોમ જે જે પ્રાંત ઈંગ્રેજોએ મેળવ્યા હોય તે પણ તેમના કબજામાં રહે.

હવે કલાઇવે રાજકારભારમાં ફેરફાર કરવા માંડ્યો. તેણે ઈંગ્રેજોના પગાર વધાર્યા અને તેમને કહ્યું કે "હવે વેપારીનું નામ છોડી દઈ પ્રગણાંઓનો અધિકાર ધારણ કરો. હવે તમો નાના વેપારી છો એમ નહિ

સમજતાં, રાજ્યના સુબાઓ એમ માનો. તેણે વળી લશ્કરી ખાતામા ફેરફાર કર્યા. તેણે લશ્કરના માણસોને લડાઈના વખત શિવાય બીજી વખતે ભથું આપવાનું બંધ કર્યું. આથી તે લોકોએ ઈ. સ. ૧૭૬૬ માં બંડ કર્યું અને ૨૦૦ અમલદારોએ નોકરીનાં રાજીનામા આપ્યાં. કલાઈવે કંઈપણ ગભરામણ વગર મદ્રાશથી નવાં માણસ બોલાવી તે જગા પુરી.

કલાઇવ સને ૧૭૬૭ ના જાનેવારી માસમાં વિલાયત ફરીથી ગયો. એ વખતે હૈદરઅલી નામનો મુસલમાન મહિસુરના હિંદુ રાજ્યનો ધણી થઈ પડ્યો હતો. તે ઈંગ્રેજોનો કટ્ટો દુશ્મન હતો. ઈંગ્રેજોએ તેનો ડર ખાઈ હૈદ્રાબાદના નિજામ અને મરેઠા સાથે સલાહ કરી હૈદર ઉપર ચડાઈ કરી; પણ હૈદરે નિજામ અને મરેઠાને ફોડી પોતાના પક્ષમાં લીધા એટલે ઈંગ્રેજો પાછા મદ્રાશ જતા રહ્યા. પણ તા ૩ સપ્ટેંબર સને ૧૭૬૭ ના રોજ ઈંગ્રેજી ફોજ મી. સ્મીથની સરદારી નીચે ચંગામ આગળ અને ત્યારપછી તા. ૨૬ સપટેંબરના રોજ ત્રીનોમાલી આગળ હૈદર સામે લડી તેમાં તે જય પામી. આ લડાઈમાં હૈદરની હાર થવાથી નિજામ પસ્તાયો અને છેવટ ઈંગ્રેજના પક્ષમાં ગયો. આ લડાઈ વખત હૈદરનો બેટો ટીપુ મદ્રાશ અને તેની આસપાસ લૂટ કરતો હતો તથા ઘર બાળતો હતો. તે પોતાના બાપની હારની ખબર જાણી તેને જઈ મળ્યો. હવે હૈદરે ઈંગ્રેજોના તાબાના કેટલાક કિલ્લા જીતી લીધા અને અંબુરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. સ્મીથે અંબુર જઈ તેને નસાડયો એટલે તે પશ્ચિમ કિનારા તરફ ગયો. ઈંગ્રેજોએ ત્યાં પણ તેની પછાડી જઈ કેટલાક કિલ્લા તાબે કર્યા. છેવટ હૈદરે મદ્રાશ જઈ ઈંગ્રેજો સાથે સલાહ કરવા કબૂલ કર્યું. આ વખત એટલે ઈ. સ. ૧૭૬૮ માં બંને વચ્ચે તહનામુ થયું. તેમાં એમ ઠર્યું કે બંને પક્ષવાળાએ એક એકની જગાઓ લીધી હોય તે પાછી આપવી ને શત્રુ લડવા આવે તો એક બીજાને સહાય કરવી,

હવે ઈંગ્રેજોનો અમલ સારી પેઠે જામવા લાગ્યો તેથી બંગાળામાં જે ગવરનર હતો તેને ઈ. સ. ૧૭૭૪ માં ગવર્નર જનરલ એવી પદ્દિ ઈંગ્લાંડની સરકારે આપી અને તેને હિંદનો કુલ કારભાર સોંપ્યો. આ વખતે મરેઠા ઘણું કરીને હિંદના ઘણા ભાગ કબજે કરી બેઠા હતા.

તા. ૩ જુન સને ૧૭૭૬ માં ઈંગ્રેજો અને મરેઠા વચ્ચે સંધી થઈ તેથી કેટલોક મુલક ઈંગ્રેજોને મળ્યો. પરંતુ મરેઠા ઈંગ્રેજો સાથે વેર રાખતા હતા. ઈંગ્રેજી ફોજ અમદાવાદ ઉપર ગઈ અને તા. ૧૫ ફેબ્રુઆરી સને ૧૭૮૦ માં તે શહેર કબજે કરી લીધું. તા. ૨૧ એપ્રીલને રોજ મરેઠા પાસેથી લાહોરનગર લીધું અને તા. ૩ અગષ્ટને રોજ ગ્વાલીઅરગઢ પણ જીતી લીધો.

મહિસૂરવાળા હૈદરઅલીએ મદ્રાશની આસપાસનાં ઘણાં ગામ બાળી મુકયાં તથા કેટલાંએક તાબે કરી લીધાં. મદ્રાશના ગવરનરે કેટલાએક ઉપાયો કીધા પણ તે બધા અફળ ગયા. કર્નલબેલી તા. ૧૦ સપટેબર સને ૧૭૮૦ ના રોજ બહુ બહાદુરીથી લડ્યો, પણ તેનું લસ્કર થોડું હોવાથી છેવટ હૈદરના લશ્કરમાં ઘેરાઈ ગયો. દુષ્ટ હૈદરે આ વખત ઘણા ઈંગ્રેજોને કતલ કર્યા તથા તેણે આર્કટ અને બીજા કિલ્લા કબજે કરી લીધા તથા કેટલાકને ઘેરા ઘાલ્યા. આ ખબર કલકતાના ગવરનરે સાંભળી કે તરતજ તેણે મદ્રાશના ગવરનરને બરતરફ કીધો અને બંગાળેથી કેટલીક ફોજ મદ્રાશ તરફ મોકલી. આ ફોજે લડાઇનો આરંભ કીધો; પણ કેટલાક દિવસ સુધી તેમાં કંઈ વળ્યુ નહિ. પ્રથમ હૈદરના લશ્કરે બહુ બહાદુરી બતાવી પણ પાછળથી તે નાઠું. તોપણ તેણે લડાઈ સરૂ રાખી. સને ૧૭૮૨ના ફેબ્રુવારી માસમાં હૈદરના બેટા ટીપુએ પોતાના ફ્રેન્ચ તથા મુસલમાન લશ્કરથી એકદમ હુમલો કર્યો. તેમાં ઈંગ્રેજોની હાર થઈ. આ વેળાએ પણ ટીપુએ ઈંગ્રેજોપર કતલ ચલાવી હતી.

હૈદર તા. ૭ ડીસેબર સને ૧૭૮૨ના રોજ ચીતોડમાં મરણ પામ્યો. તેના પછી તેનો બેટો ટીપુ મહિસૂરનો ગાદીપતી થયો. બેદનુર ઉપર એચિંતો હુમલો કરી ટીપુએ તેને ઘેરો ઘાલ્યો અને તા ૩૦ એપ્રીલ સને ૧૭૮૩ના રોજ તે શહેર તેણે જીતી લીધું. આ વખત ઈંગ્રેજો તેને શરણ થયા પણ તેમાંના કેટલાકને ઝેર અને કેટલાકને તલવારથી કતલ કરી માર્યા. ત્યાર પછી કેટલાએક વધરા ચાલ્યા. પણ તા. ૧૧ માર્ચ સને ૧૭૮૪ના રોજ ટીપુએ ઈંગ્રેજો સાથે માંગલોરમાં સંધી કરી.

બનારસ (કાશી)ના રાજા ચૈતસિંહ પાસે ગવરનર જનરલે દંડ મા-ગ્યો તે તેણે આપ્યો નહિ, તેથી હેસ્તીગ્સે બનારસ જઈ રાજાને તા૦ ૧૬

અગષ્ટ સને ૧૭૮૨ના રોજ કેદ કીધો. આ ખબર શહેરના લોકોએ સાંભળી એટલે તેમણે બંડ કર્યું અને ઘણા ઇંગ્રેજોને કતલ કર્યા, અને રાજાને છોડવ્યો. આ વખત હેસ્તીગ્સ ઘણા સંકટમાં આવી પડ્યો; પણ તેને કેટલીક સહાયતા આવી મળવાથી તે રતોવઈ નાશીને ચુનારના કિલ્લામાં ભરાઈ પેઠો. ઇંગ્રેજી વધારે ફોજ તેની સહાય માટે આવી એટલે ચેતસિંહ પ્રથમ વિજય નગર અને ત્યાર પછી બુંદેલખંડ તરફ જતો રહ્યો તથા ત્યાંજ મરણ પામ્યો. ઇંગ્રેજોએ બનારસની ગાદી ચેતસિંહના ભત્રિજાને આપી. તા૦ ૧૯ સપ્ટેમ્બર સને ૧૭૮૨ના રોજ હેસ્તીગ્સે અયોધાના નવાબ સાથે નવા કોલ કરાર કર્યા.

ટીપુએ ત્રાવણકોરના રાજ્યપર ઈ. સ. ૧૭૯૦માં ચડાઇ કરી હતી. તેનો પક્ષ કરી ઇંગ્રેજોએ ફરી ટીપુ સામે લડવા તૈયારી કરી. ઇંગ્રેજોએ તેનું કોઇમ્બતુર લઈ લીધું. લૉર્ડ હેસ્તીગ્સની જગોએ લૉર્ડ કાર્નવાલીસ નીમાયો હતો. તે પંડે મદ્રાશ આવ્યો અને ટીપુના શ્રીરંગપટણ ઉપર ઈ. સ. ૧૭૯૧માં હલ્લાં કર્યા પણ ઇંગ્રેજોને પાછા હઠવું પડયું. તોપણ ત્યાર પછી ટીપુનો નંદીદુર્ગ કિલ્લો હતો તે ઇંગ્રેજોએ જીતી લીધો. છેવટ ઇંગ્રેજો અને ટીપુ વચ્ચે તા.૧૯ માર્ચ સને ૧૭૯૨ના રોજ કોલકરાર થયા.

સને ૧૭૯૮માં હૈદ્રાબાદના નિજામે ઇંગ્રેજો સાથે સંધી કરી કોલકરાર કર્યા. મહિસૂરવાળો ટીપુ સંધી કર્યા છતાં લડવાનાં બહાંનાં ખોળતો હતો. તેના ઉપર ઇંગ્રેજોએ ઈ. સ. ૧૭૯૯માં હલો કરી તેને હરાવ્યો અને તેની રાજધાની શ્રીરંગપટણને ઘેરો ઘાલ્યો તથા ત્યાર પછી કિલ્લાપર હલ્લો કર્યો, આ વેળા લડાઇ પુરજોરમાં ચાલી. લડાઇમાં ટીપુ જાતે લડતો હતો. તે પ્રથમ ઘવાંણો અને ત્યાર પછી તા૦ ૪ મે સને ૧૭૯૯ના રોજ એક ઇંગ્રેજે તેને કતલ કર્યો.

ઇંગ્રેજોએ શ્રીરંગપટણ કબજે કર્યું અને ટીપુને* તેના બાપની ઘોરની પાસે દાટ્યો. મહિસૂર દેશનો જુનો રાજા જેને હૈદરે પદભ્રષ્ટ કર્યો હતો તેના વંશજને ઇંગ્રેજે મહિસૂરનો રાજા બનાવ્યો તથા કેટલોક મુલક ઇંગ્રેજે પોતાની પાસે રાખ્યો અને કેટલોક હૈદ્રાબાદના નિજામને આપ્યો. આ પ્રમાણે ઇંગ્રેજોએ ટીપુના મુલકની વ્યવસ્થા કરી. ઈ. સ. ૧૮૦૦માં

* હાલ ટીપુનો હુક્કો લંડન મ્યુઝીઅમમાં છે.

ઈંગ્રેજે સુરતના નવાબને પેનસન આપી તેની પાસેથી તે શહેર અને તેનાં પ્રગણાં લઇ લીધાં. એજ સાલમાં અયોધાના નવાબ સાથે સંધી થઈ. આ સંધીથી ફોજના ખરચ પેટે કેટલોક મુલક નવાબે ઈંગ્રેજને આપ્યો. વાયવ્ય પ્રાંત ઈલાકો આગળ જતાં બન્યો તે એ મુલક હતો.

હૈદ્રાબાદના નિજામના મુલકમાં ઈંગ્રેજી લસ્કર રહેતું હતું તેના ખરચને પેટે જે નાણાં નિજામને આપવાં પડતાં હતાં તેના બદલામાં મહિસૂરનો જે ભાગ નિજામને મળ્યો હતો તે ઈંગ્રેજોને આપવો એમ તા. ૧૨ અકટોબર સને ૧૮૦૧ના રોજ તહનામું થયું, એજ સાલમાં કર્ણાટકનું રાજ્ય ઈંગ્રેજના હાથમાં આવ્યું, ત્યાંનો નવાબ મરણ પામ્યો એટલે તેના બેટા અજીમદૌલાને પેનશન બાંધી આપી નામનો નવાબ બનાવ્યો અને તેનો મુલક ઈંગ્રેજોએ ખાલસા કર્યો.

પુનામાં પેશ્વાનું રાજ્ય હતુ અને તેના ઉપર સિંધીઆ તથા હોલકર એ સરદારોનો કાબુ હતો તેથી પેશ્વા ઈંગ્રેજોના રક્ષણ નીચે નાશી આવ્યો. આ વેળા એટલે તા. ૩૧ ડીસેબર સને ૧૮૦૨ ના રોજ ઈંગ્રેજ અને પેશ્વા વચે વસાઈ મુકામે તહનામું થયું. તેથી પેશ્વાના દરબારમાં ઈંગ્રેજ રેસીડેન્ટ તથા ફોજ રહે તથા તેનું ખરચ પેશ્વાએ આપવું એમ ઠર્યું. ઇ સ. ૧૮૦૩માં મરેઠા અને ઈંગ્રેજો વચે દિલ્હી પાસે લડાઇ થઇ તેમાં ઈંગ્રેજોએ મરેઠાને નસાડ્યા અને દિલ્હી શહેર લઈ લીધું. તથા ત્યાંના નામના પાદશાહ શાહ આલમને મરેઠાઓએ કેદ કર્યો હતો તેમાંથી છોડવ્યો.

ઈ. સ. ૧૮૦૩ના ડીસેંબરની તા૦ ૩૦મીએ સિંધિઆ સાથે કોલકરાર થયા તેથી ગંગા અને જુમનાં વચેનો પ્રદેશ ઈંગ્રેજોના તાબામાં આવ્યો. તોપણ ઈંગ્રેજોની સામે સિંધિઆ અને હોલકર એ બે જોરાવર શત્રુ હતા. તેમના સામે ઇ. સ. ૧૮૦૪થી તે ૧૮૦૬ સુધી લડાઈઓ ચાલી અને તેના સંબંધમાં બીજા રાજાઓ સાથે પણ ટંટા થયા મદ્રાશની પાસે વેલોરમાં તા. ૧૦ જુલાઈ સને ૧૮૦૬માં બંડ થયું બંડખોરોએ વેલોરમાં જે ગોરા લોક હતા તેમને મારી નાંખ્યા. આ બંડ થવાનું કારણ એમ જણાય છે કે ટીપુના શાહજાદા વેલોરમાં કેદ હતા. તેમની ઉશ્કેરણીથી આ કામ થયું હતું. અને તેથી તે શાહજાદાઓને

કલકતે લઈ જઈ નજરકેદ રાખ્યા. ફીતુરીઓમાંના કેટલાક આગેવાનોને તોપે બાંધી ઉડાવી દીધા. ઇ. સ. ૧૮૧૩થી તે ૧૮૧૭ સુધી ઈંગ્રેજોને નેપાલ સાથે લડાઈ ચાલી. તેમાં કેટલીક વખત નેપાલીઓની જીત થવાથી પીંઢારા લોક ઈંગ્રેજી હદમાં લૂંટફાટ કરવા લાગ્યા; પણ છેવટ તેમને હરાવી વશ કર્યા.

પેશ્વા તથા નાગપુરના ભોંશલા રાજાએ પણ છળભેદ કરવા માંડ્યા હતા. ઈંગ્રેજોએ પેશ્વાનુ પુનાનુ રાજ્ય સને ૧૮૧૮માં ખાલસા કર્યું અને ત્યાંના રાજા બાજીરાવ પેશ્વાને પેનસન બાંધી આપી કાનપુરની પાસે બીથુરમાં રાખ્યો. તથા નાગપુરના ભોંશલા રાજા આપાસાહેબને કેટલીક સરતે તેની ગાદીપર કાયમ રાખ્યો; પણ તેણે કાવતરાં કરવા માંડ્યાં, તેમાં ઈંગ્રેજ સરકારે તેને પકડ્યો; પણ તા ૧૩ મે સને ૧૮૧૮માં તે નાઠો અને પહાડોમાં ભરાઈ પેઠો. છેવટ ઈંગ્રેજે તેને જોધપુરના મુલકમાં રાખ્યો અને તેના પુત્ર બાજીરાવને *નાગપુરની ગાદીએ બેસાડ્યો. કુર્ગ પ્રાંતનો રાજા જુલમ કરતો હતો તેને પદભ્રષ્ટ કરી તેનો મુલક ઈ. સ. ૧૮૩૪માં ઈંગ્રેજોએ ખાલસા કર્યો.

દિલ્હીમાં ઈંગ્રેજો તરફથી પોલીટીકલ એજંટ રહેતો હતો તેનુ ફીરોજપુરના નવાબે ખૂન કર્યું, તેથી તેને ઇ. સ. ૧૮૩૪માં દિલ્હીમાં ફાંસી દીધી. ઈ. સ. ૧૮૪૨માં સિંધના અમીર ઈંગ્રેજોની સામે થયા. તેમાં અનેક લડત થઈ; પણ છેવટ તેઓ તાબે થયા અને તેમનો મુલક ઇ. સ. ૧૮૪૩માં ઈંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

પંજાબ જેની રાજધાની લાહોર શહેરમાં હતી તેના +શીખરાજા રણ-

---

* ઈ. સ. ૧૮૫૩માં આ રાજ્ય ખાલસા થયું.

\+ ઈંગ્રેજી રાજ્ય હિંદમાં પસરતું ગયું તેવા વખતમાં શીખલોક દીનપરદીન જોરપર આવતા ગયા. સોળમા સૈકામાં શીખપંથ ઉત્પન્ન થયો. તેમનો ગુરૂ નાનક હતો. તેણે કંઇક હિંદુ ધર્મનો મત અને કંઈક મુસલમાની ધર્મના મતનો મિશ્ર કરીને નવો પંથ કહાડ્યો. ઘણા લોકોએ તે પંથ સ્વીકાર્યો. નાનક શાંતપણે ઉપદેશ કરતો હતો. ઔરંગજેબ પાદશાહ આ લોકપર જુલમ કરવા લાગ્યો તેથી તેમણે ગુરૂગોવિંદ નામના શૂરવીર માણસને પોતાનો આગેવાન ઠરાવી પોતે લડવૈઆ

જીતસિંહના મરણ પછી ઈ. સ. ૧૮૪૪માં ત્યાંના દરબારમાં ખૂન ઉપર ખૂન અને અનેક જાતનાં કાવતરાં થવા લાગ્યાં. રણજીતસિંહની પછી તેનો કુવર ટરકસિંહ ગાદીએ બેઠો; પણ તેને ચાર મહિનામાં ઝેર દઇને કોઈએ મારી નાખ્યો. તેની પછી તેનો કુંવર નીહાલસિંહ ગાદીએ બેઠો અને તેપણ તેજ દિવસે દગાથી મરાયો. તેના પછી તે રાજ્યમાં નિર્દય વજીર ધ્યાનસિંહે સેરસિહને ગાદીએ બેસાડ્યો. પછવાડેથી તેણે રાજા તથા તેના કુંવરને મારી નંખાવ્યો. છેવટ ધ્યાનસિંહને સામા પક્ષવાળાએ માર્યો. હવે રણજીતસિંહની એક ચંદા કુંવર નામની રાણી હતી તેણીએ પોતાના કુંવર દુલીપસિંહને ગાદીએ બેસાડ્યો. રાણી રાજકારભાર ચલાવતી હતી અને તેની પાસે મુખ્ય કરીને તેનો યાર લાલસિંહ, ભાઈ જોહારસિંહ, જમુનો રાજા ગુલાબસિંહ અને સેનાપતિ ચતુરસિંહ એ આગેવાન પુરૂષો હતા. આ બધામાં લાલસિંહનુ પુરૂ જોર હતું. શીખ અને ઈંગ્રેજો વચ્ચે વગર કારણે ઇ. સ ૧૮૪૫માં લડાઈ થઈ તેમાં ઈંગ્રેજ સૈન્યનો પ્રખ્યાત સરદાર સરરૉબર્ટસેલ મરાયો. બીજે દિવસે ફીરોજપુર આગળ લડાઈ થઈ તેમાં ઈંગ્રેજોએ શીખલોકને હરાવ્યા. પણ આથી તેઓ નાહિમતવાન થયા નહિ. થોડા દિવસ પછી એટલે સને ૧૮૪૬ના ફેબ્રુઆરી માસમાં ગોબ્રોન નામના સ્થળ આગળ ફરી લડાઈ થઈ તેમાં બંન્ને તરફનાં હજારો માણસો મરાયાં. છેવટ બંન્ને સરકારો વચ્ચે તા ૮ માર્ચ સને ૧૮૪૭ના રોજ સંધી થઈ. આથી એમ ઠર્યુ કે દોઆબ પ્રાંત તથા લડાઇનો ખરચ રાજાએ ઈંગ્રેજને આપવો તથા લાહોરના રાજ્યમાં એક ઈંગ્રેજ રેસીડેન્ટ રહે અને તેની સલાહ પ્રમાણે ચાલવું. લડાઇના ખરચનાં નાણાં નહિ મળવાથી કાશ્મીર અને હજારા પ્રાંતો એક કરોડ રૂપીએ જમુના રાજા ગુલાબસિંહને વેચાણ આપ્યા. ફરી પાછુ

---

બન્યા. મુગલાઈ રાજ્યની નબળાઇનો લાભ લઈ તેમણે ઘણો મુલક સંપાદાન કર્યો અને ઇ. સ. ૧૭૬૭માં લાહોરમાં પોતાની મુખ્ય જગો ઠરાવી. મહારાજા રણજીતસિંહ ઇ. સ. ૧૮૦૯માં લાહોરની ગાદીએ બેઠો હતો. તેના વખતમાં શીખલોકે ઘણી પ્રબળતા મેળવી. રણજીતસિંહે ફ્રેન્ચ તથા ઇટાલીઅન લોકને પોતાની નોકરીમાં રાખી પોતાના લોકને યુધ કળામાં વધારે પ્રવીણ કર્યા. શીખલોક એટલા બધા જોરાવર થઈ પડ્યા કે શીખરાજા રણજીતસિંહ સાથે ઈંગ્રેજોએ દોસ્તી કરી.

પંજાબમાં તોફાન થયું. આ વેળા ઈંગ્રેજો બહુ બહાદુરીથી લડ્યા અને જય પામ્યા. છેવટ ઈંગ્રેજે ઈ. સ. ૧૮૪૯ના માર્ચ મહિનામાં લાહોરના સીખ રાજા દુલીપસિંહને× પેનસન બાંધી આપી પંજાબ દેશ ખાલસા કર્યો.

ઇ. સ. ૧૮૪૮માં સતારાનો મહારાજા આપાસાહેબ સંતાન વગર મરણ પામવાથી તેનું રાજ્ય ખાલસા કર્યું અને તેના દત્તપુત્ર રાજારામને પચાસ હજાર રૂપીઆનું પેનસન બાંધી આપ્યું.

ઇ. સ. ૧૮૫૩ના ડીસેંબરમાં નાગપુરનું રાજ્ય વારસ વગરનું થવાથી તેને ખાલસા કર્યું. એજ સાલમાં હિંદુસ્થાનમાં રેલવે બાંધવાની પહેલ થઈ તથા બંગાળા ઇલાકો ઠરાવી તેનો જુદો લેફ્ટેનેન્ટ ગવરનર ઠરાવ્યો. અયોધાનો નવાબ બહુ ખરાબ રીતે ચાલતો હતો. તેણે લાંચીઆ કામદારો રાખ્યા અને પ્રજાને દંડી પૈસા કઢાવવા માંડ્યા જેથી છેવટ ઈંગ્રેજ સરકારે એ રાજ્ય તા. ૬ ફેબ્રુઆરી સને ૧૮૫૬ના રોજ ખાલસા કર્યું. તથા ત્યાંના *નવાબને પકડી કલકતાના કિલ્લામાં કેદ રાખ્યો. અયોધાના રાજ્યને ખાલસા કર્યું તે વખતે તેનો વહીવટ સરજેમ્સ ઓટ્રામને સોંપ્યો હતો અને તેને ચીફ કમીશનર એવો દરજ્જો આપ્યો હતો.

હિંદુસ્થાનમાં ઇ. સ. ૧૮૫૭માં દેશી ફોજે બળવો કર્યો. એ બનાવ ઇતિહાસ માટે બહુ અગત્યનો છે. બળવાનાં ચિન્હ પ્રથમ કલકતા પાસેના બરાકપુરમાં જણાયાં. ત્યાંની દેશી પલટણના સીપાઈઓને કાર્ટ્રીસ આપવા માંડ્યાં તે તેમણે લીધાં, નહિ તેથી તેમને નોકરીથી દુર કર્યા. આ લોકોએ, તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં બીજી પલટણને ઉશ્કેરી. વળી મીરતમાં રીસાલાના સ્વારોએ "કાર્ટ્રીજ" લેવાને ના પાડવાથી તેમને કેદની શીક્ષાનો હુકમ થયો અને તેમને કેદ કર્યા; તેથી બીજે દિવસે સાંજે છાવણીનું તમામ લસ્કર બંડ કરી ઉઠ્યું. તેમણે પોતાના ઉપરી તથા બીજા જે ઈંગ્રેજો હતા તેમને ગોળીથી માર્યા. ત્યાંથી તેઓ દિલ્હી ગયા અને ત્યાં તેમને બીજા સોબતીઓ મળી આવ્યા. વળી તેમને

× દુલીપસિંહ પેનસન લઈ ઈંગ્લાંડમાં રેહેતો હતો ત્યાંથી તે રૂશીઆના મુલકમાં નાશી ગયોછે.

* નવાબને રૂ ૧૨૦૦૦૦૦ (બારલાખ)નું પેનશન બાંધી આપ્યું હતું.

દિલ્હીનો નામનો પાદશાહ બહાદુરશાહ મળી ગયો. એ બધાએ મળી જે જે ઈંગ્રેજો અને તેમનાં બૈરાં છોકરાં હાથ આવ્યાં તેમને કતલ કર્યા. ઘણા માસ સુધી દિલ્હી બળવાની મુખ્ય જગા થઈ પડી હતી. બીજા સ્થળોની પલટણો પણ આ બંડખોરોને આવી મળી. દિનપર દિન બળવાનો વેગ વધતો ચાલ્યો. બંગાળાની તમામ છાવણીમાં બંડ જાગ્યાં અને ઈંગ્રેજોની કાપાકાપી ચાલી. લખનોરમાં પણ બંડ ઉઠયું અને ત્યાંની છાવણીના ઈંગ્રેજોને ઘેરી લીધા. છેલા બાજીરાવ પેશ્વાનો દત્ત પુત્ર નાનાસાહેબ કાનપુરમાં બંડખોરોનો આગેવાન થઈ બેઠો હતો. તેણે ઈંગ્રેજોને ઘેર્યા અને કહ્યું કે જો તમે તમામ દારૂગોળો અમારે સ્વાધીન કરો તો તમને સહીસલામત અલ્હાબાદ જવા દઇશું. બીચારા દુઃખમાં ઘેરાએલા ઈંગ્રેજોએ તે વાત કબુલ કરી તોપણ દુષ્ટ નાનાએ તેમને મારી નાંખ્યા. ઈંગ્રેજોનાં બૈરાં છોકરાં જેમને નાનાએ કેદ કીધાં હતાં તેમને છોડાવવા જનરલ હેવલોક કાનપુર આવ્યો. આ વેળા નાના અને હેવહેવલોક વચ્ચે લડાઈ થઈ તેમાં નાનાની હાર થવાથી ખીજવાઇને તા. ૧૫ જુલાઇ સને ૧૮૫૭ ના રોજ તે નિરઅપરાધી અબળાઓ તથા બચ્ચાંનો ઘાત કર્યો.

હવે બંડ સમાવવાને ચોતરફથી મદદ આવવા માંડી. પ્રથમ કર્નલ નીલ અલ્હાબાદ અને કાશી ગયો. તેણે ત્યાં બંડ શાંત પાડવાને ઇલાજો કરવા માંડ્યા. ફતેહપુરમાં જનરલ હેવલોક હાર પામ્યો પણ ત્યાર પછીની બીજી બે લડાઇઓમાં જીત પામ્યો. હેવલોક ત્યાંથી કાનપુર ગયો. ત્યાં નાનાસાહેબ લડવાને સામે થયો પણ તેમાં તેની હાર થવાથી તે પોતે બીથુરના પોતાના કિલ્લામાં જતો રહ્યો હેવલોક બીથુર ગયો એટલે નાનાસાહેબ ત્યાંથી નાઠો. આ વેળા હેવલોકે તેનો મહેલ બાળ્યો. અને બીથુરનો કિલ્લો કબજે કર્યો. ત્યાંથી તે લખનોર ગયો. તેને અયોધ્યા અને લખનોર વચ્ચે ઠેકાણે ઠેકાણે બંડખોરો સાથે યુદ્ધ કરવાં પડ્યાં. તે લખનોર પહોચ્યો એટલે બંડખોરો ખશી ગયા; પણ ઠેઠ છાવણીમાં પહોચતાં તુરત કર્નલ નીલ મરાયો. લખનોરના બચાવ પછી સર જેમ્સ ઓટ્રામ ત્યાંનો લશ્કરી મુખ્ય અધિકારી થઈને રહ્યો. થોડા દિવસમાં દિલ્હીમાંથી ફીતુરીઓને ખસેડી તે શહેર કબજે કર્યું. દિલ્હીનો નામનો બંડખોર પાદશાહ નાશી ગયો હતો તેને કપતાન હકસને પકડી કેદ કીધો.

બીજે દિવસે તેના બે શાહજાદાઓને તથા એક શાહાજાદાના બેટાને કેદ કીધા. તે, પાછો ફરી પોતાનાં થોડાં માણસોને સાથે લઇ શહેરમાં આવતાં દરવાજાની પાસે આવ્યો એટલે લોકો ભેગા થઈ ગયા અને પેલા રાજ કુંવરને છોડાવવા વિચાર કીધો; પણ તેટલામાં આ અમલદારે શાહજાદાઓને પોતાની પીસ્તોલથી ઠેર માર્યા. છેવટ પાદશાહને દેશનિકાલ કરી રંગુનમાં રાખ્યો.

સર હ્યુરોઝની સરદારી નીચે જે લશ્કર બંડખોરોને વશ કરવા નીકળ્યું હતું, તેણે બંડખોરોમાંના તાતીઆટોપીને બટવા નદીના પાસે હરાવ્યો. તાતીઓ ત્યાંથી ગ્વાલીઅર તરફ ગયો એટલે સિંધીઆ મહારાજા આગ્રે જતા રહ્યા. સર હ્યુરોઝ ગ્વાલીઅર ગયો અને ત્યાંથી પણ તેને નસાડ્યો. ઝાંશીની રાણીપણ બંડમાં ભળી હતી. તે લડતાં રણમાં પડી. આ બળવાનો પ્રકાશ મહીકાંઠા અને અમદાવાદ તરફ થયો હતો. પણ તે નાનો હતો તેથી તુરત સમી ગયો.

આથી કરીને ઇસ્ટ ઈન્ડીઆ કંપનીના હાથમાંથી હિંદનું રાજ્ય ઈંગ્લાંડની મહારાણી વિકટોરીયાએ લઈને સર્વ સત્તા પોતે ધારણ કરી. આ બાબત તા૦ ૧લી નવેંબર સને ૧૮૬૦ના રોજ હિંદનાં મુખ્ય મુખ્ય શહેરોમાં જાહેરનામાં પ્રસિધ થયાં.

આ બંડ વખત ઈંગ્રેજોની જે બહાદુરી ઝળકી આવી તેથી તોફાની લોક શાંત પડી ગયા અને ત્યાર પછી ખરૂં કહીએ તો હિંદની અંદરના ભાગમાં લડાઈઓ સબંધી કંઈ પણ નામાંકિત બનાવ બન્યો નથી. આવા નિર્ભય વખતમાં સરકારે પણ કેટલાંક લોક કલ્યાણનાં કામ કીધાં છે.

મહારાણીનો શાહજાદો ઍાલફ્રેડ ઈ. સ. ૧૮૬૯માં હિંદુસ્તાનની મુસાફરીએ આવ્યો હતો અને વડો શાહજાદો પ્રિન્સઑફવેલ્સ ઇ. સ. ૧૮૭૫ માં હિંદની મુસાફરીએ આવ્યો હતો. તા૦ ૧ જાનેવારી સને ૧૮૭૭ના રોજ મહારાણી વિકટોરીઆએ હિંદને માટે "કૈસરેહિંદ" એ પદ ધારણ કીધું. મહારાણી વિકટોરીઆએ સલાહ સંપથી પચાસ વરસ રાજ કર્યું તેની ખુશાલીમાં તા૦ ૧૬ ફેબરવારી સને ૧૮૮૭ના રોજ 'જ્યુબીલી' નામનો મહોત્સવ હિંદુસ્થાનમાં થયો હતો. આ વખત હિંદના રાજા રજવાડાંએ ઘણાં ધર્મનાં અને લોકપયોગી કામ કરી મહારાણી તરફનો પ્રેમભાવ બતાવી આપ્યો છે.

## હૈદ્રાબાદ.

આ રાજ્ય હૈદ્રાબાદ અથવા નિજામનું રાજ્ય એ નામથી, તેમજ રાજકર્ત્તા નિજામના ખિતાબથી ઓળખાયછે. અને તે અફગાન જાતના પઠાણ મુસલમાન છે.

**સીમા**—આ રાજ્યની ચારે બાજુ ઈંગ્રેજી મુલક આવી રહેલો છે. આ રાજ્યની ઉત્તરે ખાનદેશ, મધ્ય પ્રાંત ઈલાકાનો સાગર પ્રાંત અને નર્મદા કાંઠાનો મુલક; પુર્વે નાગપુર* સંસ્થાન તાબે મુલક હતો તે, દક્ષિણે મદ્રાશ ઈલાકો અને પશ્ચિમે મુંબાઈ ઈલાકાના નાસિક, અહમદનગર, સોલાપુર, બેલગામ અને ધારવાડ જીલ્લાછે.

આ રાજ્યનો વિસ્તાર ૮૦૦૦૦ ચોરસ માઈલ જમીન અને બીરારનો જે મુલક ઈંગ્રેજોને સોંપેલોછે તેનું ક્ષેત્રફળ ૧૮૦૦૦ ચોરસ માઈલ છે. કુલે આ રાજ્યનું ક્ષેત્રફળ ૯૮૦૦૦ ચોરસ માઇલ છે. વસ્તી આશરે ૧૦૦૦૦૦૦૦ (એક કરોડ) અને બીશરમાં આશરે ૨૬૦૦૦૦૦ (છવીશ લાખ) માણસની છે.. વારશીક ઉપજ બીરારના રાજ્ય સુધાં ૪૦૦૦૦૦૦૦ (ચાર કરોડ)ને આશરે થાયછે; તેમાં આશરે રૂ.૧૦૦૦૦૦૦૦ (એક કરોડ) બીરારની ઉપજના છે. આ રાજ્ય વડોદરાના રાજ્ય કરતાં વિસ્તારમાં ૧૧ ગણુ, વસ્તીમાં ૫ ઘણું અને વારસીક પેદાશમાં બમણુંછે.

**દેશનું સ્વરૂપ**—આ દેશ એક મોટુ સપાટ મેદાન છે તોપણ તેમાં કોઇ કોઈ ઠેકાણે નાના નાના ડુંગરો છે. આ દેશની ઊંચાઈ સમુદ્રની

---

*નાગપુર એ ભોંસલા કુળના મરેઠા મહારાજાના તાબામાં હતું. ઈ, સ. ૧૮૫૩માં છેલ્લો રાજા અપુત્ર મરણ પામવાથી નાગપુરનું રાજ્ય ઈંગ્રેજ સરકારે ખાલસા કર્યું. જયારે આ રાજ્ય ખાલસા કર્યું, ત્યારે તેની સીમા નીચે મુજબ હતી—ઉત્તરે સાગર પ્રાંત, કાર્યા નામના દેશી લોકનું સંસ્થાન; પૂર્વે ઈંગ્રેજી સંબલપુર અને ઉદેપુર તથા બંગાળા ઈલાકાની નૈરૃત્ય કોણનાં કેટલાંક એક સંસ્થાન; નૈરૃત્ય અને પશ્ચિમે હૈદ્રાબાદનું રાજ્ય; તથા દક્ષિણે મદ્રાસ ઈલાકાના પ્રાંત. એ સંસ્થાનનું ક્ષેત્રફળ ૭૬૪૦૦ ચોરસ માઇલ જમીનનું હતું. હાલ તે ગવરનર જનરલની નીચેના એક ચીફ કમીશનરના તાબામાં છે. એ અમલદાર મધ્ય પ્રાંતોની ચીફ કમીશનર કહેવાય છે અને તેનું હેડકવાટર નાગપુરમાં છે.

સપાટીથી ૭૦૦ થી તે ૮૦૦ ફુટ સુધીની છે. દેશનો ઉત્તાર ઘણું કરીને પશ્ચિમ તરફથી તે પૂર્વ તરફ છે. આ દેશના ચાર મોટા ભાગ અથવા પ્રાંત કરવામાં આવ્યાછે. તેમાં દક્ષિણ ભાગમાં હૈદ્રાબાદ, મધ્ય ભાગમાં બેદર, વાવ્યકોણમાં ઔરંગાબાદ અને ઉત્તર ભાગમાં વરાડ* પ્રાંતછે.

નદીઓ—૧ ગોદાવરી, એ નદી અહમદ નગર જીલ્લામાંથી આવી મુગી આગળ પ્રવેશ કરે છે, તથા તે આ દેશમાં થઇને પૂર્વ દિશા તરફ કુનુરા આગળ થઈ ઓઢીઆ દેશમાં જાય છે. આ નદીને પુર્ણા તથા દુધના એ બે નદીઓ ભેગી થઈને વ્યાવ્યકોણ તરફથી આવી મળે છે. વળી ત્યાંથી પૂર્વમાં ૮૫ માઇલ ગયા પછી તેને દક્ષિણ તરફથી માજરા નામની નદી આવી મળે છે. અને ત્યાંથી અગાડી પૂર્વ તરફ જતાં ૨૦૦ માઇલ ઉપર કુલેશ્વર ગામ પાસે ઉત્તર તરફથી પ્રાણહિતા નદી આવી મળેછે. ૨ વર્ધા એ નદી દેવગઢ નજીકના ડુંગરમાંથી નીકળી ગદ્રા ગામ પાસે આવી આ દેશમાં પ્રવેશ કરેછે, ત્યાંથી અગ્નિકોણ તરફ ૭૦ માઈલ ગયા પછી પશ્ચિમ તરફથી તેને પેન ગંગા નામની નદી આવી મળે છે, અને ત્યાંથી અગ્નિકોણ તરફ ૬૦ મૈલ ગયા પછી તેને ઉતર તરફથી વાઇન ગંગા નામની નદી આવી મળે છે; આ ઠેકાણેથી તે પ્રાણહિતા નામ ધારણ કરી ઉપર કહ્યા પ્રમાણે કુલેશ્વર આગળ ગોદેવાને મળે છે; વર્ધા અથવા પ્રાણહિતા એ નદી આ દેશ તથા નાગપુરની સરહદ ઉપર છે; ૩ કૃષ્ણા એ નદી પશ્ચિમે બેલગામ જીલ્લા તરફથી આવી આ દેશમાં પ્રવેશ કરે છે; ત્યાંથી ઈશાનકોણ તરફ જતાં તેને વાવ્યકોણ તરફથી ભિમા નદી આવી મળેછે; ત્યાંથી અગ્નિકોણ તરફ ગયા કેડે ૮૩ મા-

---

* વરાડ એ પ્રાંત નીજામ સરકારની માલકીનો છે; પરંતુ ઈ.સ. ૧૮૫૩માં નિજામ સરકારે તે ઈંગ્રેજ સરકારને એવી સરતે આપ્યો કે હૈદ્રાબાદના રાજ્યના રક્ષણ માટે ઈંગ્રેજી લશ્કર એ રાજ્યમાં રહે આ પ્રાંત હૈદ્રાબાદના રાજ્યનો ઉત્તર ભાગ છે. તેનું ક્ષેત્રફળ ૧૮૦૦૦ ચોરસ માઈલ જમીન અને વસ્તી આશરે ૨૬૦૦૦૦૦ (છવીસ લાખ) માણસનીછે. હૈદ્રાબાદના રેસીડેન્ટની સત્તા નીચે અહિં એક ઈંગ્રેજ અધિકારી રહેછે, અને તે વહિવટ કરેછે. આ પ્રાંતમાં મુખ્ય શહેર એલીચપુર છે તથા તે શિવાય ઉમરાવતી, અકોલી, શ્રીઆગામ અને કરીંગામ વિગરે છે;

ઈલ ઉપર દક્ષિણ તરફથી તુગભદ્રા આવી મળે છે; ત્યાંથી ઈશાન કોણ તરફ ૧૨૫ માઈલ સુધી ગયા પછી ઉત્તર તરફથી મુશી નદી આવી મળે છે; અને ત્યાંથી ૬૦ માઈલ પૂર્વમાં ગયા પછી આ દેશ છોડી સીર્કાર્સ પ્રાંતમાં જાય છે; ૪ તુગભદ્રા એનું મુળ મ્હેસુર દેશમાં છે. ત્યાંથી આ દેશની અગ્નિકોણ તરફની સીમા આગળ આવી ત્યાંથી ૨૦૦ માઈલ સુધી આ દેશના દક્ષિણ સિમાડા ઉપર ચાલી કૃષ્ણા નદીને મળેછે, આ શિવાય બીજી નાની નદીઓ તથા સરોવર ઘણાં છે; પાખલમાં એક મોટું સરોવર છે, તેનો ઘેરાવો ૩૦ માઈલનો છે.

હવા—આ દેશની હવા ઘણી સારીછે. ઉનાળામાં ગરમી સાધારણ હોયછે. પરંતુ રાત્રે ટાઢ ઘણી અને બપોરે તાપ ઘણો પડેછે. વરસાદ ઘણું કરીને સાધારણ વરસેછે. જમીન તથા નિપજ—આ દેશની જમીન ઘણું કરીને સાધારણ પાકવાળી છે. જ્યાં નેહેરોથી પાણી પાવામાં આવેછે ત્યાં પાક ઘણો સારો થાયછે. મુખ્ય નિપજ—ડાંગર, ઘઉ, બાજરી, જુવાર, મકાઈ, નાગલી, તલ, દીવેલી, કઠોળ, કપાસ, ગળી અને શેરડીની થાયછે. કોઈ કોઈ ઠેકાણે તમાકુની પણ રોપણી થાયછે અને બગીચામાં ઘણી જાતનાં ફળ, ફુલ તથા શાક ભાજી વિગેરે થાયછે.

જનાવર—ડુંગરવાળા ભાગમાં વાઘ, ચીત્રા, રીછ અને સાબર હોયછે. આ દેશના બળદ, ભેંશા, ગાયો વિગેરે ઢોર સારાં વખાણાય છે.

કારીગરીની જણસો—ઉત્તરમાં જાલના શહેરનાં રેસમી કાપડ અને મંજીરા નદીપર બેદર છે ત્યાંનાં સોના રૂપાની કારીગરીનાં તથા પીતરનાં વાસણ સારાં થાયછે.

લોક—આ દેશમાં મુસલમાન, મરેઠા, તેલંગા, અને ગોંડ જાતના લોક વસેછે. મુસલમાનો હૈદ્રાબાદમાં ઘણાં છે. તેમાંના ઘણા ખરા રાજ્યની નોકરીમાં પેઠેલા છે. ઘણુ કરીને પશ્ચિમ ભાગમાં મરેઠા અને અગ્નિકોણના ભાગમા તેલંગા અને ઈશાનકોણના ભાગમાં ગોંડ લોકની વસ્તી છે. આ દરેક લોકની ભાષા તેમની જાત પ્રમાણે જુદી જુદી એટલે મરેઠી, તેલંગી, કાનડી અને ગોંડ ભાષા હોયછે.

રેલવે—હેદ્રાબાદથી ગલબરગા સુધીની રેલવે લાઈન છે. એ લાઈન મુંબાઈથી મદ્રાશ સુધી બાંધેલી રેલવેને ગલબરગા આગળ મળેછે. વળી મુંબાઈથી નાગપુર સુધીની જે રેલવે લાઈન છે તે વરાડ પ્રાંતમાં થઈને

જાયછે. એની બે શાખાઓમાંની એક ખંગાઉ અને બીજી ઉમરાવતી શહેર સુધીની છે.

મુખ્ય શહેરો—હૈદ્રાબાદ એ આ દેશની રાજ ગાદીનું મુખ્ય સ્થળ છે. તે મુશીનદીના દક્ષિણ કીનારાપર છે. આ શહેર મોટું અને શુંદર બાંધણીનું છે. તેની પાસે ૬ માઈલને છેટે ગોવળકાંડાનાં જુનાં ખંડેરો છે, જે અગાઉ ગોવળકાંડાના રાજ્યની રાજગાદીનું શેહેર હતું. ડુંગરમાંથી કોતરી કાઢેલાં ડેરાંને માટે ઈલારા પ્રખ્યાત છે. ચાલુક્ય વંશના રાજાઓની રાજધાની કલ્યાણનગર બેદરની પાસે હતું એમ કહેવાય છે. હૈદ્રાબાદની પૂર્વે વરંગુલ છે, તે તેલંગણની રાજગાદીનું શહેર હતું. શિવાય શિકંદરબાદ, ઓરંગાબાદ, જાફરાબાદ, દોલતબાદ, જાલન, બેદર, વરંગુલ, નિર્મળા, નાંદેડ, ચિતુર, અને ગોવળકાંડા વિગરે મોટાં શહેરો છે; જેમાંના ગોવળકાંડામાં એક મજબૂત કિલ્લો છે. તેમાં નિજામ સરકારનો ખજાનો રહેછે. આ શહેરના હિરા ઘણા પ્રસિદ્ધ છે. હૈદ્રાબાદ પાસે એક ઈંગ્રેજી છાવણી છે, તેમાં ઈંગ્રેજી લશ્કર અને રેસીડેન્ટ રહેછે. આ રાજ્યનું પોસ્ટખાતું નિજામ સરકાર તરફથી ઈલાયદુ ચાલેછે.

રેલવેમાં એક કરોડ ત્રીસ લાખ રૂપીઆ ખરચ થયાછે. મુંબાઈથી મદ્રાસ સુધીની જે રેલવે લાઈન છે તે ઉપરના મહમરીથી તે કુધનીના રેલવેસ્ટેશન સુધીની ૧૩૧ માઇલની લાઇન હૈદ્રાબાદના મુલકમાં છે. વળી એ લાઈન તાવાડી સ્ટેશનથી તે હૈદ્રાબાદ ઉપર થઇને વરંગુલ સુધીની એક ૨૦૮ માઇલની લાઈન છે, તે નિજામસ્ટેટ રેલવેના નામથી ઓળખાય છે. આ શિવાય તલાપુરથી ભુશાવળ વચેની જે લાઈન છે, તેનો ઘણો ભાગ આ રાજ્યના તાબાના વરાડ પ્રાંતમાં છે. એ લાઈને એ પ્રાંતનો વારંનગાનથી તે ધમાનગાન સુધી ૧૭૧ માઈલનો ભાગ રોકયો છે. આ બધી મળીને આ રાજ્યના મુલકમાં ૫૧૦ માઈલની રેલવે લાઈન છે.

ઇતિહાસ—હૈદ્રાબાદના રાજ કર્ત્તા "નિજામ"ની પદ્વિથી ઓળખાય છે. તેમના વડીલ તુર્ક જાતના મુસલમાન સરદાર ચીનકીલીચખાન નામે થઈ ગયા. તેમને દિલ્હીના પાદશાહ ઓરંગજેબે 'અસોફજાંહ અથવા નિજામઉલમુલ્ક'ના ખિતાબ સાથે દક્ષિણના સુબેદારની પદ્વિ આપી હતી. ઈ. સ. ૧૭૦૭માં ઓરંગજેબના મરણ પછી બહાદુરશાહ, તે પછી જહાંદારશાહ અને તેના પછી ઈ. સ. ૧૭૧૩માં ફરૂખશિયર પાદશાહ થયો. એ પાદશાહ થયો પણ સૈયદ હુસેનઅલ્લી અને સૈયદ અબદુલ્લા એ બે ભાઈ પોતાની મરજી પ્રમાણે રાજકારભાર કરવા લાગ્યા. એક ભાઈ મુખ્ય

વજીર બન્યો અને બીજો ભાઈ સેનાપતિ થયો; તેથી તેમના સામે ચાર સરદારો થયા હતા. જેમાંના નિઝામઉલમુલ્ક અસોફ્જાહ અને સાદત-ખાંએ સૈયદોને પાત કર્યા નહિ. ઈ. સ. ૧૭૧૯માં મહમદશાહ પાદશાહ થયો, તેના વખતમાં નિઝામઉલમુલ્ક અસોફ્જાહ વજીર થયો. પરંતુ તે ઘણો વખત દિલ્હીમાં નહિ રહેતાં દક્ષિણમાં જઈ પાદશાહી પદ ધારણ કર્યા વગર ઈ. સ. ૧૭૨૪માં આપ અખ્તીઆરે અમલ કરવા લાગ્યો. માળવાનો સુબો પણ તેમના તાબામાં હતો; પરંતું પેહેલા બાજીરાવ પેશ્વા અને મલાવરાવ હોલકરે દિલ્હીના સુબા (પ્રાંત) કબજે કરવા માંડ્યા. ને પ્રમાણે માળવા પણ તેમણે કબજે કર્યો. એટલે નિઝામ હૈદ્રાબાદમાં પોતાનું મુખ્ય સ્થળ કરીને રહ્યા. આ જગાએ રહીને મરેઠાઓ સાથે તેમને ઘણી લડાઈઓ લડવી પડી. ઈ. સ. ૧૭૪૪માં તેમનું મરણ થયું. તે વખત નર્મદાથી તે ત્રીચીનાપલી અને મછલીપટ્ટણથી તે બીજાપુર સુધી-નો મુલક તેમના તાબામાં હતો.

નિઝામઉલમુલ્ક અસોફ્જાંહને ૧ ગાજીઉદ્દીન, ૨ નાસીરજંગસીર-દૌલા, ૩ સલાબતજંગ, ૪ નિઝામઅલી, ૫ મહમદસરીફ અને ૬ મીર મોગલખાન, એ રીતે છ શાહજાદા અને છ શાહજાદીઓ હતી. આમાંના વડા ગાજીઉદ્દીનને અમીરૂલ ઉમરાવની પદ્ધિ દિલ્હીમા હતી તેથી બીજા શાહજાદા નાસિરજંગ હૈદ્રાબાદમાં ગાદીએ બેઠા. પરંતું તેમની બેનના બેટા મુજફ્ફર જંગને ગમતું આવ્યું નહિ અને તેણે ગાદીને માટે બળવો ઉઠાવ્યો. તેને કર્ણાટકના સુબાનો જમાઈ ચંદાસાહેબ તથા પાંદેચરીના ફ્રેન્ચ લોક સહાય થયા. આ તરફ નાસિરજંગની મદદમાં ઈંગ્રેજો થયા. બંને વચ્ચે લડાઈનો આરંભ થયો. પરંતુ મુજફ્ફરજંગના લસ્કરના ફ્રેન્ચ સરદાર કંઈક કારણસર રીસાઈને જતા રહ્યા તેથી તે ઈ. સ. ૧૭૫૦માં નાસિરજંગને શરણે આવ્યો અને ચંદાસાહેબ પાંદેચરી જતો રહ્યો. નાસિરજંગે મુજફ્ફરજંગને બેડીજડી કેદમાં રાખ્યો. નિઝામ નાસિરજંગ આળશુ તથા વિલાસી હતો. તેના મોટા લશ્કર ઉપર ૩૦૦ ફ્રેન્ચે હુમલો કર્યો અને નિઝામનાં ૧૦૦૦ માણુસને માર્યા. હવે ફ્રેન્ચના ગવરનર ડુપ્લીએ નાસિરજંગ સાથે સલાહની બોલી ચલાવી અને જંજી કિલ્લો લઈને અને લડાઈનું કામ જોરથી ચલાવીને તેમની પાસે તે કબુલ કરાવ્યું. નિઝામે તહનામા ઉપર સહી કરી નહિ. એટલે ડુપ્લીના કહેવા ઉપરથી

પઠાણોએ બખેડો કરીને નાસિરજંગને મારી નાખ્યો તથા મુજફ્ફરજંગને કેદમાંથી કહાડી હૈદ્રાબાદની ગાદીપર બેસાડ્યો. તેનો પણ પેલા પઠાણોએ પ્રાણ લીધો.

હવે ફ્રેન્ચોએ નિઝામઉલમુલ્ક અસોફજાહના ત્રીજા શાહજાદા સલાબતજંગને ગાદીએ બેસાડ્યો. આ ખબર સાંભળી તેનો વડો ભાઈ ગાજીઉદ્દીન કે જે દિલ્હીમાં હતો તેણે હૈદ્રાબાદનું રાજ્ય પડાવી લેવા દક્ષિણ તરફ સ્વારી કરી. પરંતું તેના ઔરંગાબાદમાં આવ્યા પછી ઈ. સ. ૧૭૫૨માં કોઇએ તેને ઝેર દઈને માર્યો.

ફ્રેન્ચોએ સલાબતજંગને ગાદીએ બેસાડ્યા પછી તે લોકનું વજન હૈદ્રાબાદના દરબારમાં વિશેષ હતું. સલાબતજંગ ઉપર તે લોકનો મોટો ઉપકાર થયો હતો અને બુશી નામે ફ્રેન્ચ સરદાર તેમની ફોજમાં દાખલ થયો હતો. તથા તે વખતે વખત ઘણી કિમતી મદદ આપતો હતો, તેથી નિઝામે તેને મછલીપટણથી તે જગનનાથપુરી સુધી ત્રણસેં કોસ લગીનો મુલક બક્ષિસ આપ્યો હતો. ફ્રેન્ચ લોક તેટલા ભાગના ધણી થયા. પણ ફ્રેન્ચ અને ઈંગ્રેજો વચ્ચે લડાઈ સળગી. બુશીએ બહુ બહાદુરી કરી; પરંતુ તે ઈંગ્રેજના હાથમાં પકડાયો. આ વખત પછીથી બુશીની જગાએ કર્નલફલાન્સ નીમાયો હતો. તે પણ ઈંગ્રેજો સામે લડતાં તા. ૯ ડીસેમ્બર સને ૧૭૫૯ના રોજ હાર્યો. છેવટ ફ્રેન્ચ લોક ઈંગ્રેજોને શરણ થયા. આ પ્રમાણે થવાથી નિઝામના દરબારમાં ફ્રેન્ચની સત્તા પડી ભાગી તથા નિઝામે મછલીપટ્ટણ અને ફરતો ઘણો મુલક ઈંગ્રેજોને આપ્યો.

ઈ. સ. ૧૭૫૯માં બિજાપુર પ્રાંત સલાબતજંગ પાસેથી ઉદગીરની લડાઈમાં પેશ્વાએ જીતી લીધો હતો. હૈદ્રાબાદના દરબારમાંથી ફ્રેન્ચ સરદાર બુશી ગયા પછી ઇ. સ. ૧૭૬૧માં સલાબતજંગને પદભ્રષ્ટ કરી તેના ભાઈ નિઝામઅલી હૈદ્રાબાદની ગાદીએ બેઠા. આગળ ઈંગ્રેજોએ દિલ્હીના પાદશાહ પાસેથી રાજમહેંદ્રી, વેલુર, મુસ્તફાનગર, સીકાકોલ અને મુતિઝાનગર એટલે ગંતુર એ સમુદ્ર કીનારાપરના પાંચ પ્રાંત પોતાને માટે મેળવવાને ફરમાન મંગાવ્યું. આ વાત નિઝામઅલીને પસંદ આવી નહિ તેથી તેમણે લડાઈની તૈયારી કરી. ઈંગ્રેજોએ પણ તેમના સામે લશ્કર મોકલ્યું. પરંતુ આ વખત એટલે ઈ. સ. ૧૭૬૫

માં નિજામ અને ઈંગ્રેજો વચ્ચે સલાહ થઈ. આ સલાહમાં એમ ઠર્યું કે ઉપર બતાવેલા પ્રાંતો ઈંગ્રેજોને મળે પણ તે બદલ ઈંગ્રેજ સરકાર દરવરસે રૂપીઆ સાત લાખ નિજામને આપે અને જરૂર પડે ત્યારે લશ્કરી મદદ આપે. એ પાંચ પ્રાંતો હાલ 'ઉત્તર સિરકારને નામે ઓળખાય છે. ગંતુંર પ્રાંત ઈંગ્રેજને તાબે નહોતો કેમકે તે પદભ્રષ્ટ નિજામ સલાબતજંગને જાગીરમાં આપ્યો હતો.

મ્હેસૂરમાં ત્યાંના હિંદુ રાજાને ઉઠાડી મુકી, હૈદરઅલી નામના તેના નાયકે રાજ્યનો બધો અધિકાર ધારણ કર્યો હતો. તેને અને ઈંગ્રેજોને ઈ. સ. ૧૭૬૧માં લડાઈ સળગી. નિજામને નાણાં આપવાથી તે હૈદરના પક્ષમાં થયો. આથી ઈંગ્રેજી લશ્કરના સરદાર કર્નલસ્મીથને પાછું ફરવું પડયું એટલુંજ નહિં પણ મહા મહા દુ:ખ સહન કરી, તેને પોતાનો પ્રાણ લઈ નાસવું પડયું. પરંતું પછવાડેથી એક લડાઈ થઈ તેમાં હૈદર અને નિજામને નાસવું પડયું. નિજામઅલીએ ફેર ઈંગ્રેજો સાથે સલાહ કરી. હવે ઈંગ્રેજ અને નિજામ બન્ને સરકાર વચ્ચે સ્નેહ ચાલ્યા કર્યો. ઈ. સ. ૧૭૮૨માં સલાબતજંગ મરણ પામવાથી તેની જાગીરનો ગંતુંર પ્રાંત આગલા કરાર પ્રમાણે ઈંગ્રેજોએ માગ્યો; તે તેમને નિજામઅલીએ આપ્યો.

ઈ. સ. ૧૭૯૪માં નિજામ અને મરેઠા વચ્ચે ચોથ બાબત કજીઓ થયો. બંને તરફનાં લશ્કર ખરડા પાસે ભેગાં થયાં, અને લડાઈ ચાલી, પણ એકબીજાની હારજીત નહિ થવાથી તે લશ્કર પોતપોતાને ઠેકાણે ગયાં. પરંતુ દોલતરાવ સિંધિઆની મદદ મરેઠાઓને આવી પહોચવાથી બે દિવસ સુધી ભારે લડાઈ ચાલી. મરેઠી લશ્કર ઘણું મોટું હોવાથી, અને નિજામની ચાકરીમાં ઈંગ્રેજી પલટનો હતી તે લડાઇમાં નહિ આવવાથી, નિજામની હાર થઈ, જેથી મરેઠાને સ્વારી ખરચ બદલ રૂપીઆ ત્રણ કરોડ રોકડા અને દોલતબાદનો કિલ્લો અને પાંત્રીસ લાખનો મુલક આપવો પડ્યો. ઈંગ્રેજી બે પલટનો નિજામની ચાકરીમાં હતી; પરંતુ જ્યારે નિજામને મરેઠા સાથે લડવાને તૈયાર થવું પડયું, ત્યારે ઈંગ્રેજોએ વિચાર કર્યો કે બંને સાથે આપણે દોસ્તી છે તેથી તેમના અંદર અંદરના કજીઆમાં આપણે ભાગ લેવો નહિ; તેમ ધારી પેલી બે પલટનો નિજામની સાથે ગઈ નહિ. આથી નિજામને માઠું લાગ્યું; અને તેમણે

ઈંગ્રેજી પલટનોને રજા આપી, તથા રેમોન્ડ નામે એક ફ્રેન્ચ સરદારને ચાકરીમાં રાખી, તેને હાથે એક બહાદુર ફ્રેન્ચ ફોજ તથા તોપખાનું તૈયાર કરાવ્યું. આગળ નિજામના શાહજાદા અલીજાહે રાજ સામે બંડ કર્યું, ત્યારે તેમણે ઈંગ્રેજી બે પલટનોને પાછી બોલાવી. પરંતું પ્રથમની માફક નિજામના દરબારમાં ફ્રેન્ચ લોક ચઢીઆતા ગણાયા. રેમોંડ મરણ પામ્યો તે પછી, ફ્રેન્ચ ઉતરતા થઈ પડ્યા, અને નિજામે ફેર ઈંગ્રેજી ચાર પલટનો ચાકરીમાં રાખી, તથા તેના ખરચને માટે દરમહિને બે લાખ રૂપીઆ આપવા કબુલ કર્યું. આ વખતથી ફ્રેન્ચ ફોજને રજા આપી.

મ્હેસૂરમાં હૈદરઅલીના મરણ પછી ઈ. સ. ૧૭૮૨માં તેનો બેટો ટીપુ સુલતાન ગાદી ઉપર બેઠો હતો. તેણે ઈંગ્રેજ અને નિજામ વિગેરેના મુલક ઉપર ઉપરા ઉપરી હુમલા ચાલતા રાખ્યા, તેથી ઈંગ્રેજ અને નિજામે સંપ કરી ટીપુના મુલકપર સ્વારીઓ કરવા માંડી. ટીપુ કંઈ નમ્યુ આપે તેવો નહોતો; પરંતું ઈંગ્રેજ અને નિજામ એ બંને રાજ્યનાં લશ્કર ભેગાં થવાથી તા. ૪ માહે મે સને ૧૭૯૯માં ટીપુ મરાયો, તથા તેના રાજ્યનો છેડો આવ્યો. લૉર્ડવેલેસ્લીએ પોતાના એક રીપૉર્ટમાં લખ્યું છે કે "નિજામઅલીની પુરતી મદદ ન હોત તો ટીપુનું રાજ્ય જીતવું એ ઘણુ મુશ્કેલ હતું." ટીપુ પાસેથી જે દેશ જીતી લીધો હતો, તેમાંનો કેટલો એક ભાગ મ્હેસૂરના હિંદુ રાજા ચામરાજને હૈદરે પદભ્રષ્ટ કર્યો હતો, તેના છ વરસના કુંવર ક્રિશ્નરાજને આપી તેને મ્હેસૂરની ગાદીપર બેસાડ્યો, તથા બાકીના પ્રાંત ઈંગ્રેજે અને નિજામે વહેંચી લીધા. પશ્ચિમ સમુદ્ર કાંઠો તથા કોઈમ્બતુર અને વૈનાડ વિગેરે પ્રાંતો તેમજ ડુંગરી કિલ્લા ઈંગ્રેજોના ભાગમાં ગયા અને તેટલીજ ઉપજના ગુર્તી અને ગરમકોંડા વિગરે પ્રાંતો નિજામના તાબામાં આવ્યા.

નિજામના રાજ્ય અને ઈંગ્રેજો વચ્ચે તા. ૧૨મો અકટોબર સને ૧૮૦૦ના રોજ એક નવો કરાર થયો. આથી ઈંગ્રેજો તરફનુ પ્રથમ હતું તે, તથા બીજુ વધારીને ૬૦૦૦ પેદલ, ૯૦૦૦ સ્વાર અને તોપો એટલુ લશ્કર રાખવું એમ ઠર્યું, તથા ઈંગ્રેજોની સલાહ વગર બીજા રાજ્યો સાથે લડાઈ કરવી નહિ. આ ઠરાવથી નિજામના સઘળા શત્રુઓનો બંદોબસ્ત કરવાનું કામ ઈંગ્રેજોને સોંપ્યું. આ લશ્કરી ખરચ બદલ ટીપુ પાસેથી

અગાઉ તથા હાલમાં જે મુલક આવ્યો હતો, તે તમામ ઈંગ્રેજોને આપીને તુંગભદ્રા નદી સુધીની સરહદ મુકરર કરી. આજે ફોજ રાખી તે "હૈદ્રાબાદ સબસીડરી"ને નામે ઓળખાય છે. ઈ. સ. ૧૮૦૩માં ઈંગ્રેજો અને વરાડના રાજા વચ્ચે લડાઈ ચાલી. આ લડાઈમાં નિઝામ સરકારે ઈંગ્રેજોને ઘણી ભારે મદદ આપવાથી, વરાડના રાજા પાસેથી કેટલો એક પ્રાંત નિઝામ સરકારને અપાવ્યો.'

નિઝામઅલ્લી ઈ. સ. ૧૮૦૩ની સાલમાં ૧૦૦ વરસની ઉમરે મરણ પામ્યો. તેમને આઠ શાહજાદા હતા. તેમાંનો વડો અલ્લીજાહ ઈ. સ. ૧૭૯૨માં મરણ પામ્યો હતો, તેથી બીજો શાહજાદો સીકંદરજાહ ગાદીએ બેઠો. તે રાજકાજમાં ઘણુ થોડું સમજતો હતો અને કેવળ ફકીર જેવો હોવાથી તેના રાજ્યમાં ઘણુ અંધેર ચાલવા માંડયું. ઈ. સ. ૧૮૦૭માં વજીર મીરઆલમના મુઆ પછી તે હોદ્દાપર તેના જમાઈ મુનીરઉલમુલ્ક નામના ઉમરાવને નીમ્યો હતો. પરંતુ હિસાબ વિગેરે તપાસ તથા મુલકી કારભાર કરવા માટે, ઈંગ્રેજ સરકારે નિઝામની મરજી વિરૂદ્ધ, ચંદુલાલ નામના કાયસ્થને નીમ્યો હતો. આ પ્રમાણે ફરી ઈંગ્રેજોએ હૈદ્રાબાદના રાજ કારભારમાં હાથ ઘાલ્યો. ચંદુલાલ ઘણો ચંચળ અને મુનીરઉલમુલ્ક ગર્ભશ્રીમંત મુસલમાનોની ચાલ પ્રમાણે હિમ્મત અને આળશુ હતો, તેથી ઘણો ખરો કારભાર ચંદુલાલના હાથમાં આવ્યો. તેણે ઈંગ્રેજોની મરજી પ્રમાણે ફોજના નિર્વાહને માટે લાગા બાંધી આપ્યા, તેથી કરીને ઈંગ્રેજ સરકારની ફોજ પ્રમાણે નિઝામની ફોજનો બંદોબસ્ત થયો, અને તેની ચોકસાઈ રેસીડેન્ટ કરવા લાગ્યો. એ ફોજનું જોર ચંદુલાલને આવ્યું, તથા શત્રુની અથવા રૈયતની બીક કંઈ મનમાં રહી નહિ; એથી મુલકી કારભારમાં તેણે ઘણી ગરબડ તથા જુલમ કરવા માંડ્યો. ઈ. સ. ૧૮૧૭માં પેશ્વાનું રાજ્ય ઈંગ્રેજોએ જીતી લીધું. તે વખત સીકંદરજહાંએ લશ્કરની ઘણી કીમતી મદદ કીધી હતી તેના બદલામાં ૩૯૨૯૦૦૦ની ઉપજનો મુલક નિઝામ સરકારને મળ્યો. ઈ. સ. ૧૮૨૦માં હૈદ્રાબાદના રાજ્યની ઉપજ રૂપીઆ એક કરોડ અને નવ હજારની હતી.

ચંદુલાલનો જુલમી કારભાર હોવાથી શરૂઆતમાંજ નિઝામના શાહજાદાઓએ ચંદુલાલ તથા રેસીડેન્ટની સાથે વિરોધ માંડ્યો. પરંતું

તેમને કિલ્લાપર ચડાવી દેવાથી કંઈ કરી શક્યા નહિ. હૈદ્રાબાદની સરકારને કરજે રૂપીઆ ધીરીને મુલકોપર વરાતો લેવી, તથા મામલતો કરવી એવી મતલબે પાલમર નામે ઈંગ્રેજે ત્યાં પેઢી કાઢી હતી, અને તે કામમાં ગવરનર જનરલનું પણ અનુમત હતું. તોપણ તે વાત કરારથી ઉલટી હતી માટે તે પેઢી તહિંથી ઉઠાડવી, તથા સરકારે તેઓનું દેવું વાળવા વિશે વચમાં પડવું નહિં. એવું ઈ. સ. ૧૮૨૪માં ઠરાવાથી તે શાહુકારે દેવાળુ કાઢયું. આથી ઘણા લોકનું નાણું ધલાયું.

નિજામ સીકંદરજાહ હતા. તા.૨૪ મી મે સને ૧૮૨૯ ના રોજ મરણ પામ્યા. તેમના પછી તેમના વડાશાહજાદા નાસીરઉદ્દોલા ગાદીએ બેઠા રાજકારભાર ચંદુલાલ ચલાવતો હતો, અને મુલકમાં ઈજારાથી મામલતો રાખવી, તથા ખજાનામાં સીલીક નહિ રાખવી, ઇત્યાદી રીત પ્રમાણે તે કારભાર ચલાવતો હતો. ચંદુલાલ મરી ગયો, પરંતુ આજ પણ તેના કારભારને માટે લોકો તેને યાદ કરેછે અને હૈદ્રાબાદ એ "ચંદુલાલવાળુ હૈદ્રાબાદ" એ નામથી ઓળખાય છે. ઈ. સ. ૧૮૩૯ માં હૈદ્રાબાદમાં નિજામના એક ભાઈએ બંડ કર્યું અને તેનો પ્રકાશ આખા દેશમાં થયો હતો. પરંતુ જલદીથી બંદોબસ્ત કરી, તેને ગોવળકોંડાના કિલ્લામાં લઈ જઈ કેદ કીધો. એ બંડની મદદમાં કર્નુલના નવાબે તેને લડાઇ સબંધી સામાન પુરો પાડયો હતો, તેથી તે નવાબનું સંસ્થાન ઈંગ્રેજસરકારે જપ્ત કર્યું. મુનીરઉલમુલ્ક પછી ઈ. સ. ૧૮૪૩ માં તેનો બેટો સિરાજ ઉલમુલ્ક હૈદ્રાબાદનો દિવાન થયો હતો. ઈ. સ. ૧૮૦૦ માં નિજામઅલ્લીએ ઈંગ્રેજો સાથે કરાર કીધો હતો કે ૯૦૦૦ પેદલ ૯૦૦૦ સ્વારનું લશ્કર લડાઇની વેળાને માટે રાખવું. ઈ. સ. ૧૮૦૭ માં એટલે નિજામસીકંદરજાહ ના વખતમાં એવો બંદોબસ્ત થયો હતો કે ઊપલી મતલબસર નિજામ સરકારે એક મોટી ફોજ હમેશને માટે રાખવી. ને ફોજ ઉભી કરવા તથા ચલાવવાનું કામ ઈંગ્રેજને સોંપવું; અને તેના ખરચ ઉપર કાંઇક વ્યાજને હિસાબે સને ૧૮૫૩ માં ૩ ૫૦ લાખ ઈંગ્રેજોના નિજામ પાસે લેણા નીકળ્યા. ખરચની વીગત કેપટનફ્રેજરના ગ્રંથમાંથી એવી નીકળી કે દરવરસે તે ફોજ પાછળ નિજામ સરકારને આશરે ૪૦ લાખ રૂપીઆ થતા હતા. તે લશ્કરમાં ૧૦૦ યુરોપીઅન અમલદારો હતા અને તેમનોજ માત્ર દરમાસે ૩૮૦ હજારનો ખરચ હતો. એ લશ્કર ઈંગ્રેજને

તો માત્ર લડાઇમાંજ વાપરવાનું હતું; પણ સને ૧૮૨૦ પછી લડાઇ નહિ થવાથી, તે બેઠું રહ્યું. અને તેમાં નિજામને ફોગટ ૧૩ કરોડ રૂપીઆ ખરચ થયો હતો. આ દેવાને લીધે સને ૧૮૫૩ માં નવા કોલકરાર થયા જેથી ઉપલું હૈદ્રાબાદ કંટીજંટનું લશ્કર ઘટાડીને ૫૦૦૦ પેદળ તથા ૨૦૦૦ ઘોડે સ્વાર, તેમજ ચાર બટેરીનું ખરચ રાખ્યું. આથી પ્રથમ જે ૪૦ લાખનું વારસિક ખરચ હતું, તે ઘટાડીને ૨૪ લાખનું રાખ્યું. ચઢેલો પગાર ચુકાવવાને અને પછી તે ચોવીશ લાખનો વારસિક ખરચ નિયમસર મળ્યો જાય, તેની બાંયધરીમાં આ રાજ્યનો ફળદ્રુપ પ્રાંત +વરાડ ઇંગ્રેજસરકારને આપવાને કોલકરાર થયા. આ બનાવને લીધે હૈદ્રાબાદ શેહરની તમામ મુસલમાન પ્રજા, તેમજ અમીર ઉમરાવો અને દરબારીઓ નારાજ થયા. આ વખત ખજાનો ખાલી હતો. વસુલાત સરકારી અમલદારો તરફથી ઉઘરાવામાં આવતી નહોતી, પણ ઇજારદારોને ઇજારે આપવામાં આવતી હતી; તેથી તેઓ અતિશય બળાત્કારથી રૈયતને નીચોવતા હતા. પોલીશનો બંદોબસ્ત નહોતો, તેથી રાજ્યમાં જ્યાં જોઇએ ત્યાં ધોળે દિવસે છ ચોક લૂંટ ચાલતી હતી. વેપાર પડીભાગ્યો હતો. ન્યાયનું તો નામજ ન મળે. વધારે પૈસા આપનારને કાજી ઇનસાફ વેચાતો આપતો હતો. ગરીબની દાદ અને ફરિઆદ કોઇ સાંભળતું નહોતું, લશ્કરી સીપાઇઓના પગાર બદલ, જે જમાદારોને જાગીરો આપેલી, તે જમાદારો જાગીરોની ઉપજ પોતાના ખજાનામાં ભરતા, અને સીપાઇઓ ભૂખે મરતા. રાજ્યનો નાનો કે મોટો અમલદાર લાંચ કે બળાત્કારથી જેમ જેને ફાવે તેમ પોતાનું ઘર ભરવાને મથન કરતો. અમલદારોમાં એક બીજામાં અંદર અંદર કુસંપ ચાલતો, અને નિજામસાહેબ તો જનાનાની ખટપટ શિવાય કાંઇજ જાણતા નહોતા. આવા વખતમાં એટલે તા. ૨૭મી મે સને ૧૮૫૩ ના રોજ દિવાન સિરાજ ઉલમુલ્ક મરણ પામ્યો. તેના મરણ પછી તેનો ભત્રીજો ઉર્ફે સર સાલાર જંગ દિવાન થયો.

સરસાલારજંગને દિવાનગીરી મળ્યા પછી તેણે પોતાની હિંમત અને બુદ્ધિ બળથી રાજ્યમાં સુધારો કરવા મથન કરવા માંડયું. પ્રથમ

---

+વરાડ પ્રાંતની વસુલમાંથી ખરચ બાદ જતાં જે બાકી વધે તે સઘળાનો હીસાબ બતાવી નિજામ સરકારને હવાલે કરવાનો ઠરાવ થયો હતો.

નિઝામના નોકરોના પગાર સરેરાશ કમી કર્યા. પોલીશખાતાને તેજદાર બનાવ્યું. અને પોતાના જાત ભાઈનું રાજ્ય છે એમ સમજી આરબ અને રોહીલા લોકો પરદેશથી આવી વસ્તા, તથા વારંવાર બંડ ઉઠાવી લૂંટ કરતા, તેમને તેમ કરતાં અટકાવ્યા. પરંતુ સુધારો અને રાજ્યમાં શાંતીને સારૂ થતા એ સઘળા ફેરફારો અમીર ઉમરાવોને પસંદ આવ્યા નહિ અને તેથી તેઓ સરસાલારજંગના પાકા દુશ્મન થઈ પડ્યા. તે લોકે નિઝામ નાસિરઉદ્દૌલાને પણ ભંભેર્યો. આથી સરસાલારજંગે પોતાના હોદ્દાનું રાજીનામુ આપવાને જણાવ્યું. હવે નિઝામનું ચિત ઠેકાણે આવ્યું, અને તેણે તેને પોતાની મરજી પ્રમાણે કારભાર કરવાની પરવાનગી આપી. સરસાલારજંગના સારા કારભારથી થોડી મુદતમાં રાજ્યમાં તેમજ દેશમાં ઘણો સુધારો દાખલ થયો; એટલુંજ નહિં પણ રાજ્યનું વસુલ વધ્યું અને લોકના જાન માલની સલામતિ સચવાવા લાગી.

ઈ. સ. ૧૮૫૬–૫૭માં હિંદમાં બળવો થયો અને તેનો પ્રકાશ ચારે દિશામાં થયો હતો. આ દેશમાં મોટામાં મોટું દેશી રાજ્ય હૈદ્રાબાદનું હતું. એ રાજ્યમાં બળવો સળગે તો તેની ઝાળ ઉત્તરમાં મુંબાઈ, દક્ષિણમાં મદ્રાશના ઝાંપા સુધી પહોચ્યા વગર રહે નહિ એમ હતું. એ પ્રદેશ તરફ રહેનારા ઈંગ્રેજોનો સઘળો આધાર નિઝામ અને તેના દિવાન સરસાલારજંગના ઈમાન ઉપર હતો. એ અણીપર આવેલા પ્રસંગે મુંબાઈના ગવરનરે હૈદ્રાબાદના રેસીડેન્ટને એવા અવસ્યનો તાર કર્યો કે "નિઝામ જો ખસ્યો તો સર્વસ્વ ગયું." પણ નિઝામ સરકારે ઈંગ્રેજોની ઘણી કીમતી સેવા બજાવી. એ સમયે નિઝામે પોતાના ઈમાનને જાગૃત રાખ્યું. ઉત્તર હિંદુસ્થાનમાં ઈંગ્રેજી રાજ્ય સામે બળવો જાગ્યો છે, એમ સમજીને હૈદ્રાબાદના લોક ઘણા વિફર્યા, પરંતુ તેમને વશ કર્યા. કેટલાક લોકે રેસીડેન્ટ ઉપર હુમલો કર્યો, તેમને પકડી યોગ્ય શિક્ષા કીધી. અને લશ્કરી આરબો, જે સરસાલારજંગને પુર્ણ રીતે અનુકુળ હતા, તેમનો શહેરમાંની જુદી જુદી ચોકીઓપર મજબુત પહેરો રાખી એવો ઉત્તમ બંદોબસ્ત કર્યો કે એ મુસલમાન શહેરની કંટીજંટ ફોજને ફાલતુ પાડી ઈંગ્રેજોને મદદ આપવાને તૈયાર થયા. આ પ્રસંગે દિવાન સરસાલારજંગની લોકો ઘણી નીંદા કરવા લાગ્યા; પરંતુ તેણે તે લોકોને પત કર્યાં નહિં. કેટલાક લોકે સાલારજંગને કતલ કરવા પ્રયત્ન કીધો પણ તેમની યુક્તિ બર આવી નહિ.

આવા બળવાના અમલમાં એટલે ઈ. સ. ૧૮૫૭માં નિજામ નાસિરઉદ્દૌલા મરણ પામ્યો. તેની પછી તેનો શાહજાદો અફ્ઝુલઉદ્દૌલા ગાદીએ બેઠા; પરંતુ ચાલતા બળવાનો બારીક વખત હોવાથી, દિવાન સરસાલારજંગે શહેર અને દેશમાં સમાધાની રાખી. એક મોટા ઈંગ્રેજી અધિકારીએ લખ્યું છે કે "એ તરવારની ધાર ઉપર ચાલવાના પ્રસંગે નિજામના દિવાનસરસાલારજંગે નિજામના રાજ્ય તરફથી ઈંગ્રેજ સરકાર પ્રતે બજાવેલી સેવા અમુલ્ય હતી, કારણ કે જો તે ઈંગ્રેજ સરકાર સાથે ઈમાન અને ઈતબારથી વર્ત્યો ન હોત તો, હિંદુસ્થાનમાં ઈંગ્રેજી રાજ્યનું શું થાત તે વિશે કહેતાં સંદેહ રહેછે."

નિજામ અને તેમના દિવાન સરસાલારજંગની ઈંગ્રેજો પ્રતે બજાવેલી સેવા પીછાંની, ઈંગ્રેજ સરકાર તરફથી લાર્ડકેનીગે ઈ. સ. ૧૮૫૯ માં નિજામને એક શાબાશી ભરેલો કાગળ લખ્યો તથા બીજે વરસે રૂપીઆ એક લાખ નિજામને બક્ષિશ આપ્યા. સહાપોરનું સંસ્થાન અને રાયચોર તથા ધારસીઆનાં પ્રગણાં ઈંગ્રેજોના હાથમાં હતાં તે નિજામ સરકારને હવાલે કર્યાં. રૂ૫૦ લાખનું કરજ માંડી વાળ્યું. અને છેલ્લે નામદાર મહારાણી તરફથી નિજામ અફ્ઝુલઉદ્દૌલા તથા તેમના દિવાન સરસાલારજંગને "સ્ટાર ઓફ્ઈન્ડીઆ"ના ખિતાબ આપ્યા; તે ઉપરાંત રૂ૩૦ હજાર સરસાલારજંગને બક્ષિશ આપ્યા હતા.

બળવો સમ્યા પછી સરસાલારજંગે રાજ્યકારભારમાં સુધારો કરવાને પાછી શરૂઆત કરી. આ કામની આડે બીજા અમીર ઉમરાવો આવ્યા. નિજામ કાચાકાનના હોવાથી તે લોકનું જોર ફાવ્યું. તેમણે સરસાલારજંગને દિવાનના હોદ્દા ઉપરથી ખસેડવાને નવા નવા પ્રપંચ રચ્યા. ઇ. સ. ૧૮૬૧ માં નિજામ અફ્ઝુલ ઉદ્દૌલાને પેલા લોકોએ સમજાવ્યું કે જો સરસાલારજંગને દિવાન પદપરથી ખસેડવાને ઈંગ્રેજ રેસીડેન્ટ કર્નલ ડેવીડસનને પુછશો તો તે ના પાડશે નહિ. તેમાંનો એક એક યુરોપીઅન મડમને સારાં વસ્ત્ર પહેરાવીને નિજામની ભેટ કરવા તેડી લાવ્યો, અને તે રેસીડેન્ટ કર્નલ ડેવીડસન સાહેબની સ્ત્રીછે, એવું કહી તેના મુખથી નિજામને એવી રીતે કહેવડાવ્યું કે "સરસાલારજંગને દિવાનગીરી ઉપરથી દુર કરવાની વાત જો આપ મારા સ્વામી આગળ કહાડશો તો, તે પ્રમાણે કરવાને તે પોતાની મંજુરી આપશેજ." નિજામને

આ વાત પસંદ પડી. તેણે પેલી મડમને સિરપાવ આપી વિદાય કરી. પછી રેસીડેન્ટ કર્નલ ડેવીડસનને બોલાવી, તેની આગળ એ વાત કહાડી. તે સાંભળી તે અમલદાર ઘણું આશ્ચર્ય પામ્યો અને તુચ્છકાર સાથે તે વાત કબુલ કીધી નહિ. રેસીડેન્ટનો ઉત્તર સાંભળી નિજામ પસ્તાયા અને થોડા દિવસ પછી તેમની ખાત્રી થઈ કે તેમને પેલા ખટપટીઆઓએ ભમાવ્યા છે. પછી તે સ્ત્રી કોણ હતી અને તેને નિજામની હજુરમાં કોણ લાવ્યું તથા કેવી રીતે ભેટ કરાવી એ સઘળુ તરકટ બહાર પડી આવ્યું. ખીજવાએલા અમીર ઉમરાવો એક તરફથી આ પ્રમાણે તરકટ રચતા અને બીજી તરફથી સરસાલારજંગનો નાશ કરવા ઇચ્છતા હતા. રેસીડેન્ટ કર્નલ ડેવીડશનની બદલી થવાથી તે હૈદ્રાબાદ છોડીને જવાનો હતો તેથી તે અને સાલારજંગ એક બીજાના હાથ પકડી કંઇ રાજકીય બાબતો વિશે વાતચીત કર્યા ચાલ્યા જતા હતા એવામાં એક વિફરેલા પઠાણે તેમના તરફ બંદુકની ગોળી ફેંકી, પણ તે નીશાની ચુકવાથી બંનેજણ બચી ગયા. પરંતુ તે પઠાણ બહુ જોશમાં હતો તેથી બંદુકને પડતી મુકી તલવાર ખેંચી તેમના ઉપર ધસ્યો, એટલામાં પાસેના માણસોએ તેના ટુકડેટુકડા કરી નાખ્યા. નામદાર મહારાણી સાહેબે સરસાલારજંગની રાજ્ય ભકતી જોઈ, તેને ઈ. સ. ૧૮૬૬માં જી. સી. એસ. આઈ. નો માનવંતો ખિતાબ આપ્યો.

ઈ. સ. ૧૮૬૭ માં ફેર નિજામ અને સરસાલારજંગ વચ્ચે કંઈ વાંધો પડયો; આથી સરસાલારજંગે પોતાના હોદ્દાનું રાજીનામુ આપ્યું આથી દેશી તથા ઈંગ્રેજોમાં ઘણો ગભરાટ પેદા થયો હતો. પરંતુ સારા ભાગ્યે તે વાંધો જલદી પતી ગયો. અને સરસાલારજંગ પાછો પોતાના હોદ્દાપર આવ્યો. ઈ.સ. ૧૮૬૮ માં ફેર તેને મારવાનું કાવતરૂ થયું. રાજ્યમેહલ તરફ જતાં રસ્તામાં કોઇ ચંડાલે તેના ઉપર ગોળીઓ ફેંકી, પણ તે બચી ગયો.

નામદાર નિજામ અફજુલઉદ્દૌલા તા. ૨૭ ફેબ્રુઆરી સને ૧૮૬૯ ના રોજ મરણ પામ્યા. તેમના પછી તેમના ચાર વરસની બાળવયના શાહજાદા મીરમહાબુલઅલ્લી ગાદીએ બેઠો અને તે હૈદ્રાબાદના હાલના રાજ કર્તાછે. નિજામની છોટી ઉમર હોવાથી તે વખતના ગવરનર જનરલ લાર્ડ મેયોએ તેમની લાયક ઉમર થતાં સુધી સરસાલારજંગને

રાજ્યના કુલ મુખતીઆર બનાવી કારભાર કરવા માટે, તેના હાથ નીચે રીજન્સીકાઉનસોલ નીમી, ખરૂ જોતાં સરસાલારજંગ નિઝામ જેટલી સત્તા પામ્યો. પરંતુ તેથી છલકાઈ નહિ જતાં ગંભીર વિચારઅને ચાલાકીથી રાજ્ય કારભાર ચલાવ્યો.

ઈ. સ. ૧૮૫૩માં નિઝામના રાજ્યના રક્ષણ માટે સિકંદરાબાદમાં જે ઈંગ્રેજી લસ્કર રાખવા ઠરાવ થઈ, તેના ખરચ બદલ વરાડનો ફળ દ્રુપ પ્રાંત નિઝામ સરકાર પાસેથી ઈંગ્રેજ સરકારે સરસાલારજંગના કાકા મીરાજઉલમુલ્કના કારભાર વખત લઈ લીધો હતો, તે પ્રાંત પાછો મેળવવા સરસાલારજંગ રાત દિવસ વિચાર કરતો હતો. આ કામ પાર પાડવાને તેણે અનેક યુક્તિઓથી રાજ્યની આબાદી તથા ઉપજમાં સારો વધારો કર્યો; અને ઈંગ્રેજી લસ્કરનું ખરચ વ્યાજમાંથી આપી શકાય એટલી સીલીક ખજાનામાં કરી. તે પછી તેણે ગવરનર જનરલ લૉર્ડનૉર્થબ્રુકને લખ્યું કે, જે મદદગાર લસ્કરના ખરચ બદલ વરાડ પ્રાંત ઈંગ્રેજ સરકારે નિઝામના રાજ્યમાંથી લીધો છે, તે લસ્કરની જરૂર હવે રહી હોય, એમ જણાતું નથી; કેમકે નિઝામના મુલકમાં સારી શાંત્તી પસરેલી છે. માટે એ ખરચ આ રાજ્યને માથેથી કમી કરવું. એમ છતાં કદાપી ઈંગ્રેજ સરકારને એ લસ્કર રાખવાની જરૂર જણાતી હોય તો તેનું ખરચ આ રાજ્યની તીજોરીમાંથી આપીશું, માટે અમારો વરાડ પ્રાંત અમને પાછો મળવો જોઇએ—આ મતલબનો ખલીતો તેણે ગવરનર જનરલ તરફ મોકલ્યો, પણ કંઈજ ઉત્તર મળ્યો નહિ, ત્યારે ફેર બીજીવાર એ વિશે લખ્યું. આ વખત એવો જવાબ મળ્યો કે નિઝામ છોટી ઉમરના છે, માટે તે પુખ્ત ઉમરના થઈ રાજ્ય સત્તા પોતાના સ્વાધીનમાં લે ત્યાં સુધી એ બાબત કંઈ થઇ શકશે નહિ. અને ફરીથી એ વિશે લખશો તો તેનો ઉત્તર પણ મળશે નહિ. આથી સરસાલારજંગ નિરાશ થયો નહિ. પણ તક આવે તે વાત યાદ કરવા મુલતવી રાખ્યું.

ઈ. સ. ૧૮૭૫ માં મહારાણીના વડા શાહજાદા પ્રીન્સઓફ વેલ્સ આ દેશમાં મુબાઈ આવ્યા. તે વખત નિઝામ સરકારને મુલાકત માટે આમંત્રણ થયું હતું; પરંતુ તે વખત તે નામદાર સરકારના તબીયત દુરસ્ત નહિ હોવાથી, સરસાલારજંગ તેમને મુબાઈ નહિ મોકલતાં પોતે પ્રીન્સની મુલાકત માટે મુબાઈ ગયો. આ મુલાકત વખત પ્રીન્સઑફ-

વેલ્સે સાલારજંગને વિલાઅત જોવાને ભલામણ કરી હતી; તેથી ઇ. સ. ૧૮૭૬ ના એપ્રીલ માસમાં તે વિલાયત ગયો અને સરધરલેન્ડનો ડ્યુક જે નામદાર પ્રીન્સઓફ્ વેલ્સની સાથે મુબાઈ આવ્યો હતો, અને જેની સાથે સાલારજંગને સારો પ્રેમ બાંધાયો હતો, તેને ત્યાં પરોણા તરીકે ઉતર્યો હતો. ઈંગ્લાંડમાં તેને ઘણુ સારૂ માન મળ્યું. ખુદ મહારાણીએ તેની મુલાકાત લઇ ખાણુ આપ્યું હતું. ઑકસ ફર્ડની યુનીવરસીટીએ તેને "દાકતર ઓફ્ ધીસીવીલલૉ" ની પદવી આપી હતી. અને લંડનશહેરના સ્વતંત્રપણાની બક્ષીશ ત્યાંના લાગતા વળગતાઓએ કરી. લૉર્ડ સાલ્સબરી તે વખત, હિંદખાતાનો પ્રધાન હતો, તેની ભેટ તેને થઇ હતી, જે વખત વરાડ પ્રાંત સબંધી પાછુ પ્રકરણ ચલાવવાને તેણે નામદાર પ્રધાન સાહેબની પરવાનગી મેળવી. એના વિલાયત જવાના સબંધમાં ઘણુ કરીને તે વરાડ પ્રાંત પાછો મેળવવાની પેરવી કરવા સારૂ ગયો હશે એમ અટકળ બાંધી શકાય છે. તેણે વિલાયતથી પાછા આવ્યા પછી એ પ્રકરણ પાછુ ચલાવ્યું, અને લૉર્ડ લીટનના વિશેષ કૃપા નજર તેણે મેળવી. ઈંગ્લાંડથી પાછા આવતાં ફ્રાન્સ દેશની રાજધાની પારીસમાં તેને એક અકસ્માત થવાથી તેના પગને ઈજા થઇ હતી; અને તેની જરા ખોડ રહી હતી.

મહારાણીવીકટોરીઆએ હિંદને માટે કૈસરેહિંદનો ખિતાબ ધારણ કર્યો, અને તે બાબત લૉર્ડલીટને દિલ્હીમાં તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ના રોજ પાદસાહી દરબાર ભર્યો હતો. એ દરબારમાં આવવા માટે હિંદના મોટા મોટા રાજા રાણાઓને આમંત્રણ થયાં હતાં. બાળરાજા નિજામ મહાબુબ અલીખાનને પણ આમંત્રણ થયું હતું, તેથી તે પોતે અને તેમની સાથે સરસાલારજંગ દિલ્હી ગયા હતા. આ દરબાર વખત નિજામ સરકારને ઈંગ્લીશ શહેનસાહી વાવટો આપવાને ઠરાવ થયો, અને સરસાલારજંગ તથા અમીરીકબીર સમસુલ ઉમરાવને દરેકને ૧૭ તોપનું માન મળવા ઠરાવ થયો. નિજામ સરકારની વડીઆઈ ( બાપની મા ) ને ઇ. સ. ૧૮૭૮માં હિંદુસ્થાનનો મુગટ એવો માનવંતો ખિતાબ મળ્યો હતો. નિજામ સરકાર ચાલાક છે અને તેમણે કેપટન કલાર્ક નામના એક ઈંગ્રેજ અમલદારના હાથ નીચે અભ્યાસ કર્યોછે; પણ તેમણે પોતાનો ઘણોખરો વખત પોતાની મા દાદીદુનીસા બેગમ અને દાદી દીલાવરૂનીસા બેગમની સાથે કાઢ્યો છે.

એજ સાલમાં (ઇ. સ. ૧૮૭૭) સરસાલારજંગનો મદદગાર (કોરી-જંટ) ગુજરી ગયો. તેને ઠેકાણે લૉર્ડલીટને વિકાર વિકાર ઉલઉમરા નામના સરદારની નીમનોક કોધી. આ સરદાર આર વરસ પછી ગુજરી ગયો, તે પછી તે જગાપર લૉર્ડરીપને બીજા માણસની નીમનોક નહિ કરતાં સર-સાલારજંગ એકલાને કારભાર કરવાને ઠરાવ્યું. સરસાલારજંગ પોતાના રૂડા કારભારથી રાજા, પ્રજા અને ઇંગ્રેજ સરકાર, એ સર્વનો પ્યારો થઇ પડ્યો હતો. પરંતુ તા. ૮ ફેબ્રુઆરી સને ૧૮૮૩ના રોજ કોલેરાના મરજથી મરણ પામ્યો.

સરસાલારજંગનું મરણ થયું તે વખત, નિજામ મીર મહાબુલઅ-લીખાનની ઉમર ૧૮ વરસની થઈ હતી, તેથી ઈંગ્રેજ સરકારે બીજા કોઇને પ્રધાન નહિ નીમતાં નિજામ સરકાર પોતાની રાજ સત્તા થોડી મુદતમાં સ્વાધીન લે ત્યાં સુધી, રીજન્સી કાઉનસીલ નીમી, તેની મારફત રાજ્ય વહીવટ ચલાવવા નક્કી કર્યું. નવી વ્યવસ્થામાં સરસાલારજંગના વડા બેટા સાલારજંગને સેક્રેટરીનો માન ભરેલો હોદ્દો મળ્યો.

નામદાર નિજામ મીર મહાબુલ અલીખાનનો જન્મ ઈ. સ. ૧૮૬૬માં થયો હતો. તેમણે કપ્તાનકલાર્ક નામના ઈંગ્રેજ અમલદારના હાથ નીચે ઈંગ્રેજી વિગેરે ઊંચી જાતની તાલમ લીધી છે. તેમજ તેમની મા વાદી-દુનીશા બેગમ તથા તેમની વડીબાઈ દીલાવરૂનીશા બેગમના હાથ નીચે રહી, નિતી અને સંસારીક બાબતની કેળવણી લીધીછે. પોતે રાજકાજ ચલાવવાને લાયક થવાથી, તા. ૫ ફેબ્રુઆરી સને ૧૮૮૪ના રોજ નામ-દાર વાઈસરાય લૉર્ડરીપને હૈદ્રાબાદમાં પોતાને હાથે ગાદી સીન કીધા. નિજામને ગાદીપર્તી ઠરાવતી વેળા, લૉર્ડરીપને એક ભાષણ કીધું હતું. ભાષણ થઈ રહ્યા પછી મહારાણીના નામથી નિજામને રાજા જાહેર કીધા. નામદાર નિજામે એક ઘણુ નાનું પણ સભ્યતાવાળું ભાષણ કરીને નામદાર મહારાણી તથા વાઈસરૉયનો ઉપકાર માન્યો હતો. નિજામના બોલી રહ્યા પછી લૉર્ડરીપને બ્રીટીશ રાજ્ય તરફથી એક સુદર હીરા જડીત ભાલો નામદાર નિજામને ભેટ આપ્યો હતો, તથા રાજ્યના મોટા ઉમરાવ નવાબ બીયકતઅલ્લી ઉર્ફે સાલારજંગ, પેશકાર નરેંદ્રપ્રસાદ અને ખુરસીદજાંહને તલવારો આપવામાં આવી હતી. પેશકાર નરેંદ્રપ્રસાદ, એ ચંદુલાલનો પૌત્ર થાયછે નામદાર લૉર્ડરીપને જે ભાષણ કીધું હતું,

તે મતન કરવા જોગ જાણી અહિં દાખલ કરવામાં આવ્યું છે. લૌર્ડરીપને કહ્યુંછે કે.—

"પ્રથમ તમારી તીજોરી તપાસજો. ત્રીજોરીનો અવ્યવસ્થીત કાર-"
"ભાર રાખવાથી રાજયો નાશ પામેછે. આ વાત સર્વ સ્થળે ખરીછે."
"હિંદુસ્થાનમાં તેમાં વિશેષે કરીને ખરીછે. ત્રીજોરીની વ્યવસ્થામાં બીન"
"કાળજી અને ઉડાઉપણું રાખવાથી પ્રથમ તો ભારે કરો નાખવા પડેછે;"
"પછી લોકો ધીમે ધીમે ગરીબ અવસ્થામાં આવી જાયછે અને પાય-"
"માલ થઈ જાયછે. રાજયને ભારે વ્યાજે નાણાં કાઢવાં પડેછે, અને આ-"
"ખરે દેવાળાનો વખત આવી પડેછે. નિતીસર કરકસર રાખવાથી"
"અને લોકોની સ્થીતીપર ધ્યાન આપી વ્યાજબી કર નાખવાથી, લો-"
"કોની આબાદી અને દોલત હમેશાં વધતાં જાયછે. હિંદુસ્થાનમાં સારા"
"રાજ્યનો પાયો તેની મહેસુલ ઊઘરાવાની રૂડી રીત છે, અને તે વિના"
"રાજા પોતે સંકટમાં આવી પડેછે, તથા લોકો દુઃખી થાયછે. વળી હું"
"ઘણી ઇન્તેજારીથી આશા રાખુછું કે પ્રમાણિક અને સમાન ઇનસાફ"
"આપવા તરફ ઘણું સખત ધ્યાન આપશો. રાજ્યના ન્યાય ખાતાના"
"અમલદારો એવા શુદ્ધ હોવા જોઇએ કે જેના સબંધમાં એક વહેમનું"
"પણ કલંક નહિ હોય, અને એવા બહાદુર હોવા જોઇએ કે ધાકના"
"માર્યા તેઓ ડરી નહિ જાય; રાજ્યમાં આ પ્રમાણે હોવાથી રાજયકર્તા"
"તરફ તેની પ્રજા મોટા આભારથી, અને પડોશની પ્રજા મોટા વખા-"
"ણની સાથ જોયછે. હવે તમારે માથે ઘણું અઘરૂ અને જોખમદાર કામ"
"આવી પડયું છે. આશરે એક કરોડ મનુષ્યની પ્રજાના તમે રાજાધિરાજ"
"છો, તેઓના સુખનો હવે પછીનો મોટો આધાર તમારા ઉપર, તમા-"
"રા ડહાપણ, તમારા ઉદ્યોગ, અને તમારી મન ધારણા ઉપર છે. તમને"
"વિનંતી સાથ મને કહેવાદો કે સત્તાની બહારના ભભકા તરફ, હવે"
"પછી તમને વીંટલાઇને રહેનારી દોલત અને દબદબા તરફ, અને"
"હવે પછી દરેક બાજુ તરફથી મળનારી તાબેદારી અને ખુશામત તર-"
"ફ પતરાજી ઉત્પન્ન કરતા સંતોષથી જોશો નહિ. તમારૂ રાજ્ય મોટા"
"વિસ્તારવાળું, તમારી ઉપજ ઘણી મોટી અને રાજ્યની વસ્તી ઘણી"
"બહોળી છે; પણ એ ત્રણમાંની કોઈ પણ વસ્તુ તમને અભિમાન"
"કરતી ન થાઓ. તમે ઘણા તરૂણછો અને તરૂણાવસ્થાને વિશેષે કરીને"

"જે લાલચોફ઼સાવી મારેછે, તેવી લાલચો તમને ધણી તરફથી આ-"
"વી મળશે. પણ તેવી લાલચોને તમારા ઉપર ઉપરીપણું ભોગવવા"
"દેતા નહિ. તમારે માટે એક કરતાં વધારે ઉમદા અને વધારે મોટાં"
"કાર્યો આવવાનાં અને કરવાનાં છે. હિંદુસ્થાનના દેશી રાજાઓમાં"
"તમે તમારે માટે એક નામ કાઢવાની ઇચ્છા રાખતા હોતો જે, સમય-"
"માં હાલ આપણે રહીએ છીએ તે સમયમાં તમારા રાજ્યના રૂડા અને"
"ન્યાયી ઈનસાફથી અને તમારી પ્રજાની દેખાતી જણાઈ આવતી આ-"
"બાદાનીથી, તે રૂડું નામ તમે મેળવી શકશો. તમારા પાદશાહી કુળ"
"તરફ અને તમારી તરફ તમારી પ્રજાનો ભક્તિભાવ દેખીતો અને"
"શંશય વગરનો છે. હવે તે ભક્તિ ભાવ ટકાવી રાખવો તમારા હાથમાં"
"છે, અને જેમ વરસ જતાં જાયછે, તેમ તેમ ભક્તિ ભાવને દ્રઢ કરી,"
"એક રાજ્યકર્તાને મહામુલ્યવાન ગણાતી વસ્તું—પ્રજાનો ઉમળકાનો"
"પ્રીતી ભાવ સંપાદાન કરવો. તમારી પ્રજા ઉપરની દેખરેખ, પરમેશ્વરે તમ"
"ને એટલા માટે નથી આપી કે તમે તેને તમારા વિલાસ અને અભિમાન"
"ના સાધન રૂપ કરી મુકો. પ્રભુએ તેમને તમારી દેખરેખ તળે એટલા"
"માટે મુકયા છે કે તમે તેમના ઊપર રાજ્ય કરીને પ્રભુનો રૂડો વિજય"
"દાખલો બતાવો અને પ્રજાનું કલ્યાણ કરો. પ્રજાના ભલામાં તમારૂં મોટું"
"સુખ અને તેઓના સંતોષી જીવમાં તમારી મોટી સલામતિ તમે માનશો."
"આના કરતાં હલકો ઉદ્દેશ રાખશો નહિ. આના કરતાં હલકા જયથી"
"સંતોષી થશો નહિ. પણ તમારા પાછલા વંશજોના પરાક્રમને યાદ"
"કરી, તમારો મોટો લોભ એવો રાખો કે, તમને પણ તમારા પુર્વજોની"
"સાથે મળી જવાનો સમય આવે ત્યારે લોકો તમારે માટે એમ બોલે"
"કે, પોતાની પ્રજાને વધારે સારી આબાદાનીમાં મુકી, તેમણે દેહ"
"છોડયો. આ મોટા કામમાં તમને ધણીવાર અડચણો અને લાલચો"
"આવી પડશે; તોપણ તેમાં તમને રાણીસરકારતરફથી હમેશાં જોઇએ"
"તેટલી મદદ મળવાને હું વચન આપુછું. આ તેમજ બીજા કોઈ"
"દેશી રાજ્યના સબંધમાં બ્રિટિશસરકારની મુખ્ય ધારણા એ છે કે, તે"
"રાજ્ય ધણું આબાદ અને સારીરીતે ચાલતું હોવું જોઇએ. જેટલે"
"સુધી આ હેતુ વધી શકશે તેટલે સુધી અમારી મદદ તમને હમેશાં"
"મળશે. હિંદુસ્થાનનાં દેશી રાજ્યને ખાલસા નહિ કરતાં તેમને"

"હયાત રહેવા દેવાં, એ આ વખતથી એક મુખ્ય બ્રિટિશ નીતિ છે,"
"અને અમારા વિચાર પ્રમાણે દેશી રાજ્યની હયાતીમાં ઈંગ્રેજ સ્વાર્થનો"
"મોટો લાભ રહેલો છે. તમારી સરકાર સારીરીતે વ્યવસ્થીત અને મજબુત"
"પાયાવાળી થાય, તમારી ત્રીઝોરીની વ્યવસ્થા પણ સારી રીતે રખાય,"
"અને લોકોનાપર કરનો બોજો વ્યાજબી રીતે પડે, તમારો અમીરી વર્ગ"
"તમારી ભક્તિવાળો થાય અને તમારા લોકો સંતોષી થાય. એ હું સારી"
"પેઠે જાણુંછું કે જે પાદશાહ જાદી (મહારાણી વીકટોરીઆ)ના પ્રતિનિધિ"
"તરીકે આજે હું ઉભોછું તેમની આતુરતા ભરી ઇચ્છા છે કે તમારી"
"રાજ્યકીય કારકીર્દી તરફ રાણીસાહેબ ઘણા લક્ષ પુર્વક જોવે. તમે"
"તેમની આશાનેનિરાશ કરશો નહિ. અને મારા મિત્ર જેમના કામકાજમાં"
"મને એક ખાશ ભાવ રહેલો છે— હવે પેલી મસનુંદ તખ્ત ઉપર તમને"
"બેસાડવાનું મારે માટે બાકી રહેલું છે અને મારા હૈયાની એવી આતુરતા"
"તથા આશીશ બતાવવી કે પ્રભુ તમારૂ સુભ કરી તમને સદ રસ્તે દોરવો"
"તમારા રાજ્યને આબાદ, ન્યાયી અને માનવંતુ કરો કે તેથી કરીને"
"આજને દિવસે ધારેલી સુભ ધારણ આગળ જતાં ઝાંખી ન પડે, અને"
"આ રાજ્યની તવારીખમાં તમારા રાજ્યાભિષેકની તારીખને એક ઘણા"
"તેજસ્વી શકના આરંભ તરીકે ભવિષ્યની પ્રજા યાદ કરો:તથાસ્તું."

નામદાર નિજામને રાજ્યનો કુલ અધિકાર મળ્યો તેજ વખતે તેમણે મરનાર સરસાલારજંગના બેટા નવાબ સાલારજંગને દિવાન ઠરાવ્યા. થોડા દિવસ પછી ચંદુલાલના પૌત્ર પેશકાર નરેંદ્રપ્રસાદને અને સાલારજંગને અણબનાવ થયો; તથા તે સાલારજંગને દિવાન પદપર રહેવા દેવા રાજી નથી એમ તુરત વાત બહાર આવી હતી. તથા તેમને થોડા વખતમાં દિવાનગીરી છોડવી પડી. પરંતુ ફેર તેમને નિજામ સરકારે દિવાન બનાવ્યા. નિજામના રાજ્યના કારભારની ખટપટ દિનપરદિન પર વધવા માંડી અને હકીકત શી છે તે બાબત નામદાર વાઇસરૉયે હૈદ્રાબાદના રેસીડેન્ટ મી. કોરડીને સને ૧૮૮૫ની અધવચમાં પોતાની હજુરમાં બોલાવી પુછપરછ કીધી, પણ તેથી કંઈ સફાઈ આવી નહિ. જેથી છેવટ નિજામ અને દિવાન સાલારજંગ વચ્ચેનો વાંધો ટાળવા સને ૧૮૮૬ની આખરે નિજામના સલાહકાર તરીકે એક કર્નલ મારસલ નામના યુરોપીઅનને હિંદુસ્થાનની સરકારે નીમ્યો. સરસાલાર-

જંગે ઈ. સ. ૧૮૮૭ના એપ્રીલ માસમાં દિવાનગીરીનું રાજીનામુ આપ્યું. અને કેટલીક મુદત પછી નવાબ બુસીરદૌલાને દિવાન બનાવવામાં આવ્યા. સાલારજંગે દિવાનગીરી છોડી તે વખત તેને આશરે ૨૦ લાખરૂપીઆનું કરજ હતું, તે નિજામ સરકારે પોતાની તીજોરીમાંથી આપવા કબુલ કર્યું એટલુંજ નહિ પણ દિવાનના હોદ્દાનો નિમે પગાર એટલે દર માસે રૂ૭૫૦૦) ઘેર બેઠાં પેનસન આપવા કબુલ કર્યુંછે.

ઇ. સ. ૧૮૮૯ની સાલમાં નામદાર મહારાણી તરફથી નામદાર નિજામ મીર મહાબુલઅલીખાનને જી. સી. એસ. આઇનો માનવંતો ખિતાબ મળ્યોછે. નામદાર નિજામ મીર મહાબુલઅલીખાનનો ખિતાબ આ પ્રમાણે છે—સીપાહ સાલાર સફરજંગ મુજફરેઉલમુલ્ક રૂસ્તમે દુરાની અરીસ્તપેઝમાન મીર મહાબુલઅલીખાન બહાદુર ફતેહજંગ નિજામ ઉદ્દૌલા, નિજામ ઉલમુલ્ક અસોફજાંહ એની ગાદી અમર તપો. નામદાર નિજામ મીર મહાબુલઅલીખાન પોતે બ્રિટિશ છાવણીમાં જાય તે વખત લશ્કરી સલામતી અને ૨૧ તોપ ફોડી માન આપવામાં આવે છે. નિજામ સરકારની હાલ ૨૩ વરસની ઉમરછે. આ રાજ્યના લશ્કરમાં ૭૧ લડાઇની તોપ અને ૬૫૪ બીજી તોપ, ૫૫૧ ગોલંદાજ, ૧૪૦૦ ઘોડે સ્વાર, ૧૨૭૭૫ પાયદળ અને આ શિવાય બીજું ઘણું ઇરેગ્યુલર પાયદળ છે.

**હૈદ્રાબાદ**—એ રાજધાનીનું શહેરછે અને તેમાં નવાબ સાહેબ રહે છે. આ શહેર મુશીનદી પર આવેલું છે. તે દરીઆ સપાટીથી ૧૭૦૦ ફુટ ઊંચું છે. તે મદ્રાશથી વાવ્યકોણમાં ૩૮૯ માઇલ, મુબાઇથી અગ્નિકોણમાં ૪૪૯ માઇલ અને કલકતેથી નૈરૂત્યકોણમાં ૯૬૨ માઇલ છે. આ શહેરમાં ૧૨૩૦૦૦ માણસની વસ્તી છે અને પરાંની વસ્તી ૨૩૧૦૦૦ માણસની છે. શહેરનો ઘેરાવો ૬ માઇલનો છે અને તેની આસપાસ પથરનો કોટ છે. અહિંના લોક શૂરવીર છે અને તેમની દરેકની પાસ હથીઆર સજેલાં હોયછે. તેમાં મુખ્યત્વે કરીને લડવઇઆ લોક તો હથીઆરથી સણગારેલાજ રહેછે. અહિં આરબ, સિંધિ, રોહીલા, પઠાણ, મરેઠા, તુર્ક, શિખ, પારસી અને બીજી ઘણી જાતના લોક રહેછે. પશ્ચિમ તરફથી આવતાં રાજમહેલ, મસીદો અને ઇંગ્રેજી છાવણીને માટે બાંધેલાં મકાનને લીધે શહેરનો દેખાવ સુંદર દેખાયછે. હૈદ્રાબાદથી દક્ષિણમાં

થોડા માઇલને છેટે એક મોટું સરોવર છે તેનો ૨૦ માઇલનો ઘેરાવો છે.

આ શહેરમાં રાજમહેલ, મસીદો, અને ઈંગ્રેજી છાવણીને માટે બાંધેલાં મકાનો એ મુખ્ય જગાઓ છે. આમાંનારાજમહેલનો ૩ માઇલનો ઘેરાવોછે. જુમામસીદ એક મોટું અને સુંદર મકાન છે. તેના મીનારા ઘણાજ ઊંચા છે. તેની અંદરના થાંભલા ઘણા ઊંચા અને અડદીઆ પથ્થરના બનાવેલા છે. હૈદ્રાબાદમાં ઘણા બાગછે, તેમાં નિઝામના દિવાનનો બાગ ઘણોજ સારોછે. આ શિવાય કોલેજ અથવા (ચાર મીનારા) એ નામનું સુંદર મકાન છે. મુશીનદીથી ઉત્તરે એક મોટું બજારછે. અને તે બેગમનું બજાર એ નામથી ઓળખાય છે. ઈંગ્રેજી છાવણી શહેરના આ ભાગમાં છે. આ શિવાય 'બારદર' એટલે બાર દરવાજાવાળો એક મહેલ છે, તેમાં નિઝામનો દિવાન સરસાલારજંગ રહેછે.

હૈદ્રાબાદ ઇ. સ. ૧૫૮૯ માં આ રાજ્યના સ્થાપનાર સુલતાન કુલીકુતુબશાહના પાંચમા વંશજ કુતુબશાહ મહમદકુલીએ સ્થાપ્યુ હતું. મહમદકુલીએ પાણીની તંગાશને લીધે પોતાની રાજધાની ગોવળકોંડામાંથી, એક બીજું શહેર મુશી નદીપર વસાવી ત્યાં કરી. આ શહેર ગોવળકોંડાથી ૭ માઇલ દુરછે. આ શહેરનું નામ તેણે પોતાની વહાલી સ્ત્રી ભાગ્યવંતીના નામપરથી ભાગ્ય નગર પાડયું હતું; પણ તેના મરણ પછી તેનું નામ હૈદ્રાબાદ પાડયું (હૈદરનું શહેર)

---

## મહિસુર.

આ દેશ કર્નાટકનો એક ભાગછે. તેના રાજકર્તા મહારાજાની પદ્દિથી ઓળખાય છે અને તેઓ યદુ વંશી રજપુત છે.

**સીમા**—આ રાજ્યની ઉત્તરે ધારવાડ તથા બલ્લારી જીલ્લા, પૂર્વે કડપા, આર્કટ અને સેલમ જીલ્લા, દક્ષિણે કોઇમ્બતુર તથા મલબાર જીલ્લા અને પશ્ચિમે કાનડા જીલ્લો તથા *કુર્ગનું સંસ્થાન છે.

---

*કુર્ગ એ સંસ્થાન મહિસુરના રાજ્યની નૈરૂત્ય ખુણામાં છે. તેનું ક્ષેત્રફળ ૧૫૮૩ ચોરસમાઇલ અને વસ્તી આશરે ૧૮૦૦૦૦ માણસની છે. ભાષા કાનડી છે. આ સંસ્થાનના લોક ઘણું કરીને નાયર જાતના છે. તે લોક દેખાવડા ચહેરાના અને ઉદ્યોગી છે. તેમનામાં એક નવાઈ જેવી રીત એછે કે ઘણાક ભાઇઓની સ્ત્રીઓ ભેગી રહીને તેઓ સર્વભાઇઓને

**વીસ્તાર**—આ રાજ્યનું ક્ષેત્રફળ ૨૪૦૦૦ ( ચોવીસહજાર ) ચોરસ-માઇલ છે; તથા તેમાં ૧૭૭૦૦ ગામ અને તેમાં આશરે ૪૧૮૬૦૦૦ (એકતાળી લાખ છયાશીહજાર) માણસની વસ્તી છે.

**વાર્ષીક ઉપજ**—૨૧૧૦૦૦૦૦૦ (એકકરોડ દશલાખ)ને આશરે થા-યછે. તેમાંથી (૨૨૪૫૦૦૦૦ ચોવીશલાખ પચાશહજાર) લશ્કરના ખરચ બદલ ઇંગ્રેજસરકારને આપેછે.

**દેશનું સ્વરૂપ**—આ દેશના મુખ્યત્વે કરીને ચાર પ્રાંત કરવામાં આવ્યા છે. ૧ ઉત્તર ભાગમાં ચિત્ર દુર્ગ, ૨ દક્ષિણમાં મહિસુર, ૩ પૂર્વમાં બાંગલોર અને ૪ પશ્ચિમમાં બેદનુર છે. આ દેશ ઊંચાણમાં છે. દેશ-ની જમીનમાં મુખ્યત્વે કરીને ડુંગરો ઘણા છે તોપણ મધ્ય, ઉત્તર અને ઇશાન ખૂણા તરફનો ભાગ સપાટ પાધર છે. દેશના ઉપલા ભાગનો ઉ-તાર ઘણું કરીને ઉત્તર તરફનો છે; તોપણ તેમાંના થોડા ભાગનો ઉતાર પશ્ચિમ તરફનો છે; તેમજ નીચલા ભાગનો ઉતાર અગ્નિખૂણા તરફ છે. મુખ્ય બે ડુંગરો છે તેમાંનો એક સ્વર્ગગા નામનો ડુંગર બાંગલોરની વાવ્ય કોણ તરફ છે. તેની ઉંચાઈ ૪૬૦૦ ફુટની છે. અને બીજો બાબાબુંદન નામનો ડુંગર બેદનુરની પાસેછે તેની ઉંચાઈ ૬૦૦૦ ફુટની છે. આ દેશ-માં ઠેકાણે ઠેકાણે કરાડ સરખા સીધા અને ઉચા ડુંગરો છે. તેના ઉપર કિલ્લા બાંધેલા નજરે પડેછે અને તે દુર્ગના નામથી ઓળખાય છે. આ દુર્ગ નામના ડુંગરાઓની ઉંચાઇ ૧૦૦૦ થી તે ૧૫૦૦ ફુટ સુધીની છે. આ દુર્ગમાંનો નંદી દુર્ગ ઘણો પ્રસિદ્ધ અને તે ૪૮૫૬ ફુટ સુધીની ઉંચાઇવાળો છે. તથા બીજો એક સુવર્ણ દુર્ગ નામનો છે તેની ઉંચાઇ ૪૦૦૦ ફુટની છે.

**નદીઓ**—મુખ્ય નદી કાવેરી છે. તે કુર્ગ એટલે પશ્ચિમમાંથી આ-વીને આ દેશ પસાર કરી મદ્રાશ ઇલાકામાં થઇને બંગાળાના ઉપસાગરને

---

સમાન ગણેછે; એટલે ગમે તે સ્ત્રીને ગમે તે ભાઇ પોતાની પાસે રાખી શકે છે. આ સંસ્થાન ઉપર પ્રથમ રાજા રાજ કરતો હતો. લિંગાયત રા-જા પોતાની રૈયત ઉપર ઘણો જુલમ કરતો હતો તેથી ઇંગ્રેજોએ તેને પદભ્રષ્ટ કરી ઇ. સ. ૧૮૩૪ માં તે સંસ્થાન ખાલસા કર્યું. હાલ તેનો વ-હીવટ મહિસુરના ચીફ કમીશનરના હાથ નીચેનો એક સુપ્રીટેન્ડેન્ટ મર્કારા શહેરમાં રહીને ચલાવે છે.

મળેછે. આ નદીને આ દેશની લક્ષ્મણતિર્થ અને કુબાની એ નદીઓ મળેછે; તેમજ વાવ્યકોણ તરફથી હીમવતી અને ઉત્તર તરફથી સીંગા અને અર્કવટી એ નામની નદીઓ આવીને મળેછે. શીરવતી નામની નદી આ દેશ પસાર કરી પશ્ચિમ તરફ જઇને હિંદીમહાસાગરને મળેછે. તુંગ અને ભદ્રા એ નામની બે નદીઓ વાવ્યકોણ તરફના ભાગમાંથી નીકળી હોલાહોનુરની પાસે ભેગી થઈ ત્યાંથી તુંગભદ્રા નામ ધારણ કરી ઇશાનકોણ તરફ જઈ આ દેશ છોડ્યા પછી કૃષ્ણા નદીને મળેછે. આ તુંગભદ્રાને હુગરી (વેદવતી) નદી પણ મળેછે. પનાર નદી આ દેશ પસાર કરી ઉત્તર તરફ જઈ ત્યાંથી પૂર્વમાં બંગાળાના ઉપસાગરને મળેછે. આ સિવાય બીજી ઘણી નાની નદીઓ છે.

**હવા પાણી**—મહિસુર દેશ સમુદ્રથી ઉચાણપર હોવાને લીધે હવા ઠંડી અને સુખદાયક છે. તાપમાં ફેરફાર ઘણો થાયછે. વરસાદ બે મોસમમાં પડેછે. તેથી હવા ભીનાશવાળી હોયછે. નૈરુત્યકોણ તરફથી વરસાદ પડેછે તે ઘણો અને ઈશાનકોણ તરફનો થોડો હોયછે. એપ્રીલ તથા મે માસમાં કોઈ કોઈ વખત મોટા મોટા કરા પડેછે. હવા સારીછે તોપણ અનેક પ્રકારના રોગ થાયછે.

**જમીન તથા નિપજ**—જમીન રસાળ છે તેથી પાક સારો ઉતરે છે. તેમાં મુખ્યત્વે કરીને ઉત્તમ જાતની ડાંગર વિશેષ થાયછે. આ સિવાય બાજરી, મકાઈ, ઘઉં, નાગલી, કઠોળ, તલ, દીવેલી, વગરે તેમજ શેરડીમાંથી ખાંડ થાયછે. સિવાય કસુંબો, બુંદ, તમાકુ, સાગુચોખા (સાબુચોખા) અને કપાસ વિગરે પણ થાયછે. વાડીઓમાં ફળ ફળાદિ અને શાક ભાજી થાયછે. જંગલોમાં સાગ અને ચંદન (સુખડ) વગરેનાં ઇમારતી તથા સીસમ વગરેના બીજાં ઝાડો થાયછે. સોપારી નાળિએર અને તેજાનાનાં ઝાડ પણ થાયછે.

**જનાવર**—આ દેશના જંગલોમાં હાથી, વાઘ, ચિત્રા, ઘોડા, અને બીજાં અનેક પ્રકારનાં જનાવર હોયછે. આ સિવાય ઘણી જાતનાં હરણુ અને વાંદરાં થાયછે. વનકુતરા (દીપડાં) થાયછે તે ટોળાબંધ થઇને શિકારને માટે નીકળી પડેછે. તેઓ હાથી સિવાય બીજાં ઘણાંખરાં જાનવરોના પ્રાણ લેછે. આ દેશમાં ગાય અને બળદ થોડા હોયછે; પણ બકરાં અને ઘેટાં પષ્કળ હોયછે.

**કારીગરીની** જણસો—સુતરાઉ કાપડ, ઉનનું જાડું કાપડ, ગલીચા, સેતરંજીઓ, અને રેસમી કાપડ થાયછે. વેપાર ઘણુંકરીને વણઝારા લોકથી ચાલેછે. તે લોક પોઠીઆ ઉપર માલ ભરીને ઠેકાણે ઠેકાણે વેચવા લઈ જાયછે.

**લોક**—મુખ્યત્વે કરીને હિંદુ અને થોડા મુસલમાન છે. તેમાંના ઘણાખરા પહાડી અને બળવાન છે. ભાષા મુખ્યત્વે કરીને કાનડી છે.

**રેલવે**—મહિસુરથી ઈશાનખૂણામાં બાંગલોર અને બાંગલોરથી પૂર્વમાં આ દેશના પૂર્વ ભાગની બહાર થોડે છેટે મદ્રાશ જવાની રેલવે લાઇન છે ત્યાં સુધી છે.

**મુખ્ય શહેરો**—મહિસુર એ આ દેશની રાજગાદીનું મુખ્ય શહેર છે; તેમાં રાજકર્તા મહારાજા રહેછે. આ શહેરમાં રેલવે સ્ટેશન, સરકારી તારઑફીસ, પોસ્ટઑફીસ અને વિદ્યાલયોનાં મોટાં મોટાં સ્થળો છે. મહિસુરથી ઉત્તરમાં ૧૨ માઇલને છેટે કાવેરી નદી ઉપર શ્રીરંગપટ્ટણ છે; તેમાં પ્રથમ હૈદર અને ટીપુ સુલતાનની રાજ્યગાદી હતી. તેમના વખતના કિલ્લા બહુ મજબુત અને રળીઆમણા છે. બાંગલોર એ રાજ્યના ઘણું કરીને પુર્વ ભાગમાં છે, અને તેમાં આ દેશનો ચીફ કમીશનર એ હોદ્દાનો એક યુરોપિયન અમલદાર તથા કેટલુંક ઈંગ્રેજી લશ્કર રહેછે. સિવાય બેદનુર, ચિત્ર દુર્ગ, હાંસકોટ, નંદી દુર્ગ, કોલા અને હરિહર એ મોટાં શહેરો છે. આ રાજ્યનું પોસ્ટખાતું મહારાજા તરફથી ઈલાયદુ ચાલેછે.

**ઈતિહાસ**—આ દેશના રાજકર્ત્તા મહારાજા કહેવાય છે અને તેઓ યદુ જાતના રજપૂત છે. તેમના વડીલો ઘણા પ્રાચીનકાળથી આ દેશમાં રાજ્ય કરતા આવ્યા છે. અસલના વખતમાં મહિસુરના મુલકપર સુગ્રીવનો અમલ હતો. તેના સરદાર હનુમાને રામને, લંકાંના રાજા રાવણની સામેની લડાઇમાં મદદ કરી હતી. ઇ. સ. પહેલાં ત્રીજા સૈકામાં આ દેશમાં બુદ્ધ ધર્મના લોક આવ્યા. જૈનધર્મના લોકોએ આ દેશ ઉપર ઘણાં વર્ષ સુધી રાજ્ય કર્યું. તેમનાં દેવળો અને બીજા યાદગીરીના દાખલા હજુ મળી આવેછે.

અગાઉના વખતમાં મહિસુરના ઉત્તર ભાગમાં કડમ્બા વંશના રાજા રાજ્ય કરતા હતા. તેમની રાજધાની બનાવાસી નગરમાં હતી. તેઓએ ૧૪ મા સૈકા સુધી રાજ્ય કર્યું, પણ પછીથી ચાલુક્ય વંશના રાજા-

ઓએ તેમનો મુલક જીતી લઇ તેમને ખંડીઆ કર્યાં.

કાંગુ અથવા ગંગાશ જેઓ મહિસુરના દક્ષિણ ભાગમાં રાજ કરતા હતા તેમની રાજધાની પહેલ વહેલાં કારરમાં હતી, પણ પછીથી તેઓએ પોતાની રાજધાની કાવેરી નદીપરના તાલકંદ નગરમાં કરી. આ વંશનો ૯ મા સૈકામાં કોલ્લા લોકોએ નાશ કર્યો. આ વંશના કેટલાક લેખો મળી આવ્યા છે તેપરથી જણાય છે કે તેઓ જૈનધર્મ પાળતા હતા. આ શિવાય પલવાસ લોકોના તાબામાં મહિસુરની પુર્વ તરફનો મુલક હતો. ઇ. સ. ના ૭ ના સૈકામાં ચાલુક્ય રાજાઓએ તે મુલક જીતી લીધો પણ ૧૦ મા સૈકા સુધી તેઓ તેમના કટ્ટા દુશ્મન થઇ પડ્યા હતા. ચાલુકય લોક ઉત્તર તરફથી ૪થા સૈકામાં આવ્યા અને ઘણોક મુલક જીતી લીધો, જેમાંનો થોડો તેમના હાથમાં ૧૨ મા સૈકા સુધી રહ્યો. આ વખતે બલાલ સરદારોએ તેમને હરાવ્યા અને તેમનો મુલક પોતાના રાજ્ય સાથે જોડી દીધો.

બલાલ વંશના રાજા જૈન ધર્મ પાળતા હતા અને તેઓ લડવૈઆ હતા. તેઓએ ઈ. સ. ૧૩૧૦ સુધી દ્વારા સમુદ્ર (દ્વારકા વટીપટણ)માં રાજ્ય કર્યું. ઈ. સ. ૧૩૧૦માં દિલ્હીના પાદશાહ અલાઉદ્દીનના સરદાર મલેકકાફરે બલાલરાજાને કેદ પકડ્યો અને તેની રાજધાનીનું શહેર લૂટી લીધું. ૧૬ વર્ષ પછી મહમદ તઘલખે એક બીજું લશ્કર મોકલ્યું. આ લશ્કરે દ્વાર સમુદ્રનો નાશ કીધો તોપણ તેનાં કેટલાંએક દેવળો હજી સુધી છે.

હોઈસાલા બલાલ વંશનો નાશ થયા પછી તુંગભદ્રાપર વિજયનગરમાં એક નવા જોરાવર હિંદુ રાજા થયા. આ શહેર ઈ. સ. ૧૩૩૬માં હકા અને બકાએ બાંધ્યું હતું. તેઓ વરંગુલના દરબારમાં નોકર હતા. હકાએ હરીહરનો ખિતાબ ધારણ કર્યો હતો અને પોતાના વંશજને નરસિંહનો ખિતાબ આપ્યો. આ રાજાઓને અને બ્રાહ્મણી વંશના મુસલમાન રાજાઓને કટ્ટી દુશ્મનાવટ હતી, અને તેથી તેમની વચ્ચે વારે વારે લડાઇઓ થતી. ઈ. સ. ૧૫૬૫માં દક્ષિણના ચાર મુસલમાન રાજાઓએ એકો કરી વિજયનગરના રામ રાજાપર હુમલો કરી તાલીકોટની લડાઈમાં તેને હરાવી મારી નાંખ્યો. આ પછી તેના વંશજોએ પેનુકોન્ડા અને ચંદ્રગીરીમાં કેટલાક વખત સુધી પોતાની સત્તા જારી

રાખી, પણ આખરે તેમનો નાશ થયો. પેનુકોન્ડામાં છેલા નરસિંહ રાજાઓના વખતમાં, તાબાના નાના સરદારો જેઓ પાલઘર કહેવાતા તે સ્વતંત્ર થઈ પડ્યા. આમાં મુખ્ય મહિસુરની દક્ષિણના વાડીઅર, ઉત્તરમાં કલાદીના નાયકો, પશ્ચિમમાં બલમ (મનજારાબાદ)ના નાયકો અને ચિતાલડ્રુગ અને તરીકિરાના બીડર સરદારો હતા.

આમાંના મહિસુરની દક્ષિણના વાડીઅરના મુળ પુરૂષ વિજયરાજ અને ક્રીશ્નરાજ નામના બે ભાઈ હતા. તેઓ ઈ. સ. ૧૩૯૯માં કાઠીઆવાડના દ્વારકાં નગરમાંથી હેડના ગામમાં લગ્ન પ્રસંગે પરદેશી તરીકે આવ્યા હતા. તેમણે કર્નાટકની પશ્ચિમે એક નાનો મુલક, જે બે કિલ્લા અને થોડાં ગામડાંનો બનેલો હતો તેનાપર અમલ કરવા માંડ્યો. તેમની પછી તેમના વંશમાં હરિબીટાડ ચામરાજ, ટીમારાજ, અને હરિ ચામરાજ જે છ આંગળીઓ કહેવાતો હતો તે અનુક્રમે રાજા થયા. હરિચામરાજ (છ આંગળીઆ)નો અમલ તે દેશમાં ઈ. સ. ૧૫૦૭માં હતો. તેના મરણ પછી તેનો વારસ હરિબીટાડ ચામરાજ ગાદીએ બેઠો. તેણે પોતાના નાના રાજ્યના ઈ. સ. ૧૫૨૪માં ત્રણ ભાગ કરી પોતાના ત્રણ છોકરાને વહેંચી આપ્યા. આમાંના નાના ચામરાજ (તાલીઆ)ને તેના ભાગમાં પુરનગઢનો કિલ્લો અને પાસેનાં કેટલાંક ગામડાં આવ્યાં હતાં. આ પુરનગઢના કિલ્લાની તેણે તેજ વર્ષમાં મરામત કરાવી તેનું અસલ નામ બદલી મહિષાસુર (ભેંસના માથાવાળો રાક્ષસ) એવું નામ પાડ્યું, અને તે ઉપરથી હાલનું નામ મહિસુર પડ્યું છે. એવું કહેવાયછે. કે આ રાક્ષસ (મહિષાસૂર)નો ચામુડા દેવીએ નાશ કર્યો હતો તેથી મહિસુરના રાજકર્તા તે દેવીને પોતાની કુળદેવી તરીકે માનેછે.

ચામરાજા મહિસુરનો પહેલો રાજા હતો. ઈ. સ. ૧૫૬૪-૬૫માં વિજયનગરનું હિંદુરાજ મુસલમાન પાદશાહોને હાથ ગયું. આ બનાવથી મહિસુરના રાજાને ઘણો ફાયદો થયો. તેણે પોતાના મુલકમાં ઘણો વધારો કર્યો. જ્યારે વિજયનગર મુસલમાનોને હાથ ગયું ત્યારે ત્યાંના રાજાએ શ્રીરંગપટ્ટણમાં જઈ રાજ્ય કરવા માંડ્યું. તે કમજોર અને દમવગરનો હતો, પણ આવિષે ચામરાજ (તાલીઆ) સિવાય બીજા કોઈને ખબર નહોતી. તેથી તેણે ખંડણી આપવી બંધ કરી, કિલ્લા બાંધ્યા, ખંડણી ઉઘરાવનારાઓને હાંકી કહાડ્યા અને રાજાને પણ ગણગાર્યો નહીં. ઈ.

સ. ૧૫૭૨માં મહિસુરને કેટલોક મુલક મળ્યો. તેજ વર્ષમાં એટલે ઇ. સ. ૧૫૭૬માં ચામરાજ મર્ણ પામ્યો. પણ તેનો પુત્ર તેની પેહેલાં મરણ પામ્યો હતો. તેથી તેની પછી તેનો પૌત્ર બીટાડ વાડીઅર ગાદીએ બેઠો. તેણે હેમુનકલીનો કિલ્લો અને તેની આસપાસનાં ગામડાં મહિસુરના રાજ્ય સાથે જોડી દીધાં.

બીટાડ વાડીઅરની પછી તેનો ભાઈ રાજવાડીઅર ગાદીએ બેઠો. આ રાજા ઘણો બુદ્ધિમાન હતો. તેણે મહિસુરના રાજ્યમાં ઘણો વધારો કર્યો. તેણે ઇ. સ. ૧૬૦૯માં કેમ્બાલાનો કિલ્લો અને શ્રીરંગપટ્ટણ શહેર, જે અગાઉ શ્રીરંગપટ્ટણ અથવા પવીત્ર રંગનું શહેર એ નામથી ઓળખાતું હતું, અને જ્યાં વિજયનગરનો હાંકી કહાડેલો રાજા રહેતો હતો તે જીતી લીધાં. આ વખતથી શ્રીરંગપટ્ટણ મહિસુરના રાજ્યની રાજ્યગાદીનું મુખ્ય શહેર થયું. મહિસુરના રાજા અગાઉ જંગામનો ધર્મ પાળતા હતા; પણ શ્રીરંગપટ્ટણ લીધા પછી તેઓએ વિશ્નુનો ધર્મ પાળવા માંડ્યો. રાજવાડીઅર ઈ. સ. ૧૬૧૭માં મરણ પામ્યો. તેણે પોતાના મુલકમાં ઘણો વધારો કર્યો અને પોતે દક્ષિણના હિંદુ રાજાઓમાં સર્વેથી મુખ્ય ગણાતો હતો.

રાજવાડીઅરની પછી તેનો પૌત્ર ચામરાજ વાડીઅર ગાદીએ બેઠો. તેણે ૨૦ (વીસ) વરસ રાજ કર્યું તે દરમ્યાન તેણે ઘણો મુલક જીત્યો. તે જીતાએલા દુશ્મનોપર દયા રાખતો. જ્યારે ઈ. સ. ૧૬૩૭માં તેનું મરણ થયું ત્યારે તેનો કાકો ઈમાદીરાજ, જે રાજવાડીઅરનો પુત્ર હતો તે ગાદીએ બેઠો. તેણે ૧૮ વરસ રાજ કર્યું. તેને તેના દિવાને ઝેર દઈ મારી નાખ્યો. તેની પછી રણધિરકાન્તીરીવા નરસારાજ ગાદીએ બેઠો. તે તેના વડીલોના જેવો શૂરવીર અને પરાક્રમી હતો. તેનામાં અતિશય જોર અને હિમત હતાં તેના જોર વિષે એમ કહેવાય છે કે ત્રિચિનાપલ્લીના દરબારમાં એક પ્રખ્યાત યોદ્ધો હતો તેની સાથે દંદ યુદ્ધ લડવાને તે ત્યાં ગયો, અને એ યુદ્ધમાં તે યોદ્ધાને કાપી મારી નાખ્યો. તેણે, જે વજીરે આગલા મૈયતરાજાને ઝેર દીધું હતું અને પોતાને પણ ઝેર દેવાની કોશીશ કરતો હતો તેને મારી નાખ્યો. બીજાપુરના રાજાએ શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો હતો તેને તેણે હરાવ્યો. અને તેના લશ્કરની પાછળ પડી તેનો નાશ કર્યો. તેણે માચીના રાજા ઉપર એક મોટી જીત મેળવી

અને પોતાનું રાજ્ય વિજયનગર અને મદુરા તરફ વધાર્યું. તેણે શ્રીરંગપટ્ટણમાં ટંકશાળ દાખલ કરી. કાન્ટીરીવા નરસારાજ ઇ. સ. ૧૬૫૯માં મરણ પામ્યો. તેની પાછળ તેનો દત્તક લીધેલો પુત્ર દદ (મોટો) દેવરાજ તખ્તનશીન થયો. આ રાજાએ કેટલાંક નાનાં રાજ્ય બથાવી પડીને પોતાના રાજ્યમાં ઘણો વધારો કર્યો. બેદનુરના રાજાએ તેના રાજ્યપર ચડાઈ કરી હતી, તેને તેણે હરાવીને હાંકી મુક્યો. તેણે મદુરાના નૈઇકને હરાવ્યો. તે ઈ. સ. ૧૬૭૨માં મરણ પામ્યો.

તેની પછી ચીક (નાનો) દેવરાજ ગાદીએ બેઠો. તેણે પોતાના મુલકમાં ૧૩ પ્રગણાંનો ઉમેરો કર્યો અને ઔરંગજેબ બાદશાહ પાસેથી રાજાનો ખિતાબ મેળવ્યો. વળી ઔરંગજેબ બાદશાહે તેને એક હાથી દાંતનું તખ્ત બક્ષિસ કર્યું હતું. આ તખ્ત ઉપર તે અને તેના વારસો બેસતા અને જે, તખ્ત ટીપુસુલતાનના મહેલમાંથી, જ્યારે શ્રીરંગપટ્ટણનો કબજો લેવામાં આવ્યો ત્યારે માલમ પડયું હતું તે એજ હતું, આ તખ્ત હાલના રાજાને રાજ્યાભિષેક કરતી વખતે કામમાં લેવામાં આવ્યું હતું, અને તે હમેશાં જાહેર તહેવારને દિવસે વાપરવામાં આવેછે. ચીક (નાનો) દેવરાજ ઈ. સ. ૧૭૦૪ માં મરણ પામ્યો. તેને ઔરંગજેબે મુગલ સિવાય સર્વ રાજાથી સ્વતંત્ર રાજા તરિકે માન્ય કર્યો હતો.

હવે જે વંશે મહિસુર ઉપર ૨૦૦ કરતાં વધુ વર્ષ રાજ્ય કર્યું હતું તેની પડતી થવા લાગી. ચીક દેવરાજના મરણ પછી તેનો વારસ કાન્ટીરીવા મહારાજ ગાદીએ બેઠો, પણ તે બહેરો અને મુગો હતો, અને પોતાના વડીલોની પેઠે દેશનો રાજ્યકારભાર ચલાવવાને તેનામાં શક્તિ નહોતી. તે ઈ. સ. ૧૭૧૩ માં મરણ પામ્યો. તેની પછી તેનો વારસ દદકીશ્નરાજ ગાદીએ બેઠો. તેના વખતમાં તેનો સઘળો અધિકાર તેના બે મુખ્ય વજીર દેવરાજ અને તેના પિત્રાઈ નાનબરાજને હાથ હતો. જ્યાં સુધી કીશ્નરાજ જીવતો હતો ત્યાં સુધી તેઓએ તેને રાજા તરિકે વર્તવા દીધો. આ રાજા ૧૮ વરસ અપકીર્ત્તિથી રાજ્ય કરી ઈ. સ. ૧૭૩૧ માં મરણ પામ્યો. તેની પછી તેનો વારસ હરીનન્દુ તીંગલ ચામરાજ ગાદીએ બેઠો. આ રાજા સામે પેલા બે વજીરોએ ઘણી વખોડવા લાયક વર્તણુક ચલાવી, તેથી તેણે તેમને તેમની જગોએથી દુર કર્યા અને તેમની જગો પોતાના માણસોથી પુરી; પણ દેવરાજે બળવો

કર્યો અને રાજા શહેરમાં નહોતો તેનો લાભ લઈ રાજમહેલ પોતાને કબજે કરી લીધો અને લશ્કરને પોતાના તરફ મેળવી લીધું. તેણે રાજાને પણ પકડ્યો અને જીવતાં સુધી તેને કબાલડગના ડુંગરો જેની હવા ઘણી રોગીષ્ટ છે ત્યાં કેદ રાખ્યો, ત્યાં તે ખરાબ હવા અને રોગીષ્ટ ખોરાકને લીધે થોડા વખતમાં મરણ પામ્યો.

ચામરાજને પદભ્રષ્ટ કરવામાં આવ્યો ત્યારથી મહિસુરમાં તે વંશની પડતી થવા લાગી. આ વખત પછી જોકે તે કુટુંબનો એક માણસ મહિસુરનો નામનો રાજા કહેવાતો તોપણ રાજ્યની સઘળી સત્તા હિંદુ તથા મુસલમાનોને હાથ હતી અને તેઓ ભાગ્યેજ રાજાને રાજમહેલની બહાર જવા દેતા. દેવરાજે અને નાનજારાજે ચીક ક્રીશ્નરાજને નામના રાજા તરિકે ગાદીએ બેસાડ્યો. આ પછી થોડા વખતમાં નાનરાજ મરણ પામ્યો. આ પછી થોડે વખતે કર્નાટકના નવાબ દોસ્તઅલ્લીએ મહિસુર ઉપર ચડાઈ કરી. પણ દેવરાજે તેને હરાવ્યો. પછીથી દેવરાજે પોતાના નાના ભાઈ નાનજારાજને લશ્કરનો ઉપરી બનાવ્યો. નાનજારાજે હૈદરઅલ્લી, જેની ઉમર તે વખતે ૩૦ વરસની હતી તેને પોતાના એક સીપાઈ તરિકે નીમ્યો,

હૈદરઅલ્લી ફતેહમહમદનો દીકરો અને મહમદ બેલોલ કે જેણે મુળમાં પંજાબમાંથી આવીને હૈદ્રાબાદની પાસે એક નાની મસીદ બાંધી હતી તેનો પૌત્ર હતો. ઈ. સ. ૧૭૫૫ માં દક્ષિણના સુબેદાર સલાબતજંગે ફ્રેન્ચ સુબેદાર બુશીના મદદથી શ્રીરંગપટ્ટણ ઉપર હુમલો કર્યો, અને દેવરાજને ૩૫૬૦૦૦૦૦ (છપનલાખ)ની મોટી રકમ આપી સલાહ કરવાની જરૂર પાડી. બીજી તરફ જ્યારે મરેઠાઓએ ઈ. સ. ૧૭૫૭માં શ્રીરંગપટ્ટણ ઉપર હુમલો કર્યો ત્યારે નંદરાજને મહિસુરનો થોડો ભાગ આપી સલાહ કરવી પડી. આ વખતે દેવરાજ અને નાનજારાજ વચ્ચે અણબનાવ થયો. આથી દેવરાજ પોતાની એકઠી કરેલી દોલત લઈને શ્રીરંગપટ્ટણમાંથી જતો રહ્યો, અને નાનજારાજે ઉપરી સત્તા પોતાને હાથ લીધી. પણ બંને ભાઈ વચ્ચે કજીઓ થવાથી હૈદરને લાગ ફાવ્યો. નાનજારાજે તેને કેટલોક મુલક સોંપ્યો હતો તેથી તેની સત્તામાં ઘણો વધારો થયો હતો. રાજા અને નાનજારાજ બંને હૈદરને "ફતેહહૈદરબહાદુર" એવા

માનથી બોલાવતા હતા. હૈદરે રાજસત્તા પોતાને હાથ લેવા પ્રયત્ન કરવા માંડ્યો; પણ નાનજારાજ તેને અડચણ કરતો હતો. તેથી તેને ખસેડવાને તેણે દાળીજર રાણી સાથે ગોઠવણ કરી. આથી નાનજારાજને પોતાની જગો છોડવાને અને કુનુર જે મહિસુરથી ૨૫ માઇલને છેટે છે ત્યાં જઈ વસવાને જરૂર પડી. આ વખતથી રાજ્યની ઘણી ખરી સત્તા હૈદરને હાથ આવી, પણ તેણે આખરે ઈ. સ. ૧૭૬૦ માં આખા રાજ્યનો કબજો પોતાને હાથ લીધો.

જ્યારે નામનો રાજા ચીક કૃષ્ણરાજ ઈ.સ. ૧૭૬૬ માં મરણ પામ્યો ત્યારે હૈદરે તેના મોટા મોટા કુંવર નાનજારાજ વાડીઅરને રાજકુંવરને ઘટતું માન આપ્યું; પણ નાનજારાજ સ્વતંત્રતાને માટે પ્રયત્ન કરેછે એવું હૈદરને માલમ પડ્યું ત્યારે તેણે રાજાના ખરચને માટે અપાતી રકમ આપવી બંધ કરી, રાજાના મહેલમાંથી સ્ત્રીઓએ જે દાગીના પહેરેલા હતા તે સિવાય સઘળુ લુંટી લીધું, રાજાના ખવાસોમાં ઘણો ઘટાડો કર્યો અને તેમની જગોએ પોતાના ખવાસો નીમ્યા. પાંચ વર્ષ પછી જ્યારે હૈદર સંકટમાં આવી પડ્યો ત્યારે આ રાજાએ મરેઠાઓ સાથે સલાહ કરવાને પ્રયત્ન કરવા માંડ્યો. આ વિષે હૈદરને ખબર પડવાથી તેણે રાજાને મરાવી નંખાવ્યો, અને તેના ભાઈ બીટાડ ચામરાજને નામના રાજા તરીકે ગાદીએ બેસાડ્યો. આ રાજા ઈ. સ. ૧૭૭૫ માં મરણ પામ્યો; પણ હૈદર નામનો રાજા રાખવાને ઈચ્છતો હતો તેથી તેણે તેના દત્તક લીધેલા ચામરાજને ગાદીએ બેસાડ્યો. આ રાજાને હૈદરે ઘણી ઘાતકી રીતે પીડ્યો.

ઈંગ્રેજ સરકારે હૈદર સાથે પહેલ વહેલાં ઈ. સ. ૧૭૬૩ માં વેપારની છૂટ માટે સલાહ કરી. ઈંગ્રેજ સરકારને જે દુશ્મનો હતા તેમાં એ સર્વેથી જોરાવર અને કટ્ટો દુશ્મન હતો. હૈદરે આ રાજ મેળવ્યા પછી તે વધારવાને પ્રયત્ન કરવા માંડ્યો. તેણે ચિત્રદુર્ગ અને બેદનુર જીતી લીધાં. આ પછી થોડે વખતે માધવરાવ પેશ્વા મોટું લશ્કર લઇને તેના રાજ્ય ઉપર ચડી આવ્યો. તેણે ઘણી લુંટફાટ કરવા માંડી. કેટલીક લડાઈઓ થઇ તેમાં હૈદર હાર્યો. આખરે હૈદરે કેટલાક પ્રાંત અને ૩૨ લાખ રૂપીઆ આપી તેને પાછો કહાડ્યો. આ પછી હૈદરે કાલીકટ ઉપર સ્વારી

કરી તે જીતી લીધું. નિજામે હૈદરની વગને લીધે ઈંગ્રેજ સરકાર સાથે દોસ્તી હતી તે તોડીને હૈદરની સાથે મળી જઈ કર્નાટક ઉપર ચડાઈ કરી. પણ તેમાં તેનું લશ્કર હાર્યું, અને ઈ. સ. ૧૭૬૮ ની સલાહથી નિજામ હૈદરને છોડી ઈંગ્રેજની તરફેણમાં ગયો.

બીજે વર્ષે એટલે ઈ. સ. ૧૭૬૯ માં હૈદરે મદ્રાસ ઉપર ચડાઈ કરી; પણ હૈદર શહેરમાં લુંટ કરશે એવી બીકથી ઈંગ્રેજોએ સલાહ કરી. ઈ. સ. ૧૭૭૦ માં માધવરાવ પેશ્વાએ મહિસુર ઉપર સ્વારી કરી. આ વખતે ઈ. સ. ૧૭૬૯ ના એપ્રીલ માસની તા. ૩ ની સલાહના કરાર મુજબ હૈદરે મરેઠા સામે લડાઈ કરવાને ઈંગ્રેજોની મદદ માગી; પણ તેમણે તેની ના પાડી. હૈદરે પોતાના દીકરા ટીપુને મરેઠી સેનાને માટે મહારાષ્ટ્રમાંથી ખોરાક આવતો હતો, તે અટકાવવાને બેદનુરને સામાડે રાખ્યો હતો. ઈ. સ. ૧૭૭૧ ના ફેબ્રુઆરી માસમાં મરેઠી ફોજે હૈદરને પકડ્યો અને હૈદરની ફોજનો નાશ કર્યો. હૈદરે નાશી જવાને ઘણા ઉપાય કર્યા તે સઘળામાં તે નિષ્ફળ ગયો. આખરે તેણે શરમ ભરેલી રીતે સલાહ કરી. આ સલાહથી હૈદરને મહિસુરના રાજ્યનાં ૧૩ પ્રગણાં અને રૂ૨૫૦૦૦૦૦ (પચીસલાખ) આપવાને જરૂર પડી. પણ આખરે જ્યારે પુનાના દરબારમાં ગરબડાટ ચાલતો હતો ત્યારે મરેઠાઓએ જે મુલક તેની પાસેથી લઈ લીધો હતો તે પાછો મેળવ્યો.

ઈંગ્રેજોએ મરેઠા સામેની લડાઈમાં હૈદરને મદદ કરી નહોતી તેથી તે મોટું લશ્કર એકઠું કરી કર્નાટકમાં ધુસ્યો અને ઈંગ્રેજોને ઘણી હાની પહોચાડી. ઈ. સ. ૧૭૮૨ માં ટીપુએ એક ઈંગ્રેજી લશ્કરને હરાવ્યું. હૈદર ૮૦ વરસની ઉમરે ઈ. સ. ૧૭૮૨ ના ડિસેમ્બરની તા. ૭ મીએ મરણ પામ્યો. જ્યારે હૈદર મરણ પામ્યો ત્યારે ટીપુ મલબાર કાંઠે મુબાઈની ઈંગ્રેજી ફોજ સામે લડવાને ગયો હતો. ટીપુસાહેબને પોતાના બાપના મરણની ખબર મળીકે તરતજ તે પાછો વળ્યો અને તેણે રાજ્યનો કબજો લીધો. ચામરાજ જે નામનો રાજા હતો તે ઈ. સ. ૧૭૯૫ માં મરણ પામ્યો. આ વખતે તેનો છોકરો ફક્ત એક વર્ષનો હતો તો પણ ટીપુસુલતાને તેનો મહેલ લૂટ્યો. વળી તેણે કુવરનાં, તેની માનાં અને તેનાં સગાંવહાલાંનાં ઘરેણાં લૂટી લીધાં, અને પછીથી તેમને પડોશના એક

નાના ઝુંપડામાં રહેવા મોકલ્યાં. ટીપુસુલતાન તેના બાપની પેઠે હિંદુસ્થાનમાં રાજ કરતા દેશીરાજાઓમાં સર્વેથી જોરાવર હતો. તે જ્યારે ૧૭ વરસની ઉમરનો હતો ત્યારે તેણે મદ્રાસની આસપાસનાં કેટલાંક ગામડાં લૂટયાં, અને આખરે ઈંગ્રેજ, નિજામ અને મરેઠા સામી લડાઈ કરી. મુંબાઈથી ઈંગ્રેજી ફોજ આવી હતી તેની સામે લડવાને ટીપુસુલતાન ગયો હતો તોપણ તે ફોજે બેદનુર નગર જીતી લીધું. અહીંથી એક મોટું લશ્કર લઈને તે માંગલોર ગયો. ત્યાં તેને કર્નલ કેમ્પબેલ સાથે લડાઇ થઈ પણ તેમાં તેનું કંઈ વળ્યું નહિ. આખરે બન્ને વચ્ચે સલાહ થઈ. બીજા એક ઈંગ્રેજી લશ્કરે કોઇમ્બતુર અને બીજાં કેટલાંક શહેર જીતી, રાજધાની ઉપર હુમલો કરવા ઠરાવ કર્યો, પણ એટલામાં મદ્રાસ સરકારે ઈંગ્રેજ નામને એબ લગાડે એવી સલાહ કરી.

ઈ. સ. ૧૭૮૨માં હેદરે કુર્ગપ્રાંત જીતી લીધો હતો, પણ ત્યાંના લોક પછીથી સ્વતંત્ર થઈ ગયા હતા. ટીપુએ એક મોટી ફોજ લઈ તેમનાપર ચડાઈ કરી. તે વખતે તેઓ તાબે થયા; પણ પછીથી ત્યાં ટીપુએ જે હાકેમને મુકયો હતો, તેણે કોઈ સ્રીની લાજ લેવાથી ત્યાંના લોકોએ બળવો કર્યો, આથી ટીપુએ એક મોટી ફોજ મોકલી તે દેશ ઉજડ કર્યો, અને ઘણાખરાને વટલાવી મુસલમાન કર્યા.

ટીપુ ઘણો અહંકારી હતો. તેનો અહંકાર ઉતારવાને નિજામ અને પેશ્વાએ સલાહ કરી, ઈ. સ. ૧૭૮૬માં તેના મુલક ઉપર ચડાઈ કરી. ટીપુએ તેમને પાછા હઠાવ્યા, ને આખરે તેમની વચ્ચે સલાહ થઈ. આ સલાહથી ટીપુએ ૩૫ લાખ રૂપીઆ તુરત અને ૧૫ લાખ રૂપીઆ પછીથી આપવાને અને બીજો કેટલોક મુલક આપવાને કબૂલ કર્યું. આ પછી ટીપુએ ત્રાવણકોરનું રાજ્ય જીતવાને ઠરાવ કર્યો. ઈ. સ, ૧૭૮૯માં તેણે તે રાજ્ય ઉપર ચડાઈ કરી, પણ તેમાં તે હાર્યો અને ભારે નુકશાન વેઠી પાછું ફરવું પડયું. ફરીથી ચડાઈ કરવાને ટીપુએ તૈયારી કરવા માંડી. ત્રાવણકોરનો રાજા ઈંગ્રેજનો દોસ્ત હતો તેથી ઈંગ્રેજ સરકારે નિજામ અને પેશ્વાની મદદથી ટીપુના રાજ્ય ઉપર સ્વારી કરવા ઠરાવ કર્યો. કર્નલ મેડોસના હાથ નીચે એક ઈંગ્રેજી લશ્કરે કોઈમ્બતુર ભણી હલ્લો કર્યો. આ લશ્કરે ઘણાક ગઢ જીતી મહિસુર ઉપર ચડાઇ કરી, તેમાં ટીપુ સામે થયો પણ તેને પાછું હઠાવ્યું.

ઈ. સ. ૧૭૯૧માં લૉર્ડ કાર્નવાલીસે ટીપુ ઉપર ચડાઈ કરી. તે મહિસુરમાં પેઠો અને બેંગલોર ગયો. ટીપુ તે શહેર બચાવવાને તેની સામે થયો, પણ તેમાં તે હાર્યો, લૉર્ડ કાર્નવાલીસે બેંગલોર લઈ લીધું. અહીંથી તે શ્રીરંગપટ્ટણ ભણી આવ્યો રસ્તામાં અરીકેરાના મેદાનમાં લડાઈ થઈ તેમાં ટીપુ હાર્યો. ઈ. સ. ૧૭૯૨માં કાર્નવાલીસે નિઝામ અને મરેઠાની મદદથી ફરીથી ટીપુની રાજધાની ઉપર ચડાઈ કરી. આમાં ટીપુનું કંઈ નહિ ફાવવાથી તેણે સલાહનું કહેણ મોકલ્યું. આ સલાહથી ટીપુએ પોતાનો અડધો અડધ મુલક અને વિગ્રહના ખરચ માટે ત્રણકરોડ ત્રીસલાખ રૂપીઆ આપવા અને તેના બે કુંવરને ઈંગ્રેજી છાવણીમાં રાખવા કબુલ કર્યું.

આથી સંતોષ નહિ પામતાં ટીપુએ ઇંગ્રેજી રાજ્ય જીતવાને અને તેમને હિંદુસ્થાનમાંથી હાંકી કહાડવાને ફ્રેન્ચ અને અફગાનીસ્તાનના પાદશાહની મદદ માગી. આથી ઈ. સ. ૧૭૯૯માં વેલોરથી જનરલ હારીશની સરદારી નીચે એક ઈંગ્રેજી સૈન્ય તેના રાજ્ય ઉપર મોકલવામાં આવ્યું. સદાસીર અને માલવેલી આગળ ભારે યુદ્ધ થયાં, તેમાં ટીપુ હાર્યો; તેથી તે દેશ ઉજડ કરતો પોતાની રાજધાનીમાં ગયો. ત્યાં તેને જનરલ હારીસે ઘેરી લીધો, અહીં ભારે યુદ્ધ થયું તેમાં ટીપુ તા. ૪ મે સને ૧૭૯૯ના રોજ કિલ્લાનો બહાદુરીથી બચાવ કરતાં મરણ પામ્યો.

આ લડાઇનો છેડો આવ્યો તે વખતે જે મુલક જીતાયો હતો તે નિઝામ અને ઈંગ્રેજ સરકારે વહેંચી લીધો. પેશ્વાને જે મુલક આપવામાં આવ્યો તે પેશ્વાએ નહિ લીધાથી ઈંગ્રેજ અને નિઝામે વહેંચી લીધો. આ મુલકમાંનો મોટો ભાગ, જેની ઉપજ ૧૩૭૪૦૦૦ પેગોડાશની* હતી તે કૃષ્ણરાજ વાડીઅર, જે જ્યારે શ્રીરંગપટ્ટણનો કબજો લેવામાં આવ્યો ત્યારે એક નાના ઝુંપડામાંથી+ માલમ પડ્યો હતો તેને સોંપવામાં આવ્યો. ટીપુનું રાજ્ય જીતી લીધા પછી તેના વારસો જેમને છાવણીમાં રાખવામાં આવ્યા હતા તેમને પ્રથમ વેલોર અને પછીથી કલકત્તે મોકલી દીધા.

જ્યારે લૉર્ડ વેલેસ્લીએ તેના કુંવર કૃષ્ણરાજ વાડીઅરને એક નાના ઝુંપડામાં તેની મા તથા સગાં વહાલાં સુધાં જોયો ત્યારે તે છ વરસનો હતો.

---

* પેગોડાશની કીમત લગભગ ૨¾ રૂપીઆ જેટલી છે.

+ અહિં તેને ટીપુસુલતાને રહેવા મોકલ્યો હતો.

સરએરીકલોઝ એક મોટો અમલદાર હતો તેને રેસીડેન્ટ નીમ્યો, અને રાજાની બાળવયમાં રાજયનો કારભાર કરવાને પુર્નીઆ નામના એક બહાદુર બ્રાહ્મણને વજીર નીમ્યો, તેનો ઇ. સ. ૧૭૯૯થી તે ઇ. સ. ૧૮૧૦ સુધી અમલ હતો. તે જુલમી હતો અને તેણે ઈ. સ. ૧૮૧૧ સુધીમાં ૭૫ લાખ કરતાં વધારે પેગોડાશ એટલે આશરે બે કરોડ રૂપીઆ તીજોરીમાં એકઠા કર્યા હતા.

રાજા જેમ જેમ ઉમરે આવતો ગયો તેમ તેમ તેણે વજીરથી સ્વતંત્ર થવા ઈચ્છું; પણ આથી વજીરને ઘણું માઠુ લાગ્યું અને તેથી રાજા ઘણો ગુસ્સે થયો. ઈ. સ. ૧૮૧૧માં રાજાએ રાજ લગામ પોતાને હાથ લેવાને રેસીડેન્ટને પોતાનો વિચાર જાહેર કીધો. ઈ. સ. ૧૮૧૨માં પુર્નીઆએ પોતાની જગો છોડી અને રાજાએ સઘળો અધિકાર પોતાને હાથ લીધો. પુર્નીઆ પોતાની જગો છોડી શ્રીરંગપટ્ટણ જતો રહ્યો, ત્યાં તે થોડા વખતમાં મરણ પામ્યો.

રાજાએ જે વખત રાજ સત્તા પોતાને હાથ લીધી ત્યારે ખજાનો તર હતો. પણ તેણે સઘળો ખજાનો થોડા વખતમાં ઉડાવી દીધો અને દેવાદાર થઈ પડ્યો. તેણે સારા વજીરને માટે ઘણી તજવીજ કરી; પણ કોઈ તેને મળી આવ્યો નહિ. તેને મોજ મઝા તથા એશઆરામ બહુ ગમતાં, અને જોકે તે તિક્ષ્ણ બુદ્ધિવાળો અને ચાલાક નજરનો હતો તોપણ સ્વતંત્ર રીતે રાજ્ય કરવાની તેનામાં શક્તિ નહોતી; તેથી તેનો રાજ્યકારભાર પડી ભાગવા માંડ્યો. તેણે રાજ્ય સત્તા પોતાને હાથ લીધી, તેને બે વરસ થયાં નહિ તે દરમીઆન રેસીડેન્ટ સાહેબે ઉપરી સરકારને રીપોર્ટ કર્યો કે પુર્નીઆએ એકઠો કરેલો સઘળો ખજાનો રાજાએ ઉડાવી દીધો છે, અને તે દેવાદાર થઈ પડ્યોછે. રાજાને રેસીડેન્ટે આ બાબત ઘણી શીખામણ દીધી પણ તે નિષ્ફળ ગઈ. રાજયની મોટી જગો પૈસાની મોટી રકમો આપનારને વેચવામાં આવતી, ને લોકોને *સોર્ટીની રીતથી પીડવામાં આવતા હતા. વળી મહારાજા રૈયત ઉપર ઘણો જુલમ કરતા હતા, તેથી ઈ. સ. ૧૮૩૦માં નાગર ભાગ જે હૈદરના વખતમાં મહિસુરનો ભાગ નહોતો ત્યાંની રૈયતે બળવો કર્યો. આમાંના કેટલાક પાલીગરોએ સ્વતંત્રતા ધારણ કરી અને એક ઢોંગી માણસ જેને હૈદરે પદભ્રષ્ટ કર્યો

---

* આ રીત પુર્નીઆના વખતમાં દાખલ કરવામાં આવી હતી.

હતો તેને ગાદીએ બેસાડ્યો. જો કે બળવાખોરો સામેની કેટલીક લડાઇઓમાં રાજાનું લશ્કર ફતેહ પામ્યું તોપણ તેથી બળવો સમ્યો નહિ, તેથી રાજાને ઇંગ્રેજ સરકારની મદદ માગવાને જરૂર પડી અને તેમની મદદથી બળવાને શાંત પાડ્યો.

મહિસુરના રાજ્યમાં ઘણો ગેર વહીવટ ચાલતો હતો તેથી ગવરનરજનરલે તેની તપાસ કરવાને એક કમીટી નીમી. તે કમીટીએ ગવરનરજનરલને ખબર આપી કે રાજાના ગેર ઇનસાફને લીધે સઘળી પ્રજા નાખુશ થઈ છે, પેદાશમાં ઘણો ઘટાડો થયો છે, અને રાજ્યના સઘળા ભાગોમાં જુલમ સિવાય બીજુ કંઇ જોવામાં આવતુ નથી. આથી ગવરનરજનરલે રાજા ઉપર એક કાગળ લખ્યો અને આ પત્રમાં ગવનરજનરલે રાજાને ધમકી બતાવી, જે સરતોથી તેને રાજ્ય સોંપવામાં આવ્યુ હતું તેની અને રાજાના ગેર ઇનસાફ અને જુલમની ખબર આપી.

હવે મહિસુરમાં જુલમ થતો હતો તે અટકાવવાને કમીશનરો નીમવામાં આવ્યા, અને તેમને રાજ્યવહીવટ સોંપવાને ગવરનર જનરલે રાજાને સખત તાકીદ કરી. રાજાએ સલાહ સંપથી ઈ. સ. ૧૮૩૧ માં સઘળો અધિકાર ઇંગ્રેજ સરકારને સોંપી દીધો. રાજાને સલાહના કરાર મુજબ ખાનગી ખરચને માટે એક લાખ પેગોડાશ આપવાનો ઠરાવ કર્યો. રાજા પોતે મહિસુરના મહેલમાં રહેવા લાગ્યો. ગવરનરજનરલે રાજ્યનો વહીવટ બે કમીશનરોને સોંપ્યો; જેમાંનો મોટો (સીનીઅર) ગવરનરજનરલે નીમ્યો અને નાનો (જુનીઅર) મદ્રાસના ગવરનરે નીમ્યો. આમાંના પહેલાનો મત મુખ્ય ગણાતો તેથી તે રાજા જેવો હતો અને તેને દિવાન (જુનીઅર) તરફથી મદદ મળતી. આ દિવાનની જગો ઇ. સ. ૧૮૩૪ સુધી રાખવામાં આવી. ઇ. સ. ૧૮૩૨ સુધી તે કમીશનરો મદ્રાસના ગવરનરના હાથ નીચે હતા, પણ પછીથી તેઓને ઇન્ડીઆ સરકારના હાથ નીચે લેવામાં આવ્યા. આ બે કમીશનરોને બનતું નહોતું તેથી ઇ. સ. ૧૮૩૪ ના એપ્રીલની તા. ૨૮ મીએ કર્નલમોરીશને આ દેશનો કમીશનર નીમવામાં આવ્યો. જ્યારે રાજ્ય વહીવટ પહેલ વહેલો ઇંગ્રેજસરકારના હાથમાં લેવામાં આવ્યો ત્યારે ગવરનરજનરલે મદ્રાસના ગવરનરને કમીશનરોના હાથ નીચે એક દેશી કમીટી નીમવાને સૂચના કરી હતી અને તે કોર્ટઓફ ડિરેકટરે ઇ. સ. ૧૮૩૫ ના સપટેમ્બરની તા. ૨૫ મીના પત્રમાં કબુલ કર્યું હતું. પણ આ ન્યાયની કોર્ટને શિક્ષા કરવાને

કંઈ હક નહોતો. તેમની ફરજ ફક્ત ગુનેગાર છે કે નહિ તે શોધી કહાડવાની હતી. શિક્ષા કરવાની સત્તા રાજાને હાથ હતી, પણ તે કચેરીમાં હાજર થતો નહિ તેથી તુરંગ કેદીથી ભરેલી રહેતી.

આ સઘળું દુર કરવાને કમીશનર એકલો શકિતમાન નહોતો તેથી દેશી ફોજદારોને બદલે ચાર યુરોપીઅન સુપ્રીટેન્ડેન્ટ નીમવાનો ઠરાવ થયો. હજુર અદાલત જેમાં જડજો દેશી હતા તેમને ન્યાયની ઉપરી સત્તા રાખવા દીધી પણ તે શિક્ષા ઠરાવે તેમાં કમીશનરનો મત લેવો પડતો; પણ થોડા વખત પછી તે જગોએ એક કમીશનર નીમવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૪૩ માં રેસીડેન્ટની જગો કહાડી નાખવામાં આવી. જનરલ કૂબન, પછીથી સરમાર્ક, જે કર્નલમોરીશન પછી કમીશનર નીમાયો હતો, તે ઇ. સ. ૧૮૬૧ સુધી કમીશનર રહ્યો. આના વખતમાં પેદાશમાં ઘણો વધારો થયો. તેણે ઘણા જુલમી કરો કાઢી નાખ્યા; જેમાંના મુખ્ય—લગ્ન વખતે લેવાતા કર, વ્યભિચાર ઉપર લેવાતા કર, છોકરાંના જન્મ વખતે લેવાતા કર, તેમને નામ આપતી વખતે, અને તેમની પહેલ વહેલી હજામત કરાવતી વખતે લેવાતા કર હતા. તેણે જમીન ઉપર લેવાતા કર ઉઘરાવવાને માટે પાકની ઋતુ પ્રમાણે પાંચ હફતા ઠરાવ્યા હતા.

રાજા ઇ. સ. ૧૮૬૮ માં મરણ પામ્યો ત્યાં સુધી તે મહિસુરમાં રહેતો હતો. તેને કંઇ રાજકીય સત્તા નહોતી; પણ તેને તેના ખરચને માટે ઉપજનો પાંચમો ભાગ આપવામાં આવતો હતો. મહારાજા કૃષ્ણરાજ વાડીઅરને સ્ટારઑફ ઇન્ડીઆનો માનવંતો ખિતાબ મળ્યો હતો. ઈ. સ. ૧૮૬૫ ના જુન માસમાં તેણે પોતાના કુંટબના મુખ્ય ઘરના વંશજને દત્તક લીધો હતો. આ દત્તપુત્રે ગાદીએ બેસતી વખતે ચામરાજેન્દ્ર નામ ધારણ કર્યું. ઇ. સ. ૧૮૬૮ના એપ્રીલ માસમાં ઇંગ્રેજ સરકારે તેને ગાદીના વારસ તરીકે કબૂલ કર્યો તેથી કૃષ્ણરાજ વાડીઅરના મરણ પછી છ મહીને ચામરાજેન્દ્ર વાડીઅર, જે તે વખતે છ વરસની ઉમરનો હતો તેને ગાદીએ બેસાડયો.

હીઝ હાઇનેસ ચામરાજેન્દ્ર વાડીઅર બહાદુર, જે કાચી ઉમરના હતા અને જેમને માજી રાજાએ દત્તક લીધા હતા, તેમને ઈંગ્રેજસરકારે મહિસુરની ગાદીના વારસ અને મહારાજા તરીકે કબુલ કર્યા અને તે પુ-

મ ઉમરના થાય ત્યાં સુધી રાજ્યકારભાર તેમના નામથી ઈંગ્રેજસરકારના માણસો ચલાવા લાગ્યા.

આ પ્રમાણે કરેલી ગોઠવણ અમલમાં લાવવાને રાજાને માટે એક ઈંગ્રેજ અમલદારને ઈ. સ. ૧૮૬૯ માં શિક્ષક તરીકે નીમવામા આવ્યો. આ વખતે રાજા, જે કિલ્લામાં રહેતો હતો. ત્યાંથી બહાર નીકળવા પામ્યો. મહિસુરના રાજ મહેલોમાંના એક તન્દુરસ્ત મહેલમાં રાજાને માટે સ્કુલ ઠેરવવામાં આવી હતી. આમાં રાજ્યના અમીર ઉમરાવના છોકરાઓને બોલાવવામાં આવતા હતા અને ત્યાં રાજાએ ૬॥ વરસની ઉમરે અભ્યાસ શરૂ કર્યો.

તા. ૮ નવેમ્બર સને ૧૮૭૫ ના રોજ મહારાણીના વડાશાહજાદા પ્રીન્સઑફવેલ્સ મુંબાઇ આવ્યા હતા. તે વખતે મહારાજા મુંબાઇ પધાર્યા હતા અને શાહજાદાની મુલાકત લીધી હતી. શાહજાદાએ તેમનો હાથ હલાવ્યો અને બીજે દિવસે દેશી રાજાઓને આવકાર આપવાને જે સભા ઠરાવી હતી ત્યાં તેમને સારૂ માન આપ્યું હતું. તા. ૧૦ નવેમ્બર સને ૧૮૭૫ ના રોજ શાહજાદાએ રાજાને મુકામે જઈ તેની મુલાકત લીધી હતી તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ના રોજ મહારાણી વીક્ટોરીઆએ હિંદને માટે "કયસરેહિંદ" એવો ખિતાબ ધારણ કર્યો અને તે બાબત લાર્ડલીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો. આ દરબારમા આવવા માટે હિંદના મોટા મોટા રાજા રાણાઓને આમંત્રણ કર્યું હતું ત્યાં મહારાજા પણ આવ્યા હતા. ત્યાં લાર્ડલીટને તેમને સારૂ માન આપ્યું હતું.

રાજાને ઘોડા દોડાવતાં, શિકાર કરતાં અને ક્રિકેટ રમતાં શીખવવામાં આવ્યુંછે. તે નિયમીત છે અને ભવિષમાં હુશીઆર થશે એવી નીશાણી જણાય છે તેમને ગ્રીક અને લેટીન સિવાય સઘળુ શીખવવામા આવ્યું છે. લછમનરાવ અને બકસી નરસયા નામના મહારાજાના બે બહાદુર મુસાહીબો (સેનાપતિ તરફથી લશ્કરના અમલદારોને સંદેશો લઈ જનાર)ને તા ૧ જાનેવારી સને ૧૮૭૭ના રોજ દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો ત્યારે રાવબહાદુરનો ખિતાબ આપવામાં આવ્યો હતો.

ઈ. સ. ૧૮૮૧માં રાજાની ઉમર ૧૮ વરસની થઈ જવાથી તેમને રાજ્યનો કુલ અધિકાર સોપવામાં આવ્યો. મહારાજાને રાજ્યકારભાર સોપતી વખતે તેમની અને ઈંગ્રેજ સરકાર વચ્ચે કેટલીક શરતો* થઇછે તે નીચે પ્રમાણે.—

---

* બુદ્ધિપ્રકાશ પ્રષ્ટ ૧૧૧ સને ૧૮૮૧.

૧ મહારાજાને અને તેના વારસોને મહિસુરનું રાજ્ય યાવતચંદ્ર દિવાકરો સુધી આપી દીધું છે. ૨ નવા કિલ્લા બાંધવાને અને જુનાને મરામત કરવાને ઈંગ્રેજ સરકારની પરવાનગી જોઇએ. ૩ ઈંગ્રેજ સરકારની પરવાનગી વગર રાજ્યમાં હથીઆર આણવાં નહિ અને બનાવવાં નહિ. ૪ મુકરર કરી આપેલી માર્યાદાથી વધારે લશ્કર રાખવું નહિ. ૫ ઈંગ્રેજ સરકારના હુકમ સિવાય કોઈ યુરોપીઅનને નોકરીમાં રાખવો નહિ. ૬ જ્યાં અને જ્યારે મરજીમાં આવે ત્યાં અને ત્યારે ઈંગ્રેજ પોતાના લશ્કરની છાવણી કરી શકે. ૭ રેલવે અને તાર ઈંગ્રેજ પોતાની નજરમાં આવે ત્યાં કરી શકે. ૮ મીઠું અને અફીણ મહિસુરમાં પકવવાં નહિ. ૯ વસુલાત ખાતાના ધારા ઈંગ્રેજે ઠરાવ્યા છે તથા રાજ્યમાં કારભારની પદ્ધતિ ચલાવી છે તેને માન્ય કરી તે પ્રમાણે વહિવટ કરવો. ૧૦ વીસ હજારથી કંઇક ઓછી પેદાશનું શ્રીરંગપટ્ટણ નગર ઈંગ્રેજ સરકાર મહારાજાને આપેછે તે લેવું અને તેને પટે મહારાજાએ દર વરસે પચાસ હજાર રૂપીઆ વધારે ખંડણી આપવી. ૧૧ બેંગલોરની છાવણીમાં મહારાજાનો અધિકાર નહિ તથા યુરોપિન લોકપર પણ નહિ. ૧૨ કેટલાંક વરસ પછી ખડણીમાં દશહજારનો વધારો કરવામાં આવશે.

હીઝહાઈનેસ મહારાજા ચામરાજેન્દ્ર વાડીઅર બહાદુર ઈંગ્રેજી છાવણીમાં જાય તે વખતે લશ્કરી સલામતી અને ૨૧ તોપ ફોડી માન આપવામાં આવેછે. તેમને દીવાની ફોજદારીમાં કુલ અધિકાર છે. મહારાજાની ઉમર હાલ ૨૫ વરસની છે. આ રાજ્યના લશ્કરમાં ૧૧૬૦ ઘોડેસ્વાર (સીલેદાર) ૧૯૦૮ પાયદળ અને ૬ તોપ છે.

મહિસુર—એ રાજધાનીનું શહેરછે. અનેતે શ્રીરંગપટ્ટણથી નૈરૂત્યમાં ૧૦ માઇલને છેટે છે. વસ્તી ૬૦૦૦૦ માણસની છે. તેમાં ૪૫૦૦૦ હિંદુ ૧૩૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ છે. આ શહેરનો વિસ્તાર ત્રણ માઈલનો છે. મહિસુર ચામુંડ પર્વતની તળેટીએ છે. શહેરની દક્ષિણે કિલ્લોછે. તેમાં રાજાનો મહેલછે. આ શહેરમાં અંજીરના ઝાડના લાકડાનું બનાવેલું તખ્તછે. અને તેને હાથી દાંતથી મડી લીધું છે. એવું કહેવાય છે કે આ તખ્ત ઔરંગઝેબ બાદશાહે ચીકદેવરાજને ઈ. સ. ૧૬૯૯માં આપ્યું હતું. કિલ્લાના પશ્ચિમ તરફના દરવાજા સામે જગત મહાનમહાલ નામનું સુંદર મકાન છે.

# મધ્યહિંદ એજન્સિ તાબાનાં દેશીરાજ્યોનાં નામ, રાજકર્તાનાં નામ, ખિતાબ, ઉમર, જાત, કુલ જમીનનું ક્ષેત્રફળ, વસ્તી, વારસિક ઉપજનો સુમારે આંકડો, બ્રિટિશ સરકાર તરફથી મળતાં તોપનાં માન અને ગામની સંખ્યા.

| નંબર. | રાજ્યનું નામ. | રાજ્ય કર્તાનું નામ. | ખિતાબ. | ઉમર. | જાત. | કુલજમીનનું ક્ષેત્ર.ચોરસ માઈલ. | વસ્તી. | ઉપજ. | ખંડણી. | તોપનું માન. | ગામની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ગ્વાલિઅર | | મહારાજા | ૧૪ | મરેઠા | ૨૯૦૪૬ | ૩૧૧૫૦૦૦ | ૧૨૦૦૦૦૦૦ | | ૨૧ | ૧૦૩૪૬ |
| ૨ | ઈંદોર | શિવાજીરાવ | મહારાજા | ૨૦ | મરેઠા | ૮૪૦૦ | ૧૦૫૪૦૦૦ | ૭૦૦૦૦૦૦ | | ૨૧ | |
| ૩ | ભોપાળ | શાહજહાનબેગમ | બેગમ સાહેબ | ૫૦ | અફગાન | ૬૮૭૩ | ૯૫૪૦૦૦ | ૪૦૦૦૦૦૦ | | ૧૯ | ૩૦૧૦ |
| ૪ | રેવા | વંકટરમણરામાનુજપ્રસાદસિંગ | મહારાજા | | વાઘેલા રજપૂત. | ૧૦૦૦૦ | ૧૩૦૦૦૦૦ | ૨૫૦૦૦૦૦ | | ૧૯ | |
| ૫ | ઉર્ચ્છા અથ. તેહરી | મહેન્દ્ર પ્રતાપસિંગ | મહારાજા | ૩૫ | બુંદેલારજપૂત | ૨૦૦૦ | ૩૧૧૦૦૦ | ૧૦૦૦૦૦૦ | | ૧૭ | |
| ૬ | ધાર. | આનંદરાવપોંવાર. | મહારાજા | ૪૪ | પોંવારરજપૂત | ૧૭૪૦ | ૨૦૦૦૦૦ | ૮૦૦૦૦૦ | | ૧૫ | |
| ૭ | દેવાસ (બે ભાગ) | કિશાજીરાવ પોંવાર ઉર્ફે બાબાસાહેબ અને નારણરાવપોંવાર ઉર્ફે દાદાસાહેબ. | મહારાવરાજા | ૪૧ — ૨૯ | પોંવાર રજપૂત | ૨૫૭૬ | ૧૪૨૦૦૦ | ૬૦૦૦૦૦ | | ૧૫ | ૪૫૭ |
| ૮ | દતિઆ. | ભવાનીસિંગ | મહારાજા | ૪૪ | બુંદેલા રજપૂત. | ૮૫૦ | ૨૦૦૦૦૦ | ૧૦૦૦૦૦૦ | ૧૫૦૦૦ | ૧૫ | ૪૫૪ |

| નંબર | રાજ્યનું નામ. | રાજ કર્તાનું નામ. | ખિતાબ. | ઉમર | જાત. | ક્ષેત્રફળ. | વસ્તી. | ઉપજ. | ખંડણી. | તોપ | દીલ્હીથી માઈલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | જાવરા | મહમદઇસ્માયલખા. | નવાબ | ૩૪ | પઠાણ | ૮૭૨ | ૧૦૮૦૦૦ | ૮૦૦૦૦૦ | ૧૬૧૮૦૦ | ૧૩ | |
| ૧૦ | રતલામ | રણજીતસિંગ | મહારાજા | ૨૯ | રાઠોડરજપૂત | ૭૨૯ | ૧૦૦૦૦૦ | ૧૩૦૦૦૦૦ | ૬૬૦૦૦ | ૧૩ | ૧૬૩ |
| ૧૧ | પન્ના | રૂદ્રપ્રતાપસિંગ | મહારાજા | ૪૦ | બુંદેલારજપૂત | ૨૫૬૮ | ૨૨૭૦૦૦ | ૬૨૦૦૦૦ | ૯૯૫ | ૧૩ | ૮૬૮ |
| ૧૨ | રાજગઢ | બલબહાદુરસિંગ | રાવત | | ઓમત રજ. | ૬૫૫ | ૧૧૭૦૦૦ | ૫૦૦૦૦૦ | ૮૫૦૦૦ સીંધીયાને ૧૦૦૦(ઝાલાવાડના રાજાને) | ૧૧ | ૬૩૮ |
| ૧૩ | નરસિંહગઢ | પ્રતાપસિંગ | રાજા | ૩૭ | ઓમતરજ. | ૬૨૩ | ૧૧૨૦૦૦ | ૫૦૦૦૦૦ | ૮૫૦૦૦ હોલકરને | ૧૧ | ૪૧૭ |
| ૧૪ | ઝાબુઆ | ગોપાલસિંગ | રાજા | ૪૫ | રાઠોડરજપૂત | ૧૩૩૬ | ૧૦૦૦૦૦ | ૨૦૦૦૦૦ | | ૧૧ | ૭૮૫ |
| ૧૫ | સીલાણા | ધુલીસીંગ | રાજા | ૫૧ | રાઠોડરજપૂત | ૫૦૦ | ૩૦૦૦૦ | ૧૪૮૦૦૦ | ૪૨૦૦૮ | ૧૧ | ૬૯ |
| ૧૬ | સીતામોત્ર | ભવાનસિંગ | રાજા | ૫૨ | રાઠોડરજપૂત | ૩૫૦ | ૩૧૦૦૦ | ૧૯૦૦૦૦ | ૫૫૦૦૦ સિંધિયાને | ૧૧ | |
| ૧૭ | સંથથર | હિંદુપત | મહારાજા | ૬૫ | ગુજરઆહીર | ૧૭૫ | ૭૫૦૦૦ | ૪૦૦૦૦૦ | | ૧૧ | ૮૮ |
| ૧૮ | ચરકારી | જયસિંગદેવ | મહા. સીપા-દારઉલમુલ્ક. | ૩૬ | બુંદેલારજપૂ. | ૭૮૭ | ૧૪૩૦૦૦ | ૫૦૦૦૦૦ | ૮૫૮૩ | ૧૧ | ૨૮૭ |
| ૧૯ | છત્રપોર | બીસનનાથસિંગ | રાજા | ૨૨ | પોંવારરજપૂ. | ૧૧૬૯ | ૧૬૪૦૦૦ | ૨૫૦૦૦૦ | ૮૫૮૩ | ૧૧ | ૩૧૫ |
| ૨૦ | અજયગઢ | રનજોરસિંગ | મહા. સવાઈ | ૪૦ | બુંદેલારજપૂત | ૮૦૨ | ૮૦૦૦૦ | ૨૨૫૦૦૦ | ૭૦૧૦ | ૧૧ | ૩૨૧ |
| ૨૧ | બીજાવર | ભાઉપ્રતાપસિંગ | મહા. સવાઈ | ૪૬ | બુંદેલારજપૂત | ૯૭૩ | ૧૧૩૦૦૦ | ૨૨૫૦૦૦ | | ૧૧ | ૨૯૮ |
| ૨૨ | બાઓણી | ફીરોજજંગ | નવાબ | ૫૭ | મૂસલમાન | ૧૨૭ | ૧૭૦૦૦ | ૧૦૦૦૦૦ | | ૧૧ | |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૩ | આલીરાજપુર | વજેસિંગ | મહારાણા | | સીસોદીઆ રજપૂત. | ૮૩૬ | ૫૭૦૦૦ | ૧૦૦૦૦૦ | ૧૦૦૦૦ ધારનારાજાને ૧૦૦૦ પોલીસખરચને માટે ઈંગ્રેજને | ૯ | ૩૬૨ |
| ૨૪ | પડવાણી | જસવતસિંગ | રાજા | ૫૬ | સીસોદીઆ રજપૂત. | ૧૩૬૨ | ૫૬૪૦૦ | ૧૩૦૦૦૦ | ૪૦૦૦માળવાનાભીલ કોર્પસ. | ૯ | ૩૦૦ |
| ૨૫ | ખીલચીપુર | અમરસિંગ | રાવબહાદુર | ૫૪ | ખીચીરજપૂત. | ૨૭૩ | ૩૬૦૦૦ | ૧૭૫૦૦૦ | ૧૩૧૬૦ (હાલી રૂપિયા સિંધિયાને. | ૯ | ૨૬૯ |
| ૨૬ | બેરોદા | રઘબીર દયાલસિંગ | રાજાબહાદુર | ૪૯ | રઘુવંશીરજ. | ૨૩૮ | ૧૭૨૦૦ | ૨૮૦૦૦ | | ૯ | ૬૬ |
| ૨૭ | નાગોદ | જદુબિંદસિંગ | રાજા | ૩૪ | પરીહર રજ. | ૪૫૦ | ૮૦૦૦૦ | ૧૫૦૦૦૦ | | ૯ | |
| ૨૮ | મેહીર | રઘબીરસિંગ | રાજા | ૩૬ | જોગી. | ૪૦૦ | ૭૨૧૦૦ | ૭૧૦૦૦ | | ૯ | ૧૮૩ |

# મધ્યહિંદ એજન્સી.

## ગ્વાલીઅર.

આ દેશ ગ્વાલીઅર અથવા "સિંધિઆનું રાજ્ય" એ નામથી ઓળખાય છે અને તેના રાજકર્તા મરેઠા જાતના કણબીછે તથા તે "સિંધિઆ મહારાજા" એવી પદ્વિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યના મુલકની આકૃતિ વાંકી ચુકી છે; તેમાં મુગલાઈ કારકિર્દીમાંના આગ્રા સુબામાંનો થોડો ભાગ, માળવા સુબામાંનો ઘણો ભાગ અને દક્ષિણ પ્રાંતમાંનો થોડો ભાગ આવેલો છે. આ પ્રાંતોમાંનો જે મુખ્ય ભાગછે તેની સીમા નીચે પ્રમાણેછે—ઇશાન કોણ તરફ ચંબલ નદી તથા તેની પેલીમેર એતાવા અને આગ્રા જીલ્લા, પૂર્વે બુંદેલખંડ, સાગર પ્રાંત અને નર્મદા નદીના કાંઠાનો પ્રાંત, દક્ષિણે ભોપાળ અને ધારના રાજાનો મુલક, પશ્ચિમે રાજગઢ, ઝાલાવાડ તથા કોટાનાં રાજ્ય અને વાવ્ય કોણમાં ચંબલ નદી તથા તેની પેલીમેર ધોલપુર સંસ્થાન તથા રાજપૂસ્થાનનો બીજો મુલક આવેલો છે.

આ રાજ્યનો **વિસ્તાર** ૨૯૦૪૬ ચોરસ માઈલ જમીન જેટલો છે. અને તેમાં ૧૦૩૪૬ ગામ તથા શહેર મળીને છે. **વસ્તી** આશરે ૩૧૦૦૦૦૦ (એકત્રીસલાખ) માણસની છે; તેમાં ૨૭૭૦૦૦૦ હિંદુ ૧૬૦૦૦૦ મુસલમાન ૧૨૦૦૦ જૈન ધર્મના લોક, ૧૬૭૦૦૦ અસલી જાતના લોક અને બીજા પરચુરણ લોકની વસ્તીછે. **વાર્ષિક ઉપજ**—૧૧૨૦૦૦૦૦૦ (એક કરોડ વીસલાખ)ને આશરે થાયછે.

**દેશનુ સ્વરૂપ**—ઉપર જે મુખ્ય ભાગ બતાવ્યો તેની ઈશાનકોણનો છેવાડો ભાગ માલરાન છે. અને ત્યાંની જમીન ઉતરતા પ્રતની છે. ગ્વાલીઅર શહેરની આસપાસ કેટલાક માઈલ સુધીનો ભાગ ઉંચો નીચો અને તેમાં છુટક છુટક ડુંગરીઓ છે; જેમાંની એક ડુંગરી ઉપર ગ્વાલીઅરનો કિલ્લો બાંધેલો છે. વચલો ભાગ જે માળવા તે સપાટ અને ફળદ્રુપ છે. એ ભાગની ઉંચાઈ સમુદ્ર સપાટીથી ૪૫૦૦ ફુટ સુધીની છે. આ રાજ્યના મુલકનો એક ભાગ વિંધ્યાદ્રિ અને સાતપુડાના પહાડ

ઉપર થઇને દક્ષિણમાં ગએલો છે. તે ભાગ લાંબો પણ સાંકડો થોડો છે. વિધ્યાદ્રિ પ્રર્વતની ઉત્તરે એ ભાગનો જે ઉત્તાર છે તે ઉત્તર તથા ઈશાન કોણ તરફનો છે. **નદીઓ.**—દક્ષિણ તરફના મુલકમાં નર્મદા અને તાપી એ બે નદીઓ મુખ્ય છે. તે પૂર્વ તરફથી આવી પશ્ચિમ તરફ જાયછે. ચંબલ નદી, આ રાજ્યની વાવ્યકોણ તથા ઉત્તર દીશા અને ઈશાનકોણની સરહદ ઉપર વહેછે. તેને ક્ષિપ્રા છોટીકાળી, સિંધ અને પાર્વતી વગરે નદીઓ મળેછે. એ બધી ભેગી થઈ ચંબલ નામથી આ રાજ્યની હદ છોડ્યા પછી ૨૦ માઇલ ઉપર જામના નદીને મળેછે. ઉપર બતાવેલી સિંધ નદીને કોહારી, આશાન, સંખ અને બીજી કેટલીએક નદીઓ મળેછે. **જમીન તથા નિપજ**—માળવા પ્રાંત બહુ રશાળ અને આબાદ છે. અને તેમાં અફીણ, ઘઉ, બાજરી, ડાંગર, મકાઈ, કઠોળ, તલ, દિવેલી, શેરડી, કપાસ, તમાકુ વગરેનું વાવેતર કરવામાં આવેછે. અફીણને માટે ખસખસના છોડની રોપણી કરવામાં આવેછે. વેપારમાં અફીણ, કપાસ, ઘઉ અને રંગ ચઢાવવાની જણશો વગરે પરદેશ ખાતે મોકલવામાં આવેછે. **જનાવર**—વાઘ, દીપડાં, રીંછ, વરૂ, વગડાઉ કુત્રા, શિઆળવાં, શિઆળ, હરણ, ભેંશો, બળદ, વાંદરાં, સસલાં વગરે છે. પક્ષિમાં ગીધપક્ષી, ગરૂડ સમડીઓ, કાગડા, પોપટ વગરે છે. નદીઓમાં મગર અને માછલાં ઘણાં હોયછે. સાપની ઘણી જાતો છે. **લોક**—હિંદુ અને મુસલમાન છે. હિંદુમાં રજપુત, મરાઠા, બુંદેલા, જાટ અને બીજી ઘણી જાતના લોકછે. મરેઠા મુખ્યત્વે કરીને લશ્કરમાં તથા દક્ષિણ ભાગમાં વશે છે. આખી વસ્તીનો વીસમો ભાગ મુસલમાનોનો છે. વિશેષ વસ્તી રજપુતોની છે. **રેલવે**—ખંડવાથી ઈંદોર વચ્ચે હોલકર સરકારની રેલવે અને એક તરફ ગ્વાલિઅરથી આગ્રા સુધીની રેલવે; તેમજ બીજી તરફ નીમચ સુધી સિંધિઆ સરકારની રેલવે છે. એ રેલવે લાઈનો આ રાજ્યના કેટલાક ભાગમાં થઇને જાયછે.

**મુખ્ય શહેરો**—**ગ્વાલીઅર** એ આ રાજ્યના છેક ઉત્તરે ભાગમાં આગ્રાથી દક્ષિણમાં ૬૫ માઇલ ઉપર આવેલું રેલવે સ્ટેશનવાળુ શહેર છે. રાજકર્તા મહારાજા સિંધિઆ સરકારની રાજધાની ગ્વાલીઅરના કિલ્લા નીચે **લશ્કર** નામની છાવણીમાં છે. ગ્વાલિઅરથી થોડે દુર ઈંગ્રેજી છાવણી છે તેમાં રેસીડેન્ટ તથા ઈંગ્રેજી લશ્કર રહેછે. **ઉજાણ** એ નામનું

પ્રાચીનશહેર ક્ષીપ્રા નદીને કીનારે છે અને તેમાં પરદુઃખ ભંજન વિક્રમ રાજાની રાજધાની હતી. આ શહેર એક રેલવેસ્ટેશન છે. ગ્વાલીઅરના રાજ્યમાં મોટો સરસુબો ઉજણુ છે. બરાનપુર—એ મુસલમાનોની વસ્તીવાળુ શહેર દક્ષિણ ભાગમાં જી. આઈ. પી. રેલવે ઉપર એક સ્ટેશન છે. આ શહેરમાં શેલાં, પાઘડીઓ, દુપટા સાળુ, કસબી તથા રેસમી બુટાદાર કાપડ અને મલમલ વગેર કારીગરીની જણશો સારી બને છે. ચંદેરી—એ શહેર માળવાના ઈશાન કોણના ભાગમાં છે. તેમાં ઝીણુ તથા ઉત્તમ કારીગરીથી સુતરાઉ કાપડ બને છે, અને તે ચંદેરી કાપડને નામે ઓળખાય છે. પાઘડીઓ, દોપટા વગેરે સારાં થાયછે. આ સિવાય આ દેશમાં જાડું કાપડ, ગલીચા, શેત્રંજીઓ વગરે દેશના દરેક ભાગમાં થાય છે. આ સિવાય બીજા મોટાં શહેર રતનગઢ, રાનોર, ભિલસાભિંડ અને હંડીઆ વગરે પ્રસિદ્ધ શહેરો છે. આ રાજ્યનું પોસ્ટ ખાતુ મહારાજા તરફથી ઘલાયદુ ચાલતુ હતુ પરંતુ સને ૧૮૮૫ ની સાલથી ઈંગ્રેજસરકારે પોતાને હવાલે કરી લીધું છે. દત્તકની સનદ—આ રાજ્યને માટે જો રાજકર્તા મહારાજા બીન ફરજંદ મરણ પામે તો વગર નજરાણું આપે હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ નામદાર બ્રિટિશસરકાર તરફથી મળેલી છે. વળી પાદશાહી વાવટો સને ૧૮૭૭ની સાલમાં નામદાર મહારાણી વિકટોરીઆ તરફથી મળેલો છે.

ઈતિહાસ—આ રાજ્ય ગ્વાલીઅર અથવા સિંધિઆનું રાજ્ય એ નામથી ઓળખાય છે અને તેના રાજકર્તા મહારાજા જાતે મરેઠા છે. આ રાજ્યની સ્થાપના કરનાર રાણોજીસિંધિઆ થયા. રાણોજીના વડીલ સિંધિઆ નામના હતા. તથા તે સતારા જીલ્લામાં કનેરખેડ નામના ગામમાં રહેતા હતા અને તે એ ગામની પટલાઈ કરતા હતા. રાણોજીના વડીલો બેદરના પાદશાહ પાસે લશ્કરી નોકરી કરતા હતા. પરંતુ રાણોજીને તે નોકરી મળી નહિ તેથી તેમના ઘરમાં ગરીબાઇએ વાસ કીધો હતો. આવા વખતમાં તે ઇ. સ. ૧૭૧૪ માં સતારે ગયો અને ત્યાંના મરેઠા મહારાજા શાહુના પ્રધાન બાલાજી વિશ્વનાથ* પેશ્વાના તાબામાં નાની

---

* કોલ્હાપુરના રાજા સાથે લડવામાં બાલાજીવિશ્વનાથે સતારાના શાહુ રાજાની સારી નોકરી બજાવેલી તેથી તેને "પેશ્વા" એવી પદ્દિ મળી હતી. પેશ્વા એ શબ્દનો અર્થ પ્રધાન થાય છે.

અને ખાનગી નોકરી કબૂલ કરી. આ નોકરીમાં તેને પેશ્વાનાં પગરખાં (જોડા) સંભાળવાનું કામ હતું. બાલાજી વિશ્વનાથ ઈ. સ. ૧૭૨૦ માં મરણ પામ્યો તેને ઠેકાણે તેનો પુત્ર બાજીરાવ પ્રધાન થયો. બાજીરાવ પેશ્વાએ રાણોજી સિંધિઆની ખબડદારી જોઈ તેને સીલેદારીની નોકરી આપી. દિલ્હીના મોગળ પાદશાહ મહમદશાહના વજીર સૈયદ હુસેનની મદદે ઈ. સ. ૧૭૧૮ માં બાલાજી વિશ્વનાથ મરેઠી ફોજ લઇને દિલ્હી ગયો હતો. પાદશાહે તેને દક્ષિણની ચોથ, સરદેશમુખી અને પુના અને સતારાના તાબાના મુલકની સ્વરાજીનો લેખ કરી આપ્યો હતો, તેથી તે હક ઉઘરાવવાને બાજીરાવપેશ્વા ખાનદેશ તથા માળવા તરફ જતો હતો. પેશ્વાની આ સ્વારીમાં રાણોજીસિંધિઆ પણ સાથે જતા હતા. પેશ્વાએ તેમની આ વખતની બહાદુરી જોઇને પાયગાના મુખતિઆર કર્યા તથા ઈ. સ. ૧૭૨૫ માં માળવામાં મરેઠાની ચોથાઇનો અમલ કરવા માટે રાણોજીને તે પ્રાંત ખરચમાં આપ્યો.

ઈ. સ. ૧૭૩૬માં દિલ્હીના પાદશાહ મહમદશાહ પાસેથી ખંડણી તથા કેટલોએક મુલક બાજીરાવ પેશ્વાએ માગ્યો. તે પાદશાહે આપ્યો નહિ, તેથી બાજીરાવ પેશ્વા રાણોજી સિંધિઆ અને મલ્હારરાવ હોલકર, એ ત્રણે મળી દિલ્હી ઉપર ચઢાઈ કરી. આ ચઢાઇમાં તે હાર્યા અને પાછા ફર્યા; પરંતુ ઈ. સ. ૧૭૩૮માં તેમના સામે પાદશાહ તરફથી દક્ષિણનો સુબેદાર નિઝામ ચઢી આવ્યો. આ બંને તરફના લશ્કરની ભેટ ભોપાળ પાસે થઇ, તેમાં મરેઠાઓએ નિઝામના પાદશાહી લશ્કરને ઘેરી લીધું. આ ઘેરામાંથી છુટવા નિઝામે પાદશાહની વતી આખો માળવા પ્રાંત, નર્મદા અને ચંબલ નદીની વચેનો દેશ તથા રૂ૫૦૦૦૦૦૦ (પચાસલાખ) રોકડા આપી પાદશાહ પાસે લેખ કરાવી આપ્યો.

ઇ. સ. ૧૭૩૯માં ઉત્તર કોકણમાં વસાઈ વગરેના કિલ્લા ફીરંગીઓ પાસેથી બાજીરાવ પેશ્વાના ભાઈ ચીમનાજીઆપા અને રાણોજી સિંધિઆએ મળી સ્વારી કરી જીતી લીધા. એવામાં ઇરાનથી નાદીરશાહની સ્વારી દિલ્હી ઉપર આવી. તે વખત બાજીરાવ દિલ્હી તરફ હતો. તેણે નાદીરશાહની સામે થવા રાણોજી સિંધિઆને બોલાવ્યો એટલે તે ફોજ લઈ દિલ્હી તરફ આવ્યો. આ ખબર સાંભળી નાદીરશાહ થોડી લુટફાટ કરી પાછો જતો રહ્યો. મરેઠાઓએ જે મુલક માળવામાં મેળવ્યો હતો તેમી

સનદો પાદશાહ પાસે કરાવી લીધી. આ વખત પાદશાહ અને મરેઠા (પેશ્વા) વચ્ચે જે કરાર થયા તેમાં પાદશાહ તરફથી ખાત્રીદાર જયપુરના રાજા જયસિહજી અને પેશ્વા તરફથી ખાત્રીદાર રાણોજી સિંધિઆ થયા હતા. આ વખત મરેઠી લશ્કરમાં રાણોજી સિંધિઆ અને મલ્હાવરાવ હોલકર એ બે જોરાવર સરદારો હતા.

રાણોજી સિંધિઆ ઇ. સ. ૧૭૫૦માં માળવા પ્રાંતના સુભલપુર, મઉર, અને રાણીગંજ એ જગાની વચે મરણ પામ્યા. તેમની રાણી મેનાબાઇથી થએલા જયાજી, દતાજી, અને જોઇતાજી, એ ત્રણ પુત્ર હતા. તથા એક રજપુત રાણી ચીમાબાઇને માધવજી તથા તુકાજી એ નાના બે પુત્ર હતા. રાણોજી સિંધિઆની પછી જયાજીરાવ સરદાર થયા. આ વખત મરેઠી રાજયના અંગોમાં વરાડમાં રાઘોજી ભોંસલાનું રાજ્ય, ધારમાં આનંદરાવ પોંવારનું, વડોદરામાં દામાજીરાવ ગાયકવાડનું, માળવાના દક્ષિણ ભાગમાં મલ્હાવરાવ હોલકરનું, માળવાના ઇશાનકોણના ભાગમાં જયાજીરાવ સિંધિઆનું, અકલકોટમાં ફતેહસિંહ ભોંસલાનું, કોલ્હાપુરમાં શાહુરાજાના પીત્રાઇ ભાઈ સંભાજીનું અને છેક દક્ષિણમાં તંજાવરમાં સિવાજીના ભાઇના વંશનું; એ પ્રમાણે મરેઠી રાજ્ય હતાં. આ બધાં રાજ્યોવાળા પોત પોતાની જમીનને પેટે ફોજો રાખતા, તથા પેશ્વાના હુકમમાં રહેતા હતા; પરંતુ કોલ્હાપુર અને તજાવરના રાજાઓ પોતે સતારાના મહારાજાના કુટુંબી હોવાથી તે પેશ્વાથી સ્વતંત્ર હતા.

રોહીલખંડમાં રોહીલા લોકોએ બંડ કર્યું, તે લોકોનો નાશ કરવામાટે દિલ્હીના વજીરે જયાજીરાવ સિંધિઆ, મલ્હાવરાવ હોલકર અને ભરતપુરના જાટરાજા સુરજમલ, એ ત્રણ સરદારોને બોલાવ્યા. તેમણે ત્યાં જઈ બંડખોરોને હરાવી બંડ બેસાડી દીધું. અને રોહીલખંડનો મુલક તાબે કરી લીધો. આ વખત તેમણે ત્રણે જણાએ તે મુલકની વહેંચણ કરી લીધી. માળવાનો મુલક પેશ્વા બાલાજી (બીજા) એ મરેઠી સરદારોને ઈ. સ. ૧૭૫૦માં વહેંચી આપ્યો તેમાં સિંધિઆને ભાગ ૬૭૦૦૦૦૦ (સાંતેરલાખ)નો મુલક આવ્યો હતો.

ઈ. સ. ૧૭૫૯માં મારવાડની ગાદીના હકબાબત વિજયસિંહ અને રામસિંહ વચ્ચે લડાઈ ઉઠી. રામસિંહે પેશ્વાની મદદ માગવાથી જયાજીરાવ સિંધિઆ ફોજ લઇને તે તરફ ગયા. જયાજીરાવ નાગોરની પાસે

છાવણી કરી પડ્યા હતા ત્યાં વિજયસિંહે મારા મોકલ્યા; તેમણે તેમને દગાથી માર્યા. આ મરણના બદલામાં મરેઠાને અજમેરનો કિલ્લો અને મારવાડની જમીનમાંથી ચોથ મળવા ઠરાવ થયો.

આ વેળા એટલે ઈ. સ. ૧૭૫૯માં જયાજીરાવ પછી સિંધિઆની ગાદીએ તેમના ભાઈ દતાજીરાવ આવ્યા. દતાજીરાવે પોતાના ભાઇની હયાતીમાં ઇ સ. ૧૭૫૧માં હૈદ્રાબાદના નિજામનો બેટો સલાબતજંગ પુના ઉપર ચઢી આવ્યો હતો તેના સામે લડી તેને ત્યાંથી નસાડી મુકયો હતો. તેમજ ઇ. સ. ૧૭૫૫માં પેશ્વાના ભાઈ રઘુનાથરાવે અમદાવાદને કબજે કર્યું, તે વખત પણ તે રઘુનાથરાવની મદદમાં મુખ્ય હતા. ઇ. સ. ૧૭૫૮ની સાલમાં પેશ્વાના ભાઈ રઘુનાથરાવની સરદારી નીચે મરેઠી લશ્કર પંજાબમાં ગયુ અને લાહોરને જીતી લીધું. આ વેળા મરેઠી રાજ્યનો અમલ હિંદુસ્થાનના ઘણાખરા ભાગમાં પથરાઈ ગયો હતો. લાહોરની જીત પછી કાબુલનો પાદશાહ અહમદશાહ અબદલી, રોહીલાનો સરદાર નજીબ ઉદદોલા અને અયોધા (લખનોર)નો નવાબ સુજાઉદ–દોલા એટલા જણ મરેઠી લશ્કર સામે ચઢી આવ્યા. મરેઠી લશ્કરમાં દતાજીરાવ સિંધિઆ અને મલ્હાવરાવ હોલકર બંને સરદારો હતો. મુસલમાન અને મરેઠા વચ્ચે દિલ્હીની પાસેના રૂધીર ગામ આગળ મહાભારત યુધ થયું; જેમાં દતાજીરાવ સિંધિઆ મરાયા અને મરેઠાની હાર થઇ ઇ.સ. ૧૭૫૯.

ઉપલી લડાઈમાં દતાજીરાવ મરાયા તથા ત્યારપછી તેમના ભાઇ જોતાજી પણ તેજ વરસમાં દીગની પાસેના કુંભેર પાસે એક લડાઈમાં મરાયા હતા તેથી તેમના વડા ભાઈ જયાજીરાવના વડા પુત્ર જંકોજી સિંધિઆનું પદ પામ્યા. લાહોરની લડાઈના વખતથી મરેઠા અને મુસલમાન વચ્ચે રણસ્થંભ રોપાયો હતો અને તેથી લડાઇઓ ચાલુ હતી. તા. ૭ મી જાન્યુઆરી સને ૧૮૬૧ ના રોજ પરોઢીઆમાં પાણીપતના મેદાનમાં મરેઠા અને મુસલમાનો વચ્ચે દારૂણ યુધ મચ્યું. મરેઠા હરહર મહાદેવ અને મુસલમાનો દિનદિન એમ પોકાર મારતા તલવારો ઉછારવા મંડ્યા. બપોરના બે વાગતા સુધી યુદ્ધ ચાલ્યુ. એ વખતે પેશ્વાનો પુત્ર વિશ્વરાવ, સેનાપતિ સદાશિવરાવ અને જંકોજીરાવ સિંધિઆ વગેરે ઘણા સરદારો રણમાં પડ્યા. આ વેળા પેહેલાંથી મલ્હાવરાવ હોલકર અને દામાજીરાવ ગાયકવાડ નાશી છૂટ્યા હતા. મરેઠી ફોજમાંના હજારો યોદ્ધાઓ

રણમાં પડ્યા, હજારો નાસતાં મરાયા અને જે મુસલમાનોને હાથ પકડાયા તેમને બહુ નિર્દયતાથી માર્યા. મરેઠી લશ્કરમાં જે સ્ત્રીઓ અને છોકરાં હતાં તેમાંની ખુબ સુરત સ્ત્રીઓની આબરૂ લીધી તથા બાકીનાંને ગુલામ કરી લીધાં. આ યુધમાં મરેઠી યોધા આશરે બે લાખ મરાયા હતા.

જંકોજીરાવ સિંધિઆ ઉપલા યુધમાં મરાયા તેથી સિંધિઆની વંશમાં માધજી અને તુકાજી એ બે ભાઈ રહ્યા. જે મુળ પુરૂષ રાણોજીની રજપુત રાણીના પુત્ર હતા. જંકોજીની જગોએ કોને કાયમ કરવો એ વિશે સવાલ ઉઠયો, તેમાં માધવરાવ પેશ્વાના ભાઈ રઘુનાથરાવનો વિચાર માનાજી ઉર્ફે ફાંકડેને સરદારી આપવી એમ હતો; પરંતુ નાના ફડનવીશ અને હરીપંથ ફડકેએ માધવરાવ પેશ્વાને સમજાવી સરદારનો પોશાક ઇ. સ. ૧૭૬૭ માં માધજીને અપાવ્યો. માધજીને લોકો "પાટીલબાવા" એ નામથી ઓળખતા હતા. પાણીપતની લડાઈમાંથી આ માધજી નાઠા હતા તે વેળા એક પઠાણે તેમની પછાડી પડી બંદુકની ગોળી મારી હતી. તેથી માધજી તે વખતથી લંગડા થયા હતા. ત્યાંથી તેમને એક પખાલી સાચવીને લાવ્યો હતો. જે વખત પેશ્વાના ભાઈ રઘુનાથરાવે માનાજી ફાંકડેનો પક્ષ કર્યો હતો, તે વેળા માધજી રીસાઇને અહમદનગર પાસે રાયમોહો નામે ગામછે ત્યાં જતા રહ્યા હતા. એ ઠેકાણે મનસુરશાહ નામનો ફકીર રહેતો હતો તેની તમણે સેવા કીધી હતી, તેથી જ્યારે તેમને સિંધિઆની સરદારીનો પોશાક મળ્યો ત્યારે જાણે તે ફકીરના આશિર્વાદથી મળ્યો હોય તેમ સમજી તેને જાગીર આપી, તેમજ પેલા પખાલીને પણ જાગીર આપી હતી.

ઉત્તર હિંદુસ્થાનમાં મરેઠાઓએ જે મુલક મેળવ્યો હતો તે ઈ. સ. ૧૭૬૧ ની પાણીપતની લડાઈ વખત જતો રહ્યો હતો; તેથી માધવરાવ સિંધિઆ, તુકાજી હોલકર, વીશાજી કૃષ્ણ બીનીવાલે અને રામચંદ્ર ગણેશ કાનડે એમણે મળી ફરીથી દેશ જીતવા માટે સ્વારી કરી અને કેટલોએક મુલક મેળવ્યો. આ વેળા એટલે ઈ. સ. ૧૭૭૧ માં દિલ્હીનો પાદશાહ શાહઆલમ કંપનીસરકાર તરફથી નીમનોક ખાઇને બેશી રહેતો હતો તેને આ સરદારોએ તા. ૨૫ મી ડીસેમ્બરના રોજ ફેર દિલ્હીના તખ્ત ઉપર બેસાડ્યો.

ઈ સ. ૧૭૭૨ માં માધવરાવ પેશ્વા મરણ પામ્યો, તે ખબર મા-

ધજી સિંધિઆને થવાથી પોતે પુને ગયા અને નાના ફડનવીસને મળી રઘુનાથરાવને પુનેથી નસાડી મુકયો. રઘુનાથરાવની પક્ષમાં કંપની સરકાર થઈ અને તેને પુનાની ગાદીએ બેસાડવા માટે એક મોટી ફોજ તૈયાર કરી. તે ફોજની એક ટોળી ગૂજરાત તરફ ગઈ અને બીજી ટોળી પુના તરફ આવી. જે ટોળી પુના તરફ આવી તેની સામે પુનાની ફોજ પશ્ચિમમાં તલી ગામછે ત્યાં જઇને ઉભી રહી. આ ઠેકાણે લડાઈ થઇ તેમાં કંપનીની ફોજ હારી અને ઠરાવ થયો કે રઘુનાથરાવને નાના ફડનવીસના તાબામાં સોંપવો અને તેને સોંપતાં સુધી બે યુરોપીઅન અમલદારોને જામીનમાં રાખવા માટે કંપનીએ સોંપવા. થોડા દિવસ પછી કંપનીએ રઘુનાથરાવને લાવી રજુ કર્યા અને તેને નાનાફડનવીસે કેદ કર્યા.

ઈ. સ. ૧૭૭૯ માં કંપનીએ પુનાના કારભારીઓ સાથે બોલી કરીને વસાઈ તથા ગૂજરાતની ચોથને પેટે પેશ્વાનો ભાગ અને ભરૂચ પાસેનો રૂ ૩૦૦૦૦૦ (ત્રણલાખ) ની ઉપજનો મુલક લીધો હતો તે પાછો આપીને કંપનીએ સાષ્ટી વગેરે પોતાની પાસે રાખવું એમ ઠરાવી સલાહ કરી. આગળ જલદીથી પુનાના દરબાર વિશે ઈંગ્રેજ કંપનીના મનમાં વહેમ આવ્યો તેથી લડાઈનો આરંભ થયો. આ લડાઈ ચાર વરસ સુધી ચાલી, તેમાં જનરલ ગાર્ડર્ડ સાહેબ નામના એક ઈંગ્રેજ સરદારે કલકતા તરફથી આવીને એ લડાઇઓમાં પરાક્રમ બતાવ્યાં. ઉતર હિંદુસ્થાનમાં જામનાં નદીને કિનારે ઈંગ્રેજો અને સિંધિઆ વચ્ચે લડાઈ શરૂ થઈ તેમાં કર્નલ પૉફામે ગ્વાલીઅરનો કિલ્લો લીધો; પણ એ લડાઇથી ઈંગ્રેજોને ફાયદો થયો નહિ. તેમને વસાઇ અને ગુજરાતમાંનો ઘણો મુલક છોડી દેવો પડ્યો; તેમજ રઘુનાથરાવને ઈંગ્રેજોએ આશ્રય આપવો નહિ તથા ઈંગ્રેજોએ ગોહદના રાણાના રક્ષણ સારૂ સિંધિઆ સાથે લડાઈ માંડી હતી તે ગોહદના રાણાનો મુલક તથા બીજાં રાજ્ય સિંધિઆ લેવા માંડે તો ઈંગ્રેજોએ હરકત કરવી નહિ એ પ્રમાણે સાલયા મુકામે તા. ૧૭ મે સને ૧૭૮૨ ના રોજ કોલકરાર થયા. એજ સાલમાં ઈંગ્રેજો અને મરેઠા વચ્ચે વસાઈ મુકામે કોલકરાર થયા, તે આધારે ઈંગ્રેજોએ માધજીસિંધિઆને ભરૂચ વગરે આપ્યું. રઘુનાથરાવની ચાલથી પેશ્વાનો અધિકાર ઝાંખો થયો અને માધજી સિંધિઆનો વિચાર પેશ્વાથી છુટા પડી સ્વતંત્ર રાજ્ય સ્થાપવા માટે થયો. મરેઠી રાજ્યનો પાયો લુલો થયાનો આરંભ પણ એથીજ થયો.

ગોહદનો રાણો કે જેણે મરેઠાઓ સાથે વિરોધ માંડી ઇંગ્રેજો સાથે દોસ્તી બાંધી હતી. તેને ઇંગ્રેજોએ મદદ કરવા કપતાન પોફામને ઇ. સ. ૧૭૮૦માં ગોહદ મોકલ્યો. તે ત્યાં ગયો. તેણે તથા ગોહદના રાણાએ મળી ગ્વાલીઅર ગઢ જીતી લીધો પણ થોડા દિવસ પછી માધજી સિંધિઆ, ઇંગ્રેજો અને ગોહદના રાણાની સામે થયા અને તેમના ઉપર તૂટી પડ્યા અને ગ્વાલીઅર ગઢને ઇ. સ. ૧૭૮૨માં પાછો જીતી લીધો. દિલ્હીના વજીરે શાહઆલમ પાદશાહને કેદ કર્યો હતો તેથી માધજી સિંધિઆએ દિલ્હી જઇને તેને છોડવ્યો. આ વખતથી માધજી દિલ્હીની પાદશાહીમાં કરતા હરતા થયા હતા. પાદશાહના મુખ્ય કારભારી પેશ્વા અને પેશ્વાની વતી સિંધિઆ કામ ચલાવે એવી સનદ પાદશાહ પાસેથી લખાવી લીધી. આ વખત દિલ્હી અને આગ્રા એ બે પ્રાંત માધજી સિંધિઆને મળ્યા અને પાદશાહને ૬૫૦૦૦ (પાંસઠહજાર) સિંધિઆએ નીમનોક બાંધી આપી. વળી પાદશાહ પાસેથી એક ફરમાન લખાવી લીધું હતું. તેથી હિંદુસ્થાનમાં કોઈ મુસલમાન ગાયનો વધ કરે નહિ. થોડા દિવસ પછી દોઆબ, અલીગઢ, અને રાઘવગઢ વગરે એક પછી એક એમ જગાઓ કબજે કરી. પેશ્વા તરફથી રાજ પ્રકરણી બાબતોમાં ઇંગ્રેજો સાથે વાંધા પડતા તેના જવાબ માધજી સિંધિઆ આપતા હતા, તેથી નાના ફડનવીસને દેશત લાગી કે માધજી બળવાન થતા જાયછે. તેમ જાણી ઇંગ્રેજ સરકાર તરફથી એક રેસીડેન્ટ માગી લીધો અને તેને પુનામાં રાખ્યો. હવે માધવજીએ ઈ. સ. ૧૭૮૫માં ફ્રેન્ચ લોકને બોલાવી પોતાની નોકરીમાં રાખ્યા તથા તેમને કવાયત શીખવી ડીબોઈનના તાબામાં કવાયતી ફોજ બનાવી. આ ફોજથી સિંધિઆએ જયપુર ઉપર ચઢાઇ કરી. જયપુરના રાજા પ્રતાપસિંહની સરદારી નીચે રાજપુતાણાંનાં મારવાડ, અને બીજાં રાજ્યોનાં લશ્કર ઈ. સ. ૧૭૮૭ માં ટાંગા મુકામે ખડાં થયાં.

બંનેના લશ્કર વચે તે મુકામે લડાઈ થઈ, તેમાં રજપૂતો જીત પામ્યા અને ડીબોઇનના તોપચીઓને કાપી નાખ્યા; પરંતુ તેનો બદલો સિંધિઆએ ઈ. સ ૧૭૯૧માં લીધો. પટના અને મેરના આગળ લડાઈ થઈ તેમાં રજપૂતોની હાર થઈ અને સિંધિઆએ તેમના ઉપર ખંડણી બેસાડી. આ વખત માધવજીની ગેરહાજરીનો લાભ લઈને દિલ્હીના પાદશાહ શાહઆલમની ગુલામ કાદર આંખો ફોડી નાખી તથા દિલ્હીમાં બંડ

કર્યું. આ ખબર જાણી માધજી દિલ્હી ગયા અને ગુલામકાદરને કેદ કરી પાદશાહને છૂટો કર્યો.

માધજી દિલ્હીથી પરભાર્યા જોધપુર ગયા અને કેટલીક મુદ્દત થયાં અજમેર મારવાડના રાજાના કબજામાં ગયું હતું તે પાછું જીતી લીધું અને રાજાને કબજે કર્યો. માધજી પોતે બહાદુર હતા અને વળી ફ્રેન્ચ લોકને નોકરીમાં રાખી એક સારૂ લશ્કર તથા તોપખાનું ઉભુ કીધું હતું તેથી તે જ્યાં જ્યાં ગયા ત્યાં જીત પામ્યા. સિંધિઆ અને હોલકર એ બે મરેઠા રાજાઓ વચ્ચે કુસંપે ઘર કર્યું હતું તેથી તેમની બંનેની વચ્ચે અજમેરની પાસે લડાઈ થઈ. પેશ્વાઈ નબળી પડી ગઈ હતી તેથી તેમને કોઈ વાળનાર રહ્યું નહોતું. આ લડાઈમાં હોલકર હાર્યો અને સિંધિઆની જીત થઈ. આથી પુનાના દરબારના કારભારીઓ પણ સિંધિઆથી ડરવા લાગ્યા. સિંધિઆએ પ્રયાગની ઉત્તર અને પશ્ચિમ તરફનો ઘણો મુલક તાબે કરી લીધો હતો. પુનામાં ઈંગ્રેજોનું પરીબળ વધી પડ્યું હતું તે ઓછું કરવું એમ વિચાર કરી ઈ. સ. ૧૭૯૨ માં માધજી પુને ગયા. આ વખત સિંધિઆના તાબામાં આશરે આઠ કરોડ રૂપીઆની ઉપજનો મુલક હતો તથા ઘણા રાજાઓ ઉપર પોતે ખંડણી બેસાડી હતી. તે જ્યારે પુને ગયા ત્યારે દિલ્હીના પાદશાહ તરફથી પેશ્વાને માટે વજીરનો ખિતાબ કરાવી લાવ્યા હતા તે પેશ્વાને રજુ કર્યો.

ઈ. સ. ૧૭૯૪ માં મરેઠા તથા હૈદ્રાબાદનો નિઝામ એમની વચ્ચે ચોથ બાબત કજીઓ ખડો થયો અને તુરતજ માધજી પુનાની પાસેના પાનવડી ગામમાં મરણ પામ્યા. તેમના પછી તેમના ભાઈના પુત્ર દોલતરાવ દત્તક થઈ ગાદીએ બેઠા. આ વેળા તેમની ઉમર ૧૬ વરસની હતી. હૈદ્રાબાદના નિઝામે પેશ્વાને ખંડણી નહિ આપવાથી મરેઠી લશ્કર નિઝામ ઉપર ગયું. બંને વચ્ચે કુર્દલા આગળ લડાઈ થઈ. નિઝામ હાર્યો અને તેણે રૂ ૩૦૦૦૦૦૦૦ (ત્રણ કરોડ) તથા કેટલાએક પ્રાંત મરેઠાને આપ્યા. આ લડાઈમાં દોલતરાવ સિંધિઆએ પેશ્વા તરફ મુખ્ય ભાગ લીધો હતો. ઈ. સ. ૧૭૯૫.

એજ સાલમાં માધવરાવ પેશ્વાનું તેના પ્રધાન નાના ફડનવીસ આગળ કંઈ ચાલતું નહોતું તેથી ખેદ પામી અગાશી ઉપર ચઢી ત્યાંથી પડતું મુકી આપઘાત કરી મરણ પામ્યો. તેના પછી પુનાની ગા-

દીએ બેસવાનો હક બાજીરાવનો હતો. પણ નાનાફડનવીશે કેટલાક વખત સુધી તેને ગાદી ઉપર બેસવા દીધો નહિ અને ભારે ખટપટ ચલાવી પણ છેવટ દોલતરાવ સિંધિઆની મદદ મળવાથી ફડનવીશે તેને ગાદીએ બેસાડ્યો. બાજીરાવપેશ્વા રાજ ચલાવવાને લાયક નહોતો. તેણે કેટલીએક ખટપટો કરવા માંડી અને તે ખટપટોમાંથી દોલતરાવ સિંધિઆ અને નાના ફડનવીસને અંદર અંદર લડાઈ સળગી. સિંધિઆએ એક આખો દિવસ અને રાત પુના શહેર લૂટ્યું તેથી મારામારી અને કાપાકાપી ચાલી જેમાં ઘણા લોકોના જીવ ગયા. નાનાફડનવીસને પકડી અહમદનગરના કિલ્લામાં કેદ રાખ્યો તથા તેને ઠેકાણે દોલતરાવે પોતાના સસરા ગાટગેને પ્રધાન બનાવ્યો. ગાટગેએ લોકોને માર મારીને તથા ઘણાના પ્રાણ લઇને નાણાં કઢાવ્યાં. લશ્કરે પગારને માટે બંડ કર્યું, તેમજ મરેઠી સરદારો અંદર અંદર તોફાન કરવા લાગ્યા. છેવટ બાજીરાવ પેશ્વાએ ગાટગેને દૂર કરી નાના ફડનવીસને કેદમાંથી કહાડી પ્રધાન બનાવ્યો. આ વખત દોલતરાવ સિંધિઆ હિંદુસ્થાનમાં હતા ત્યાં તેમની અને જસવંતરાવ હોલકર વચ્ચે લડાઈ ચાલતી હતી, જેમાં હજારો યોદ્ધા કપાઈ મુઆ ઈ. સ. ૧૮૦૦. આ લડાઈમાં હોલકર હાર્યો. આ બંનેની લડાઈમાં પેશ્વા સિંધિઆની પક્ષમાં હતો તેથી હોલકર વેર લેવા પુને ગયો. બાજીરાવ પેશ્વા પુના છોડી વસાઈ જતો રહ્યો, એટલે હોલકરે બાજીરાવના ભત્રીજાને પુનાની ગાદીએ બેસાડ્યો ઈ. સ. ૧૮૦૨. બાજીરાવ વસાઈ ગયો અને મુંબાઈના ગવરનર સાથે સલાહ કરી. આ સલાહમાં એમ ઠર્યું કે "બાજીરાવ ઈંગ્રેજ સરકારને ૨૬ લાખ રૂપીઆનો મુલક આપે તથા ઈંગ્રેજી ફોજ નોકરીમાં રાખે. બીજા કોઈ યુરોપીઅનને નોકરીમાં રાખવો નહિ, તથા પરરાજ્યો સાથે કંઈ પણ કામ પડે તો રેસીડેન્ટની મારફત તે કામ ચલાવે." આ ઠરાવથી ઈંગ્રેજોએ બાજીરાવને ફેર પુનાની ગાદીએ બેસાડ્યો. ઈંગ્રેજી લશ્કર બાજીરાવને લઈને પુને ગયું એટલે સિંધિઆ અને હોલકર પુનામાંથી નીકળી ગયા.

ઈંગ્રેજ સરકારે દોલતરાવ સિંધિઆને કહેવડાવ્યું કે તમારે હવે માળવામાં જઇને રહેવું, તેમજ ભોંસલે વગેરે સરદારોને પણ કહેવડાવ્યું કે તેમણે પણ પોતપોતાને ઠેકાણે જઈને રહેવું. આ વાત તેમણે કબુલ નહિ કરધાથી જનરલ વેલેસલીએ મરેઠી સરદારો ઉપર ચોતરફથી ફોજો મોકલી આ

વખત દોલતરાવસિંધિઆ અને રઘુજી ભોંસલેના મળીને ૫૦ હજાર સ્વાર, ૩૦ હજાર કવાયતી પેદલ અને ઘણી તોપો હતી, તેમજ બીજા લૂટારૂ લોક પણ તેમને આવી મળ્યા હતા. ઈંગ્રેજો અને મરેઠા વચ્ચે અસાઈ આગળ ભારે લડાઈ થઈ, જેમાં સિંધિઆ વગેરેનું મરેઠી લશ્કર હારીને નાઠું અને ઈંગ્રેજોએ આસીરગઢ, બરાનપુર, પાવાગઢ પંચમહાલ અને ભરૂચ વગેરે મુલક તાબે કરી લીધો. હિંદુસ્થાનમાં ફેર દિલ્હી આગળ લૉર્ડલેકની સામે તેમને લડાઈ થઈ. એ લડાઈમાં સિંધિઆએ ઘણો મજબુત ટકાવ કર્યો; પરંતુ પોતાનાં ઘણાં માણસ મરાયાથી દિલ્હી અને આગ્રા પણ ઈંગ્રેજોએ જીતી લીધાં.

હવે સિંધિઆને ઈંગ્રેજો સાથે સલાહ કરવાની જરૂર પડી. તેમણે તા. ૨૭મી ફેબ્રુઆરી સને ૧૮૦૪ના રોજ સીરજી અંજે ગામને મુકામે મેજર માલકમની રૂબરૂ કબુલ કર્યું કે "ગંગા અને જુમનાં વચ્ચેનો મુલક, તથા જયપુર, જોધપુર અને ગોહદનાં રાજ્યની ઉત્તર તરફનો મુલક; તથા ભરૂચનો કિલ્લો અને તે પ્રાંત એટલું સિંધિઆએ ઈંગ્રેજોને આપવું; તેમજ અહમદનગરનો કિલ્લો તથા તે પ્રાંત પેશ્વાને આપવો; અંજીઠાથી તે ગોદાવરી નદી સુધીનો સઘળો પ્રાંત નિજામને આપવો. દિલ્હીનો પાદશાહ શાહઆલમ, પેશ્વા અને નિજામ તથા આનંદરાવ ગાયકવાડ, એમના ઉપર જે જે દાવા હોય તે છોડવા. ભરતપુર, જોધપુર, જયપુર, માચેરી (અલવર), બુંદી, અને ગોહદનાં રાજ્યોને ઉદ્પદ્ર કરવો નહિ, અને ઈંગ્રેજોના શત્રુ જે બીજા યુરોપીઅન તથા અમેરીકન તેમને નોકરીમાં રાખવા નહિ. આ પ્રમાણે સિંધિઆએ કબુલ કર્યું. ઈંગ્રેજોએ આશીરગઢ, બરહાનપુર, પાવાગઢ પંચમહાલ વગરે જે કિલ્લા લીધા હોય તે અને સિંધિઆના મોકાસા, દેશમુખી વગરે હક પાછા આપવાને, તેમણે આપેલી નીમનોકો વગરે ચલાવવાને કબુલ કર્યું. આગળ તુરત ૬૦૦૦ પેદલ અને તોપખાનું એટલું લસ્કર સિંધિઆના રક્ષણ માટે ઈંગ્રેજોએ રાખવું અને તેના ખરચને પેટે પહેલા લખેલા મુલકો સિવાય કંઈ માગવું નહિ એવો કરાર લખાયો. આ કરારમાં એમ પણ લખાયું હતું કે સિંધિઆના રાજ્યમાં ઈંગ્રેજી રેસીડેન્ટ રહે તથા સિંધિઆએ દક્ષિણ તરફ જવું નહિ.

સને ૧૮૦૫ની સાલમાં ભરતપુરના રાજાએ ઈંગ્રેજોને મળ્યા ઉપરાંત

સિંધિઆ તથા હોલકર સાથે વિશેષ સ્નેહ કર્યો અને આ બંનેની ફોજો અજમેર તરફ આવી. સિંધિઆ અને ઈંગ્રેજો વચ્ચે બીગાડ થવાનાં કારણ હતાં, તેમાં ગોહદના રાણાને કંઈ મુલક ન આપવો અને પોતે ગ્વાલીઅર લેવું એવી દોલતરાવ સિંધિઆની મરજી હતી. તેમના દિવાન સરજેરાવ ગાઢગેએ અથવા તેના બીજા લોકોએ ઈંગ્રેજી રેસીડેન્ટના બંગલામાં લૂટ કરી હતી, તોપણ ઈંગ્રેજો સાથે બિગાડ નહિ થવા માટે તેમના મનમાં હતું. ગવરનર જનરલ લૉર્ડ કાર્નવાલીસનો વિચાર સિંધિઆ તથા હોલકર સાથે સલાહ કરવાનો થયો અને તેથી તેમ કરવા માટે જનરલલેકને હુકમ કર્યો. આથી તા. ૨૩ નવેમ્બર ૧૮૦૫ના રોજ મી. માલકલમની વિદ્યમાન સલાહ થઈ; તેમાં એમ ઠર્યું કે ગ્વાલીઅર તથા ગોહદ પ્રાંત સિંધિઆને પાછા આપવા. ચંબલ નદી, એ ઈંગ્રેજો તથા સિંધિઆ એ બેઉના રાજ્યોની સીમા જાણવી. સિંધિઆનો મુલક આગલી સલાહ પ્રમાણે ઈંગ્રેજો પાસે આવ્યો હતો, તેમાં તેમના હક વિગરે હતા તે તેમણે છોડવા અને તેને બદલે ઈંગ્રેજોએ તેમને દર સાલ ૩૦ લાખ રૂપીઆ રોકડા આપવા તથા તેમની રાણી અને પુત્રીને ત્રણ લાખની જાગીર આપવી; માળવા, મેવાડ, અને મારવાડના મુલકમાંથી સિંધિઆને ખંડણી આપનારા ઉદયપુર, જોધપુર, કોટા વગેરેના રાજા સાથે ઈંગ્રેજોએ સલાહ કરવી નહિ તથા સિંધિઆએ તાપી તથા ચંબલ એ નદીઓ વચ્ચેનો મુલક હોલકર પાસેથી લીધો હતો તે વિશે તેમણે કંઈ બોલવું નહિ.

ઉપલા કરારથી ગોહદ અને ગ્વાલીઅર સિંધિઆના તાબામાં આવ્યાં પરંતુ ગોહદ પ્રાંત રાણા કીરતસિંહના તાબામાં હતો, તેથી તે બદલ રાણાને ધોલપુર, બારા, અને રાજ ખેડાનાં પ્રગણાં આપ્યાં. આ પ્રગણાંમાંનું ધોલપુરનું રાજ્ય બન્યું અને તે "ધોલપુરનું રાજ્ય" એ નામથી ઓળખાય છે તથા તે રાજ્ય રાજપુતાણામાં દાખલ કરવામાં આવ્યું છે. અત્યાર સુધી સિંધિઆની રાજગાદીનું એક ચોકસ ઠેકાણું નહોતું તે હવે ગ્વાલીઅરમાં થયું.

ઈ. સ. ૧૮૧૭માં પિંઢારાઓને વશ કરવા માટે ઈંગ્રેજ સરકારે લશ્કર ભેગુ કરવા માંડ્યું. આ પિંઢારા સામેની લડાઇમાં દોલતરાવ સિંધિઆ પણ પોતાનું લશ્કર લઇને સામેલ થયા હતા. પીંઢારાઓને

નરમ પાડ્યા અને તેમનો આગેવાન અમીરખાન ઇંગ્રેજોને શરણ આવ્યો. હવે અમીરખાને પોતાના બંડખોર આગેવાનોને રજા આપી, એટલે ઇંગ્રેજોએ તેને હોલકરે પ્રથમથી આપેલી જાગીરનાં પ્રગણાં આપી જુદો રાજા બનાવ્યો. એ ટોંકનું રાજ્ય એ નામથી આજ ઓળખાય છે અને તેના વંશજ આજ ટોંકમાં રાજ્ય કરેછે. દોલતરાવ સિંધિઆના રાજ્યના વખતમાં ઇ. સ. ૧૮૧૭માં પુનાનું પેશ્વાનું રાજ્ય ઇંગ્રેજ સરકારે ખાલસા કર્યું અને બાજીરાવ પેશ્વાને આઠલાખ રૂપીઆનું પેનસન બાંધી આપી બીઠુરમાં રાખ્યો.

તા. ૨૧ માર્ચ સને ૧૮૨૭ના રોજ દોલતરાવ સિંધિઆ ગ્વાલિઅરમાં મરણ પામ્યા. તેમને પછાડી પુત્ર નહોતો તેથી તેમનાં રાણી બાઇજાબાઇએ એક દુરના કુટુંબી મુગટરાવને દત્તક લઇ તેમનું નામ જંકોજીરાવ એવું પાડી ગાદીએ બેસાડ્યો. જંકોજીરાવ બાળક હતા તેથી બાઈજાબાઈએ પોતાના ભાઈ હિંદુરાવની મદદથી રાજ્યકારભાર ચલાવ્યો. આ બાઇએ એવી હોંશીઆરી અને ડહાપણથી કારભાર ચલાવ્યો કે તેથી કરીને તે બાઇની કોઈ એક બહાદુર પુરૂષના જેવી કીર્તી ફેલાઈ; પણ જંકોજીરાવે તે ઉપકારને નહિ સંભાળતાં પહેલાં વહેલાં લશ્કરના કેટલાએક સરદારો સાથે સંધાન કરી એક દિવસે રાજા એવું જાહેર કર્યું. બાઈજાબાઇને કેટલુંક લશ્કર અનુકુળ હતુ પણ તે થોડું તેથી અને બખેડો વધે નહિ તેટલા માટે તે કંઈ કજીઆ ન ચલાવતાં રેસીડેન્ટ સાહેબની પંચાત કબુલ કરીને ધોલપુરમાં જઈ રહી. ત્યાં તેને વરસ દિવસે રૂ૧૦૦૦૦૦૦ (દશલાખ) મળે એવો ઇંગ્રેજ સરકાર વિધમાન ઠરાવ થયો હતો. પ્રથમ બાઈજાબાઈ અને જંકોજીરાવ વચ્ચે તંટો થયો. તે તંટો સિંધિઆના ઘરનો હોવાથી ગવરનરજનરલે રેસીડેન્ટને લખ્યું કે આપણે એમાં પડવાની જરૂર નથી. પરંતુ જંકોજીરાવ ગાદીએ કાયમ થયા પછી બેઉની વચ્ચે કજીઆ ચાલ્યાથી દેશમાં બંદોબસ્ત રહેશે નહિ, એ કારણથી બાઇજાબાઇએ નિમનોક લઈ અલગ રહેવું, એ બાબત પંચાત કરવાને બીજી વખત ગવરનર જનરલ તરફથી રેસીડેન્ટને પરવાનગી મળી અને તે પરવાનગીથી રૂ૧૦૦૦૦૦૦ (દશલાખ)ની નિમનોક બંધાઈ.

જંકોજીરાવ સિંધિઆ સને ૧૮૪૩ના ફેબ્રુઆરી માસમાં મરણ પામ્યા. તેમને પછાડી પુત્ર નહોતો તેથી તેમની વીધવા રાણી તારાબાઇ-

એ હનુમતરાવ નામના પોતાના એક કુટુંબીના પુત્ર ભાગીરથીરાવને દત્તક લઈ તેમનું નામ જયાજીરાવ એવું પાડી ગાદી ઉપર બેસાડ્યા. બ્રિટિશ સરકારે તેમનું દત્તકપણું કબુલ રાખ્યું. આ વખત જયાજીરાવની ઉમર ૯ વરસની હતી તેથી મામા સાહેબ ( મરનાર જંકોજીરાવના મામા ) નામના એક ઉમરાવને દિવાનગીરી આપી. આ દિવાને ઇંગ્રેજી રેસીડેન્ટની સલાહ પ્રમાણે રાજકારભાર કરવો એમ ઠરાવ હતો. થોડી મુદતમાં ગ્વાલિઅરના દરબારમાં અનેક જાતની ખટપટો ચાલવા માંડી. રાજસત્તાના લોભી પુરૂષો તથા મહારાણી તારાબાઈ પોતે સર્વ પ્રકારે મામા સાહેબને નડવા લાગ્યાં; જેથી તે બીચારો પોતાના ત્રણ માસના કારભારમાં કંટાળી ગયો, તથા તે પોતાનો જીવ લઇને ઇંગ્રેજી મુલકમાં જતો રહ્યો. મામા સાહેબની જગોએ દાદા ખાસજીવાલા નામના પુરૂષને દિવાનગીરી મળી. તે ઇંગ્રેજ રેસીડેન્ટની સલાહ પ્રમાણે બરોબર ચાલતો હતો, પરંતુ કરાર પ્રમાણે દિવાનની નીમનોક ઇંગ્રેજ સરકારની સલાહ પ્રમાણે થવી જોઇએ. તે કરાર તોડી ઇંગ્રેજે ઠરાવેલા દિવાનને કહાડી બાઇએ પોતાની મરજી પ્રમાણે દિવાન નીમ્યો, તેટલા ઉપરથી ગવરનર જનરલે હુકમ કરી ગ્વાલિઅરમાંથી રેસીડેન્ટની છાવણી ઉઠાવવી એમ ઠરાવ્યું. પરંતુ દરબારમાં ચાલતા છળભેદ મટયા નહિ. સરદાર તથા અમીર ઉમરાવોમાં એક બીજાને સંપ નહોતો તેથી દેશમાં લુટફાટ ચાલવા માંડી. ગ્વાલિઅરના રાજ્યમાં ફોજ ઘણી હતી અને તે બળવાન હતી. તેમના ઉપર થોડાક ફ્રેન્ચ ઉપરીઓ હતા, પરંતુ તેમને થોડા દિવસથી કહાડી મુકયા હતા. ફોજના માણસો પણ લુટફાટ કરતા અને તેમને પોતાના બળનું ઘણું અભીમાન હતું. ગવરનરજનરલે દરબારમાં મહારાણી તથા તેમના ઉમરાવોને ઠપકા સાથે લખ્યું કે તમે કંઈજ બંદોબસ્ત રાખતાં નથી અને અઘટીત કામ કરોછો, તેથી જો અમારી સલાહ પ્રમાણે નહિ ચાલશો તો કંઈ સારૂ પરીણામ આવશે નહિ. આ વાતને પણ તેમણે લક્ષમાં લીધી નહિ તેથી આસપાસના દેશમાં નિર્ભયતા અને અને શાંતી રાખવા માટે ઇંગ્રેજી સૈન્ય ગ્વાલિઅર તરફ આવ્યું, વળી થોડા માસથી કાનપુરમાં એક સૈન્ય રહેતું હતું તે પણ ચઢી આવ્યું અને તેની સરદારી સરહ્યુ ગૉફને મળી હતી. એ સૈન્ય સાથે ગવરનરજનરલ લૉર્ડ એલેન્બૅરો પણ ગ્વાલિઅર આવવા માટે નીકળ્યો હતો. દરમીઆન

સિંધિઆના દરબાર તરફથી દાદા ખાસગીવાળાને ઈંગ્રેજોને સ્વાધીન કર્યો. પરંતુ દેશમાં સમાધાની થાય તથા ગ્વાલિઅરના રાજ્યમાંથી ખટપટ મટે ત્યાં સુધી ઈંગ્રેજી સૈન્યને પાછું ફેરવવું નહિ એમ ગવરનરજનરલે નિશ્ચય કર્યો અને તે સૈન્ય ઉત્તરે ચંબલ નદી સુધી આવી પહોચ્યું આ વખત ગ્વાલિઅરના સરદારો ગવરનરજનરલને કહેવા લાગ્યા કે ઈંગ્રેજી સૈન્યને ચંબલ નદી ઉતારી આ પાર લાવશો નહિ, કેમકે તેમ કરશો તો ગ્વાલિઅરનું લશ્કર લડવા ખડું થશે અને તે અમારૂં વાળ્યું રહેશે નહિ અને તેથી તમારી ઇચ્છા સિંધિઆના, તેમજ આસપાસના મુલકમાં શાંતી પાથરવાની છે તે પુરી પડશે નહિ. આથી ગવરનરજનરલે મહારાણી તારાબાઈ તથા રાજ્યના મુખ્ય મુખ્ય અમીર ઉમરાવો સાથે વાત ચીત કરી વિચાર કરવા એક દિવસ મુકરર કર્યો અને કહેવડાવ્યું કે જો આ વાત કબુલ કરશો નહિ તો અમારૂ લશ્કર ચંબલ નદી ઉતરી તમારા તરફ આવશે. મહારાણી અને અમીર ઉમરાવો ઠરાવેલા દિવસે આવ્યા નહિ તેથી ઈંગ્રેજી સૈન્ય આગળ આવવા લાગ્યું, એટલે મહારાણીએ સંધી કરવા સારૂ બાપુસીતાવળીને ગવરનરજનરલની છાવણીમાં મોકલ્યો. ગવરનરજનરલના સમજવામાં એમ હતું કે આ માણસ બધી વાતે અનુકુળ છે અને તેથી લડાઈ નહિ થતાં સારો રસ્તો આવશે; પણ તે ઈંગ્રેજી છાવણી છોડી પાછો આવ્યો અને થોડા એક લશ્કરનો ઉપરી બન્યો. તા. ૨૯મી ડીસેમ્બર સને ૧૮૪૩ના રોજ સરહ્યુગાંફ ઈંગ્રેજી સૈન્ય લઈને આ બાજુ આવ્યો. તેના સામુ ગ્વાલિઅરનું લશ્કર માહારાજપુર આગળ હથીઆર બંધ તૈયાર હતું. આ જગા ઘણી સારી રીતે પસંદ કરેલી હતી તથા પોતાના બચાવ માટે તોપોની હાર ગોઠવી હતી. આ તોપોની મદદથી તેમણે સરહ્યુગાંફના સૈન્યને પહેલે ઝપાટે હરાવી દીધું તથા કેટલાક ઈંગ્રેજી યોધાઓને માર્યા. પરંતુ ઈંગ્રેજી સૈન્યે તેમના સામે ધસારો કરી ભારે બળથી લડવા માંડયું એટલે સિંધિઆના લશ્કરે બંદુકો ફેંકી દઈ ફકત તલવારોથી ઈંગ્રેજી સૈન્યમાં ભેળસેળ થઈ જઈ લડવા માંડયું, તેવામાં ઈંગ્રેજો તરફથી જનરલ વાલીઅંટે લડાઇમાં મચેલા સૈન્યને મદદ કરવા માટે સામી બાજુએ આવી મહારાજપુરને કબજે કર્યું અને સિંધિઆની ૨૮ તોપો લઈ લીધી. તે પછી ઈંગ્રેજી સૈન્યે ચોડામાં ત્રણ બીઆમણા મોરચા હતા તે ઉપર હુમલો કર્યો. આ ઠેકાણે સિંધિઆનું

લશ્કર ઘણા શૂરવીરપણાથી લડયું અને છેવટ ઇંગ્રેજી સૈન્યમાંની તોપો-નાં મોંઢાં આગળથી પણ પાછા હઠયા નહિ અને કપાઈ મુઆ.

આ લડાઈમાં ઇંગ્રેજોની જીત થઈ, પરંતુ તેમના ઇંગ્રેજ અમલદારો અને તેમના હાથ નીચેનાં ઘણાં માણસ મરાયાં. એજ દિવસે પનીઆર આગળ એક બીજુ યુદ્ધ થયું. જનરલ ગ્રેજે બીજે રસ્તે થઇને સિંધિ-આના મુલકમાં પેઠો હતો તેના તાબાના લશ્કર સામે આ યુદ્ધ થયું હતું. આ યુદ્ધમાં બંને બાજુના યોદ્ધાઓ આ ડુંગરેથી પેલે ડુંગરે, અને પેલે ડુંગરેથી આ ડુંગરે, એમ નાસતા ભાગતા લડતા હતા. આ યુદ્ધમાં પણ ઇંગ્રેજો જીત્યા,

હવે મહારાણી તારાબાઇ અને તેમના અમીર ઉમરાવોની મરજી ગવરનર જનરલની મરજી પ્રમાણે ચાલવા થઈ અને તેથી છેવટ ઇંગ્રે-જોને શરણ થયાં. મહારાજા જયાજીરાવ સિંધિઆની લાયક ઉમર થાય ત્યાં સુધી ગ્વાલિયરનો રાજ્યકારભાર રીજન્સી કાઉન્સીલ (રાજસભા) ની મારફત ચલાવવો તથા સર્વે વાતમાં રેસીડેન્ટની મરજી પ્રમાણે ચાલવું, મરેઠી સૈન્ય ઓછું કરવું, ગ્વાલિઅરમાં ઇંગ્રેજી ફોજ રાખવી તથા તેનું ખરચ રાજ્યની ઉપજમાંથી આપવું, ૧૮ લાખ રૂપીઆ ખંડણી આપવી મહારાણી તારાબાઈના હાથમાં જરા પણ સત્તા રાખવી નહિ અને તેની નિમનોક બાંધવી આ પ્રમાણે ઠરાવ થયા પછી ગવરનર જનરલ પાછો કલકતે ગયો.

મહારાજા જયાજીરાવ સિંધિઆ ઈ. સ. ૧૮૫૪ માં ઉમરે આવ્યા એટલે ઇંગ્રેજ સરકારે તેમને સ્વતંત્ર રાજસત્તા આપી. આ વખત ઇંગ્રેજ સરકારની સલાહથી રાજા સરદીનકરાવને દિવાન નીમ્યા. આ વખતથી રાજ્યમાં સારા સુધારા થવા લાગ્યા; પણ ઈ. સ. ૧૮૫૭ માં ગ્વાલિઅર કંટીજંટ ફોજનો *બળવો ફાટી નીકળ્યો. સિંધિઆની પોતાની ફોજ પણ

---

* આ બળવો થવાનાં કેટલાંક કારણ હતાં તેમાં મુખ્ય ઇ. સ. ૧૮૫૬ માં ઇંગ્રેજ સરકારે એક એવો ઠરાવ કર્યો કે સિપાઇઓને જયાં મોકલે ત્યાં જવું એવી શરતે નોકરીમાં રાખવા. (૨) દેશીરાજાઓમાં જે વાંઝીઆ મ-રતા કે બદચાલથી ચાલતા તેમનાં રાજ્ય ઇંગ્રેજ સરકારે ખાલસા કરવા માંડ્યાં અને તેથી દેશી રાજાઓના મનમાં પણ પોતાનાં રાજ્ય ઇંગ્રેજ

ફરી ગઈ, બળવાખોરોએ મહારાજાને પોતાની સાથે જોડાવાને માટે કહે-વડાવ્યું. પણ તેમણે ના પાડી અને ઉલટો તેમને છુંદી નાખવા સારૂ પ્રયત્ન કરવા માંડ્યા. જ્યારે તાતીઆ ટોપી કોપ કરીને ગ્વાલિઅર ઉપર ચઢી આવ્યો ત્યારે મહારાજા સિંધિઆ જયાજીરાવ અને તેમના દિવાન રાજા સર દીનકરરાવ આગ્રે નાશી ગયા; પરંતુ ઇંગ્રેજ સરકાર તરફથી સારહ્યુરોઝ અને સર કોલીન કમ્પબેલ ઈ. સ. ૧૮૫૮ માં મુંબાઇથી લશ્કર લઈને ગ્વાલીઅર ઉપર આવ્યા. બળવાખોરોમાં તાતીઆ ટોપી નામે એક જોરાવર બળવાખોર હતો. તેને તથા +ઝાંસી બહાદુર રાણી લ-

---

સરકાર ખાલસા કરી નાખસે એવી ધાસ્તી લાગવા માંડી અને તેથી ઇંગ્રેજ સરકાર ઉપરનો તેમનો ભરોંસો ઉઠી ગયો અને તેથી રાજભ્રષ્ટ થએલા દેશી રાજાઓ, કુવરો અને તેમની વીધવા રાણીઓને પોતાનું વેર ઇં-ગ્રેજ સામે વાળવાને સારો લાગ મળ્યો. (૩) વળી ઇંગ્રેજોએ બંગાળાના લશ્કરી સિવાઇઓને કાર્તુસ પુરાં પાડ્યાં હતાં. આ કાર્તુસને દાંતે કરી ખોલવાં પડતાં આ વિશે એક એવી ગપ ચાલી કે ઇંગ્રેજોનો હેતુ હિંદુ તથા મુસલમાન સર્વેને વટાળી ખ્રીસ્તી કરવાનો છે અને તેથી કાર્તુસને ડુકર, જે પ્રાણીને હિંદુ તથા મુસલમાન નાપાક ગણેછે તેની ચરબી લ-ગાડવામાં આવી છે. આ ગપ જો કે તદન ખોટી હતી તો પણ ઘણા લોકોએ સાચી માની. આ કારણોને લીધે હિંદુ તથા મુસલમાન બળવો કરી ઉઠયા. જુઓ હંટરકૃત ભ. ઈ.

+બુંદેલખંડની વાવ્યકોણના ભાગમાં ઝાંશીનું રાજ્ય હતું તેનું ક્ષે-ત્રફળ ૧૫૬૮ ચોરસમાઇલનું અને વાર્ષિક પેદાશ રૂ૨૦૦૦૦૦૦ (વીસ લાખ) ની હતી. તે મરેઠા જાતના રાજાના તાબામાં હતું, અને ઈ. સ. ૧૮૧૭ માં ઇંગ્રેજોના રક્ષણ નીચે આવ્યું હતું. તેનો છેલો રાજા ગં-ગાધરરાવ ઇ. સ. ૧૮૩૮ માં ગાદીએ બેઠો હતો અને તે ઈ. સ. ૧૮૫૩ માં મરણ પામ્યો. તેને પછાડી પુત્ર નહોતો તેથી ઇંગ્રેજો સાથે ઈ. સ. ૧૮૧૭ માં થએલા કોલકરારની કલમ બીજી પ્રમાણે મરતી વખત એક આનંદરાવ નામના પંદર વરસના પોતાના એક કુટુંબીને દત્તક લીધો હતો તથા તેને મંજુર રાખવા માટે તેણે તે વખતના રેસીડેન્ટ સાહેબને લખ્યું હતું. પરંતુ તે વખતના ગવરનર જનરલ લૉર્ડ ડલહાઉસીએ જેમ

ક્ષ્મીબાઈ જે બળવાખોરોને મળી ગઈ હતી, તેમને જીતી બહાદુરી બ-તાવી. કાલ્પીમાં દારૂગોળાનો એક મોટો ભંડાર ભરેલો હતો તેને સરહ્યુ-રોઝે બે મહિનામાં લઈ લીધો. ઝાંશીનો કિલ્લો ઘણો મજબુત હતો તથા તે કિલ્લાનો શૂરવીર રાણી લક્ષ્મીબાઇએ બહુ બહાદુરીથી બચાવ કર્યો છે-વટ તે ગ્વાલિઅર પાસે લડતાં રણમાં પડી.

બળવાખોરો પાસેથી ગ્વાલિઅર જીતી લઈ ઇંગ્રેજસરકારે તે મહા-રાજા જયાજીરાવ સિંધિઆને સોંપ્યું. આ વખત તેમને ઇંગ્રેજ સરકારે ગ્વાલિઅરનો કિલ્લો અને મોરારની છાવણી સિવાયનો સઘળો મુલક સોંપ્યો, તથા બીજો ત્રણ લાખ રૂપીઆની ઉપજનો મુલક સોંપ્યો એટ-લુંજ નહિ પણ ખંડણીમાં ઘટાડો કર્યો. તાતીઆટોપી પકડાયો. તે કાન-પુરમાં નાનાસાહેબ સાથે ઇંગ્રેજોનાં ખુન કરવામાં સામેલ હતો, તથા બળવો કીધો, એ આરોપ તેના ઉપર સાબીત થવાથી તેને ફાંસી દઈ મારી નાખવામાં આવ્યો. મહારાજાને બંડ સમ્યા પછી ઇંગ્રેજ સરકારે તુરત જી. સી. એસ. આઇનો ખિતાબ તથા દત્તકની સનદ આપી. આ-

---

પંજાબ અને સતારાનાં રાજ્યોને ખાલસા કીધાં હતાં તેમ ઝાંશીના રા-જ્યને પણ કર્યું. લક્ષ્મીબાઇએ ઝાંશીના મરનાર રાજા ગંગાધરરાવની રાણી હતી. રેસીડેન્ટે તેની પાસેથી ઝાંશીનો કબજો માગ્યો ત્યારે તે ક્રોધની મારી બોલી હતી કે "હું મારી ઝાંશી આપીશ નહિ. પરંતુ છેવટ ઇંગ્રેજસરકારે ઝાંશીનું રાજ્ય લઈ લીધું અને તેને ખાલસાં કર્યું. આથી લક્ષ્મીબાઇ મહા ક્રોધાયમાન થઈ અને તેટલામાં ઈ. સ. ૧૮૫૭ નો બળવો ફાટી નીકળ્યો. આ બાઈ, ઇંગ્રેજોએ પોતાનું ઝાંશીનું રાજ્ય લઈ લીધું હતું તે વેરનો બદલો વાળવા બંડખોર લોકમાં સામેલ થઈ. તે તા. ૧૭ મી જુન સને ૧૮૫૮ ના રોજ ગ્વાલિઅરની પાસે સરહ્યુરોઝ સામે બહુ બહાદુરીથી લડી. તે અને તેની બેન બંને જણ વિરપુરૂષના વેષમાં ઘોડા ઉપર સ્વાર થઈ લડતી હતી. તેમના ઉપર ઇંગ્રેજી સૈન્યના સિપાઇઓની વરસતી ગોળીઓથી તે રણમાં પડી. તે વખત તેમના અંગરક્ષકો તેમની ચારે બાજુ ઉભા હતા, તેમણે તુરત ચીતા તૈયાર કરી અને અગ્નીસંસ્કાર કર્યો. ઝાંશીએ ગ્વાલિઅરથી અગ્નીકોણમાં ૬૦ માઈલ અને દતીઆથી તેજ કોણમાં ૧૫ માઈલને છેટે છે.

રહ્યું છતાં સિંધિઆના મુલકમાં નાના સાહેબને આશ્રય મળ્યો હતો એવો વહેમ ઇંગ્રેજ સરકારના મનમાં હતો અને તેથી સરકારની તેમના ઉપર કરડી નજર હતી. કોઈ કોઈ વખત તો એમ પણ કહેવામાં આવતું હતું કે સિંધિઆના રાજ્યમાં નાનાસાહેબ રહેછે પણ પાકી તપાસ કર્યા પછી તે વાત ખોટી માનવામાં આવી. ઈ. સ. ૧૮૭૪ માં એજ વહેમને લીધે એક આંખે કાણા એક અજાણ્યા માણસને, તે નાના સાહેબ છે એમ બતાવી તેને પકડી સિંધિઆ સરકારે ઇંગ્રેજોને સ્વાધિન કર્યો હતો પણ તે નાનાસાહેબ નહિ પણ બીજો માણસ છે એમ ઠરવાથી તેને છોડી મુકયો.

મહારાજા સિંધિઆ સરકારે રાજા સરદીનકરરાવને રૂ૫૦૦૦ (પાંચ હજાર) ની ઉપજનાં ગામ બક્ષિસ આપ્યાં. થોડા દિવસ પછી મહારાજા અને દિવાન એમની વચ્ચે અનુચોત થયું, તેથી રાજા સરદીનકરરાવે દિવાનગીરી છોડી. આ વખત તેમને મહારાજાએ રૂ૫૦૦૦૦ (પચાસહજાર)ની જાગીર આપી. ઈ. સ, ૧૮૬૪ માં મહારાજાનાં વડીએઇ બાઈજાબાઈ મરણ પામ્યાં, તેથી તેમને આપવાની નીમનોક બંધ થઈ.

ઈ. સ. ૧૮૭૫ માં વડોદરાના મહારાજા મલ્હારરાવ ઉપર રેસીડેન્ટ કર્નલ ફેરને ઝેર દેવાનું તોહમત મુકવામાં આવ્યું હતું. તેની તપાસ કરવાને કમીશનરો નીમવામાં આવ્યા હતા. તેમાં મહારાજા જયાજીરાવ સિંધિઆને એક કમીશનર તરીકે નીમવામાં આવ્યા હતા. તેમણે તથા જયપુરના મહારાજા રામસિંહજી અને રાજા સરદીનકરરાવે મળી મલ્હારરાવને નિર્દોશ ઠરાવ્યો હતો; પરંતુ તે મત કબૂલ નહિ રહેવાથી એ ત્રણે સરદાર નારાજ થયા હતા. એજ સાલની આખરે નામદાર પ્રીન્સ ઓવ વેલ્સ હિંદની મુસાફરીએ આવ્યા ત્યારે મહારાજા જયાજીરાવ સિંધિઆએ કલકતે જઈ તેમની મુલાકાત લીધી હતી. વળી તે યુવરાજ પાછા વળતાં ગ્વાલિઅર પણ આવ્યા હતા. આ વખત ૮૦૦૦ માણસની ફોજની મહારાજાએ રવી કરાવી હતી. આ રવી વખત એક બાજુના સેનાપતિનો હોદ્દો મહારાજા જયાજીરાવ સિંધિઆએ લીધો હતો અને બીજી બાજુએ કમાન્ડર ઇન ચીફ હતો; જેમાં એક કૃત્રીમ લડાઈ પણ લડવામાં આવી હતી. આ જોઈ યુવરાજ બહુ પ્રસંન થયા હતા.

તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ના રોજ મહારાણી વિકટોરીઆએ

હિંદુસ્થાનને માટે "કૈસરેહિંદ" એ પદ ધારણ કર્યું તથા તેજ તારીખે તે બાબતનો ઢંઢેરો વાંચી સંભળાવવા માટે દિલ્હીમાં લૉર્ડલીટન સરકારે દરબાર ભર્યો હતો. તે દરબાર વખત મહારાજા જયાજીરાવ સિંધિઆ દિલ્હી ગયા હતા. એ વખત સુધી મહારાજા જયાજીરાવ સિંધિઆને ૧૯ તોપનું માન મળતુ હતુ તે ફેરવી ૨૧ તોપનું માન આપવા ઠરાવ થયો. તેમજ તેમને ઇંગ્રેજી પાદશાહીના જનરલ (સેનાપતિ) એવી પદ્વિ આપી અને એક ઘોડાની ખીલાત આપી. વળી કૈસરેહિંદ તરફથી એક સુંદર *વાવટો આપવામાં આવ્યો છે, સદરહુ તારીખે નામદાર કૈસરેહિંદના હુકમથી હિંદુસ્થાનમાં એક ઈમ્પીરીઅલ કૌંસિલ સ્થાપવામાં આવી તેમાં મહારાજા જયાજીરાવ સિંધિઆને એક સભાસદ તરીકે નીમવામાં આવ્યા આ મહારાજાને નામદાર બ્રિટિશ સરકાર તરફથી જી. સી. એસ. આઈનો માનવંતો ખિતાબ મળ્યો છે.

મહારાજા સિંધિઆ સરકારની પૂર્ણ વફાદારી જોઇને ઇ. સ. ૧૮૮૫ની સાલમાં વાઇસરૉય લૉર્ડડફરીને ગ્વાલિઅરનો કિલ્લો અને મોરારની છાવણી તેમના સ્વાધીનમાં કરી આપી. સિંધિઆ સરકારના માન માટે ઇંગ્રેજ સરકાર તરફથી ૧૯ તોપનું માન મળવાનો ઠરાવ છે પણ મહારાજા જયાજીરાવને તેમની હયાતી સુધીને માટે ૨૧ તોપનું માન મળવા માટે ઠરાવ થયો હતો. મહારાજા જયાજીરાવ સિંધિઆ પોતાની ૫૨ વરસની ઉમરે તા. ૨૦મી જુન સને ૧૮૮૬ના રોજ સાયંકાલે કૈલાશવાસી થયા તેથી મહારાજાના માધવરાવ નામના ૧૦ વરસની વયના પુત્રને તા૦૨ માહે જુલાઈ સને ૧૮૮૬ના રોજ મધ્યહિંદ એજન્સી ખાતાના એજંટ સરલીપલ ગ્રીફીને ગ્વાલિઅર આવી ગાદીએ બેસાડ્યા. તેમની નાની ઉમર હોવાથી દિવાનસર ગણપતરાવના તાબા નીચે એક રાજ સભા ઠરાવી મહારાજા લાયક ઉમરના થતા સુધી રાજકારભાર ચલાવવા ઠરાવ થયો છે. અને તે પ્રમાણે રાજ વહિવટ ચાલેછે. ગ્વાલિઅરના રાજકર્તા પોતાના દેશમાં કુલસત્તા ભોગવેછે. મહારાજા તુકાજીરાવ સિંધિઆનો ખિતાબ નીચે પ્રમાણે છે—"મહારાજાધિરાજ તુકાજીરાવ સિંધિઆ બહાદુર,

---

*આવા વાવટા મધ્યહિંદ એજન્સીનાં તોપનાં માન્ય મળતાં તમામ મોટાં રાજ્યોને આપવામાં આવ્યા છે.

મુખ ત્યારે મુલ્ક, અઝીમલ ઈકદાર રફી અસ્યાન વાળા સીકો મોટા સ્વામી દુરાન ઉમદત્ત ઉમરા, રસમત સુલતાન મહારાજાધિરાજ અલીજાહ, શ્રીનાથ મસહુરે ઝમાન, ફીદવી એહઝરત મુલક મજ્ઞુમં રફીયદદારજી, ઇત્યાદી."

તા. ૧૬ ફેબ્રુઆરી સને ૧૮૮૭ના રોજ મહારાણી વિકટોરીઆને રાજ કર્યાને પુરાં ૫૦ વરસ થવાથી તેની ખુશાલીમાં હિંદુસ્તાનમાં જયુબિલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો તેમાં મહારાજા માધવરાવ સિંધિઆએ પણ સારો ભાગ લીધો હતો. તે દિવસે મહારાણીના માનાર્થે ૧૦૧ તોપ ફોડી હતી બપોર પછી જયબિલાસ મહેલમાં દરબાર ભરવામાં આવ્યો હતો. તે વખત રેસીડેન્ટ, દાકતર ફાફ્ટસ વગરે હાજર હતા. દરબારમાં રીજન્સી કાઉન્સલના પ્રેસિડેન્ટ, રાવરાજાસર ગણપતરાવ કે. સી. એસ. આઈ. એ માનપત્ર વાંચ્યું હતું; તેમાં નીચેની મતલબનું* બોલ્યા હતા. "મહારાણીની જયુબીલી વખતે અહીંઆં જે કહેવામાં અને કરવામાં આવેછે તે ફકત દેખાડવામાં આવેછે અથવા તો નામનીજ રાજભક્તિ દેખાડવામાં આવેછે તેમ નથી પણ તે ખરા અંતઃકરણનું છે. આ વર્ષમાં મહારાણીજીના સાજ સાથે અમે વધારે નિકટના સંબંધમાં આવ્યા છીએ. અમારો અસલી કિલ્લો અમને પાછો સોંપવામાં આવ્યો છે. મહારાજા માધવરાવનું તખ્તનસીન પસંદ કરવામાં આવ્યું છે. તેમની કેળવણીની યોગ્ય ગોઠવણ કરવામાં આવી છે. મહારાજાના આગ્રહથી કર્નલ બેનરમન વિકટોરીઆ કોલેજનો આજે પાયો નાખશે. એ શાળા જયુબીલીનો ખરો સ્મરણ સ્તંભ થશે. એ સિવાય એમપ્રેસરોડ એ નામનો એક નવો ઉપયોગી રસ્તો બાંધવામાં આવશે. ગ્વાલિઅર અને ઈશાગાઝ પ્રગણામાં દુકાળ પડ્યો છે તેથી રૈયત હેરાન છે, માટે રૂ૮૧૦૦૦૦૦ (એકાશીલાખ)નું મહેસુલ બાકી છે તે માફ કરવામાં આવશે. પોલીસના સિપાઇઓનો પગાર વધારવામાં આવશે, કંટાળો ઉપજાવે એવા કર કાઢી નાખવામાં આવશે; દેવાદાર કેદીઓને છોડી મુકવામાં આવશે અને તેના લેણદારોને દરબારના ખજાનામાંથી નાણાં આપવામાં આવશે, ક્ષમાપાત્ર કેદીઓને છૂટા કરવામાં આવશે, એટલુંજ નહિ પણ શ્રી મહા-

* જયુબિલી સંવતસર.

રાણીજીના પ્રતિનીધો નામદાર વૉઈસરાયના નામથી એક સરાઈ બાંધવામાં આવશે અને તેનું નામ ડફરીનસરાઈ પાડવામાં આવશે. રાત્રે ગ્વાલીઅર શહેરમાં અને મોરારકેન્ટોનમેનમાં રોશની કરવામાં આવી હતી.

નામદાર મહારાજા પોતે બ્રિટિશ છાવણીમાં જાય તે વખત લશ્કરી સલામતી અને ૨૧ તોપ ફોડી માન આપવામાં આવેછે. મહારાજાની હાલ ૧૩ વરસની ઉમર છે. આ રાજ્યની લશ્કરી પધ્યતી ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. આ રાજ્યના લશ્કરમાં ૬૦૦૦ કવાયતી ઘોડેસ્વાર, ૫૦૦૦ પેદલ અને ૪૮ તોપ છે.

કોલ્હાપુરની પાસે રત્નગીરીનો ડુંગર છે તેના ઉપર "જોતીબા" એ નામના દેવનું મંદીર છે. એ દેવ સિંધિઆસરકારના કુળદેવ છે તેથી તે નામ મહારાજાના સિક્કામાં હોય છે.

**ગ્વાલિઅર**—એ રાજધાનીનું શહેરછે અને તેમાં મહારાજા રહેછે. તે આગ્રેથી દક્ષિણમાં ૬૫ માઈલ અને અલ્હાબાદથી વાવ્યકોણમાં ર૭૭ માઇલ છે. અહીં ગ્વાલિઅરનો કિલ્લોછે તે જોવા જેવો છે. વીલફ્રેડ નામના એક ઇંગ્રેજના લખવા મુજબ પડોશના રાજા સરીઆસેને તે ઈ. સ. ૭૭૩ માં બાંધ્યો હતો. ઈ. સ. ૧૦૨૩ માં મહમદ ગીજનવીએ તેને ઘેરો ઘાલ્યો હતો પણ તેને તે ઘેરો પાછો ઉઠાવવો પડ્યો હતો. ઈ. સ ૧૧૯૬ માં મહમદઘોરીએ તે લઈ લીધો. ઈ. સ. ૧૨૧૧ માં તે મુસલમાનોના હાથમાંથી ગયો પણ ઈ. સ. ૧૨૩૧ માં ગુલામવંશના સમસુદીન અલ્તમસે તે લઈ લીધો. નરસીહરાય નામના એક હિંદુ રાજાએ ઇ.સ.૧૩૯૮ લઇ લીધો. તે ઈ.સ.૧૫૧૯ સુધી તે હિંદુઓના કબજામાં રહ્યો; પણ તેજ વરસે પઠાણ વંશના ઈબ્રાહીમ લોદીએ તે લઈ લીધો.ઈ.સ. ૧૫૨૬ માં બાબરે તે કિલ્લો લીધો અને ઈ.સ.૧૫૪૩માં તે શેરશાહના હાથમાં આવ્યો. પણ ઈ. સ. ૧૫૫૬ માં તે અકબરે લઈ લીધો અને તેને, રાજા વગેરે ઉમરાવ લોકોને માટે કેદખાના તરીકે વાપર્યો. જ્યારે દિલ્હીની પાદશાહીની પડતી થઈ ત્યારે ગોહદના જાટરાણાએ તે જીતી લીધો. આખરે સિંધિઆએ તે પોતાને કબજે કર્યો; પણ ઈ. સ. ૧૭૮૦ માં તે ઈસ્ટઈન્ડીઆ કંપનીને હાથ આવ્યો. પણ ઈંગ્રેજ સરકારે તે ગોહદના રાણાને પાછો આપ્યો, જે રાણા પાસેથી સિંધિઆ મહારાજાએ ઈ. સ. ૧૭૮૪ માં લઈ લીધો. ઈ. સ. ૧૮૦૩ માં ઈંગ્રેજ સરકારે તે

દોલતરાવ સિંધિઆ પાસેથી લઈ લીધો પણ ઈ. સ. ૧૮૦૫ માં તેને પાછો સોંપ્યો. ગ્વાલિઅરનું જુનું શહેર પર્વતની પૂર્વે તરફની તળેટીએ છે. તેની બાંધણી સારી નથી. તેની અંદર મહમદગોસની કબર છે. ગ્વાલિઅરમાં બે હિંદુનાં પ્રખ્યાત પવિત્ર દેવલો છે, જેમાંનું એક "સાસબાહુ" કહેવાય છે તે ઈ. સ. ૧૦૯૩ માં બાંધવામાં આવ્યું હતું અને જોકે તે નાશ પામ્યું છે તો પણ તેનાં ખંડેરો જોવા લાયક છે. ગ્વાલિઅરની અંદર એક "તેલીક મંદીર" એ નામનું બીજુ દેવલ છે આ સિવાય બીજાં નાનાં મોટાં ૧૦૦ જૈનધર્મનાં દેવલ છે.

માનસિંહે બાંધેલો મહેલ એક જોવા જેવું હિંદુ મકાન છે. આ મહેલ ઈ. સ. ના પંદરમા સૈકાની આખરે બાંધવામાં આવ્યો હતો. માનસિંહના વારસ વીક્રમાદીત્યે ઈ. સ. ૧૫૧૬ માં એક બીજો મહેલ બાંધ્યો છે. આ સિવાય જાંહાંગીર અને શાહજહાંએ બીજા મહેલ બાંધ્યા છે. ગ્વાલિઅરની પાસે લશ્કર કરીને એક બીજુ શહેર છે ત્યાં મહારાજા રહે છે. તેમાં આશરે ૮૮૦૦૦ (અઠાશી હજાર) માણસની વસ્તી છે; તેમાં ૭૦૦૦૦ (સીતેર હજાર) હિંદુ, ૧૭૦૦૦ (સતર હજાર) મુસલમાન અને બીજા પરચુરણ લોક છે. લશ્કરમાં એક ધર્માદા દવાખાનું, કેદખાનું અને પોસ્ટઑફીસ છે. તે એક રસ્તાથી ગ્વાલિઅર સાથે જોડાએલું છે. આ સિવાય ત્યાં મહારાજાએ એક નવું કાગળનું કારખાનું દાખલ કર્યું છે.

---

## ઇંદોર (હોલકરનું રાજ્ય.)

આ રાજ્ય "ઇંદોર અથવા હોલકરનો દેશ" એ નામથી ઓળખાય છે. તેના રાજકર્તા આહિર જાતના મરેઠા છે અને તે "હોલકર મહારાજા"ની પદ્વિથી ઓળખાય છે.

**સીમ**—આ રાજ્યની ઉત્તરે સિંધિઆનો મુલક, પૂર્વે દેવાસ, અને ધારનાં દેશી રાજ્ય અને નીમારનો મુલક, દક્ષિણે મુંબાઇ ઇલાકાનો ખાનદેશ જીલો અને દક્ષિણે વટવાની અને ધારનાં દેશી રાજ્ય છે. આ રાજ્યના નર્મદા નદીને લીધે મુખ્ય બે ભાગ પડેલા છે. આ રાજ્યનો મુલક એક જથે નથી. કેટલોએક ભાગ માળવામાં અને કેટલોએક વિંધ્યાદ્રિ પર્વત અને સાતપુડા પહાડોની વચમાં છે. મુખ્ય મુખ્ય પ્રાંત નીચે મુજબ છે—૧ ઇંદોર અને તેની આસપાસનો મુલક. આ પ્રાંતની લંબાઈ

ઉત્તર દક્ષિણ સુમારે ૧૨૦ માઈલ અને પહોળાઈ ૮૨ માઈલ છે. ઈંગ્રેજોના તાબાની મઉની છાવણી આ પ્રાંતમાં છે. ૨ રામપુર અને તેની આસપાસનો મુલક. આ પ્રાંતની પૂર્વ પશ્ચિમ લંબાઈ ૭૧ માઈલ છે. આ પ્રાંત ઈંદોરથી વાવ્યકોણ તરફના ભાગમાં આશરે ૧૫૦ માઈલ દુર છે. ૩ ઈંદોરની ઉતરે મેહદપુરાનો પ્રાંત. ૪ ઈંદોરની પશ્ચિમે દાહી ગામ નીચેનો પ્રાંત ૫ ઈંદોરની વાવ્યકોણમાં પીટલાદ નીચેનો પ્રાંત અને ૬ ઈંદોરની પૂર્વે અહિરખાસા નીચેનો પ્રાંત છે. આ પ્રમાણે છ જથે આ રાજ્યનો મુલક વહેંચાએલો છે.

ઈંદોરના આખા રાજ્યનો વિસ્તાર ૮૪૦૦ ચોરસ માઇલ જમીન અને ૩૭૩૪ ગામ તથા તેમાં આશરે ૧૦૫૪૦૦૦ (દશ લાખ ચોપન હજાર) માણસની વસ્તીછે. વાર્ષિક પેદાશ આશરે ૩૭૦૦૦૦૦૦ ( સીતેર લાખ)ની થાય છે. હોલકર સરકાર ઈંગ્રેજ સરકારને સૈન્યના ખરચમાં ભાગ આપે છે.

**દેશનું સ્વરૂપ**—ગૂજરાતમાં ગાયકવાડના રાજ્યની માફક આ દેશના ભાગ ઘણું કરીને એક બીજાથી અલગ છે. ઈંદોર અને તેની આસપાસનો જે મુલક છે તે મધ્યે વિંધ્યાદ્રિ પર્વતની ઓળ ચાલેલી છે. આ પ્રાંતનો કંઈક ભાગ વિંધ્યાદ્રિની ઉત્તરે અને ઘણો ભાગ તેની દક્ષિણેછે.

**નદીઓ**—૧ નર્મદા; એ મોટી નદી આ રાજ્યની પૂર્વ દિશા તરફ વિંધ્યાદ્રિમાં આવેલી અમર કંટક ટેકરી આગળથી નીકળી ઉપર બતાવેલા મુલક (ઈંદોર અને તેને લગતો મુલક) ના દક્ષિણ ભાગમાં પૂર્વેથી તે પશ્ચિમ ભાગમાં વહેછે. ૨ ચંબલ એ વિંધ્યાદ્રિ પર્વતમાંથી નીકળી રામપુરા અને તેની આસપાસના ભાગમાં દક્ષિણથી ઉત્તર તરફ વહેછે. આ શિવાય નાની નદીઓ ઘણી છે પણ તે જાણવા જેવી નથી.

**હવા**—જે ભાગમાં ઝાડી અને ડુંગર પુષ્કળ છે. ત્યાંની હવા રોગીષ્ટ છે. પરંતુ બીજા ભાગોની હવા ઘણી સારી છે. વર્ષાદ ઈશાનકોણ તરફથી આવેછે અને તે ઘણો હોય છે.

**જમીન તથા નિપજ**—જે ભાગ વિંધ્યાદ્રિ પર્વત તથા સાતપુડા પહાડોની વચ્ચે છે તે ડુંગર અને પુષ્કળ ઝાડીથી ઢંકાએલો છે. બાકીનો ઘણું કરીને સપાટ તથા વધારે આબાદ છે. માળવાનો ભાગ બધા કરતાં વધારે રસાળ છે. તેમાં ઘઉ, ડાંગર, કઠોળ, શેરડી, ખસખસ, કપાસ

અને તંબાકુ પુષ્કળ થાયછે. ખસખસના છોડને ફુલ આવેછે તે વખત તે ભાગ એક બગીચા સરખો અને મનને આનંદ પમાડે તેવો સુશોભીત દેખાય છે. ખસખસના છોડની રોપણી કરવાનું કારણ અફીણ પકવવા માટે છે.

જનાવર—ડુંગર અથવા ઝાડીવાળા ભાગમાં સિંહ, વાઘ, રીંછ, સાબર, હરણ વિગેરે જંગલી જનાવરો છે. ગામમાં વસનારાં પશુમાં બળદ, ગાયો, ભેંશો, ઘેટાં અને બકરાં છે.

લોક તથા ભાષા—મુખ્ય કરીને મરેઠા તથા હિંદુની ઘણીખરી પરચુરણ જાતો, ગોંડ, ભીલ, અને મુસલમાન લોક નજરે પડેછે. ભીલ લોક મુળના વતની હોય તેમ જણાયછે અને બીજી જાતો પછીથી વસેલી છે. ભાષા મુખ્યત્વે કરીને મરેઠી, માળવી, ખાનદેશી, અને કેટલાક ભાગમાં ભીલોડી છે.

મુખ્ય શહેરો—ઈંદોર એ રાજધાનીનું મુખ્ય શહેર છે. એ શહેર નાના સરખા મેદાનમાં એક નાની નદીના કીનારાપર વસેલું છે. મહારાજા હોલકર સરકારની ગાદી અને તેમના મહેલ આ શહેરમાં છે. ઈંદોર એ રેલવે સ્ટેશન છે. શહેરની પાસે એક છાવણી છે તેમાં મધ્યહિંદ ખાતેના ગવરનર જનરલના એજંટ અને ઈંદોર સેંટ્રલ એજન્સીના પોલિટિકલ એજંટ સાહેબોના બંગલા છે. તેમજ એક રેસિડેન્સી રાજકુમાર કૉલેજ, સરકારી તારઓફીસ, પોસ્ટઓફીસ અને ઈંગ્રેજી લશ્કરના અમલદારોના બંગલા છે. શહેરમાં પણ સરકારી તારઑફીસ અને પોસ્ટઓફીસ છે. રેલવેસ્ટેશન ઉપર પોસ્ટ ઓફીસ અને રેલવે ખાતા તરફથી તાર ઓફીસ છે. સિવાય મંડલેશ્વર, રામપુરા, ભાણપુરા, ચંદયાસા, મેહદપુર, પિટલાદ, અહિરવાસા, અને મઉ વગેરે પ્રસિદ્ધ શહેર છે. મઉની પાસે ઈંગ્રેજી છાવણી છે, જેમાં ઈંગ્રેજી લશ્કર રહે છે. મઉ રેલવે સ્ટેશન છે.

રેલવે—ઈંદોર શહેરથી દક્ષિણ તરફ ખંડવા સુધી "હોલકર સ્ટેટ રેલવે" એ નામની ૮૬ માઈલની રેલવે હોલકર સરકાર તરફથી બાંધવામાં આવી છે. વળી રાજપૂતાના માળવા રેલવેનો એક ફાંટો કે જે "નસીરાબાદ,–ઈંદોર બ્રેન્ચ ' ને નામે ઓળખાય છે તેનો થોડો ભાગ હોલકર સરકારના રામપુરા પ્રાંતના મુલકમાં થઇને પસાર થાય છે.

દત્તકની સનદ—ઈંદોર અથવા હોલકર સરકારના રાજ્યને માટે જો પછવાડે વારસ પુત્ર ન હોયતો વગર નજરાણાં આપે હિંદુધર્મશાસ્ત્ર પ્ર-

માણે દત્તક લેવાની સનદ ઈંગ્રેજ સરકાર તરફથી મળી છે. તેમજ કૈસરે-હિંદ તરફથી ઈંગ્લીશ શહેનશાહી વાવટો પણ મળ્યો છે. યુદ્ધસામગ્રી આ રાજ્યના લશ્કરમાં ૩૧૦૦ રેગ્યુલર તથા ૨૧૫૦ ઇરેગ્યુલર પ્યાદળ છે. અને ૨૧૦૦ રેગ્યુલર તથા ૧૨૦૦ ઇરેગ્યુલર સ્વાર છે, ૩૪૦ ગોલંદાજ અને ૨૪ લડાઈની તોપ.

ઈતિહાશ—ઈંદોર અથવા હોલકરના રાજ્યની સ્થાપના કરનાર મલ્હાવરાવ હોલકર થઈ ગયો. મલ્હાવરાવ હોલકરનું ચરિત્ર જાણવા જેવું છે. તેના પીતા કોંડાજી જાતના ધનગર અને તે ઘેટાં ચારવાનો તથા કામળી વણવાનો ધંધો કરતા હતા. તે *હોલ નામના ગામમાં રહેતા હતા, જે હોલ નીમ્બાલકરમાં ફલટનની પાસે નિરા નદીના કિનારા ઉપર છે. મલ્હાવરાવનો મામો નારાયણજી બરગલ ખાનદેશમાં તલંદ ગામનો એક નાનો સરખો જમીનદાર હતો.

કોંડાજી જ્યારે ઈ. સ. ૧૬૯૭-૯૮ માં મરણ પામ્યો ત્યારે મલ્હાવરાવની છેક પાંચ વરસની કાચી ઉમર હતી, તેથી તેને લઇને તેનાં માતુશ્રી પોતાના ભાઈ નારાયણજીને ઘેર તલંદ ગયાં. મલ્હાવરાવને તેનો મામો ઘેટાં ચારવા સારૂ મોકલતો હતો. દંત કથા પ્રમાણે એક દિવસ જંગલમાં તે ઘેટાં ચારવા સારૂ ગયો હતો. ઉનાળાનો સખત તાપ હોવાથી અકળાઈ જઇને તે જંગલમાં સુતો હતો. એ વખત ઉંઘમાં તેના મોંઢા ઉપર સૂર્યનો તડકો પ્રકાશતો જોઈ એક નાગે તેના મોંઢા ઉપર છત્ર તરીકે ફેણ કરી હતી. જ્યારે આ વાત તેના મામા નારણજીએ જાણી ત્યારે તેણે પોતાના ભાણેજને તે નશીબદાર નીકળશે એમ સમજી ઘેટાં ચારવાનું બંધ કરાવ્યું અને એવો વિચાર કર્યો કે પોતાના ભાણેજ મલ્હાવરાવને ગરીબાઈમાંથી છોડાવવા માટે તે ઉમર લાયક થાય એટલે ઘોડેસ્વારની નોકરીમાં દાખલ કરવા.

નારાયણજી બંદીરાજાની નોકરી કરતા હતા. એક વખત રાજાના હુકમથી લશ્કર લઇને નારાયણજીને બંદી આપવા હુકમ થયો. આ વેળા મલ્હાવરાવની લાયક ઉમર થવા આવી હતી તેથી તેને તેના મામાએ પોતાના તાબાના લશ્કરી માણસોનો ઉપરી બનાવી પોતાની વતી નોકરી

---

*આ શહેર દક્ષિણમાં નીરા નદીને ડાબે કાંઠે છે.

કરવા મોકલ્યો. આ વખત દિલ્હીના પાદશાહ અને મરેઠાઓની વચ્ચે દક્ષિણમાં લડાઈ ચાલતી હતી. બંદીના રાજાએ મલ્હાવરાવને મરેઠી લસ્કરમાં મોકલ્યા. નસીબ યોગે મલ્હાવરાવે પાદશાહ તરફના નિજામ ઉલમુલ્કના લશ્કરમાંના એક સરદારને માર્યો, તેથી તે એકદમ અજ-વાળામાં આવ્યો.

તેના મામા નારણજીએ તેની આ બહાદુરી જોઈ પોતાની પુત્રી ગૌતમ બાઈ કે જે ઘણી ખુબસુરત તથા બહાદુર અને બુદ્ધિશાળી હતી તેની સાથે એનું લગ્ન કર્યું. પહેલા બાજીરાવ પેશ્વાએ ઉપલી તેની નોકરીની બુજ કરી તેને પાંચસેં સ્વારનો ઉપરી બનાવ્યો. તેમજ બંદીના રાજાએ બંદીકુળનું નિશાન રાખવાની તેને પરવાનગી આપી ઈ. સ. ૧૭૨૪. આ નિશાન હોલકર સરકારના રાજ્યમાં આજ સુધી છે. તે ત્રિકોણાકારે છે તથા તેમાં ધોળા અને રાતા પટા છે. એજ પ્રમાણે મરેઠી રાજ્યની સારી નોકરી બજાવી મલ્હાવરાવ થોડી મુદત્તમાં પાયરી ઉપર પાયરી એમ વધવા માંડ્યો અને તેમ કરતાં તે મોટે દરજ્જે ચડ્યો. ઈ. સ. ૧૭૨૮માં તેની નોકરીના બદલામાં પેશ્વાએ તેને નર્મદાની ઉત્તર તરફનાં ૧૨ પ્રગણાં બક્ષિશ આપ્યાં અને ત્યાર પછી ત્રણ વરસમાં તેમાં બીજાં વીસ પ્રગણાનો ઉમેરો થયો. માળવા પ્રાંતમાં બાદશાહી સત્તા હતી અને તેના તરફથી એ પ્રાંતમાં ગિરધર બહાદુર નામે નાગર અમલ ક-રતો હતો. એ પ્રાંત ઉપર બાજીરાવ પેશ્વા તરફથી મલ્હાવરાવ હોલકર ગયો અને ગિરધર બહાદુરને હરાવી કેટલોએક ભાગ જીતી લીધો. આ વખતે પેશ્વાએ તેને તે અને તેના લશ્કરના ગુજરાનને માટે ઈંદોર તથા જીતાએલા મુલકમાંનો ઘણો ભાગ આપ્યો. ઈ. સ. ૧૭૩૪માં આખો માળવા પ્રાંત પેશ્વાને તાબે થયો. બાજીરાવ પેશ્વાએ દિલ્હીના પાદશાહ મહમદશાહ પાસે ખંડણી અને ઘણો મુલક માગ્યો તે આપવાની તેણે ના પાડી, તેથી બાજીરાવ અને મલ્હાવરાવ હોલકર દિલ્હી ગયા. બાદ-શાહની મદદમાં તેનો દક્ષિણનો સુબેદાર નિજામ ઉલમુલ્ક આવેછે તેમ જાણી તેઓ દિલ્હીથી પાછા ફર્યા. બન્ને લશ્કરની ભોપાળની પાસે મુલા કત થઈ. આ વખત મરેઠી લશ્કરે નિજામના લશ્કરને ઘેરી લીધું. આ ઘેરામાંથી છુટવા તેજ વખતે એટલે ઈ. સ. ૧૭૩૫–૩૬માં નિજામે બાદશાહની વતી આખો માળવા પ્રાંત, નર્મદા અને ચંબલ નદી વચ્ચે

નો મુલક અને પચાસ લાખ રૂપીઆ રોકડા આપવાનો કરાર લખી આપ્યો.

ઉપર પ્રમાણે નર્મદાની ઉત્તર તરફનો મુલક પેશ્વાના તાબામાં આવ્યો. આ વખતથી મલ્હારરાવ હોલકર આખા પેશ્વાઈ રાજ્યનો સેનાપતિ નીમાયો તથા તે લશ્કરના ખરચ બદલ ઈંદોર અને માળવાનો ઘણોખરો ભાગ તેના તાબામાં આવ્યો. દિલ્હીના પાદશાહ સામે રોહીલા લોકોએ બંડ ઉઠાવ્યાં હતાં, તેમને વશ કરવાના કામમાં મલ્હારરાવે બાદશાહને મદદ કરવાથી તે ઉપકારના બદલામાં પાદશાહે તેને ખાનદેશમાં ચાંદોરની દેશમુખી આપી. ઈ. સ. ૧૭૬૯માં તેણે પોર્તુગીઝ લોકને વસાઈ (બેસીન)માંથી હાંકી કહાડવા ને પેશ્વાને મદદ કરી ત્યાર પછી તે પેશ્વાની સાથે નાદીરશાહ તેના મુલક ઉપર લુટફાટ કરતો હતો તેને અટકાવવાને ગયો પણ તેમાં તેઓ નિશ્ફળ ગયા. જયપુરના રાજા જયસિંહનું ઈ. સ. ૧૭૪૩માં મરણ થયું. તેના પછી તે ગાદીને માટે તેના કુંવરો ઈશ્વરસિંહ અને માધુસિંહ વચ્ચે વારસાઈ હકની તકરાર ઉઠી, તેમાં મેવાડના રાજાના ભાણેજ માધુસિંહની મદદમાં રાણાએ મલ્હારરાવ હોલકરને આવવા વિનંતી કરી. રાણા અને મલ્હારરાવ હોલકર વચ્ચે ઠરાવ થયો હતો કે જો તેના ભાણેજ માધુસિંહને જયપુરની ગાદી મળે તો રાણો તેને ૮૦ લાખ રૂપીઆ રોકડા અને ૪ લાખની ઉપજનાં રામપુરા, ભાણપુરા, અને ટોંકરામપુરનાં પ્રગણાં આપે. ઇશ્વરસિંહ હોલકરથી દહેશત ખાઇ આપઘાત કરી મરણ પામ્યો એટલે માધુસિંહ જયપુરની ગાદીએ બેઠો. ઠરાવ પ્રમાણે રાણા તરફથી ૮૦ લાખ રૂપીઆ રોકડા અને ૪ લાખની ઉપજનાં ઉપર બતાવેલાં પ્રગણાં હોલકરને મળ્યાં

મલ્હારરાવ બહાદુર અને મહા પરાક્રમી હતો; પણ તા. ૭ જાનેવારી સને ૧૭૬૧ના રોજ પરોઢીઆમાં પાણીપતના મેદાનમાં મોગલ અને મરેઠા વચ્ચે મહાભારત યુદ્ધ થયું તે વખત પ્રથમથી તે યુદ્ધ છોડી નાશી આવ્યો હતો. તેની બહાદુરીને ડાગ લાગ્યો ગણીએ તો માત્ર આટલો આજ હતો.

મલ્હારરાવને ખંડેરાવ નામે એકજ પુત્ર હતો. તેનુ લગન સિંધીઆના કુળની પુત્રી અહલ્યા બાઇ સાથે થયું હતું. ખંડેરાવ ઇ. સ. ૧૭૫૫ ની સાલમાં દિગની પાસેના ખુમ્બીરના ઘેરામાં મરાયો હતો. પરંતુ તેને અહલ્યા બાઇથી થએલો એક પુત્ર માલીરાવ નામે હતો. મલ્હારરાવ

ઇ. સ. ૧૭૯૫માં ૭૬ વરસની ઉમરે મરણ પામ્યો. તેની હયાતીમાં ખં-ડેરાવનું મરણ થયું હતું તેથી માલીરાવ ગાદીએ બેઠો. માલીરાવ ગાંડો હતો તેથી રાજકારભાર તેની મા અહલ્યા બાઇ ચલાવતી હતી.

માલીરાવ ગાંડો હતો અને વળી ગાદીએ બેઠા ને નવ માસ થયા નહિ એટલામાં તેનુ મરણ થયું, તેથી અહલ્યાબાઇએ માધવરાવ પે-શ્વાની પરવાનગીથી તુકાજી હોલકર નામે અનુભવી અને બહાદુર જુવા-નને ખોળે લીધો. હોલકરના રાજ્યનો વહિવટ અહલ્યાબાઇ ચલાવતી અને સેનાપતિનું કામ તુકાજી કરતો હતો.

અહલ્યાબાઇ ૨૦ વરસની ઉમરથી વીધવા થઈ હતી. ત્રીસ વરસ સુધી તેણે ઇંદોરનુ રાજ કર્યું. એ બાઇ બુદ્ધિવાન, ભણેલી, સદગુણી અને ઉદ્યોગી હતી. પોતે દયાળુ અને ભક્તિભાવવાળી હતી. પ્રજા તેના પર બહુ રાજી હતી. વખાણથી તે ફુલાઇ ન જતી. તેના વખતમાં રા-જ્ય આબાદ થયુ, લોક સુખી થયા અને ઇંદોર શહેર આબાદીપર આ-વ્યું. એ જીવતાં વખાણાઈ અને મુઆ પછી દેવી તરીકે ગણાઈ. આજ પણ તેની મૂર્તિને લોક ખરા ભાવથી પૂજેછે.

એ સદગુણી બાઇને માટે સરજોન માલકમ પોતાના પુસ્તકમાં લખી ગયોછે કે—"એ બાઇ વિશે જેમ જેમ વધારે તપાસ કરીએ છીએ તેમ તેમ તેને માટે આપણામાં પ્રસંશા બુદ્ધિ વધતી જાયછે. એની સારી શક્તિની વિશેષ ખુબી એ છે કે રાજકારભારનું કામ તેણેજ માથે લીધું હતું. તે સંબંધી અંતઃકરણ અને અતિ શ્રમથી ૩૦ થી ૬૦ વરસની ઉમર સુધી એકસરખી રીતે તેણે મહેનત લીધી હતી. તે અવકાશના વખતમાં ભક્તિ કરતી તથા ધર્મ દાન પણ કરતી. તે ખુલ્લી રીતે બોલતી હતી કે "મારી સત્તાનો ઉપીયોગ હું જે કરૂંછું તેને માટે ઈશ્વરને હું જવાબદાર છું." તેની સંભાળ નીચે પરમેશ્વરે જે મોટો દેશ સોંપ્યો હતો તે દેશનો રાજવહિવટ ચલાવવામાં એ બાઈએ પોતાની અદભૂત શક્તિ તથા ગુણ બળ દેખાડ્યાં તેને માટે આપણામાં તે સદગુણી બાઇ વિશે અચંબો અને પ્રસંસા બુદ્ધિ પ્રથમ તો ઉત્પન્ન થાયછે. પ્રથમ પોતાના ગાંડા પુત્રની સંભાળ રાખવામાં તથા તેને ઉછેરવામાં તેની કો-મળતા વિષેની તથા તે પુત્રના મૃત્યુથી તેને લાગેલા કારી જખમ વિશેની વાતો આપણા જાણવામાં આવેછે. ત્યારે તે કરતાં પણ તેનામાં એક

માતા તરીકેનોજ ઝખમ માત્ર હતો એમ ન જાણવું પણ પોતાની પ્રજા "પ્રત્યે તેની મમતા ઘણીજ હતી."

મરેઠી રાજ્યના અંગોમાં માધજી સિંધિઆ અને અહલ્યાબાઈના ખોળે લીધેલા તુકાજીરાવ હોલકર ઘણા જોરાવર હતા. પણ તે બે જણાઓમાં ઈ. સ. ૧૭ ૨ની સાલમાં કુસંપ પેઠો અને અંદર અંદર લડાઈ સળગી. અજમેરની આગળ લખાઈડી આગળ બંનેની ફોજો લડી. આ વખતની લડાઈમાં હોલકરનું ૩૦૦૦૦ અને સિંધિઆનું ૨૯૦૦૦ હજાર માણસનું લશ્કર હતું. આ હિસાબે હોલકરની જીત થવી જોઇએ પણ સિંધીઆના લશ્કરમાં ફ્રેન્ચ અમલદારો નોકરીમાં રાખી તેમની મારફત કવાયદી પ્યાદલ અને તોપખાનું બનાવ્યું હતું તેથી તે લશ્કરની સામે હોલકરનું લશ્કર ટકી શકયું નહિં. આ લડાઈથી સિંધિઆ તથા હોલકર એક બીજાના શત્રુ થઈ પડ્યા.

અહલ્યાબાઈ ઈ. સ. ૧૭૯૫ માં પોતાની ૬૦ વરસની ઉમરે મરણ પામી. તેની પછી તેનો દત્ત પુત્ર તુકાજીરાવ ગાદીએ બેઠો. તેણે ફક્ત બે વરસ રાજ્ય કર્યું અને ઈ. સ. ૧૭૯૭ માં મરણ પામ્યો. તુકાજીરાવને ચાર પુત્ર હતા જેમાંના કાશીરાવ અને મલ્હાવરાવ એ બે વિવાહિત રાણીના અને વિઠોજી અને જસવંતરાવ એ બે રાખેલી સ્ત્રીના પુત્ર હતા.

તુકાજીરાવ હોલકરના મરણ પછી કાશીરાવ ગાદીપતી થયો. એથી તેની અને તેના ભાઈ મલ્હાવરાવ વચ્ચે કલેશ થયો. તેનો નીકાલ કરવાનું કામ પેશ્વાના દરબારમાં આવી પડયું, આ વખત બાજીરાવ પેશ્વા પાસે દોલતરાવ સિંધિઆ કરતા હરતા હતો. તેણે કાશીરાવ પાસેથી લાંચ લઈ તેનો પક્ષ પકડ્યો, અને મલ્હાવરાવ ઉપર એકદમ હલ્લો કરી તેને માર્યો. મલ્હાવરાવને ખંડેરાવ નામે પુત્ર હતો. પણ તે બાળક હતો તેને કેદ કર્યો. આ ખટપટને લીધે વીઠોજી કોલ્હાપુર નાશી ગયો હતો તેને પકડી મંગાવી મારી નાખ્યો. જશવંતરાવ નાગપુર નાશી ગયો તથા થોડા દિવસ પછી ધારના રાજા આનંદરાવ પોંવાર તથા પીંઢારી સરદાર આનંદરાવ સાથે સ્નેહ બાંધી ૬૦ હજાર માણસની ફોજ જમાવી. તા. ૨૧ મી અકટોબર સને ૧૮૦૧ ના રોજ ઈંદોર પાસે જસવંતરાવ હોલકર અને દોલતરાવ સિંધીઆ વચ્ચે લડાઇ થઈ તેમાં જસવંતરાવ હાર્યો. પરંતુ બીજે વરસે તેણે પુના ઉપર ચડાઈ કરી. પુનાની પાસે તા. ૨૫ અકટોબર સને ૧૮૦૨

ના રોજ લડાઈ થઈ તેમાં સિંધીઆ હાર્યો. અને જસવંતરાવની જીત થઈ. આથી બાજીરાવ પેશ્વા પુના છોડી કોંકણમાં જતો રહ્યો.

જસવંતરાવ હોલકરે બાજીરાવના ભાઈના પુત્ર અમૃતરાવને પુનાની ગાદીએ બેસાડ્યો; પણ બાજીરાવે તા. ૩૧ ડીસેંબર સને ૧૮૦૨ ના રોજ વસાઈ મુકામે ઈંગ્રેજો સાથે કરાર કરી ઈંગ્રેજોનું ઉપરીપણું કબુલ કર્યું. તેથી જનરલ વેલેસ્લિની સરદારી નીચે ઈંગ્રેજી લશ્કર બાજીરાવને પુનાની ગાદીએ ફરીથી બેસાડવા માટે આવ્યું. ઈંગ્રેજી લશ્કરે પુનાની પાસે છાવણી કરી એટલે હોલકર તથા અમૃતરાવ પુના છોડી બહાર નીકળી ગયા અને બાજીરાવ ગાદીએ બેઠો. જસવંતરાવ હોલકરે ઈંદોર આવી આજુબાજુના દેશમાં લુંટો કરવા માંડી તથા ઈ. સ. ૧૮૦૪ માં ઈંગ્રેજો સામે લડાઇનો આરંભ કર્યો.

જસવંતરાવ હોલકરે ઘણા દેશી રાજાઓને કાગળો લખી ઈંગ્રેજો સામે હથીઆર પકડવાને ઉશ્કેર્યા તથા જે રાજાઓ ઈંગ્રેજોના સ્નેહી હતા તેમના મુલકમાં લુટફાટ કરવા માંડી. આથી ઈંગ્રેજસરકાર તરફથી ઈ. સ. ૧૮૦૪ ના એપ્રીલ માસમાં જનરલ લેકને તથા જનરલ વેલે-સ્લિને લડાઈ કરવા હુકમ થયો. જસવંતરાવ હોલકરની છાવણી જયપુર પાસે હતી ત્યાં જનરલ લેક સેના સહિત આવી પહોંચ્યો. હોલકર આ વ-ખત ત્યાંથી ઉપડ્યો અને કોટા પાસે આવીને છાવણી કરી. ઈંગ્રેજોએ રામપુરા કબજે કર્યું અને તે પછી કાનપુર જઈ મુકામ કર્યો. પરંતુ જો કદી હોલકર એકદમ ચડાઈ કરે તો તેને અટકાવવા માટે કરનલ માન-સનને કોટાની નજીકમાં રાખ્યો. જુલાઈ માસની શરૂઆતમાં હીંગલાજ ગઢ પાસે હોલકર તથા માનસનનાં લશ્કર એક બીજાની નજીકમાં આવી ગયાં. ઈંગ્રેજી ફોજે તે ગઢ લીધો પણ હોલકરે ચંબલ નદી ઉતરી આગળ કુચ કરી એટલે કર્નલ માનસન પોતાનું લશ્કર લઇને નાઠો. તેની પછા-ડી હોલકર દોડ્યો અને તેના લશ્કરનો ભંગ કર્યો. આ વખત ઈંગ્રેજી સ-રદાર લેફટેન્ટ લુકન અને બીજા ઈંગ્રેજોને પકડી પાડ્યા તથા તેમને કેદ કર્યા. માનસન નાઠો અને રામપુરા નજીક આવી પહોચ્યો. પરંતુ હોલકરના તેના ઉપર ઉપરા ઉપરી હુમલાને લીધે તે ખુશાલગઢ તરફ જવા સારૂ નાઠો. એ વખત તા. ૨૨ આગષ્ટ સને ૧૮૦૪ ના રોજ હોલ-કરના લશ્કરે તેના ઉપર એકદમ ધસારો કરવાથી માનસન બનાસ નદીને

કિનારે તોપો અને બીજો સમાન સરંજામ પડતો મુકી નાશી ગયો. જે તોપો તેણે ત્યાં પડતી મુકી હતી તેના કાણામાં ખીલા મારી તેને ઉપાયોગ વગરની કરી નાખી હતી. કેમકે હોલકર તેને ઉપયોગમાં લેતો તેથી ઈંગ્રેજોને ભારે નુકશાન થાય.

હોલકરના હુમલાથી બચી કર્નલમાનસન અને તેના તાબાનું લશ્કર આગ્રે નાશી ગયું. સપ્ટેમ્બર માસમાં હોલકરે મથુરાં જીતી લીધું. પણ જનરલ લેકના લશ્કરે તેને ત્યાંથી નસાડ્યો. હોલકરે હવે દિલ્હી ઉપર ચડાઇ કરી અને કિલ્લાને ઘેરો ઘાલ્યો તથા લશ્કરી લોકો નિસરણીઓ મુકી કોટ ઉપર ચડવા લાગ્યા; પણ અંદરનું લશ્કર તેમને કિલ્લા ઉપર રહીને મારતું હતું તેથી હોલકરને ઘેરો ઉઠાવી નાશી જવું પડ્યું.

આ પ્રસંગે કર્નલવૉલેસની સરદારી નીચેના લશ્કરે હોલકરનાં ચાંદવાડ અને ગાલના વગેરે દક્ષિણનાં પ્રગણાં લઈ લીધાં તથા કૉલમરે એ માળવાપ્રાંત તાબે કર્યો. પછીથી હોલકર અને ઈંગ્રેજ સરદાર ફ્રેજર વચ્ચે દીગગઢ પાસેના ગોવર્ધન પર્વત પાસે લડાઈ થઈ. એ વખતની લડાઇમાં ફ્રેજર પોતે ઘવાયો હતો તેથી તે મરણ પામ્યો તથા તેનાં ૩૫૦ માણસ કતલ થયાં હતાં. પરંતુ છેવટ હોલકરને નાશવું પડ્યું. ભરતપૂરના રાજાએ હોલકરને પોતાના દીગના કિલ્લામાં આશરો આપવાથી ઈંગ્રેજી લશ્કરે તે વેર મનમાં રાખી ભરતપૂરના કિલ્લા પછવાડે ઘેરો ઘાલ્યો હતો. તે વખત હોલકર તથા તેના મળતીઆ પીંઢારી સરદાર અમીરખાંને તે ઘેરા ઉપર ઉપરા ઉપરી હુમલા કીધા. ભરતપૂરનો કિલ્લો ઈંગ્રેજોથી લેવાયો નહિ, પરંતુ ભરતપૂરના રાજા સાથે સલાહ થવાથી ઈંગ્રેજી ફોજ પાછી ગઈ.

હવે હોલકર અને દોલતરાવ સિંધિઆએ મળી સલાહ કરી તથા ઈંગ્રેજો સામે લડવાને તૈયાર થયા તેથી ગવરનરજનરલ કાર્નવાલીસે સિંધિઆ તથા હોલકર સાથે સલાહ કરવા જનરલ લેકને તા. ૩૦ જુલાઈ સને ૧૮૦૫ના રોજ હુકમ કર્યો. આથી સિંધીઆ સાથે તા. ૨૩ નવેમ્બર સને ૧૮૦૫ના રોજ કર્નલમાલકમની વિદ્યમાન સલાહ થઈ, તેમજ તા. ૨૪ ડિસેમ્બર સને ૧૮૦૫ના રોજ બીયાનદીને કાંઠે રામપુરા ઘાટ આગળ ઈંગ્રેજો અને હોલકર વચ્ચે સલાહ નામા ઉપર સહીઓ થઇ. આ સલાહથી એમ ઠર્યું કે ચંબલ નદીની ઉત્તરના મુલક ઉપરનો તથા

બુંદેલખંડ અને પુના વગરે ઉપરના હક્કનો દાવો હોલકરે છોડી દેવો તથા ઈંગ્રેજોની સલાહ વગર પોતાની ફોજમાં યુરોપીઅન નોકરોને રાખવા નહિ તથા સર્જેરાવ ઘાટગે કે જેણે રેસિડેન્ટના બંગલાને બાળી નાખ્યો હતો તેને આશ્રય આપવો નહિ. તેમજ ઈંગ્રેજી મુલકમાં ઉપદ્રવ નહિ કરતાં ઠરાવેલ રસ્તે પાછા ઈંદોર જવું. આ સરતોમાં ઈંગ્રેજ સરકાર તરફથી એમ કબુલ કરવામાં આવ્યું હતું કે ચંબલ નદીની દક્ષિણે હોલકરના મુલક વિષે કશી હરકત કરવામાં આવશે નહિ; તેમજ ગોદાવરી અને તાપી નદીઓ વચ્ચેના જે કિલ્લા વિગરે હોલકર પાસેથી જીતી લીધા હોય તે પાછા આપવા.

હવે જસવંતરાવ હોલકરે ઈંદોર આવ્યા પછી ઇ. સ. ૧૮૦૬માં તેની ફોજના ખરચનો નિભાવ થયો નહિં તેથી વીસ હજાર સ્વારને રજા આપી. પણ તે સ્વારો પોતાના પાછલા બાકી રહેલા પગારને માટે અડીને બેઠા તથા તેમણે જસવંતરાવના ભાઇ મલ્હારરાવના પુત્ર ખંડેરાવને ગાદીએ બેસાડવાની અફવા ચલાવી અને બંડનો પ્રકાશ જણાવ્યો; આથી જસવંતરાવે પોતાના બાકી રહેલા લશ્કરથી બંડખોર સ્વારોનો બંદોબસ્ત કર્યો અને જયપુરના રાજા જગતસિંહ પાસેથી નાણાં કઢાવી સ્વારોની બાકી વાળી આપી. પોતાનો ભત્રિજો ખંડેરાવ કે જેને વીસ હજાર સ્વારોએ ગાદી ઉપર બેસાડવા અફવા ચલાવી હતી, તેની આ વખત સાત વરસની છોટી ઉમર હતી. તેને તથા તેના ભાઇને જસવંતરાવે મારી નંખાવ્યા.

જસવંતરાવે ઈંદોર આવ્યા પછી પોતાના લશ્કર અને રાજ્યને તન મનથી સુધારવા માંડ્યું. તેનો આકળો સ્વભાવ, જાતે ઘણું કામ કરવાની ટેવ, અને દારૂનું વધી પડેલું વ્યસન એ કારણોથી તે ગાંડો થઈ ગયો અને તેવી સ્થિતિમાં છેવટ ઇ. સ. ૧૮૧૧માં મરણ પામ્યો. ગ્રાંટડફ પોતાના પુસ્તકમાં લખેછે કે "તે ઘણોજ મહેનતુ અને સાહસ કામ કરનારો હતો તથા તેની પ્રકુતિથી તેણે ઘણી ફતેહ મેળવી છે. કદી કોઈ વખત ધારેલો વિચાર પાર પડે નહિ તો તેથી તે નાહિમત થઈ જતો નહોતો."

જસવંતરાવ દિવાનો થયો ત્યારથી રાજકારભાર તેની રાખેલી સ્ત્રી તુળસીબાઇ કરતી હતી. જસવંતરાવના મરણ પછી તેનો પુત્ર મલ્હારરાવ

હોલકર ઇંદોરની ગાદીએ બેઠો. તેની બાલ્યાવસ્થામાં પણ તુળશીબાઇએ રાજકારભાર ચલાવ્યો. ઇ. સ. ૧૮૧૬માં પીંઢારી લુંટારો કરીમખાન ઇંગ્રેજો સામે વેર કરી ઇંદોર આવ્યો. તેને પકડી તુળશીબાઇએ કેદ કર્યો હતો; પણ પછીથી તે નાશી ગયો.

તુળસીબાઇએ ઘાતકીપણાથી પોતાના રાજ્યના કેટલાએક મોટા મોટા અમલદારોને મારી નાખ્યા અને ઘણી ખરાબ રીતથી ચાલી. આથી રાજ્યમાં અંધેર ચાલવા માંડયું. આ કારણથી તેનું ઘણુંખરૂં લશ્કર અને પઠાણ સરદારો બાજીરાવ પેશ્વા નાસતો ફરતો હતો તેની પાસે જવાને તૈયાર થયું. આ ખબર કર્નલમાલકમ સાહેબે સાંભળી એટલે તે આ તરફ આવ્યો. હોલકરના લશ્કરની છાવણી ક્ષીપ્રા નદીને કિનારે મહીદપુરમાં હતી ત્યાંથી પાંચ કોસ ઉપર માલકમ આવી પહોંચ્યો. તુળશીબાઇનો વિચાર ઇંગ્રેજો સાથે ઝઘડો કરવાનો નહોતો તેથી તા. ૨૨ ડીસેમ્બર સને ૧૮૧૭ના રોજ રાત્રે હોલકરના લશ્કરના કેટલાએક સરદારોએ સંપ કરી તુળશીબાઈનું માથુ કાપી નાખ્યું અને તેનું મુડદુ ક્ષીપ્રા નદીમાં નાખી દીધું. બીજે દિવસે ક્ષીપ્રા નદીમાંજ હોલકર અને ઇંગ્રેજોની ફોજ વચ્ચે લડાઈ થઇ તેમાં હોલકરનું લશ્કર હાર પામ્યું. અને તેમાંનું ઘણુંખરૂં નાશી ગયું કેટલાએક સ્વારો બાજીરાવ પેશ્વા પાસે જતા રહ્યા. હોલકરના તાબાની જે ફોજ હતી તેટલાવડે હોલકરના કારભારીઓ રાજી થયા.

મલ્હાવરાવ હોલકરની નાની ઉમર હતી. અને તેમની ૨૦ હજાર સ્વારની ફોજ હતી તેણે બાજીરાવનો પક્ષ કર્યો તેથી ઇંગ્રેજ સરકારે તે ફોજને હરાવી. આ વખત પછી થોડા દિવસમાં એટલે તા. ૬ જાન્યુઆરી સને ૧૮૧૮ના રોજ મલ્હાવરાવ હોલકરની વતી રાજ્ય કારભાર ચલાવનારાઓએ મંદુસર મુકામે ઇંગ્રેજો સાથે સંધી કરી. આ સંધીના ઠરાવથી હોલકરે કબુલ કર્યું કે, પીંઢારાઓને કદી મદદ આપવી નહિ તેમને ચાકરીમાં રાખવા નહિ. રજપુતસ્થાનના રાજાઓના મુલક ઉપરનો સઘળો દાવો છોડી દેવો, સાતપુડાની દક્ષિણનો પોતાનો સઘળો મુલક ઇંગ્રેજને આપવો અને ઇંગ્રેજ સરકારની સલાહ લીધા વગર કોઇ પણ રાજ્ય સાથે વ્યંવહાર રાખવો નહિ.

મલ્હાવરાવ હોલકર સને ૧૮૩૩નાઅકટોબર માસમાં અઠ્ઠાવીસ વરસની ઉમરે મરણ પામ્યા. તેમને પુત્ર નહોતો તેથી તેમની વિધવા રાણી ગૌતમ બાઇએ એક બાપુ હોલકર નામના પુત્રને દત્તક લઈ તેનું નામ મારતંડરાવ પાડી તા. ૧૭ જાનેવારી સને ૧૮૩૪ના રોજ ગાદીએ બેસાડ્યા, જેને ઇંગ્રેજ સરકારે કબુલ રાખ્યો. આગળ કંઇક દિવસે ઘણા માસ સુધી માહેશ્વરમાં કેદ કરેલો હરીરાવ નામે વારસ નિકળ્યો. તેને દિવાન તથા લશ્કરની મદદ મળી તેથી તેણે બાળરાજા મારતંડરાવને ગાદી ઉપરથી ઉઠાવી મુકી પોતે હોલકરના રાજ્યનો ધણી થઇ પડ્યો. હવે મારતંડરાવની પક્ષના લોકોને જો ઈંગ્રેજ લડવાદે તો બંદોબસ્ત રહે નહિ, તેથી તે બાળક મારતંડરાવને દર માસે રૂ૫૦૦)ની નિમનોક બાંધી આપી અને હરિરાવને હોલકર ઠરાવ્યા. આ કામમાં હરીરાવનો દાવો મારતંડરાવ કરતાં વધારે મજબુત નહોતો. પરંતુ ઈંગ્રેજ સરકારે દેશના બંદોબસ્તને માટે ગેર ઈનસાફ કર્યો.

હરિહરરાવને તા. ૧૭ મી એપ્રીલ સને ૧૮૩૪ ના રોજ રાજ્યાભિષેક કરવામાં આવ્યો મારતંડરાવને દેશમાંથી હાંકી મુકયો. તે રાજ્ય ઉપરથી સઘળો હક ઉઠાવે એવી શરતે તેને દર મહિને રૂ૫૦૦) આપવા ઠરાવ્યા હરિહરરાવ રાજ્ય ચલાવવાને લાયક નહોતો. તે અશક્ત, બીકણ અને વહેમી હતો. તેણે રીવાજી ફાંસીઆ નામના એક માણસને દિવાન બનાવ્યો. આ દિવાન બુદ્ધિહિન, ધનનો લોભી, સ્વાર્થી, અને દારૂડીઓ હતો. તેણે પોતાના છોકરા રાજા ભાઉને માહારાજાની છોકરી વેરે પરણાવ્યો. અને તેમને કેટલાંક પ્રગણાં બક્ષિસ આપ્યાં. આ દિવાનના વખતમાં પેદાશમાં ઘણો ઘટાડો થયો. અને ખરચમાં વધારો થયો ને લશ્કરમાં ઘટાડો કર્યો.

ઈ. સ. ૧૮૩૫ માં મયત મહારાજા મલ્હાવરાવ હોલકરના દિવાન માધવરાવ ફડનવીશે ફિતુર મચાવ્યું ઈ. સ. ૧૮૩૫ ના સપ્ટેમ્બર મહિનામાં કેટલુક લશ્કર લઇને તે ઈંદોર ગયો. તેને કેટલુક રાજાનું લશ્કર મળી ગયું. તેઓ રાજાના મહેલમાં પેઠા અને તે લૂટયો; પણ એટલામાં રાજાના લશ્કરે તેમના ઉપર હલ્લા કર્યા અને બંડખોરોના માણસોને કાપી નાંખ્યાં. આ ફિતુરથી રાજાને ઘણી ધાસ્તી લાગી. તેણે રાજમહેલની આસપાસ કિલ્લો બંધાવ્યો અને તેની આસપાસ ચોકીદારો મુંકયાં.

ઈ. સ. ૧૮૩૬ માં રીવાજી ફ્રાંસીઆએ પોતાની જગો છોડી અને ત્યાંથી પોતે નાશી ગયો. તેની પછી સલીકમ માનરાય નામના સખસને મહારાજાએ દિવાન નીમ્યો. આ વખતે રાજ્યમાં એટલો બધો ગડબડાટ ચાલતો હતો કે ઇંગ્રેજ સરકારને વચ્ચે પડવાની જરૂર પડી. ઇંગ્રેજ સરકારે મહારાજાને સખત તાકીદ કરી કે જો અમુક વખતમાં રાજ્યમાં સુધારે કરવામાં નહિ આવે તો રાજ્ય ઉપર જપ્તી મુકવામાં આવશે. આવી બીકને લીધે મહારાજાએ આબાજી બુલાખને પોતાનો દિવાન બનાવ્યો આ દિવાન હિમતવાન, હોંશીઆર, અને ચાલાક હતો. તેણે થોડા વખતમાં રાજ્યમાં ઘણા સુધારા કર્યા. તેણે ખરચમાં ઘટાડો કર્યો, લાંચીઆ અમલદારોને ખસેડ્યા અને તેમની જગોએ પ્રમાણિક અને હોંશીઆર માણસોની નીમણોક કરી. તેણે વસુલાત ખાતામાં ઘણો સુધારો કર્યો. તેના વખતમાં પેદાશમાં ઘણો વધારો થયો. આથી ગવર્નર જનરલ લૉર્ડ આકલૅાંડ ઘણો ખુશી થયો અને તેણે તે બાબત દિવાનને કાગળ લખી પોતાની ખુશી જણાવી.

હરીહરરાવ હોલકર તા. ૨૪ મી અક્ટોબર સને ૧૮૪૩ ના રોજ મરણ પામ્યા. તે વખતે તેમની ૪૮ વરસની ઉમર હતી. તેમના પછી તેમની રાણી હિરાબાઇએ ખંડેરાવ નામના બાળકને દત્તક લઈ ગાદીએ બેસાડ્યો. ખંડેરાવ માત્ર ત્રણ માસમાં મરણ પામ્યો. તેથી ગાદીપતિ નક્કી કરવાનું કામ ઇંગ્રેજ સરકારના હાથમાં આવ્યું. હરિરાવની માતુશ્રીએ એક દુરના કુટુંબી ભાઉ હોલકર કે જે મુળ પુરૂષ મલ્હાવરાવના વંશમાંનો હતો, તેમના બાળ પુત્ર મલ્હાવરાવને પસંદ કર્યા અને તેમને ગાદી ઉપર બેસાડવાની હિંદુસ્થાનની સરકારે મંજુરી આપી.

આ પુત્રનો જન્મ ઈ. સ. ૧૮૩૩ માં થયો હતો તેથી આ વખતે તેમની વય ૧૦ વરસની હતી. તથા તે ખુબસુરત ચહેરાના હતા. તા. ૨૭ મી જુન સને ૧૮૪૪ ના રોજ ઇંદોરના તે વખતના રેસિડેન્ટ સર રૉબર્ટ હેમિલ્ટને તેમને ગાદી ઉપર બેસાડ્યા અને તે વખત તેમનું નામ મલ્હાવરાવ બદલી તુકાજીરાવ હોલકર એવું પાડવામાં આવ્યુ. તુકાજીરાવની નાની ઉમર હોવાથી પ્રથમ જે રીજન્સી કાઉનસીલ નીમવામાં આવી હતી તે કાયમ રાખી. મહારાજાની બુદ્ધિ દિનપરદિન ખીલતી ચાલી. થોડા વખત પછી કાઉનસીલે કામકાજમાં તેમની સલાહ લઈ કામ કરવા માંડ્યું.

ખજાના ઉપરના દરેક હુકમમાં તેમની સહી જોઇએ એમ ઠર્યું. આથી રાજ્યના અધિકારીઓ ઉપર ખરચ ખુટણ કરવામાં બરાબર દાબ રહ્યો. આ ગોઠવણ તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડીંગના જાણવામાં આવ્યાથી તે ઘણો ખુશી થયો અને તે બાબત એક પત્ર ખુદ મહારાજા ઉપર તથા બીજો પત્ર રાજમાતાને લખી પોતાનો સંતોષ જણાવ્યો.

પોતે સારી કેળવણી પામ્યા અને સને ૧૮૫૧–૫૨માં દેશાટન માટે ઉત્તર હિંદુસ્થાનમાં મહારાજાએ મુસાફરી કીધી. આગ્રા, દિલ્હી, હરદ્વાર, રૂર્કી અને જયપુર વગરે શહેરોની ભેટ લીધી. આ મુસાફરી કરી પોતે પાછા આવ્યા એટલે ગવર્નરજનરલે તેમને તેમના રાજ્યનો વહિવટ સોંપી દેવા માટે વિચાર કર્યો, તથા તે વહિવટ સોંપવા માટે ત્યાંના રેસિડેન્ટ સરરોબર્ટ હેમિલ્ટન ઉપર હુકમ કર્યો. આ વખત મહારાજાની ઉમર ૧૮ વરસની થઈ હતી. તા. ૮મી માર્ચ સને ૧૮૫૨ના રોજ રેસિડેન્ટ સાહેબે એક મોટો દરબાર ભર્યો. આ દરબારમાં ઘણા ઠાકોરો અને જમીનદારો ભેગા થયા હતા. તે બધાની વચ્ચે મહારાજાને ગંવર્નરજનરલ તરફથી આવેલો પત્ર વાંચી બતાવીને મહારાજાને આપ્યો. એ પત્ર આપ્યા પછી રેસીડેન્ટ સાહેબે ભાષણ કર્યું કે—"જે મોટા રાજ્યની ગાદી ઉપર આપને બેસાડવામાં આવ્યાછે તે રાજ્યનો વહિવટ કરવા અને તેનું જોખમ ઉપાડી લેવા ગવર્નરજનરલ સાહેબે આપને લાયક ગણ્યાછે, જેને માટે હું ઘણો ખુશી થાઉછું. અને ઉમેદ ધરાવુંછું કે આજ સુધી આપના માટે જે સારા વિચાર બંધાએલાછે તે હમેશાં કાયમ રખાવશો" ઈ. સ. ૧૮૫૩માં મહારાજા હોલકર સરકારે બીજી મુસાફરી કીધી જેમાં મુંબાઇ, પુના, અને દક્ષિણનાં ઘણાં શહેરો જોયાં.

ઇ. સ. ૧૮૫૭માં જે મોટો બળવો થયો તેની અસર હોલકર સરકારના મુલકમાં પણ થઈ હતી. આ વખત હોલકરનું લશ્કર તેમના મુલકમાં વિખરાએલું હતું. તેમનો સરસામાન, હથિઆર વગરે જેવાં જોઇએ તેવાં નહોતાં. દારૂગોળો છેક ખુટી ગયો હતો. આ વખત ઈંદોરમાં સરહેનરી ડુરાંડ રેસિડેન્ટ હતો. તેને અને મહારાજાને કંઇક કારણ માટે અણબનાવ ચાલતો હતો. મહારાજાએ જોઇતી ચીજો પુરી પાડ-

વાને રેસિડેન્ટની સહાય માગી. રેસિડેન્ટે મુંબાઈના ગવર્નર લૉર્ડ એલ્ફિ-સ્ટન સાહેબને તાર કરી એક હજાર બંદુકો તથા બીજી મદદ મોકલવા લખ્યું. પરંતુ રેસિડેન્ટના જાણવામાં આવ્યું કે રેસિડેન્સી ઉપર જે તોપો છોડવામાં આવી હતી તેમાં હોલકર સરકારના તોપખાનામાં-ની જે તોપો રેસિડેન્સી અને ત્રીઝોરીના સંરક્ષણને સારૂ આણેલી હતી, તે પણ હતી. મુંબાઇથી મંગાવેલી મદદ આવી પહોચી તે પહેલાં ડુ-રાંડ સાહેબે પોતાના માણસોને એકઠાં કરી ઈંદોર છોડી ત્યાંથી નીકળી જવા નક્કી કર્યું. ઘણી મુશ્કેલીથી તે સીહોર જઈ પહોચ્યો, અને ત્યાં પો-તાની મડમ અને બીજી મડમો તથા બાળબચ્ચાંને મુકી, મુંબાઇથી જે લશ્કર મધ્ય ભાગમાં બંદોબસ્ત માટે જતું હતું તેની વ્યવસ્થા કરવા સારૂ તે આસીરગઢ ગયો. આ લશ્કર જલદીથી આવી પહોંચ્યું અને તેની મદદથી ધારને કબજે કર્યું અને મંડુસર આગળ લડાઇ લડી ની-મચનો બચાવ કર્યો. હોલકર સરકારનું લશ્કર બેકેદ થઈ બંડખોરો ભેગું મળીગયુ હતું તેને માટે ડુરાંડનો વિચાર હોલકરને લપેટવાનો હતો; પણ ગવર્નર જનરલે તેમને જવાબદાર ગણ્યા નહિ. વધારામાં એલ્ફિ-સ્ટન સાહેબનું એમ ધારવું હતું કે ડુરાંડ સાહેબે પુરો વિચાર ન કરતાં ઉતાવળથી હોલકરને વગોવ્યા છે અને પોતે ઈંદોરથી જતા રહી દુનીઆ-ના મનમાં એવી અસર કરાવી કે કાંતો હોલકર સરકાર દગલબાજ ની-કળ્યા હશે અથવા રેસિડેન્ટ પાકા કારણ વગર ઈંદોર છોડીને જતારહ્યા હશે. રેસિડેન્ટ સર હેનરી ડુરાંડનો અભિપ્રાય એવો હતો કે દેશી રાજા પોતાની વર્તણુકને માટે જવાબદાર છે. આ અભિપ્રાયને અનુસરીને તે-મની બધી દલીલો હતી. "સીપાઇવોર" એ નામના પુસ્તકનો લખનાર કહેછે કે જુલાઇ માસના પહેલા અઠવાડીઆની હોલકર સરકારની વર્તણુકને લગતી બધી હકીકતોનો પૂર્ણ અને ઘણા વખત સુધી વિચાર કરતાં તે ખરેખરો ઇંગ્રેજ સરકાર તરફ હતો એમ મારા મનની ખાત્રી થયા વગર રહેતી નથી. લૉર્ડ એલ્ફિન્સ્ટને પણ સર ડુરાંડને એક પત્ર લખી તેમાં જણાવ્યું હતું કે મને એમ લાગેછે કે તમે હજી હોલકર વિષે વહેમ રાખ્યોછે. તમે ઈંદોરમાંથી ગયા ત્યાર પછી જે બન્યુંછે તે ઉ-પરથી હોલકર રેસિડેન્સી ઉપર થએલા હલ્લાંના કામમાં સામીલ હોવાનાં તહોમતમાંથી મુક્ત થાયછે. બેશક તેમનું દીલ આપના વિરૂદ્ધ હોત તો

આખો દેશ ખળભળી ઉઠત. તમામ નાના ઠાકોરો તેમના સામું જોઈ રહ્યા હતા અને ઠેઠ ગુજરાતની સરહદ સુધી તેમની વર્તણુકની અસર જણાઈ આવત. આ વાત એટલે બધે ઠેકાણેથી આવેલી છે કે એ વિષે કંઈ સંદેહ રહેતો નથી માટે હું વિનંતી કરૂંછું કે તમારે હોલકરની વિરૂદ્ધ કંઈપણ વહેમાવું નહિ કારણ કે માળવા અને ગુજરાતમાં પણ શાન્તી રહી છે. તેને માટે આપણે તેમના આભારી છીએ.

ઉપર પ્રમાણે અભિપ્રાય હતા પણ વડી સરકારમાં હોલકર વિષે જે વહેમ ભરાયો હતો તે નીકળી શક્યો નહિ. સરકારે તેમને જી. સી. એસ. આઇનો ખેતાબ આપ્યો તથા "કાઉન્સીલર ઓફ ધી એમ્પાયર" બનાવ્યા હતા. પરંતુ દેશી રાજ્યની ગણના પ્રમાણે મોટામાં મોટું માન કે જે મુલકની બક્ષીસ—તે સિંધિઆ સરકારને આપવામાં આવેલી ને હોલકર સરકારને મળી નહિ. વખતેવખત તેઓ આ વાત બ્રિટિશ સરકારને જણાવતા હતા પણ કંઈ મળ્યું નહિ. ઈ. સ, ૧૮૬૨માં તેમને દત્તક લેવાની સનંદ મળી.

ઈ. સ. ૧૮૬૫માં રેલવે માટે જે જમીન આપવામાં આવી તે બધી જમીન ઉપર પોતે રાજ્યહક રાખી દિવાની ફોજદારી હકુમત સાથે મફત આપી એટલુંજ નહિ; પરંતુ સાડાચાર ટકાના વ્યાજે એક કરોડ રૂપીઆ હોલકર સ્ટેટ રેલવે બાંધવા સારૂ ૧૦૧ વરસની મુદતે બ્રિટિશ સરકારને ધીર્યા. એ રૂપીઆ મહારાજા તુકાજીરાવ હોલકર, તેમના વારસ અને તેમની પછી ગાદીએ બેસનારના નામ ઉપર રહે એમ ઠર્યું ઇ. સ. ૧૮૬૫માં પોતાના રાજ્યની જમીનનો દર બાંધવા ઠરાવ કર્યો, આ ઠરાવનું એક લક્ષણ એ હતુ કે જમીનના કબજા ભોગવટાનો એકુતનો વંશ પરંપરાનો હક નહિ અને તે વિશે સરકારની મરજી પ્રમાણે વ્યવસ્થા કરવાનો હક એમ ગણવામાં આવ્યું હતું. આ ધોરણ પ્રમાણે જે વિઘોટી ઠરાવવામાં આવી તે ઘણી ભારે હતી. ઇ. સ. ૧૮૬૧ની સાલમાં હિંદુસ્થાનની સરકારે હોલકર સરકારને જે જમીન આપી હતી અને જેની વારષિક ઉપજ રૂ૨૮૦૦૦ આવતી હતી તે નવી વિઘોટીમાં વધીને રૂ૧૦૦૦૦૦ (એક લાખ) કરી હતી. આ પ્રમાણે વિઘોટી વધરી તેના વ્યાજબીપણા વિષે જનરલ ડાલી સાહેબે તુકાજીરાવ હોલકરને પુછ્યું ત્યારે તેમણે જવાબ આપ્યો કે—આવી વિઘોટી વિરૂદ્ધ લોકમાં જે

બોજો ઉઠાવ્યોછે તે તેના ગેરવ્યાજબીપણાને માટે નહિ પણ એ કામ એકદમ થયુંછે તેને માટે છે. એ વાત ખરી કે મેં એકદમ વધારો કર્યો છે. પરંતુ આવી અગત્યની બાબત તરફ લાંબો વિચાર કરી પડી રહેવા દેવા વિષે કંઈ કારણ નથી, અને આ ગોઠવણ કરવાનો બોજો મારાં છોકરાંને માટે મુકી પડયું રહેવા દેવું તે કરતાં તે બોજો હું પોતે ઉપાડી લઉ એ મને વધારે સારૂ લાગ્યુ. મારા પ્રત્યે લોકોના નારાજીપણા વિષે તમારા સાંભળવામાં બહુ આવેછે અને તમે ઘણા વિચાર કરોછો; પરંતુ એ વ.ત બહુ લક્ષ આપવા જેવી નથી. એકે રાજ્ય લોકપ્રિય નથી તમારૂએ નથી અને કોઇનું હોય એમ હું જાણુતો નથી.*

ઈ. સ. ૧૮૭૨માં મહારાજા તુકાજીરાવ હોલકરે સરટી માધવરાવને પોતાના રાજ્યમાં દિવાન નીમ્યા ત્યાં સુધી મહારાજાના બધા વિચાર સ્વતંત્ર એટલે પોતાની મરજી પ્રમાણે કામ કરવાના હતા. મંત્રી મંડળ હતું ખરૂં પરંતુ તે માત્ર હુકમ પ્રમાણે અમલ કરે એટલેજ તેમનો અખ્તીઆર હતો. વ્યાજબી ગેરવ્યાજબીપણા વિષે તેમનાથી બોલી શકાતું નહોતું. સરટી માધવરાવની નીમણૂક થયા પછી હોલકરના રાજ્યનો વહિવટ નીચે મુજબ હતો—જુદા જુદા ખાતાના મંત્રીઓ પોત પોતાના ખાતાના કામના કાગળો તૈયાર કરી સરટી માધવરાવની સહી લેવા આવતા. જરૂરીઆત કામમાં વિચાર લેવા સારૂ અને પ્રથમ સુચના

*આ જવાબને કેટલાક લોકો ખુબી ભરેલો ગણે છે. હું પણ તેને કંઈ ખુબી ભરેલો છે એમ કબુલ કરૂંછું. પણ એથી તેમની ખરી ખુબી જણાઈ આવતી નથી પોતાની પ્રજા ઉપર એકદમ જુલમ વાપરી ગમે તેવા કરના બોજા નાખવા એ કંઈ વાઘ માર્યો કહેવાય નહિ. એતે "નબળો માંટી બૈયરપર શૂરો" એ કહેવત પ્રમાણે થાય છે. રાજાઓ જમીન ઉપર કે બીજા વેરાનો ભારે બોજો પ્રજા ઉપર નાખેછે. સત્ય રીતે બોલીએતો એ બોજો પ્રજાનું રક્ષણ કરવા માટે છે. હાલના રાજકર્તાઓમાંના ઘણાખરા એટલા માટે વેરા નાખતા હોય એમ જણાતું નથી. તેઓ પોતાની જાતના વૈભવને માટે એવાં નાણાં કઢાવે છે. પ્રજાનું રક્ષણ થાયછે કે નહિ એવું સમજનારા ઘણા થોડાજ રાજાઓ જોવામાં આવેછે અને મને એમ લાગે છે કે જે પ્રજા ઉપર જુલમ કરનારા રાજાઓ છે તેમનો જુલમ ઘણા વખત સુધી પરમેશ્વર સાંખશે નહિ.

મેળવવા સારૂ પ્રથમથી કામ લાવતા. કોઈ વધારે અગત્યનું અથવા મુશ્કેલી ભરેલું કામ હોય તો ઘણું કરીને બધા મંત્રીઓ એકઠા થતા અને તે વિષે વિચાર કરતા. આ રીતે એકંત્ર અને પ્રથક પ્રથક જવાબદારી ઠરાવી. રોજના ચાલુ કામમાં મહારાજાને પુછવામાં આવતું નહિ; પરંતુ વધારે ખરચ કરવાનાં, રેસિડેન્સી સંબંધીનાં અને જેમાં

દેહાંત દંડ અથવા જન્મપર્યંતની સજા કરવાની હોય તે બધાં કામ મહારાજાની મરજી પ્રમાણે કરવામાં આવતાં. રેવન્યુ ખાતુ ખુદ મહારાજાની દેખરેખ નીચે હતું.

ઈ. સ. ૧૮૬૯ માં મહારાજા તુકાજીરાવ હોલકરે સુતરનું એક કારખાનું કાઢ્યું હતું, તે સારી રીતે ચાલ્યું તેથી થોડા વખત પછી બીજુ એક કારખાનું ઉભુ કર્યું. એ બંને કારખાનામાંથી સારો નફો થાય છે. માળવા અને નીમાડમાં પાકતુ રૂ ઘણે ભાગે તેમાં વપરાય છે. આ કારખાનામાંથી રાજ્યની ખાનગી ખાતે સારી પેદાશ આવેછે.

ઈ. સ. ૧૮૭૫ માં રાણીના વડા શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સ કલકત્તે આવ્યા ત્યારે તેમની મુલાકાતને માટે મહારાજા કલકત્તે ગયા હતા. પ્રિન્સ પણ તા. ૯ મી માર્ચ ૧૮૭૬ ના રોજ ઈંદોરમાં આવ્યા. આ વખત મહારાજાએ ૩૦૦ ભીલ તરૂણ તરૂણીઓના અલૌકિક નાચ બતાવી શાહજાદાને ઘણા રાજી કીધા હતા. આ નાચ માટે તેજ વખત શાહજાદા બોલ્યા હતા કે " તે ઈંગ્લાંડના (બાલની) નાચની એક જાતની નકલ હતી.

તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ના રોજ મહારાણી વિકટોરીઆએ હિંદને માટે "કેસરેહિંદ"નું પદ ધારણ કર્યું અને તે બાબતનો ઢંઢેરો વાંચી બત્તાવવા માટે તેજ તારીખે લૉર્ડલીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો. તે વખતના દરબારમાં મહારાજા દિલ્હી પધાર્યાં હતા. આ વખત હિંદને માટે એક નવી ઈમ્પિરિઅલ કૉન્સીલ નિમવામાં આવી તેના સભાસદ તરીકે મહારાજાને નિમવામાં આવ્યા હતા. આ ઈલકાબ માત્ર નામનોજ હતો. ઈંદોરની ગાદીએ જે રાજા હોય તેમને બ્રિટિશ સરકાર તરફથી ૧૯ તોપ મળવાનો ઠરાવ છે. પરંતુ મહારાજા તુકાજીરાવની સારી વર્તણુકને લીધે તેમને તેમની હયાતી સુધીને માટે ૨૧ તોપનું માન મળવા આ દરબાર વખત ઠરાવ થયો હતો. તા. ૧ જાનેવારી સને ૧૮૭૮ ના રોજ મહારાજા હમેશને માટે ઈન્ડીઅન એ-

મ્પાઅરના મેમ્બર તથા કમ્પેનીઅનના પદને પામ્યા હતા. હોલકર તથા ગ્વાલિઅરના રાજકર્ત્તા સિંધિઆને એક બીજા વચ્ચે વંશપરંપરાથી અણબનાવ ધારવામાં આવતો હતો. ને અણબનાવ ઈ. સ. ૧૮૭૪ થી તૂટી ગયો અને બંને રાજકર્તા વચ્ચે સ્નેહની ગાંઠ બંધાઈ હતી. મહારાજાને બે પુત્ર છે, જેમાંના વડા શિવાજીરાવ ઉર્ફે બાળાસાહેબ અને બીજા જસવંતરાવ છે. શિવાજીરાવ, કરનલનોરમન તેમજ ઈંદોર રાજકુમાર કોલેજના પ્રિન્સપાલ મી. મેક પાસેથી ઇંગ્રેજી શીખ્યા છે.

મહારાજા તુકાજીરાવ હોલકર તા. ૧૭મી જુન સને ૧૮૮૬ના રોજ સવારના અગીઆર વાગતે ૫૩ વરસની ઉમરે કૈલાસ વાસી થયા. તેમણે બધુ મળીને ૪૨ વરસ સુધી રાજ કર્યું. ઈ સ. ૧૮૫૭માં હિંદમાં મોટો બળવો થયો ત્યાર પછી ઈંગ્લાંડમાં તુકાજીરાવ હોલકર અને જીઆજીરાવ સિંધિઆ એ બે રાજાઓનાં નામ જેવાં પ્રસિદ્ધ થયાં હતાં, તેવાં હિંદના એક પણ રાજાનાં થયાં નહોતા. તેમની ઇંગ્રેજી રાજ્ય તરફની વફાદારી સિદ્ધ થઈ ચુકેલીછે. દેશી રાજ્યો સંબંધી કોઇ પણ મોટું અગત્યનું કામ—રાજ્યના લશ્કર સબંધી, તેમની અંદરની રાજ્ય વ્યવસ્થા સબંધી, તેમનો સિમાડો મુકરર કરવા સંબંધી, તેમના સરદારો અને જમીનદારોની સાથેના તેમના સબંધ સબંધી, ઇંગ્રેજ સરકારે મધ્ય એજન્સિના હોલકર અને સિંધિઆનાં બે મોટાં રાજ્યોના પ્રથમથી વિચાર જાણ્યા વગર કંઈ પણ નિકાલ કીધા નથી.

તુકાજીરાવ હોલકર ડાહ્યા, વિચિક્ષણ અને હોંશિઆર હતા. તેમના પછી તેમના વડા પુત્ર શિવાજીરાવ ઈંદોરમાં ગાદીએ બેઠા. તે હાલના મહારાજાછે. તા. ૧૬ ફેબ્રુઆરી સને ૧૮૮૭ના રોજ મહારાણી વિક્ટોરીઆને રાજ કર્યાને ૫૦ વરસ થઈ ગઆથી તેની ખુશાલીમાં હિંદુસ્થાનમાં જ્યુબીલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો તેમાં ઈંદોરના મહારાજા શીવાજીરાવે સારો લાભ લીધો હતો. આ વખતે તેમણે શહેરમાં રોશની કરાવી હતી. અને ગરીબ લોકને અન વસ્ત્ર આપ્યાં હતાં તથા કેટલાક કેદીઓને પણ છુટા કર્યા હતા. વળી તેમણે લોર્ડ રીપનનો દાખલો લઈ પોતાની રૈયતને સ્થાનીક સ્વરાજ્યનો હક આપ્યો હતો. મહારાજા શિવાજીરાવ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૯ તોપનું માન આપવામાં આવે છે.

ઈંદોર—એ રાજધાનીનું શહેરછે અને તેમાં રાજકર્તા મહારાજા રહેછે. આ શહેર કાટકી નદીને ડાબે કિનારે આવેલુંછે. તેની ઉંચાઈ દરીઆ સપાટીથી ૧૭૮૬ ફુટનીછે. ઈંદોરમાં મહારાજા અને મધ્યહિંદ એજન્સિખાતાનો પોલિટિકલ એજંટ રહેછે. આ શહેર અહલ્લાબાઇએ ઈ. સ. ૧૭૭૦માં, રાજ્યના સ્થાપનાર મલ્હારાવ હોલકરના મરણ પછી બાંધ્યું હતું આ પહેલાં આ રાજ્યની રાજધાની કામ્પીલ નગરમાં હતી અને તે હાલ અગ્નિકોણમાં ૧૮ માઇલને છેટેછે. ઈંદોરમાં આશરે ૭૫૦૦૦ માણસની વસ્તીછે; તેમાં ૫૭૦૦૦ હિંદુ, ૧૬૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ લોકછે. શહેરના રસ્તા સારાછે. રાજમહેલ એક જોવા જેવું મકાનછે અને તે શહેરના દરેક ભાગમાંથી જોઈ શકાયછે. આ સિવાય બીજાં જોવા જેવાં મકાન, લાલબાગ—આ બાગની અંદર ઉનાળામાં હવાને માટે એક મકાન અને તેમાં ઘણાં પ્રાણીઓનો મોટો જથોછે, ૨ ટંકાશાળ, ૩ હાઇસ્કુલ, ૪ બજાર, ૫ લાઇબ્રેરી, ૬ દવાખાનું, ૭ કનુ-કારખાનુંછે. રાજમહેલ રેલવે સ્ટેશનથી આશરે એક માઇલછે. ઈંદોરના રેલવેસ્ટેશનની બીજી બાજુએ ઇંગ્રેજી છાવણીછે. અહિં એક દવાખાનું, કેટલાક બંગલા અને એક રાજકુમાર કૉલેજછે. આ શિવાય એક રેસિ-ડેન્સી સ્કુલછે વળી કેનેડીઅન પ્રેસ બીટીરીઅન મીસને ત્યાં એક નવી સ્કુલ દાખલ કરીછે. મહારાજાની ઈંદોરમાં એક હાઈસ્કુલછે તેમાં મેટ્રી-કયુલેશન સુધીનો અભ્યાશ કરાવેછે વળી એક કૉલેજછે તેમાં દક્ષણી બ્રાહ્મણોને શીખવવામાં આવેછે. આ સિવાય ઈંદોરમાં બે છોકરીઓ-ની નિશાળો છે.

---

## ભોપાળ.

ભોપાળનું રાજ્ય મધ્યહિંદ એજન્સિના દક્ષિણ ભાગની અંદરછે, રાજકર્તા અફગાન જાતના મુસલમાન છે. હાલના રાજકર્તા બેગમ છે. **સીમા.** આ રાજ્યની ઉત્તરે સિંધીઆના સમસાબાદ અને ભીલશા પ્રગ-ણાં; પૂર્વે સાગર પ્રાંત, દક્ષિણે નર્મદા નદી અને તેની પેલી મેર મધ્યપ્રાંતો-ના જીલ્લા પ્રશ્ચિમે હોલકર તથા સિંધીઆ સરકારના રાજ્યનાં પરગણાં અને વાવ્યકોણે નરસિંહગઢનું રાજ્યછે. આ રાજ્યનો વિસ્તાર ૬૮૭૩ ચો-રસ માઇલ જમીનનોછે. અને તેમાં ૪ શહેર અને ૩૦૦૬ ગામછે. વસ્તી

આશરે (નવલાખ) માણસનીછે. તેમાં ૭૫૦૦૦૦ હિંદુ ૮૨૦૦૦ મુસલમાન ૯૦૦૦ જૈન ૧૧૯૦૦૦ અસલી જાત અને બીજી પરચુરણ જાતના લોકછે. વાર્ષિક પેદાશ રૂ ૪૦૦૦૦૦૦ (ચાળીશલાખ) લાખને આશરે થાય છે.

દેશનું સ્વરૂપ—આ રાજ્યનો ઘણો મુલક વિંધાદ્રિ પર્વતની ઉત્તરે છે અને થોડો મુલક વિંધાદ્રિની દક્ષિણે વિંધાદ્રિ તથા સાતપૂડા ડુંગરાની વચ્ચેછે. દેશમાં પાણીની આવદાની સારી હોવાથી તે સુકાળને લીધે જમીન ઘણી રસાળછે ઠામ ઠામ ઝાડી અને ડુંગરા જોવામાં આવેછે.

નદીઓ—મુખ્ય નદી નર્મદાછે તે આ રાજ્યની દક્ષિણ સરહદ ઉપર પૂર્વથી પશ્ચિમ તરફ વહેછે. ૨ બેટવા એ નદી આ રાજ્યના દક્ષિણ ભાગમાં આવેલા વિંધાદ્રિ પર્વતમાંથી નીકળી આ દેશ પસાર કરી ઉત્તરમાં સિંધીઆ વગેરેના મુલકમાં થઈ આગાડી જતાં યમુનાં નદીને મળેછે. ૩ પાર્વતી એ નદી આ રાજ્યની નૈરૂત્યકોણના ભાગમાં વિંધાદ્રિ પર્વતમાંથી પ્રગટ થઈ ઘણું કરી પશ્ચિમ સીમા ઉપર થઈ ઊત્તર તરફ વહીને રજપૂતાના અને સિંધીઆના રાજ્યની સરહદ ઉપર ચંબલ નદીને મળે છે. સિવાય નાની નદીઓ ઘણીછે પણ તે જાણવા જેવી નથી. હવા સાધારણ, વરસાદ સારો વરસેછે.

જમીન તથા નિપજ—જમીન સારી અને રસાળછે નિપજમાં ઘઉં, ડાંગર, મકાઇ, કઠોળ, ગળી, શેરડી, તમાકુ, કપાસ, અને ખસખસ વગેરે નિપજેછે. વગડામાં સરસ જાતનો સાગ થાય છે. ડુંગરોમાં લોઢું, સીસુ અને તાંબાની ખાણોછે પણ તેનો ઉપયોગ કરવામાં આવતો નથી.

જનાવર—ડુંગરોમાં વાઘ, સિંહ, રીંછ, સાબર, હરણ વગેરે જંગલી જનાવર રેહેછે ગામ પશુમાં બળદ, ભેંશો, ગાયો વગેરેછે.

લોક તથા ભાષા—મુખ્ય કરીને ભીલ, ગોંડ, રજપૂત, પીંઢારા, મરેઠા અને મુસલમાન વગેરે લોકની વસ્તીછે. મુસલમાન ઘણું કરીને પઠાણ અને વોહોરા એ બે જાતનાછે. દેશની ભાષા માળવી તથા મરેઠીછે.

મુખ્ય શેહેર—ભોપાળ એ આ દેશની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે તે ઘણુંકરીને દેશના મધ્ય ભાગમાં પણ વાયવ્યકોણ તરફ જરા નિકળતું છે. શેહેરમાં રાજકર્તા બેગમ સાહેબની ગાદી અને શ્રીમંત

લોકનો રેહેવાસ છે. શેહેર સારી બાંધણીનું અને તે રેલવે સ્ટેશન છે. સરકારી તેમજ રેલવે સ્ટેશન ઉપર રેલવેની તાર ઓફીસ છે. પોસ્ટ ઓફીસ છે. ભોપાળ એજન્સિના પોલિટિકલ એજંટ સાહેબનું સદર સ્ટેશન ભોપાળ છે. શેહેરની પાસે એક મોટું અને સુંદર તળાવ છે. સિવાય મોટાં શેહેર—ઈસલામ નગર, અષ્ઠે, સેહોર રાયસિન, અને જામગઢ વગેરે છે.—રેલવે—ભોપાળ શેહેરથી દક્ષિણ તરફ જી. આઇ. પી નામની મોટી રેલવે લાઇનના ઇતરસી સ્ટેશન સુધી ૫૭ માઇલની રેલવે લાઇન છે જે લાઈનનો ૪૬ માઇલ જેટલો ભાગ ભોપાળના મુલક-માં છે. એ ૪૬ માઇલની લાઇન ભોપાળનાં બેગમ સાહેબે બાંધી છે. જેનો ખરચ ૫૦ લાખ રૂપીઆ થયોછે. એ લાઇન તા. ૧૮મી નવેંબર સને ૧૮૮૪ના રોજ ખુલ્લી મુકવામાં આવી છે. અને તેનું નામ "ભોપાળ સ્ટેટ રેલવે" એવું આપવામાં આવ્યું છે. દત્તકની સનદ—ભોપાળના રાજ્યને માટે જો પછાડી વારસ ન હોય તો વગર નજરાણા આપે મુ-સલમાની સરેહ પ્રમાણે દત્તક લેવાની સનદ ઇંગ્રેજ સરકાર તરફથી મળીછે. તેમજ કૈસરેહિંદ તરફથી ઇંગ્લીશ શેહેનસાહી વાવટો પણ મળ્યો છે—યુદ્ધ સામગ્રી—આ રાજ્યના લશ્કરમાં ૨૨૦૦ પેદળ, ૬૯૪ સ્વાર ૧૪ લડાઇની અને ૪૩ બીજી તોપો અને ૨૬૧ ગોલંદાજ (તોપ ફોડના-રા) છે. ૬૦૦ ઘોડેસ્વાર અને ૪૦૦ પાયદળનું લશ્કર જે ભોપાળ પલ-ટણ એ નામથી ઓળખાય છે તેના ખરચને માટે નવાબ દર વરસે રૂ ૨૦૦૦૦૦ ઇંગ્રેજ સરકારને આપેછે અને સીહોર હાઈસ્કુલના ખરચને માટે રૂ૫૦૦૦) આપેછે. આ શિવાય રાજ્યના રસ્તા સુધારવાને અને નવા બાંધવાને માટે રૂ૧૨૦૦૦ની રકમ આપવી પડતી તે ઇ. સ. ૧૮૭૩ થી બંધ થઈ એવી સરતે કે બેગમ થએલા રસ્તા સુધારશે અને નવા બાંધવામાં જોઈતો ખરચ કરશે. ઈ. સ. ૧૮૭૫માં ભોપાળના દરબાર તરફથી રસ્તાને માટે રૂ૨૧૦૦ દર વરશે આપવા એવો ઠરાવ થયો. વળી બેગમ સાહેબે રૂ૧૦૦૦૦૦ બક્ષિસ આપ્યા અને કુડસીઆ બેગમે દર વરસે રૂ૨૫૦૦૦ આપવા કબુલ કર્યું.

ઈતિહાસ—ભોપાળના રાજ્યની સ્થાપના દોસ્ત મહમદખાન નામના પુરૂષે ઈ. સ. ના અઢારમા સૈકાની શરૂઆતમાં કીધી. એ દોસ્તમહમદ

પ્રથમ કાબુલ તરફથી ઔરંગજેબ પાદશાહના વખતમાં દિલ્હી આવ્યો. તેની બહાદુરી જોઈ ઔરંગજેબ પાદશાહે તેને માળવામાં ભૈરસીઆ જીલ્લાની લશ્કરી હાકમી ઉપર નિમ્યો હતો. દોસ્ત મહમદખાનની આ નિમનોક ઇ. સ. ૧૬૯૦માં થઈ હતી. ઔરંગજેબ પાદશાહ ઇ. સ. ૧૭૦૭માં મરણ પામ્યો અને તેના પછી બહાદુરશાહ પાદશાહ થયો. એ નવા પાદશાહના વખતમાં જે ગરબડ થઈ તેનો લાભ લઇને દોસ્ત મહમદખાન પરાક્રમ, વિશ્વાસઘાત અને ક્રુર કૃત્યોએ કરીને વધ્યો. તેણે આજુબાજુના ઠાકોરો તથા જમીનદારો પાસેથી કેટલાએક પ્રાંત જીતી લીધા અને ભોપાળમાં પોતાનું થાણું કરી "નવાબ" એવો ખિતાબ ધારણ કરી રાજ્ય કરવા માંડયું. તેના રાજ્યના વખતમાં ઘણી ખટપટ અને કાવાદાવા ચાલતા હતા તેવા વખતમાં તેણે પોતાની બુદ્ધિ અને બહાદુરીને સારી પેઠે ઝળકાવી. ઇ. સ. ૧૭૨૩માં તેનું મરણ થયું, તે વખત તેની ઉમર ૬૬ વરસની હતી. નવાબ દોસ્ત મહમદખાનના મરણ પછી ગાદીના દાવાને માટે તકરાર ઉભી થઇ. કાયદેસર શાહજાદો સુલતાન મહમદખાન અને રાખેલી સ્ત્રીના પેટથી થયેલો યાર મહમદખાન હતો. દોસ્ત મહમદના મરણ પછી સુલતાન મહમદ ગાદીએ બેઠો પણ યાર મહમદ ખાન પોતે વડોછે એમ બતાવી ગાદીને માટે દાવો કરવા લાગ્યો. યાર મહમદખાનના પક્ષમાં નિજામ ઉલમુલ્ક થયો તેની મદદથી યારમહમદ ખાન ભોપાળની ગાદીએ બેઠો અને સુલતાન મહમદખાને પોતાનો ગાદીનો દાવો છોડી દીધો તે બદલ તેને રાજ્યગઢનો કિલ્લો અને તેના તાબાનો મુલક મળ્યો. યારમહમદખાન નવાબ થયો પણ તે કાયદેસર નહિ હોવાથી પઠાણ સરદારોએ તેને નવાબ તરિકે માન્યો નહિ. યારમહમદ તેના બાપ દોસ્તમહમદખાનના જેવો બહાદુર અને હિમતવાન નહોતો. તેના મરણ પછી તેનો વડો શાહજાદો ફેજમહમદ નવાબનો અધિકાર પામ્યો.

ફેજમહમદ પણ પોતાના બાપના જેવાજ ગુણવાળો હતો; તોપણ તે બન્ને વચ્ચે એક મોટો તફાવત હતો. જો કે તેનામાં બુદ્ધિ થોડી હતી તોપણ તે બીજાઓને સમજાવી કાબુમાં રાખવામાં હોશિઆર હતો. રાજકારભારમાં હિંદુઓ હતાં. નવાબ પોતે એક ધર્માંધ હતો પણ ધર્મની

બાબતમાં કોઇને દુઃખ દેતો નહોતો. તે બીજાઓને પોતાના ધર્મમાં આવવાને માટે કહેતો નહોતો, પણ પોતે પોતાનો ધર્મ બરાબર પાળતો હતો. વિજયરાય નામના દિવાને તેને ખરચને માટે કેટલોએક પ્રાંત કહાડી આપ્યો હતો. પહેલા બાજીરાવ પેશ્વાએ ભોપાળના મુલકમાંથી અર્ધો મુલક જીતી લીધો. નવાબ ફેજમહમદ ઇંદ્રિજીત અને ભોળો હતો તેથી મુસલમાન લોક તેને "ઓલીયા"ની ઉપમા આપતા હતા. તેનામાં રાજ્ય ચલાવવાની શક્તિ નહોતી, તે ૩૮ વરસ રાજ્ય કરી મરણ પામ્યો. તેના પછી તેનો ભાઈ વસીનમહમદ નવાબ થયો. પણ તે થોડા દિવસ રાજ ભોગવી મરણ પામ્યો, તેના પછી તેનો ત્રીજો ભાઈ હયાતમહમદ ગાદીએ બેઠો, અસીનમહમદ અને તે પછીના આ હયાત મહમદમાં પણ રાજ્ય ચલાવવા જેટલી શક્તિ નહોતી. તેથી નવાબના ખાનગી ખરચને માટે પાચ લાખની ઉપજનો મુલક રાખીને બાકીના પંદર લાખના મુલકનો વહિવટ દિવાન કરતો હતો.

હયાત મહમદનો મુરીદ ફોલાદખાન ભોપાળનો કારભાર ચલાવતો હતો તે વખત એટલે ઇ. સ. ૧૭૭૮ માં ગાડર્ડ સાહેબની સરદારી નીચેનું લસ્કર બંગાળેથી મરેઠાઓ સાથે લડવા સારૂ દક્ષિણમાં ગયું. તે વખત રસ્તામાં રજપુત અને બીજા સરદારો કે જેઓનાં રાજ્ય આવ્યાં હતાં તે સરદારોમાંના ઘણાખરા મરેઠાઓના તાબેદાર હતા, તેથી તેમણે ઇંગ્રેજી લસ્કરને રસ્તો નહી આપતાં ઘણી પજવણી કીધી હતી. પરંતુ ભોપાળના નવાબે પોતાના રાજમાં થઇને ઇંગ્રેજી લસ્કરને દક્ષિણ તરફ જવાનો રસ્તો આપ્યો એટલુંજ નહિ પણ જયારે તે લસ્કરના સેનાપતિ ગાડર્ડને અગાડી જવાને અશક્ય માલમ પડયું ત્યારે નવાબે તેમને દોસ્ત તરીકેનો હાથ આપ્યો અને તેમના ઉપર જે જે હરકતો આવી હતી. તે ટાળી. આ વખત ઇંગ્રેજો અને ભોપાળ વચ્ચે દોસ્તી બંધાઇ તે આજદિન સુધી ચાલ્યા કરેછે.

દિવાન ફોલાદખાન અને મુળ પુરૂષ દોસ્ત મહમદખાન પછી ગાદીએ આવનાર યાર મહમદખાનની ઘરડી વિધવા બેગમ માહદજીસાહેબ એમની વચ્ચે વિરોધ પડ્યો તેથી ફોલાદખાન મરાયો અને ચત્તાખાન નામે નવાબનો બીજો મુરીદ દિવાન થયો. તેણે ઘણા વરસ સુધી

પ્રજાનું પાલન સારી રીતે કર્યું. એ મુરીદ તે મુરીદ મહમદના નામથી પ્રસિદ્ધ હતો.

જ્યારે આગલો નવાબ યસીન મહમદખાન મરણ પામ્યો અને તે પછી રાજ્ય લોભને માટે જુદી જુદી ટોળીઓ બંધાઈ હતી ત્યારે હયાતખાનની ટોળીમાં પ્રખ્યાત પીંઢારી સરદાર અમીરખાન ૬ સ્વાર અને ૬૦ પેદળના માણસ સાથે નોકર રહ્યો હતો. પ્રખ્યાત અમીરખાન પછવાડેથી ભોપાળના મુલકમાં લશ્કરી સેનાપતિ બાલારામ ઈંગ્લીયાના તાબામાં નાયબ થયો હતો. પછવાડેથી અમીરખાન વધતો જતાં એટલા સુધી વધ્યો કે હોલકરના લશ્કરનો મુખ્ય સેનાપતિ થયો; તેથી અગાડી જતાં તેણે *ટોંકના રાજ્યની સ્થાપના કીધી.

હયાત મહમદના રાજ્યના પાછલા વખતમાં પીંઢારા અને મરેઠાઓના હુમલા ભોપાળના રાજ્ય ઉપર ઉપરા ઉપરી થવા લાગ્યા. પીંઢારા-

---

*આ રાજ્યના રાજકર્તા જાતે રોહીલા જાતના પઠાણ છે અને તે નવાબની પદવિથી ઓળખાય છે. આ રાજ્યનો મુલક એક જગે નથી કેટલોક રાજપૂતાણામાં અને કેટલોક ભાગ માળવામાં છે. આ રાજ્યનો વિસ્તાર ૧૮૩૪ ચોરસ માઈલનો છે અને તેમાં આશરે ૩૨૦૦૦૦ (ત્રણ લાખ વીસ હજાર માણસની વસ્તી છે. વારસિક પેદાશ આશરે રૂ૧૨૦૦૦૦૦ (બાર લાખ) થાયછે. મુખ્ય શહેર ટોંકછે તેમાં રાજકર્તા નવાબની ગાદીછે. આ રાજ્યની સ્થાપના કરનાર અમીરખાન નામનો એક પીંઢારી સરદાર હતો. તે ઈ. સ. ૧૮૩૪માં મરણ પામ્યો. તેની પછી ટોંકની ગાદીએ વજીર મહમદખાન થયો. તે ઈ. સ. ૧૮૬૪માં મરણ પામ્યો. તેમના પછી તેમનો શાહજાદો મહમદ અલીખાન ગાદીએ બેઠો. આ નવાબે લાવાના રજપૂત સરદાર ઉપર ઘણો જુલમ કર્યો હતો તેથી ઈંગ્રેજ સરકારે તેને ઈ. સ. ૧૮૬૮માં પદભ્રષ્ટ કર્યો અને નવાબને ૧૭ તોપનું માન મળતું હતું તે ઘટાડી ૧૧ તોપનું માન આપવા ઠરાવ કર્યો. નવાબને પદભ્રષ્ટ કરી બનારસમાં કેદ રાખ્યો અને તેના શાહજાદા ઈબ્રાહીમ અલીખાનને ટોંકની ગાદીએ બેસાડ્યો. આ નવાબની સારી વર્તણુકને લીધે તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ના રોજ ૧૭ તોપનું માન મળવા ઠરાવ થયો. આ રાજ્યના લશ્કરમાં ૧૧૩૦ પેદલ ૧૭૩૦ સ્વાર, ૫૩ તોપ અને ૧૦૦ ગોલંદાજ રાખવાની સત્તા છે. નવાબની ઉમર હાલ ૪૨ વરસની છે. વધારે તે માટે જુ. હિં. રાજપૂતાણા પા. ૧૪૨.

ઓ તીડની માફક ભોપા ના મુલકમાં પથરાઈ ગયા અને મરેહાઓએ પણ લૂટો કરવાં માંડી. આવી આફતના વખતમાં નવાબને બીજા તરફની લોકો એવી દેહેશત આપતા હતા કે રાજ્યના કડકા થઈ જશે. આથી નવાબ ગભરાયો. પરંતુ નવાબનો પીત્રાઈ ભાઈ વજીર મહમદ કે જેને દિવાનની સામે બળવો ઉઠાવ્યાથી દેશનિકાલ કીધો હતો, તેણે ભોપાળમાં પાછા આવી, પોતાના નવાબની આફતમાં ભાગ લઈ, હાથમાં તલવાર પકડી, પીંઢારા તથા મરેઠાઓ ઉપર પડી દેશનો બચાવ કીધો. આ તલવારીઆ બાહાદુરની બુદ્ધિ, હિંમત અને સદગુણો એ અચંબો ઉપજાવે તેવી રીતે પીંઢારા અને મરેઠાઓને કહાડ્યા અને આઠ માસ કરતાં ઓછી મુદતમાં નવાબ હયાત મહમદને તેનું ભોપાળનું રાજ્ય પાછું સોંપ્યું. પણ તે વખત રાજકુટુંબમાંના હલકા મનના સરદારોએ તેની બુજ જાણી નહિ. તે મોટા મનથી રાજકારભાર કરવા લાગ્યો; પણ નવાબના શાહજાદા ઘોસ મહમદને તેના ઉપર વહેમ આવ્યો કે દિવાન વજીર મહમદ લોક પ્રિય છે તેથી કોઈ વખત ગાદીએ બેશી રાજ્યનો ધણી થઈ પડશે. એમ ધારી તેને દિવાનગિરીમાંથી દૂર કરવા વિચાર કર્યો. આ કામમાં ઘોસ મહમદે વિચાર કર્યો કે તેની જગોને માટે એવા કોઈ માણસની નિમનોક થવી જોઈએ કે તે વજીર મહમદને કચરી નાંખે. મોરીદ મહમદખાન કે જે આ રાજ્યની સ્થાપના કરનાર દોસ્ત મહમદખાનના કાયદેસર શાહજાદાથી ઉતરી આવેલો હતો તેને દિવાન બનાવ્યો અને વજીર મહમદને દિવાનપદ ઉપરથી ઉતાર્યો. આ પ્રમાણે ફેરફાર કરી વજીર મહમદનો નાશ થાય તેવી યુક્તિ રચી. વજીર મહમદને મરેઠા સાથે લડવા મોકલ્યો અને ઘોસ મહમદે લોકો ઉપર જુલમ કરી પોતાનો ખજાનો ભરવા માંડ્યો. આથી લોકો નારાજ થયા અને રાજ્ય ઉપર હુમલો કરવા ઉશ્કેરાયા. આ લોકોએ પોતાની મદદમાં મરેઠાઓને બોલાવ્યા. આ વખત વજીર મહમદને વેર વાળવાની તક હતી પણ પોતે બેઈમાન નહિ થતાં મરેઠાઓની સામે થઇ દેશનો બચાવ કરવા ભોપાળ પાછો આવ્યો. મરેઠા અને દેશના લોકે રાજ્ય ઉપર પસારો કરવાથી પોતે જીત પામશે એમ આશા નહોતી, પરંતુ વજીર મહમદની આબરૂ સાચવવા જાણે ઈશ્વરે નિર્માણ કીધું હોય તેમ સિંધીઆના રાજ્યમાં ગરબડ ઉઠવાથી મરેઠાઓને તેણે પાછા બોલાવી લીધા. આ હુમલાનું કારણ મોરીદમહમદ

હતો તેને મરેઠા પાછા જતી વખતે કેદ કરી પોતાની સાથે લઇ ગયા. મોરીદ મહમદને દેહેશત લાગ્યાથી તે મરેઠાઓના તાબામાં આપઘાત કરી મરણ પામ્યો.

હવે વજીરમહમદ ભોપાળનાં રાજ્યનો મુખ્ય દિવાન થયો જ્યારે દિવાનનો અખ્તીઆર તેના હાથમાં આવ્યો ત્યારે ખજાનો ખાલી, દેશ ગરીબાઇમાં આવી પડેલો, અને લશ્કર દમ વગરનું જણાયું. વજીર મહમદે પોતાની બુદ્ધિ અને હિમતથી રાજ્યમાં સુધારો કીધો તથા થોડી મુદતમાં રાજ્યને સારી સ્થિતિમાં આણ્યું. હવે રાજ્યને પોતાના કમનસીબમાંથી મુક્ત થવાને વખત પાસે આવ્યો હતો પણ ઘોસમહમદ નબળા મનનો હોવાથી તેણે પ્રથમ પીંઢારા અને પછી મરેઠાઓને બોલાવ્યા.

નવાબ હયાત મહમદ ઈ. સ. ૧૮૦૩માં મરણ પામ્યો. તેના પછી તેનો શાહજાદો ઘોસમહમદ ગાદીએ બેઠો. ઘોસમહમદે પોતાના દેશના લોકની મદદ નહિ મેળવતાં વજીર મહમદનો નાશ કરવાને તેણે મરેઠાઓને બોલાવ્યા. નવાબના આ અયોગ્ય કામથી વજીરમહમદ થોડો વખત ખશી ગયો; પરંતુ તક જોઇને પાછો આવ્યો અને મરેઠાઓને કહાડી મુકયા તથા પોતે રાજ્યનો અધિકાર સંભાળી લીધો. આ વખતથી ઘોસ મહમદ એ નામનો નવાબ કહેવાયો, અને રાજ્યના માલિક તરીકે વજીર મહમદ થયો; આ વખત પછી નવ વરસ સુધી વજીર મહમદ પોતાના દેશના બચાવને માટે દુશ્મનો સામે લડાઇઓ લડ્યો. ઇ. સ. ૧૮૦૯માં પીંઢારાઓનો અતિશય જુલમ હોવાથી તેજ સાલ તે લોક સાથે સલાહ કરવાની જરૂર પડી. થોડા વખત પછી ઇંગ્રેજો સાથે વાતચીત કરી તેમની સાથે સલાહ કરવા વજીર મહમદે મરજી બતાવી; પણ તે વખત કંઇ બન્યું નહિ. પરંતુ સલાહને માટે તે ઇંગ્રેજો સાથે વળગી રહ્યો. ઈ. સ. ૧૮૧૨માં સિંધીઆ અને વરાડના રાજાનાં લશ્કરે ભોપાળના કિલ્લાને ઘેરો ઘાલ્યો. નવ માસ સુધી ઘેરો રહ્યો; પરંતુ વજીરમહમદે છેવટ તે ઘેરાને ઉઠાવ્યો. બીજે વરસે એટલે ઇ. સ. ૧૮૧૩માં સિંધીઆ તથા નાગપુર વાળા રઘુજી ભોંસલેએ ફરીથી ઘેરો ઘાલવાની દેહેશત બતાવી. પરંતુ વજીર મહમદે ઇંગ્રેજોની મદદ માગી, અને તે મદદથી સિંધીઆ તથા ભોંશલાનો મનસુબો પેશ ગયો નહિ. આ વખતથી ભોપાળ અને ઇંગ્રેજોની અગત્યતા વિશે જાણવાને શરૂઆત થઇ. આ વખત પછી અઢાર

મહિને એટલે ઇ. સ. ૧૮૧૬ના ફેબ્રુઆરી માસમાં આ પ્રખ્યાત દિવાન વજીરમહમદ એક ડાહ્યામાં ડાહ્યા રાજ કર્તા તરીકે, એક બાહાદુર લડવઇઆ તરિકે, અને ચતુર તથા હિંમતવાન સરદાર તરિકેનું, માન મુકી મરણ પામ્યો. વજીરમહમદના પછી તેનો બેટો નજરમહમદ થયો. એ નજરમહમદની પૌત્રી હાલ ભોપાળમાં રાજ્ય કરેછે.

આ નજરમહમદે ચાર વરસ સુધી વહિવટ કીધો, તેમના બીજા વરસમાં એટલે ઇ. સ. ૧૮૧૭માં તે ઈંગ્રેજો સાથે સલાહ કરવામાં ફતેહ પામ્યો. સલાહમાં એવી શરત હતી કે ઈંગ્રેજ સરકારને મદદ કરીને તેમણે પીંઢારાઓની સાથે લડવું. તે શરત બરાબર રીતે પાળવામાં આવી. બીજે વરસે એટલે ઇ. સ. ૧૮૧૮ના ફેબ્રુઆરી મહિનાની તારીખ ૨૬મીના રોજ ભોપાળ અને ઈંગ્રેજ સરકાર વચ્ચે હમેશની દોસ્તીને માટે કોલકરાર થયા. તેથી ભોપાળના રાજ્યની ઉપજ હમણાં લડાઇની આખરે આશરે વીસ લાખ રૂપીઆ હતી, તે રાજ્ય હમેશાં વંશ પરંપરા ભોગવી ઈંગ્રેજ સરકારની ચાકરી સારૂ ૬૦૦ સ્વાર અને ૪૦૦ પેદળ જેટલું લસ્કર તૈયાર રાખવું એમ ઠર્યું; સિવાય ખંડણી આપવાની હતી તે ઈંગ્રેજ સરકારે માફ કરી અને અફ્રા વગેરે પંચમહાલ, સુજાવેલપુર અને ઇસલામ નગરનો કિલ્લો વિગેરે મુલક અગાઉ લડાઇઓમાં ખોયો હતો તે ભોપાળને પાછો સોંપ્યો. એ મુલક જેના વહિવટમાં હતો તેને ભોપાળની દરબાર દર વરસે રૂ ૬૦૦૦ આપે એમ પણ ઠરાવ થયો હતો. ભોપાળનું રાજ્ય થાળે પડ્યા પછી કેટલાએક પીંઢારા લોકોને ખેતરો તથા જમીનો આપી તેમને ધંધે વળગાડવામાં સારૂ પગલું ભર્યું અને તેથી તે લોક પોતપોતાને ધંધે વળગ્યા. બીજે વરસે એટલે ઇ. સ. ૧૮૧૯માં નજરમહમદ પોનાની શાહજાદીને રમાડતાં રમાડતાં તેની કમ્મરમાં પીસ્તોલ હતી તે અચાનક છુટી અને તેથી મરણ પામ્યો.

નજરમહમદની, ઘોસ મહમદ નવાબની શાહજાદી કુદસીઆ બેગમ સાથે શાદી થયેલી હતી તે બાઇને પેટે સિકંદર બેગમ નામે એકજ શાહજાદી હતી. એ સિકંદર બેગમ ભોપાળની રાજકર્તા બેગમ થઈ. નજરમહમદના મરણ પછી ભોપાળના અમીરોની કબુલત અને ઈંગ્રેજ સરકારની મંજુરથી એવો ઠરાવ થયો હતો કે તેમના વડા ભાઇનો બેટો મુનીરમહમદખાન, સિકંદર બેગમ સાથે શાદી કરે અને તે મુનીર મહ-

મદ નવાબ તરિકે ભોપાળની ગાદીએ બેસે. વળી એવો પણ ઠરાવ થયો હતો કે શાદી થતા સુધી વચ્ચે જે વખત જાય તેટલા વખત સુધી વિધવા કુદસીઆ બેગમ રાજકારભાર કરે. આ ગોઠવણ અમલમાં આવી. કુદ-શીઆ બેગમ એ વેળા સતર વરસની ઉમરની હતી. કુદશીઆ બેગમે પોતાના મરનાર ધણી નજર મહમદના વખતના પ્રધાનોને રાખીને તેમની સલાહ પ્રમાણે રાજકારભાર કરવા માંડ્યો; પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ બેગમને સત્તાનો પ્યાર વધતો ગયો અને તેથી મુનીર મહમદ સાથે પોતાની શાહજાદી સિકંદર બેગમની શાદી કરવા સંબંધીનો કરાર તોડવા મરજી બતાવી. આથી મુનીર મહમદે ઈ. સ. ૧૮૨૭ માં હઠ પકડી કે હું જ શાદી કરૂં અને નવાબ બનું, કુદશીઆ બેગમે ગુસ્સે થઈ તેને ધીક્કારી કાઢ્યો અને શાદી નહિ કરવામાં આવે એમ સ્પષ્ટ રીતે કહ્યું અને શાદીનો ઠરાવ રદ કર્યો. મુનીર મહમદે તકરાર બનાવ્યાથી રાજ્યના અમીરોએ મળીને ફેર એવો ઠરાવ કર્યો કે કુદશીઆ બેગમ પોતાની હયાતી સુધી સ્વતંત્રપણે રાજ્ય કરે અને મુનીર મહમદ માટે થયેલી સરતો રદ કરી તેને ૪૦ હજાર રૂપીઆની પેદાશ જેટલી જાગીર આપવી તથા તેના ભાઈ જહાંગીર મહમદ સાથે સિકંદર બેગમની શાદી કરી કુદશીઆ બેગમની હયાતી પછી તેને રાજ્ય સોંપવું. સને ૧૮૩૫ ના એપ્રીલ માસમાં સિકંદર બેગમની શાદી જહાંગીર મહમદ સાથે કીધી. આથી સમાધાની થવાને બદલે તકરારો વધી. ત્રણ પાર્ટી બંધાઈ કુદશીઆબેગમ, સિકંદરબેગમ અને જહાંગીર મહમદ. જો જહાંગીર મહમદે થોડો વખત રાહ જોઈ હોતતો તે થોડા વખતમાં નવાબ બનત પણ તેને જલદીથી રાજ્યલોભને માટે અધિરાઈ આવી અને તેથી તેણે કુદશીઆ બેગમને પકડી કેદ કરવા યુક્તિઓ રચવા માંડી. તેની ગોઠ-વણો જોકે આ કામમાં યુક્તિ બંધ હતી અને તેમાં ફતેહ પામવાની તૈયારી હતી પરંતુ અણીની વખતે તેના અંતઃકરણે તેને નિષ્ફળ કીધો. કુદશીઆબેગમ જ્યારે સત્તાવાળી હતી સારે તેને જવા દીધી. અને તેથી કરીને અંદર અંદરની તકરાર વધી પડી. તકરારમાં જહાંગીર મહમદ હાર્યો અને અષ્ટાના કિલ્લામાં જઈ ભરાઈ પેઠો. બેગમના લશ્કરે તે કિલ્લા પછાડી ઘેરો ઘાલ્યો અને ઘેરો બે માસ સુધી રહ્યો. છેવટે બંને પક્ષ તરફથી ઇંગ્રેજ સરકારનું મધ્યસ્થપણું કબુલ થયું અને તેથી એમ ઠ-

રાવ થયો કે બેગમને પોતાની હયાતી સુધી દર વરસે ૯૦ હજારની પેદાશ જેટલી જાગીર આપવી, અને રાજ્યનો કબજો જહાંગીર મહમદે લેવો જહાંગીર મહમદ કુદશીઆ બેગમની ખરી કબુલતથી તા. ૨૯ મી નવેંબર સને ૧૮૩૭ ના રોજ ભોપાળની ગાદીએ બેઠો. પછીથી બેગમે કંઇ તકરાર કરી નથી. પણ રાજ્ય શાંન્તિથી ચાલ્યું નહિ. નવાબ જહાંગીર મહમદની સ્ત્રી સિકંદર બેગમ, બહાદુર, બુદ્ધિશાળી, અને રાજલોભી હોવાથી કજીઓ ચાલતો રહ્યો. આ નવાબે છ વરસ સુધી દુઃખ ભરેલી રીતે રાજ્ય કર્યું. તેવા વખતમાં તેમની નબળાઈ અને ઉડાઉપણા શિવાય બીજા કંઈ પણ સદગુણો જણાઈ આવ્યા નથી.

જહાંગીર મહમદ ઈ. સ. ૧૮૪૩ માં મરણ પામ્યો તેના પછી તેની શાહજાદી શાહજાન બેગમને ગાદીની વારસ ઠરાવી પણ તે બાળક હોવાથી તેની માતા સિકંદર બેગમે રીજંટ તરિકે રાજકારભાર ચલાવવા માંડ્યો. આ વખતથી સિકંદર બેગમને ભોપાળના રાજ્યને સુધારવા તથા પોતાની બુદ્ધિ અને બહાદુરીને પ્રકાશિત કરવાનો વખત મળ્યો. પોતાના છ વરસના રાજકારભારમાં ભોપાળના રાજને બીન કરજાઉ કીધું. રાજ્ય સુધારા કીધા, પોતાના રાજ્યમાં વેપાર અને કારીગરીને માટે ઈજારા અપાતા હતા, એટલે ઈજારો કરી કોઇ અમુક અમુક માણસ તે હક મેળવતા હતા તે રિવાજ બંધ પાડ્યા. અને કોઈ પણ માણસ પોતાની મરજી પ્રમાણે વેપાર રોજગાર કરે એવી છૂટ આપી. પોતાના રાજ્યમાં ટંકશાળ સ્થાપી, પોલિશખાતું સ્થાપન કર્યું, તથા તે ખાતાને દિનપરદિન સુધાર્યું, રાજ્યના દરેક ખાતામાં કેળવાયલા અને બુદ્ધિશાળી અમલદારોની નિમનોકો કીધી. પોતાની શાહજાદી શાહજાન ૧૮ વરસની ઉમરે આવે ત્યાં સુધી કારભાર કરવાને ઠરાવ થયો હતો; પરંતુ શાહજાદી શાહજાન બેગમની શાદી લશ્કરના *સેનાપતિ બક્ષી બકીમહમદખાન સાથે થયા પછી તે મુદતમાં ત્રણ વરસનો વધારો થયો. આથી સિકંદર બેગમને સંતોષ થયો નહિ. પોતાને પોતાનાજ હકથી રાજ કરવાની ઈચ્છા હતી, તેટલા માટે પોતાની શાહજાદી શાહજાનને ઈંગ્રેજ સરકાર આગળ ઓળખાવી પણ તે વખત પોતાની મુરાદ બર આવી નહિ. પરંતુ પછવા-

*સેનાપતિ મરી ગયા પછી તેની સાદી મહમદ સદીક હુસેન સાથે થઇ હોય એમ જણાયછે.

ડથી પોતે ખરેખર રાજકર્તા તરિકે પ્રસિદ્ધ થઈ. આ વખત પોતાની શાહજાદી શાહજાને પોતાની મા સિકંદર બેગમ હયાતી સુધી રાજ્ય કરે એમ ઈંગ્રેજ સરકાર આગળ કબુલ કર્યું.

ઈ. સ. ૧૮૫૭ની સાલમાં હિંદમાં ઠામ ઠામ બળવો જાગ્યો, તે વખત સિકંદર બેગમે પોતાના રાજ્યનો બચાવ કીધો એટલુંજ નહિં, પણ ઈંગ્રેજોને આશ્રય આપવામાં બાકી રાખી નથી. ઈંગ્રેજોના નાશ વિષે બંડખોરોએ એપ્રિલ માસમાં ઢંઢેરો પીટાવ્યો હતો. તે વાતની ખબર ભોપાળના ઈંગ્રેજ રેસીડેન્ટને તુરત આપી. જુન માસમાં જે દેશી બંડખોરો એ કામને માટે લશ્કર ભેગું કરતા હતા તેમના બળવાનો દરકાર નહિ રાખતાં ખુલ્લી રીતે ભોપાળમાંથી કહાડી મુકયા. જુલાઇ માસમાં ઈંગ્રેજ અમલદારોને ઈંદોરમાં હોલકરના બંડખોર લશ્કરના જુલમથી નાસવું પડયું હતું, તે ઈંગ્રેજોને ભોપાળમાં રાખી સારો આશ્રય આપ્યો હતો.

આ કામમાં બેગમ સાહેબને બંડખોરો તરફથી ભારે આફત વેઠવી પડી હતી. બંડખોર ભેગા મળી ગયેલા ભોપાળના લશ્કરે તેમજ ઈંગ્રેજી દેશી સિપાઇઓએ બળવો કર્યો. તે વખત બેગમ સાહેબને પોતાની મા, કે જે ધર્માંધ હતી તેણે તથા તેનો કાકો કે જે નબળા મનનો હતો તેણે ઈંગ્રેજોનો ઘાણ કાઢી નાંખવા ઉશ્કેરણી આપી હતી. પરંતુ પ્રમાણિક બેગમ સાહેબે તે વાતને ધિક્કારી કહાડી પોતાના આશ્રય નિચે આવેલા ઈંગ્રેજો, તેમની અબળાઓ અને બચ્ચાંને સલામતીવાળી જગા જે હસંગાબાદ ત્યાં સુધી પહોચાડી દીધાં અને પછીથી પોતાની તલવાર અને બુદ્ધિબળથી બંડખોર લશ્કરને નરમ પાડયું એટલુંજ નહિ પણ પોતાના ભોપાળના રાજ્યમાં શાન્તી પાથરી. પછીથી જ્યારે બંડખોર લોકોની ભરતી ઉતરી ગઈ અને ઈંગ્રેજો વેર લેવાને તૈયાર થયા ત્યારે પણ બેગમ સાહેબે પોતાના લશ્કરથી તથા ખોરાકથી ઈંગ્રેજોને કિમતી મદદ આપી. આ બેગમ સાહેબની મદદના બદલામાં ઈંગ્રેજ સરકારે તેમને બારસીઆનું પરગણું બક્ષિસ આપ્યું, જે પ્રગણું ધારના રાજા પાસેથી લઇ લેવામાં આવ્યું હતું. સને ૧૮૫૯ના ડિસેમ્બર માસમાં ઈંગ્રેજ સરકારે બેગમ સાહેબને એક સનદ આપી તેથી તે પોતાના એક હક તરિકે ભોપાળનું રાજ્ય કરે અને તેમના પછી તેમની શાહજાદી તથા તે પછી તેમના વંશજો મુસલમાની સરેહ પ્રમાણે ભોપાળનું રાજ્ય ભોગવે એમ

કર્યું. ઈંગ્રેજ સરકાર તરફથી ૪ તોપ બક્ષિસ મળી અને તા. ૧લી સપ્ટેમ્બર સને ૧૮૬૩ના રોજ તેમને સ્ટાર ઓફ ઈંડિઆનો માનવંતો ખિતાબ મળ્યો. જેમ ઈંગ્રેજ સરકારે બેગમ સાહેબની મદદનો તેમને બદલો આપ્યો તેમજ બેગમ સાહેબ પણ બળવાની વખતમાં પોતાની પ્રજામાંના જે લોકે સારી મદદ આપી હતી તેમને પોતે ઉદારતાથી મોટી મોટી બક્ષિસો આપી. બે માસ પછી પોતે મક્કાની યાત્રા કરવા સારૂ જવાની તૈયારી કરી અને પોતાની શાહજાદી શાહજહાન બેગમને ઈંગ્રેજોના રક્ષણ નીચે મુકી ભોપાળ છોડયું. પોતે મક્કાની યાત્રા કરી, પછીથી બને તો મદીના અને તે પછી ઈંગ્લાંડ જવા ઈરાદો કીધો હતો. પણ લુંટારાઓના ઉપદ્રવને લીધે પાછાં ફર્યાં. તે સને ૧૮૬૪ના જુન માસમાં મુંબાઇ આવ્યાં, અને ચાર પાંચ માસ મુંબાઇમાં રહ્યાં. ત્યાંથી ભોપાળ આવ્યાં, તે પછી ચાર વરસ સુધી ડહાપણથી રાજ્ય ચલાવ્યા બાદ તા ૩૦ અકટોબર સને ૧૮૬૮ના રોજ મરણ પામ્યાં.

નામદાર સિકંદર બેગમનુ મરણ પછી તેમની શાહજાદી શાહજહાન બેગમ ગાદીપર બેઠાં. આ વખત તેમની ૩૦ વરસની ઉમર હતી. તેમની બે વખત શાદી થએલી છે. પેહેલી વખત બક્ષી બકીમહમદખાન નામના ઉમરાવ સાથે શાદી કીધી હતી, પણ તે ઉમરાવ ઈ. સ. ૧૮૬૭માં મરણ પામવાથી બીજી વખત ઈ.સ. ૧૮૭૧માં મહમદ સદીકહુસેન સાથે કીધેલી છે. પ્રથમની શાદીવાળા ધણીથી સુલતાન જહાન નામની શાહજાદીનો જન્મ થએલો તેણીની જલાલાબાદના એક અમીર મીરઅહમદઅલીખાન સાથે તા. ૧ લી ફેબ્રુઆરી સને ૧૮૭૫ ના રોજ શાદી કીધેલી છે. આ શાહજાદીએ ઈંગ્રેજી ભાષાનો અભ્યાસ કીધેલો છે. બેગમસાહેબના ખાવિંદ મહમદ સદીકહુસેનને આબરૂને માટે સરકાર તરફથી પ્રથમ "નવાબ" એવો ખિતાબ મળ્યો હતો તથા ઈ. સ. ૧૮૭૭ ના દિલ્હીના દરબાર વખત ૧૭ તોપનું માન મળવા ઠરાવ થયો હતો અને તે પ્રમાણે માન મળતું હતું પરંતુ તેમણે ભોપાળના રાજકારભારમાં માથુ ઘાલ્યું અને પોતાના સગા કે સ્નેહીઓને મોટા મોટા હોદ્દા આપી પ્રજા ઉપર જુલમ કરવા માંડયો. આ હકીકત ઈંગ્રેજ સરકારના કાન ઉપર જતાં નામદાર સેક્રટરી ઓફ સ્ટેટના હુકમથી મધ્યએજન્સિ ખાતેના ગવર્નર જનરલના

એજંટ સરલીપલ ગ્રીફને સને ૧૮૮૫ ની સાલમાં તેમનો નવાબનો ખિતાબ છીનાવી લીધો છે. તથા ૧૭ તોપનું માન મળતું હતું તે પણ બંધ કરવામાં આવ્યું છે.

નામદાર મહારાણીના શાહજાદા પ્રિન્સઑફ વેલ્સ હિંદની મુસાફરી માટે આવ્યા તે વખતે તેમની મુલાકાતસારૂ બેગમ સાહેબ પોતે સને ૧૮૭૫ ના ડિસેમ્બર માસમાં કલકત્તે ગયાં હતાં. અને બહુ માન ભરેલી રીતે મુલાકાત થઈ હતી.

તા ૧ જાનેવારી સને ૧૮૭૭ ના રોજ નામદાર મહારાણી વિકટોરીઆએ હિંદને માટે "કૈસરેહિંદ એ પદ ધારણ કર્યું તે બાબતનો ઢંઢેરો વાંચી સંભળાવવાને લૉર્ડલીટને દિલીમાં પાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં શાહજહાન બેગમ ગયાં હતાં અને ત્યાં તેમને જી, સી. એસ. આઇનો માનવંતો ખિતાબ મળ્યો હતો. તથા તેમનાં વડીએઈ કુદશીઆબેગમને "ક્રાઉન ઑફ ઈંડીઆ (હિંદુસ્તાનનો મુગટ)ના ખિતાબ મળ્યા હતા. આ વખત કુદશીઆ બેગમને ૧૫ તોપનું માન મળવાને ઠરાવ થયો હતો. આ દરબાર તરફથી ભોપાળના રાજ્યને ઈંગ્લીશ શેહેનશાહી વાવટો મળ્યો છે. નામદાર બેગમ સાહેબે ૩૫૦) લાખના ખરચથી ભોપાળ સ્ટેટ રેલવે બાંધી અને તેને તા. ૧૮ મી નવેમ્બર સને ૧૮૮૪ ના રોજ ખુલ્લી મુકી. તા. ૧૯ ફેબ્રુઆરી સને ૧૮૮૭ ની સાલમાં મહારાણી વિકટોરીઆને રાજ્યકર્યાને પુરાં ૫૦ વરસ થવાથી તેની ખુશાલીમાં હિંદુસ્તાનમાં જ્યુબીલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો. તેમાં ભોપાળનાં બેગમસાહેબે પણ સારો ભાગ લીધો હતો. તેમણે જ્યુબીલીને દીવસે શહેરમાં રોશની કરાવી હતી અને ગરીબ લોકને અંન વસ્ત્ર આપી પુન્યનું કામ કર્યું. હાલનો રાજકર્તા નામદાર શાહજહાન બેગમની હાલ ૪૯ વરસની ઉમર છે બેગમ સાહેબ બ્રિટીશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૯ તોપનું માન મળેછે.

**ભોપાળ**—એ રાજધાનીનું શહેર છે અને તે દરીઆની સપાટીથી ૧૯૭૦ ફુટ ઉચાઇએ છે. તેની આસપાસ ઇંટોથી ચણેલી બે માઇલના ઘેરાવાની એક દીવાલ છે તેની અંદર એક કીલો છે તે પણ ઇંટોનો છે. શહેરની બહાર એક ગંજ એટલે વેપારનું મથક છે. નૈરૂત્ય કોણ તરફ

પર્વતપર ફતેહગઢ નામનો કીલો છે. તેમાં નવાબ રહેછે. આ કીલાની નૈરૂત્ય કોણે ૪ાા માઈલ લાંબુ અને ૧ાા માઈલ પહોળું એવું એક સરોવર છે અને શહેરથી પુર્વમાં ૨ માઇલ લાંબું એક બીજું સરોવર છે. આ સરોવરોમાંથી શહેરમાં પાણી પુરૂ પાડવામાં આવેછે, પોલીટીકલ એજંટ સીહોરમાં રહેછે અને તે ભોપાળથી ૨૦ માઇલને છેટે છે.

---

## રેવા.

આ રાજ્ય રેવા અથવા બાઘેલ (વાઘેલ) રાજ્યનાનામથી ઓળખાયછે. અને તે વાઘેલ ખંડમાં આવેલુંછે તેના રાજકર્તા વાઘેલા જાતના રજપુત અને તે મહારાજાની પદ્વિથી ઓળખાય છે.

સીમા—આ રાજ્યની ઉત્તરે બાંદા, અલહાબાદ, અને મીરજાપુર જીલ્લો; પૂર્વે મીરજાપુર અને છોટાનાગપુરનાં દેશી રાજ્ય, દક્ષિણે છતીષગઢ, મંદલા અને જબલપોર અને પશ્ચિમે મૈહીર, નાગોદ, સોહાવળ અને કોથનાં રાજ્ય છે.

આ રાજ્યનો વિસ્તાર ૧૦૦૦૦ ચોરસમાઇલ જમીન જેટલો છે. અને વસ્તી ૧૩૦૦૦૦૦ (તેર લાખ) માણસની છે; તેમાં ૯૭૦૦૦૦હિંદુ, ૩૧૦૦૦ મુસલમાન ૩૦૨૦૦ અસલી જાતના લોક અને બીજા પરચુરણ છે. વાર્ષિક ઉપજ ૨૨૫૦૦૦૦૦ પચીશ લાખને આશરે છે.

દેશનુ સ્વરૂપ—પશ્ચિમ અને વાવ્ય કોણના ભાગમાં મોટા મોટા ડુંગરો છે. એની મુખ્ય ત્રણ ઓળો છે, અને તે બુંદેલખંડમાંથી આવેલી છે. સાધારણરીતે આ દેશ જંગલી છે. દેશનો ઉતાર ઉત્તર તથા ઇશાનકોણ તરફનો છે. આ રાજ્યમાં રામનગર પ્રગણામાંના ઉમેરીઆ આગળ કોયલાની ખાણો છે. આ સિવાય જોહીલાની ખાણ અને સોહાગપુરમાંથી કોયલા નીકળેછે.

નદીઓ—સોન એ નદી નૈરૂત્ય કોણ તરફના સાગર જીલ્લા તરફથી આવી આ રાજ્યમાં થઈ ઈશાન કોણ આગળ હદ છોડી ઈંગ્રેજી મુલકમાં દીનાપુરથી થોડે છેટે ગંગા નદીને મળેછે. એ નદીને દક્ષિણ તરફની બીજી ઘણી નદીઓ મળેછે. બીજી ટોંક નદી એ જબલપુરથી આવી ઉત્તરે આ રાજ્યની હદ છોડી અલહાબાદની અગ્નિકોણ તરફ ૨૦ માઇલ-

ને છેટે ગંગા નદીને મળેછે. નર્મદા એ નદી દક્ષિણમાં અમરકંટક આ- મળના ડુંગરમાંથી નીકળી પૂર્વથી પશ્ચિમ તરફ વહેતી જઇ ખંભાતના અખાતને મળેછે. તાંન્સ એ આ રાજ્યના નૈરૂત્ય કોણ તરફથી નીકળી ઈ શાનકોણ તરફ વહેતી જઈ અગાડી જતાં જમનાં નદીને મળેછે.

જમીન તથા નિપજ—પાણીની સારી આમદાનીને લીધે દેશની જમીન રસાળ છે. નિપજમાં ડાંગર, ઘઉં, બાજરી, મકાઈ, શેરડી, ક- પાસ, તમાકુ, ગળી અને કઠોળ વગેરે થાયછે. હવા સારી છે. વરસાદ ઈ- શાનકોણ તરફથી આવેછે.

જનાવરો—જંગલોની અંદર વાઘ, વરૂ, ચિત્રા, સાબર, હરણ વગેરે જંગલી જાનવરો છે. લોકોમાં મુખ્ય કરીને રજપુતો વધારેછે, શિવાય, બીજી પરચરણ જાતના હિંદુ તથા મુસલમાનો પણ છે. ભાષા હિંદુસ્તાની છે.

મુખ્ય શેહેર – રેવા એ આ રાજ્યના વાવ્યકોણના ભાગમાં ટોન્સ નદીના ઉગમણા કિનારા ઉપર છે. એ શેહેર રાજધાનીનું હોવાથી તેમાં મહારાજા રહેછે.

દત્તકની સનદ—આ રાજાને માટે જો મહારાજા કંઈપણ ફરજંદ વગર મરણ પામેતો વગર નજરાણાં આપે હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દતક લેવાની સનદ ઇંગ્રેજ સરકાર તરફથી મળેલી છે. વળી શેનશાહી વાવટો સને ૧૮૭૭ ની સાલમાં નામદાર મહારાણી વિકટોરીઆએ આપેલો છે. સિવાય બંધુગડ, માઉગંજ, મુકુંદપુર, રાજગડ અને સિમિરીયા એ મોટાં ગામ છે.

ઈતિહાસ—જ્યારે પૃથ્વી અસુરોના કુકર્મથી ઘણો ત્રાસ પામી ત્યારે બ્રહ્મા પાસે જઈ તેણે વિનંતી કરીકે મારા ઉપર વસનારા રાક્ષસોનો નાશ કરે એવો કોઈ ક્ષત્રી ઉત્પંન કરો. આ વખતે બ્રહ્મા સૂર્યની પૂજા કરતા હતા. તેમણે હથેળીમાં જળ લઈ કહ્યું કે આમાંથી કોઈ ક્ષત્રી ઉત્પન્ન થાઓ. આ ઉપરથી તેમાંથી એક હથીઆર સહીત સણગારેલો પુરૂષ ઉત્પન્ન થયો. તેને બ્રહ્માજીએ કહ્યું કે તમને અશુરોનો નાશ કરવાને ઉત્પન્ન કર્યા છે, માટે તે પ્રમાણે કરો. આ પ્રમાણે કહી બ્રહ્માએ તેને મૃત્યુ લોકમાં મૂકયો. આ પુરૂષ પોતાની હથેળીમાંથી ઉત્પન્ન થયો માટે તેનું નામ ચાલુકયદેવ પાડ્યું અને તે સૂર્યના કીરણને લીધે ઉત્પન થયો માટે તે સૂર્યવંશી કહેવાયો. તેના વંશમાં કેટલીક પેઢીએ સોલંક દેવ નામે રાજા

થયો. તેના નામ ઉપરથી તેના વંશજો સોલંકી કહેવાયા. તે વંશમાં વીરધૂજ નામે એક રાજા થયો તેને બે કુંવરો હતા; તેમાં વીલગરદેવ અથવા વીઆગદેવ પાટવી હતો અને તેના વંશજો વાઘેલા કહેવાય છે, અને બીજો શુકદેવ હતો તેના વંશજો સોલંકી કહેવાય છે.

વીઆગદેવ પોતાના ભાઇને રાજ્યપાટ સોંપીને કાશી વગેરે પવિત્ર સ્થળોની યાત્રા કરવા માટે કેટલુંક લશ્કર લઇને ઈ. સ. ૫૮૦માં નીકળી પડ્યો. ત્યાંથી યાત્રા કરી પાછા આવતાં ચીત્રકોટની યાત્રાએ ગયા. ત્યાંથી નજીકમાં કનકદેવ નામે રાજા રાજ કરતો હતો, તેને ત્યાં પરોણા તરીકે ઉતર્યા. રાજા કનકદેવને પુત્ર નહોતો પણ રતનમતી નામે એક કુંવરી હતી. અને તે કુંવારી હતી. વીઆગદેવને ઊંચ કુળનો ક્ષત્રી અને ગૂજરાતનો રાજા જાણી કનકદેવે પોતાની પુત્રીને તેની સાથે પરણાવી, તમામ રાજપાટ તેને સ્વાધીન કરી કહ્યું કે મારે યાત્રા કરવા જવું છે. માટે આ રાજ્ય આપને અર્પણ કરૂંછું. જેથી વીઆગદેવ ત્યાં રહ્યા. રાણી રતનમતી શિવાય વીઆગદેવને શુંદરમતી નામે એક બીજી રાણી હતી. તે ચંદ્રાવત શાખાના પીરહુવાન રાજા મુકુંદર દેવની કુંવરી હતી.

વીલગરદેવે અથવા વીઆગદેવે મોટું રાજ્ય ભોગવ્યું હતું તેથી તેને આ નાનુ રાજ્ય પસંદ પડ્યું નહિ; પણ પોતાના સસરાના અત્યાગ્રહથી ત્યાં રહી નવાં રાજ્ય મેળવવા પ્રયત્ન કર્યો. પછી તેમણે પોતાના રાજ્યની નજીકમાં આવેલા મંડરધુવંશી રાજાનું રાજ્ય જીતી લીધું ને ત્યાંના રાજાને પાથર કછારનો કિલ્લો રહેવા આપ્યો. તેમણે મરફાનો કિલ્લો લીધો અને આખરે કાલ્પીથી ચંદલગઢ સુધીનો મુલક લઇ લીધો. આ સિવાય તેમણે ઘણો મુલક જીતી લઈ તે સર્વેનું એકઠું નામ વાઘેલખંડ પાડ્યું જે અદ્યાપિ પ્રસિદ્ધ છે રાણી રતનમતીથી તેમને પાંચ કુંવર થયા તેમાં સર્વથી મોટા કરણદેવ હતો.

વીલગરદેવ અથવા વીઆગદેવ પછી તેમનો કુંવર કરણદેવ ઈ.સ. ૬૧૫માં ગાદીએ બેઠા તે રાયપુર સંસ્થાન ઈલાકે મંડાલાના રાજા સોમદત્તની કુંવરી પદમ કુંવર સાથે પરણ્યા હતા. આ વખતે બાધવગઢનો મજબુતકિલ્લો તેમને પેહેરામણીમાં મળ્યો. આ કિલ્લાની મજબુતીથી પસંદ થઈ કરણદેવે ત્યાં રાજ્યગાદી કરી. કરણ દેવની બીજી સ્ત્રી મલકુંવરબા જોધપુરના રાજાની કુંવરી હતી. આ રાણીથી સોહાગદેવ નામે કુંવર થયા

તેમના નામ પરથી સોહાગપુર નામે શેહેર વસાવ્યું. કરણદેવની પછી સોહગદેવ ગાદીએ બેઠો. તેના પછી તેનો કુંવર સારંગદેવ ગાદીએ બેઠો તેમણે સારંગપુર નામે શહેર વસાવ્યું છે. તેમની પછી તેમના કુંવર વિલાસદેવ ગાદીપર બેઠા તેમણે વિલાસપુર શેહેર વસાવ્યું. તેમની પછી તેમના કુંવર ભીમદેવ ગાદીપર બેઠા. તેમણે ઘણી બહાદુરીથી કેટલાંક રાજ્ય જીતી ખાલસા કર્યાં, ને કેટલાંકને ખંડણી ભરતાં કર્યાં. તેમના રાજ્યની હદ ગંગા યમુનાના પ્રદેશમાં ઈટાવા સુધી હતી. તે પોતાની ઉત્તર અવસ્થામાં પોતાના કુંવરે અનીક દેવને રાજ સોંપી યાત્રા કરવા ગયા. તમામ યાત્રા કરી દ્વારકાં આવ્યા ત્યાં તે દેવલોક પામ્યા. તેમની પછી અનીકદેવ, વલભદેવ, દલકેશરદેવ, મલકેશર દેવ, ફુલારદેવ, સીંહદેવ, ભૈયદેવ ભૈરમદેવ, નરહરીદેવ ભૈઘદેવ એ રીતે રાજા થયા પણ તેમના વખતમાં કંઈ પણ જાણવા લાયક બનાવ બન્યો નથી. ભૈઘદેવનું મરણ એક બ્રહ્મ રાક્ષસના શાપે કરીને થયું હતું. તેમની ગાદીપર તેમના કુંવર સાલીવાહન બેઠા. તેમની પછી કુમાર વીરસિંહ દેવ થયા. તેમણે છોટાનાગપૂર ગઢામંડીલા, રેતનપૂર અને વસ્તરનાં સંસ્થાન તેમના રાજકર્તા પાસેથી જીતી લીધાં તેમણે પોતાના ભાઈ ગમલદેવને કપટીનો ઈલાકો આપ્યો. તે આગળ જતાં ઘણો બહાદુર થયો. વિરસિંહ દેવને વિરભાણદેવ સિવાય બીજા બે કુંવર હતા. વિરસિંહદેવ ઇ.સ. ૧૫૦૧માં મરણ પામ્યો તેની પછી તેનો કુંવર વીરભાણદેવ ગાદીએ બેઠો.

વિરભાણદેવના વખતમાં હુમાયુ અને સેરખાં વચે લડાઈ થઈ હતી તેમાં હુમાયુની હાર થવાથી તે નાઠો ને તેની બેગમ હમીદા પણ નાઠી. તેને (બેગમને) વિરભાણદેવે આશ્રય આપી હુમાયુ પાસે ઉમરકોટ મોકલાવી આપી, આ બેગમ તે વખતે ગર્ભવંતી હતી અને તેથી તેને પ્રતાપી અકબર ઉત્પન્ન થયો હતો.

તેમના મરણ પછી તેમના કુંવર રામદેવ ગાદીપર બેઠા. આ રાજાને અકબર પાદશાહ સાથે તેના કોઈ દુસ્મનને આશ્રય આપ્યાથી લડાઈ થઈ હતી, ને રાજાને બાંધુગઢના કિલ્લામાં હારીને નાશી જવું પડયું. પણ આખરે સલાહ થઈ. રાજાએ કલિંજરનો કિલ્લો બાદશાહને આપ્યો. ને તાનસેન ગવઇઓ જે ઘણો નામાંકિત હતો તેને રામદેવે અકબરબાદશાહના દરબારમાં મોકલ્યો. રામદેવ પછી તેમના પાટવી કુંવર વિરભ-

દ્રસિંહ ગાદીપર બેઠા તેમનું મરણ એક બ્રહ્મરાક્ષસના શાપથી થયું એમ કહેવાય છે. તેમના પછી તેમના પાટવી કુંવર વિક્રમાદિત્ય ઈ. સ. ૧૬૧૮ માં ગાદીપર બેઠા.

વિક્રમાદીત્ય કે જે ૧૬૧૮ માં રાજા થયો તે રેવાશહેર વસાવનાર તરીકે પ્રસિધ થયો કારણ કે તેણે એ શહેરને પહેલ વહેલી રાજધાની કરી તથા કિલ્લો બાંધ્યો. તેના પછી *અનુક્રમે અમરસંગ. અનોપસંગ, ભાવસંગ અનુરૂદસંગ અને અબદુતસીંગ એ પ્રમાણે રાજા થયા. આમાંનાં છેલો અબદુલસિંગ જ્યારે ગાદીએ બેઠો ત્યારે ફક્ત છ મહીનાનો હતો. આના વખતમાં પનાના રાજા હરદીશાહે હુમલો કર્યો અને રાજધાનીનું શહેર લઈ લીધું. નાનો રાજા અને તેની મા પ્રતાપગઢ નાશી ગયાં પણ થોડા વખત પછી દિલ્હીના પાદશાહની મદદથી તેને પાછા હઠવું પડ્યું અબદુલશીંગની પછી અજીતસિંગ અને તે પછી જેશીંગદેવ ઈ. સ. ૧૮૦૯ માં ગાદીએ બેઠો. રાજા જેસીંગના વખતમાં ઈંગ્રેજોએ વસાઇના કોલકરારથી ઈ. સ. ૧૮૦૩ માં રાજાને પેશ્વાના ઉપરીપણામાંથી પોતાના તાબામાં લાવ્યા. ઈંગ્રેજો લશ્કરી મદદ રાજ્યના રક્ષણને માટે આપે અને રાજા તે બદલ નાણાં આપે એમ ઇચ્છા બતાવી પણ રાજાએ ધાર્યું કે મદદની જરૂર નથી તેમ કરી તે કબુલ કર્યું નહિ. ઇ. સ. ૧૮૧૨ માં પીંઢારાઓએ મીરજાપુર લુટ્યું અને તે કામમાં ત્યાં જતાં રેવાના રાજાએ તે લોકને જવાને રસ્તો આપ્યો અને બીજી પણ મદદ આપી પણ પછીથી એવું માનવામાં આવ્યું કે રાજા ગભરાયો છે તેથી કોલકરાર કરવા ઈંગ્રેજોએ બોલાવ્યો કે જેથી ઈંગ્રેજે તેને તેના રાજ્યનો રાજા તરીકે ગણ્યો ને રાજાને મદદ આપવા ઈંગ્રેજોએ કબુલ કર્યું. તેના સામે રાજાએ પડોશી રાજાઓ સાથે તકરાર થાય તે બાબતનો ચુકાદો ઈંગ્રેજ કરે એમ કબુલ કર્યું. ઈંગ્રેજી લશ્કરને પોતાના રાજ્યમાં રહેવા દેવાને અને રાજ્યમાં થઇને જવા દેવાને કબુલ કર્યું અને ગુનેગારોને અથવા ખુની લોકોને નાશી જતા હોયતો તેમને તથા તેમના રાજ્યમાં આશ્રય લેતા હોયતો તેમને ઈંગ્રેજોને હવાલે કરવા. રાજા જેશીંગ દેવની ધારણા આથી પુરી થઈ નહિ. તેણે ઈંગ્રેજી ટુકડી પોતાના દેશમાં થઇને જતી હતી તેને પકડી અને તેમને દુઃખી કર્યા. બીજું એક લશ્કર આને માટે ઈંગ્રેજે મોકલ્યું અને રાજા કંઈ બચાવ કર્યા શિવાય

ઇંગ્રેજોને એકદમ તાબે થઈ ગયો. આ વખત એટલે ઈ. સ. ૧૮૧૩ ના જુનની તા. બીજીએ બીજી વખતના કોલકરાર થયા તેથી પ્રથમ જે કરાર થયા હતા તે કબુલ રાખ્યા અને રાજાનો ઇંગ્રેજો સાથેનો સંબંધ ખુલ્લો કરવામાં આવ્યો. આ સલાહથી રાજા બીજા રાજ્યો સાથે ખટપટ સંબંધી વહેવાર નહિ રાખવાને અને બીજા સરદારો સાથે ઇંગ્રેજોને કજીઆ થાય તો તેમને મદદ કરવાને બંધાયો. રાજા જેશીંગદેવને આ સરતો નહિ ગમવાથી તેણે રાજ્યનો હક છોડી દીધો અને તે હક પોતાના છોકરા બીશનનાથશીંગને સોંપ્યો. ઈ. સ. ૧૮૧૪ માં રેવાના રાજા સાથે ફરીથી સલાહ થઈ. આ સલાહથી કેટલોક મુલક ઇંગ્રેજ સરકારે લઈ લીધો હતો તે તેને પાછો મળ્યો. બીશનનાથસિંગ ઈ. સ. ૧૮૩૪ માં મુઓ. તે પછી તેનો છોકરો રઘુરાજશીંગ ગાદીએ બેઠો. રઘુરાજશીંગના વખતમાં સતીનો અટકાવ થયો ઈ. સ. ૧૮૪૭. ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં તેણે ઇંગ્રેજોને ઘણી સારી મદદ આપી જેથી તેના બદલામાં સોહાગપુર અને અમરકંટક પરગણાં બક્ષીસ મળ્યાં. ઈ. સ. ૧૮૬૪ માં રાજાને ધામધુમથી સ્ટાર આફ ઇંડિઆનો કિતાબ મળ્યો. ઈ. સ. ૧૮૬૮માં રાજાએ રાજા સરદીનકરરાવ સી. એસ. આઈને દીવાન નીમ્યા જેને દિલ્હીના દરબાર વખત "મુસીર. ઈ. ખાસ. બહાદુર"નો ઇલકાબ મળ્યો રાજા સરરઘુરાજશીંગ બહાદુર જી. સી. એસ. આઈએ કલકત્તામાં નામદાર પ્રીન્સ ઑફ વેલ્સની ઈ. સ. ૧૮૭૫ ના ડિસેમ્બરની ૨૩ મી તારીખે મુલાકાત લીધી અને પ્રિન્સે બીજે દહાડે વળતી મુલાકાત આપી.

તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ના રોજ મહારાણી વિકટોરીઆએ હિંદને માટે કૈસરેહિંદ એ પદ ધારણ કર્યું અને તે બાબતનો ઢંઢેરો વાંચી બતાવવા માટે તેજ તારીખે લૉર્ડલીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો. તે વખતના દરબારમાં મહારાજા દિલ્હી પધાર્યા હતા. આ વખત તેમને ૧૭ તોપનું માન મળતુ હતું તે વધારીને ૧૯ તોપનું માન આપવામાં આવ્યું. વળી એક પાદશાહી વાવટો પણ આપવામાં આવ્યો હતો. મહારાજા રઘુરાજશીંગ બહાદુર પોતાની ૪૯ વરસની ઉમરે સને ૧૮૮૦ ની શાલમાં મરણ પામ્યા. તેમની પછી તેમનો કુંવર વંકટરમણ રામાંનુજં પ્રસાદશીંગ ગાદીએ બેઠો.

તા. ૧૬ ફેબ્રુઆરી સને ૧૮૮૭ ના રોજ મહારાણી વિક્ટોરીઆને રાજ કર્યાને ૫૦ વરસ થઈ જવાથી તેની ખુશાલીમાં હિંદમાં જ્યુબિલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો. આમાં રેવાના મહારાજાએ પણ સારો ભાગ લીધો હતો. તેમણે નિશાળના છોકરાઓને મીઠાઈ વહેચી અને ઈનામ આપ્યાં, ગરીબ લોકોને અન્ન વસ્ત્ર આપ્યાં અને બીજાં ઘણાં ધર્માદા કામ કર્યાં. વળી તેમણે જ્યુબિલીને દીવસે ૪૫ કેદીઓને છોડી મુક્યા. અને તેની યાદગીરીમાં પોતે વિક્ટોરીઆ હોસપીટલનો પાયો નાખ્યો અને રૂ૨૦૦૦) ઈમ્પીરીયલ ઈન્સ્ટીટ્યુટમાં આપ્યા. મહારાજા વંકટરમણ રામાનુજ પ્રસાદ હાલ કાચી ઉમરના છે. તે ઈંગ્રેજી છાવણીમાં જાય તે વખત લશ્કરી સલામતી અને ૧૯ તોપ ફોડી માન આપવામાં આવેછે. આ રાજ્યના લશ્કરમાં ૮૦૫ ઘોડેસ્વાર ૨૦૦૦ પાયદળ અને ૨૫ તોપ છે.

રેવા—એ રાજધાનીનું શહેર છે. તે અલહાબાદથી નૈરૂત્યકોણમાં ૧૩૧ માઇલ અને સાગરથી ઈશાનકોણમાં ૧૮૨ માઇલને છેટેછે. તેમાં વસ્તી ૨૨૦૦૮ માણસની છે તેમાં ૧૭૦૦૦ હિંદુ, ૪૫૦૦ મુસલમાન અને બીજા પરચુરણ છે આ શહેરમાં રાજાનો મહેલ છે. શહેરની આસપાસ કોટછે. અને તે કાટકીના રેલવે સ્ટેશનથી ૭૫ માઈલ છે.

---

## ઉર્ચા-તેહરી.

આ રાજ્ય બુંદેલા જાતના રજપુત રાજાને તાબેછે અને રાજકર્તા મહારાજાની પદ્વિથી ઓળખાયછે. તે મુલક ઘણુંકરીને બુંદેલખંડના પશ્ચિમ ભાગમાં છે તથા તેના બે વિભાગ છે એક ઉર્ચા અને બીજો તેહરી. આ બે વિભાગ મળીને એ રાજ બન્યું છે. ઉર્ચા વિભાગ ઉત્તરે અને તેહરી વિભાગ તેનાથી દક્ષિણ છે. **શીમા**—આ રાજ્યની ઉતરે ઝાંશી જીલ્લો, પૂર્વે આલીપુર, છત્રપુર વિગેરેનો મુલક દક્ષિણે સાગર પ્રાંતનો સાહગઢ જીલ્લો અને પશ્ચિમ સિંધિઆ સરકારનો મુલક છે.

**આ રાજ્યના તાબામાં**—૨૦૦૦ ચોરસમાઇલ જમીન છેતથા તેમાં ૩૧૧૦૦૦(ત્રણલાખ અગીઆર હજાર)માણસની વસ્તીછે તેમાં ૨૯૪૦૦૦ હિંદુ૧૪૦૦ મુસલમાન અને બીજા પરચુરણલોકછે. વાર્ષિક ઉપજ રૂ૧૦૦૦૦૦

(દશલાખ)ને આશરે થાયછે. દેશનું સ્વરૂપ—મુલક સપાટ છે. પાણીની આવદાની સારીછે. મુખ્ય નદી બેતવા છે. તથા તેને ધાસન અને બરમા નદીઓ મળેછે. હવા ઘણી સારી ને લોકને માફકસર છે, તાપ ઘણો પડેછે. વર્ષાદ ઈશાનકોણ તરફથી આવેછે અને તે ઘણો હોયછે. આ મુલકની જમીન ઘણુંકરીને સારી રશાળ તથા તે પાકવાળી છે. તેમાં ઘઉ. બાજરી, જુવાર, કપાસ, શેરડી, ગળી અને કઠોળ વિગેરે નિપજે છે.

જાનવર—જંગલોમાં વાઘ, વરૂ, શાબર, હરણ, ચિત્રા અને બીજા ફાડીખાનારાં પ્રાણી છે. ગામ પશુમાં ગાયો બળદ અને ભેંસો છે. લોક ઘણું કરીને બુંદીગર રજપુત, આહીર, ચંદેલી ધદેલી અને મરેઠા વિગેરે હોયછે. મુખ્ય શહેર તેહરી તે રાજધાનીનું શહેર છે. ઉર્ચા એ જુની રાજધાનીનું શહેર છે. આ શહેર ઝાંશીના રેલવે સ્ટેશનથી આશરે ૬૫ માઇલ છે. દતકની સનદ આ રાજ્યને જો પછાડી વારસ ન હોય તો વગર નજરાણું આપે હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે લેવાની સનદ મળી છે. વળી સેનશાહી વાવટો સને ૧૮૭૭માં નામદાર કૈસરેહિંદ [illegible]ીઆ તરફથી મળ્યો છે.

ઇતિહાસ—બુંદેલખંડના દેશીરાજ્યોમાં ઉર્ચાનું રાજ સૌથી પહેલે નંબરે છે અને એ એકલુંજ પેશ્વાના કબજામાં ગયું નહોતું. અહીના રાજકર્તા જાતે બુંદેલા રજપૂત છે અને એવું કહેવાયછે કે સૂર્ય વંશના પહેલા રાજા મનુનો દીકરો ઇક્ષ્વાકુ અયોધાનો પહેલો રાજા થયો. તેના વંશમાં કેટલીક પેઢીએ અયોદ્ધાના રાજા રામચંદ્ર થયા તેમના તેઓના વંશજ છે. રામચંદ્રના બીજા છોકરા કુશથી. પંદરમા પેઢીએ ગંગ્રખ થયા તેમણે બહારમાં ગયા પાસે કેટલાંક દેવળ બાંધ્યાં રામચંદ્રથી વીસમી પેઢીએ બળદેવરામ થયા તેમણે અલ્હાબાદમાં કેટલાંક દેવળ બાંધ્યાં અને તેમના પુત્ર ઈન્દ્ર દમુને જગન્નાથજીનું પ્રખ્યાત મંદીર બાંધ્યું.

રામચંદ્રથી ૩૪મી પેઢીએ કર્મશાય થયા તેમણે કાશીનો મુલક જીતી લીધો અને ૯૦મી પેઢીએ પ્રતાપરૂદ્ર રાજા થયો તેણે ઉર્ચા શહેર વસાવ્યા પછી રાજકારભાર પોતાના છોકરા માધુકરને સોંપ્યો. આ રાજા અકબરના વખતમાં હતો અને તે ઈનસાફ, સત્તા, અને ધર્મ ઉપર નેષ્ટા એટલા ગુણોને માટે પ્રખ્યાત હતો જેને રામાશા અને નરસીંગ દેવ.નામે એ બે છોકરા હતા. આમાંના મોટા રામાસાને અયોધાનું રાજ્ય

અને નાના નરસીગદેવને ઉર્ચ્ચાનું રાજ્ય સોપ્યું. નરશીંગદેવને બાર છોકરા હતા; આમાંનો ત્રીજો પહાડશીંગ ઔરંગજેબ બાદશાહ જોડે ઔરંગાબાદ ગયો અને ત્યાં પોતાના નામથી એક ગામ વસાવ્યું. ૯૮મા રાજા ચંપતરાયે ખંડણી આપવાને ના પાડી તેથી શાહજહાં બાદશાહે બુદેલખંડ ઉપર બેવાર ચઢાઇ કરી પણ ઉર્ચ્ચા તેનાથી લેવાયું નહિ ચંપતરાય પછીથી ઔરંગજેબને તેના ભાઈ દારા સાથેની લડાઇમાં જઈ મળ્યો. તે વખતે તેનો છોકરો છત્રસાલ જે તે વખતે ૧૯ વરસનો હતો તે તેની સાથે હતો. તેમની આ મદદથી ઔરંગજેબ ફતેમંદ થયો, પણ ઔરંગજેબ તેમના આ ગુણ ભુલી ગયો અને ચંપતરાયના મરણ પછી બુદેલા લોકને મુસલમાન ધર્મ પળાવવાને માટે તેણે બુદેલખંડ ઉપર ચડાઈ કરી. આ વખતે છત્રસાલ દક્ષિણમાં જયપુરના રાજ્યની નોકરીમાં હતો. ને આજ વખતે શીવાજી સાથે ઓળખાણ થયું હતું. શીવાજીએ તેને પોતાના દેશની અને ધર્મની સેવા બજાવવાની શીખ્યામણ આપી. તેથી તે પોતાને દેશ ગયો અને ઔરંગજેબના મરણ પછી મુસલમાનો પાસેથી બુદેલખંડનો ઘણોખરો ભાગ જીતી લીધો.

વીક્રમાજીત મહેન્દ્રના વખતમાં ઈંગ્રેજો બુદેલખંડમાં પેઠા અને ઈ. સ. ૧૮૧૨ના ડીસેમ્બર મહીનામાં તેની સાથે સલાહ કરી વીક્રમાજીત ઈ. સ. ૧૮૩૪માં મરણ પામ્યો તેનો છોકરો ધર્મપાળ તેના પહેલાં મરણ પામ્યો હતો તેથી તેની પછી તેનો ભાઈ તેજસીંગ ગાદીએ બેઠો.

આ રાજા ઈ.સ. ૧૮૦૨માં મરણ પામ્યો. ને તેની પછી ગાદીને માટે તકરાર ઉઠી પણ આખરે ઈંગ્રેજસરકારે સુર્જનસીંગને ગાદીએ બેસાડ્યો પણ તેની કાચી ઉમ્મરને લીધે તારા રાણીને રીજીટ નીમી. તારા રાણીએ ઈ. સ. ૧૮૪૭માં સતી થવાનો ચાલ બંધ કર્યો. સને ૧૮૫૭ના બલવા વખતે ઈંગ્રેજોની કીમતી સેવા બજાવી. આના બદલામાં ઈંગ્રેજોએ રૂ ૩૦૦૦ની ખંડણી માફ કરી.

સુર્જનસીંગ રાજસત્તા પોતાના હાથ લીધા પછી થોડા વખતમાં મરણ પામ્યો. તેની પછી તેની રાણીએ હમીરસીંગને દતક લઈને ગાદીએ બેસાડ્યો. હમીરશીંગ ઈ. સ. ૧૮૭૪માં મરણ પામ્યો. તેની પછી તેનો નાનો ભાઈ પરતાપશીંગ ગાદીએ બેઠો તે હાલનો મહારાજા છે.

તા. ૧લી જાન્યુઆરી ૧૮૭૭માં રાણીએ કૈસરેહિંદ એ પદ ધારણ કર્યું તે વખત દિલ્હીમાં લૉર્ડલીટને જે બાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં હીઝહાઈનેસ મહારાજા મહેન્દ્ર પ્રતાપશીંગ પધાર્યા હતા. આ વખત તેમને ૧૧ તોપનું માન મળતુ હતું તે વધારીને ૧૫ તોપનું માન મળ્યું. સને ૧૮૬૨માં રાજાને દતકની સનંદ સને ૧૮૬૫માં મહારાજાનો ખિતાબ મળ્યો હતો. વળી તેમને ૧૮૮૨માં સવાઈનો ખિતાબ મળ્યો છે. તા. ૧૬ ફેબ્રુઆરી સને ૧૮૮૭ના રોજ નામદાર મહારાણી વિકટોરીઆને રાજ કર્યાને ૫૦ વર્ષ પુરાં થવાથી હીંદુસ્થાનમાં તેની ખુશાલીમાં જ્યુબીલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો તેમાં અહીના રાજાએ સારો ભાગ લઈ પોતાની મહારાણી તરફની રાજભક્તિ અને ઉમંગ બતાવી આપ્યો હતો અને તેની યાદગીરીમાં પોતે એક છાપખાનું કાઢયું અને ઇરીગેશનનું કામ શરૂ કર્યું અને તેમાંથી એક મહીના સુધી ખેડુતોને મફત પાણી લેવા દીધું. તેમણે પોતાની રૈયત ઉપરના કેટલાક કર દુર કરી ધર્મનું કામ કર્યું. તેમને ૧૫ તોપનું માન મળેછે. આ રાજાને ફાંસી દેવાનો અખતિયાર છે. આ રાજાના લસ્કરમાં ૨૦૦ ઘોડેસ્વાર ૪૪૦૦ પાયદળ ૮૦ તોપ અને ૧૮૦ ગોલંદાજ છે. રાજાની ઉમર હાલ ૩૫ વરસની છે.

તેહરી—એ રાજધાનીનું શેહેર છે. અને તેમાં રાજકર્તા મહારાજા રહેછે. તે ઉર્ચાથી ૪૦ માઇલને છેટે છે. વસ્તી આશરે ૧૮૦૦૦ માણસની છે.તેમાં ૧૩૦૦૦ હિંદુ, ૩૮૦૦ મુસલમાન અને બીજા પરચુરણ છે. આ શહેરમાં રાજાનો મહેલ છે આ સિવાય સુંદર મંદીર પણ છે. શહેરમાં તીકમગઢ નામનો એક કિલ્લો છે. ઉર્ચા એ જુની રાજધાનીનું શહેર છે અને તે બેટવા નદીના કાંઠા ઉપર આવેલું છે. વસ્તી ૧૮૦૦૦ માણસની છે તેમાં ૧૩૦૦૦ હિંદુ ૪૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ લોક છે. કિલ્લામાં જહાંગીર પાદશાહનો બાંધેલો મહેલ અને રાજાનો મહેલ છે.



## ધાર.

આ રાજ્ય ઘણું કરીને માળવા પ્રાંતની નૈરૂત્યકોણના ભાગમાં છે. અને તે ધાર અથવા પોંવારનું રાજ્ય એ નામે ઓળખાય છે. તેના રાજાઓ પોંવાર જાતના રજપૂત છે અને તે મહારાજાની પદ્વિથી ઓળખાયછે.

સીમા—આ રાજ્યની ઉત્તરે રતલામનું રાજ્ય, ઈશાનકોણમાં સિંધિઆ સરકારનો બનાગરનો મુલક ઉજણ પ્રાંત, પૂર્વે અને અગ્નિકોણ તરફ ઈંદોરનું રાજ્ય, દક્ષિણે વઢવાણીનું રાજ્ય અને નર્મદા નદી અને પશ્ચિમે આલીરાજપુર ઝાબુઆનું રાજ્ય અને સિંધિઆનો અમજેહરાનો મુલક છે. આ રાજ્યમાં ૧૭૪૦ ચોરસમાઈલ જમીન તથા તેમાં આશરે ૨૦૦૦૦૦ (બે લાખ) માણસની વસ્તી છે. વાર્ષિક ઉપજ ૩૮૦૦૦૦૦ (આઠ લાખ)ને આશરે થાય છે.

દેશનું સ્વરૂપ—આ રાજ્યના સાત ભાગ કરવામાં આવ્યા છે તેમનાં નામ ધાર, બદનાવર, નળયા, ધરમપુરી, કુકસી, તીકરી અને નીમનપુરમ કરાર છે. આ રાજ્યમાં કેટલાક રજપૂત ખંડીઆ રાજાછે. આ રજપૂત સરદારોને પોતાના મુલકમાં કુલ સત્તા છે અને તેઓના ઉપર અપીલ કરવી હોયતો ધારના મહારાજાને થાય છે. આ રાજ્યના તાબાનો ઉત્તર ભાગનો મુલક માળવામાં આવ્યો છે. તે ભાગ સપાટ, આબાદ અને રળિઆમણો છે. દક્ષિણ તરફનો ભાગ વિંધ્યા અને તેની શાખાના ડુંગરોથી તેમજ ઝાડીથી ભરેલો છે આ દેશની જમીન સમુદ્ર સપાટીથી લગભગ ૨૦૦૦ ફુટ સુધી ઉંચી છે. હવા ગરમછે. વર્ષાદ ઈશાનકોણ તરફથી વરસેછે. ને તે ઘણો હોયછે.

મુખ્ય નદી—નર્મદા, તે આ રાજ્યની દક્ષિણ સરહદ ઉપર પૂર્વથી તે પશ્ચિમ તરફ વહેછે. આ સિવાય ચંબા (ચંબલની સાખા) માન, કેરમ, બાગની વગેરે નાની નદીઓ છે.

પેદાશ—ધારના રાજ્યની જમીન એકંદરે સારી છે, તેમાં ડાંગર, ઘઉં, બાજરી, તમાકુ, ખસખસ, કઠોળ, કપાસ, હળદળ અને શેરડી વિગેરેની નિપજ થાયછે. જાનવર—વાઘ, દીપડાં, રીંછ, જંગલી ડુકર, અનેક જાતનાં હરણ અને બીજાં ફાડી ખાનાર જાનવરોછે. ગામ પશુમાં ગાય, બળદ અને ભેંશો હોય છે. લોક.—રજપુત, મરેઠા, ગરાશીઆ, પીંઢારા અને ભીલ વગરેછે. મુખ્ય શહેર—ધાર એ રાજધાનીનું શહેરછે, તેમાં રાજકર્તા મહારાજા રહેછે. આ શહેર મહુના રેલવે સ્ટેશનથી પશ્ચિમમાં ૩૩ માઈલને છેટેછે. મહુમાં ઈંગ્રેજી છાવણી છે. અને તે હોલકરના મુલકમાં છે. માંડુ એ નામનું પ્રાચિન કાળનું એક મોટું શહેર નર્મદા નદીની ઉતરે ૧૫ માઈલને છેટે ઘાટને મથાળે છે. તે હાલ ભાંગી

જવા આવ્યું છે, તથા તે ઉજડ પડ્યું છે; તો પણ તેમાં કેટલીક જુની ઈમારતો, દરેક માણસનું મન એંચે તેવી તૈયાર છે. દતકની સનંદ—આ રાજ્યને માટે જો રાજકર્તા મહારાજા પુત્ર વારસ વગર મરણ પામે તો વગર નજરાણાં આપે હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઈંગ્રેજ સરકાર તરફથી મળેલી છે. વળી એક પાદશાહી વાવટો સને ૧૮૭૭ ની સાલમાં નામદાર કેસરેહિંદ તરફથી મળેલો છે.

ઇતિહાસ—આ રાજ્યનો ઇતિહાસ *માળવાના રાજ્યના ઇતિહાસનો એક ભાગ છે. ધારના રાજકર્તા પોંવાર જાતના રજપુત છે. તેમનો મુળ પુરૂષ માળવામાં આવી વસ્યો હતો. આ કુટુંબનો મુળ પુરૂષ શિવાજી પોંવાર હતો. તે ×મુલતાન ગામનો +પટેલ હતો. શિવાજીને ક્રિશ્નાજી નામે એક છોકરો હતો. ક્રીશ્નાજી અને તેના ત્રણ છોકરા બાવાજી, રાયાજી અને કેરૂજી સીલેદાર હતા, અને તેઓ ખેતીનો ધંધો કરતા હતા. બાવાજીને સંભાજી અને કેલોજી એ નામના બે છોકરા હતા. તેઓ પ્રખ્યાત શિવાજીની નોકરીમાં લશ્કરી સરદાર થયા. સંભાજીને ઉદયજી, આનંદરાવ, અને જગદેવ એ નામના ત્રણ છોકરા હતા. શિવાજીની પછી ગાદીએ

---

*એવું કહેવાય છે કે વિક્રમાદિત્ય અને ભોજરાજા પોંવાર જાતના રજપુત હતા. એમ પણ કહેવાય છે કે ભોજરાજાએ પોતાની રાજધાની ઉજનમાંથી ઉઠાવી ધારમાં કરી હતી. ઈ. સ. ૫૦૦ માં પોંવારની પડતી થવા લાગી તેથી તેઓ દક્ષિણમાં પુના તરફ આવ્યા. ઈ. સ. ૧૩૯૮ માં દીલાવરખાન દિલ્હીથી ગવરનર તરિકે ધાર આવ્યો. અને ત્યાંના હિંદુઓનાં દેવળ તોડી તેનું કાઠકામ મસીદો બાંધવામાં વાપર્યું. દીલાવરખાનનો છોકરો તેના પીતાના મરણ પછી ગવર્નર થયો. તેણે પોતાની રાજધાની ધારમાંથી ઉઠાવી મંડુમાં કરી. ઈ. સ. ૧૫૭૯ માં અકબર ત્યાં ગયો ત્યારથી તે મરેઠાની પડતી થઈ ત્યાં સુધી ધાર દિલ્હીના રાજ્યનો એક ભાગ હતો. ઈ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ સુધી પોંવાર લોકોએ રાજ્ય કર્યું હતું એમ જણાય છે.

×આ ગામ પુનાથી ઈશાનકોણમાં ૩૦ માઈલને છેટે છે.

+તેમના વંશજો હજુ સુધી મુલતાનમાં વંશપરંપરાની પટલાઈ ભોગવે છે.

આવનાર શાહુરાજાના હાથ નીચે તેઓ મરેઠી લશ્કરમાં હતા. તેમણે બહુ લડાઇઓ લડી જીત મેળવી હતી. મરેઠા રાજાના હાથ નીચેની આ નોકરીથી તેમના વંશજો સિંધિઆ અને હોલકર જેઓ ફક્ત પેશ્વાની નોકરી કરતા હતા તેમના ઉપર પોતાના ઉપરીપણાનો હજીસુધી હક કરેછે. ઉપર બતાવેલા સંભાજીના ત્રણ છોકરામાં ઉદયજી પોંવારે મોટી પદ્વિ મેળવી. તેને ફક્ત લશ્કરી મોટી પદ્વિ મળી એટલુંજ નહિ પણ શાહુરાજા અને તેનો પ્રધાન બાજીરાવ પેશ્વા તેની સાથે માનપૂર્વક વર્તવા લાગ્યા.

ઉદયજીએ પેશ્વાને કંઈ કારણસર નાખુશ કરવાથી પેશ્વાએ તેને દ કર્યો. જોકે તેના વંશજો આજ પણ મુલતાનના પટેલ છે તો પણ તેમનું નામ ઇતિહાસમાં આવતું નથી. ઉદયજીને કેદ કર્યા પછી તે કુટું-બની સરદારી તેનો ભાઈ આનંદરાવ, જે કેયોરાનો પટેલ હતો, તેને આપી. આ સરદારને ઈ. સ. ૧૭૩૪ માં માળવા અને ગૂજરાતની ઉપ-જનો મરેઠાનો ભાગ ઉઘરાવવાની સત્તા મળી. આખરે તે ધારમાં વસ્યો અને આ પ્રગણું અને તેને લગતો મુલક અને પડોશી રજપુત સરદા-રોની ખંડણી, તેના અને તેના કુટુંબના ભરણ પોષણને માટે તેને આપવામાં આવી. આનંદરાવ પોંવાર ઈ. સ. ૧૭૪૯ માં મરણ પામ્યો. તેના પછી તેનો છોકરો જસવંતરાવ પોંવાર પહેલો ગાદીએ બેઠો. જસ-વંતરાવ પોંવારે "ધારનો રાજા" એવી પદ્વિ પહેલ વહેલી મેળવી. તે ઘણો જોરાવર અને ઉદાર હતો. ઈ. સ. ૧૭૬૧ માં તે પાણીપતની નાશકારક લડાઈમાં મરણ પામ્યો.

તેની પછી તેનો ત્રણ વરસનો છોકરો ખંડેરાવ પોંવાર ગાદીએ બેઠો. તેની કાચી ઉમરને લીધે હોલકર અને સિંધિઆએ તે રાજ્ય ઉ-પર વારંવાર હુમલા કરી ઘણું નુકસાન કર્યું. કમનસીબે રઘુનાથરાવ પેશ્વાને તેના શત્રુઓએ ઘણો હેરાન કરવા માંડ્યો, તેથી ઈ. સ. ૧૭૭૪ માં તેની પટરાણી અને કુંટબને ધારમાં આશરો લેવા મોકલ્યાં. અહીં આનંદીબાઈને બાજીરાવ નામે છોકરાનો જન્મ થયો. આથી રઘુનાથરા-વના સઘળા દુશ્મનો તેના વારસ બાજીરાવને પકડવા માટે ધારમાં એકઠા થયા. ખંડેરાવ પોંવારે આ વખતે રાજકારભારની લગામ પોતાને હાથ લીધી હતી. તેણે રઘુનાથરાવને મદદ કરી હતી તેથી દુશ્મનોએ તેના

રાજ્ય ઉપર હુમલો કરી તે લઈ લીધું; પણ જ્યારે તેણે આનંદીબાઈ અને તેના છોકરાને તેમને સ્વાધીન કર્યા ત્યારે તે રાજ્ય તેને પાછું સોંપવામાં આવ્યું. આ પછી થોડે વખતે ખંડેરાવ પોંવાર પોતાની ૨૧ વર્ષની ઉમરે ઈ- સ. ૧૭૮૦માં મરણ પામ્યો. તે મરણ પામ્યો ત્યારે તેની સ્ત્રી, જે ગોવીંદરાવ ગાયકવાડના દીકરી હતી તે ગર્ભવંતી હતી. છ મહિના પછી એ રાણીને વડોદરા મધ્યે આનંદરાવનો જન્મ થયો.

આનંદરાવ ઈ. સ. ૧૭૯૭ સુધી વડોદરે રહ્યો. આ વખતે તેની ઉમર ૧૭ વર્ષની હતી. જ્યારે તે રાજ સત્તા પોતાને કબજે લેવા ગયો ત્યારે તેનો વજીર રંગરાવ ઉરેકર, જે તેની ગેરહાજરીમાં રાજ્ય ચલાવતો હતો તે સામે થયો, પણ આખરે હારીને હોલકરના રક્ષણ નીચે જતો રહ્યો. હોલકરે આનંદરાવનો મૂલક લુટયો અને ઉજડ કર્યો. પણ આથી તે દાવાનનું કંઈ વળ્યું નહિ, તેથી તે દોલતરાવ સિંધિઆ પાસે જતો રહ્યો, અને ધારના મુલક ઉપર હુમલો કરવાને તેને લલચાવ્યો. દોલતરાવે તેના મૂલક ઉપર ચડાઈ કરીને સાત વર્ષની અંદર કેટલોક મૂલક અને પૈસાની ભારે રકમો લીધી.

બે વરસ પછી સિંધિઆના એક સરદારે સંભાજી જંગે ધાર ઉપર હુમલો કર્યો. આ વખતે બેદનુર આગળ લડાઇ થઈ, તેમાં સંભાજી જંગ જીત્યો. તેણે ધારનો મુલક લઇ લીધો; પણ જો આનંદરાવ ૩૭૫૦૦૦) આપે તો મુલક પાછો આપવા કહ્યું. પણ તે પાછો મેળવતાં પહેલાં ઈ. સ. ૧૮૦૭ માં આનંદરાવ *મરણ પામ્યો.

આનંદરાવના મરણ પછી રાજસત્તા તેની વીધવા સ્ત્રી મેનાબાઇએ પોતાને હાથ લીધી. તે તે વખતે ગર્ભવંતી હતી. થોડા વખતમાં તેને એક છોકરાનો જન્મ થયો. તેનું નામ તેણે રામચંદ્રરાવ પોંવાર પાડયું. પછીથી થોડે વખતે તે રાજ સતા પોતાને હાથ લેવાને ધાર ગઈ. પણ મોરારીરાવ તેની સામે થયો તેને તેણે દ્રઢતાથી વડોદરેથી લશ્કર મંગાવી હરાવી તે રાજ્ય પોતાને કબજે કર્યું. એટલામાં બાળરાજા રામચંદરાવ મરણ પામ્યો. પણ તેણે હોલકર અને સિંધિઆની સલાહ લઈ

---

*આ મરણવિષે એમ કહેવાય છે કે તેને તેની બેને ઝેર દઈ માર્યો. આ બેને રાજસતા પોતાને હાથ લેવાને પ્રયત્ન કર્યા પણ તેને કોઇએ મારી નાખી.

પોતાની બેનના છોકરાને દત્તક લઈ તેનું નામ રામચંદ્ર પાડયું. તેણે ઘણી બહાદુરીથી અને દ્રઢતાથી પોતાનું રાજ્ય મરેઠા અને પીંઢારા લોકના હુમલામાંથી બચાવ્યું. ઈ. સ. ૧૮૧૯માં ધારનું રાજ્ય ઈંગ્રેજ સરકારના રક્ષણ નીચે આવ્યું, અને જે મુલક તેણે ખોયો હતો તે તેને પાછો અપાવ્યો.

બે વર્ષમાં ધારના મુલકમાં ધાર, બેદનોર, નલચ એટલાં પ્રગણાં હતાં. તેને બરસીયાના મુલક માટે ઈંગ્રેજ સરકાર પાસેથી દર વરસે ૧૧૦૦૦૦ (એક લાખ દશ હજાર) મળે એવો ઠરાવ થયો. ઇ. સ. ૧૮૨૧માં અલીમોહનની ખંડણી ઈંગ્રેજ સરકારને સ્વાધીન કરી. ઈ. સ. ૧૮૧૯માં વાંસવાડા અને ડુંગરપુરના રજપુત રાજ્યોની ખંડણીનો હક ઈંગ્રેજ સરકારને સોંપ્યો. ઈંગ્રેજ સરકારના વચ્ચે પડ્યા પછી ધારના રાજ્યમાં ઘણો સુધારો થયો. બાપુ ગોખલે નામના એક બહાદુર અને અનુભવી માણસને દીવાન નીમવામાં આવ્યો. તેના વખતમાં દેશમાં સલાહસંપ થયો. તેણે ખરચમાં ઘણો ઘટાડો કર્યો અને આઠ વર્ષ ઉપર જેની ઉપજ ૩૨૦૦૦૦ (વીશ હજાર)ની હતી તે વધારીને ઇ. સ.૧૮૨૦માં ૨૬૭૦૦૦ કરી. ઈ. સ. ૧૮૨૧માં રાજા રામચંદ્ર પોમાર જે તે વખતે બાર વર્ષનો હતો તેણે દોલતરાવ સિંધિઆની બત્રીજી અનપુર્ણાબાઇ સાથે લગન કર્યું. આ વખત ગ્વાલીઅરમાં ઘણી શોભા થઈ રહી હતી. અને તેથી બન્ને રાજ્યના અમીર ઉમરાવ ઘણા ખુશી થયા. આ વખત દેકતનનો મુલક જેની ઉપજ દર વરસે રૂ૧૦૦૦૦૦ (એક લાખ)ની હતી તે કન્યાને કન્યાદાનમાં આપવામાં આવ્યો હતો.

ઈંગ્રેજ સરકાર સાથે સલાહ થઈ ત્યારથી ધારમાં સલાહ સંપ ચાલ્યા કરતો હતો. પણ ઇ.સ. ૧૮૩૨માં યુચેતરાવ, જે મોરારીરાવનો છોકરો અને ધારનો પહેલો રાજા જસવંતરાવ પોંવાર જે પાણીપતની લડાઈમાં મરણ પામ્યો હતો તેનો પૌત્ર હતો. તેણે ગાદીને માટે હક કર્યો. તેને ભીલ લોકોએ મદદ કરી હતી. અને તેમણે રાજ્યમાં ભારે લુટ ચલાવી અને તે એટલે સુધી કે આખરે ધારના રાજાને ઈંગ્રેજની મદદ માગવી પડી. ઈંગ્રેજ વચમાં પડ્યા અને યુચેતરાવને પોતાના હક પાછા ખેંચી લેવાને જરૂર પાડી. પણ તે જીવે ત્યાં સુધી દર મહિને ૩૨૦૦)નું પેન્શન બાંધી આપ્યું.

રાજા રામચંદ્ર પોંવાર ઈ. સ. ૧૮૩૩માં મરણ પામ્યો. તેને કંઈ વારસ નહિ હોવાથી તેની વીધવા સ્ત્રીએ મલ્લાવરાવ પોંવાર, જે તે કુટુંબનો દુરનો સગો હતો અને મુલતાનમાં રહેતો હતો તેને ઇંગ્રેજ સરકારની સલાહથી દત્તક લીધો. આ છોકરાને ઈ. સ. ૧૮૩૪માં રાજ્યભિષેક કરવામાં આવ્યો. તે વખતે તેણે જસવંતરાવ પોંવાર બીજો એવું નામ ધારણ કર્યું. જસવંતરાવ પોંવાર ૨૪ વર્ષ રાજ કરી ઇ. સ. ૧૮૫૭માં મરણ પામ્યો. તેની પછી તેનો ભાઇ આનદરાવ ત્રીજો જે તે વખતે ૧૩ વર્ષનો હતો તે ગાદીએ બેઠો. ઇ. સ. ૧૮૫૭ના બળવામાં ધારના લશ્કરે બળવો કર્યો અને બળવાખોરોને મળી ગયા. આથી ઇંગ્રેજ સરકારે ધારનું રાજ્ય કબજે કરી લીધું. પણ આખરે રાજા તે વખતે કાચી ઉમરનો હતો તેથી બઇરસીયા જે ભોપાળની બેગમને સોંપવામાં આવ્યું હતું તે સિવાય સઘળો મુલક તેને પાછો સોંપવામાં આવ્યો. પણ જ્યાં સુધી રાજા પાકી ઉમરનો થયો ત્યાં સુધી રાજ્યકારભાર ઇંગ્રેજે પોતાને હાથ રાખ્યો. ઈ. સ. ૧૮૬૪માં રાજા પુખ્ત ઉમરનો થવાથી રાજ્યનો કુલ અધિકાર તેને સોંપવામાં આવ્યો. એવી શરતે કે રાજ્યમાં ચાલતો વહીવટ જારૂ રાખવો અને ગવર્નર જનરલે જે એજંટ નીમ્યો હોય તેને પુછ્યા વગર કંઈ ફેરફાર કરવો નહિ.

ઈ. સ. ૧૮૭૬ના માર્ચ મહિનામાં હીઝહાઈનેસ મહારાજા આનંદરાવ પોંવાર ત્રીજો પ્રીન્સ ઓફ્વેલ્સને માન આપવાને ઇંદોર પધાર્યા હતા અને પ્રીન્સઓફ્વેલ્સના માન ખાતર હોલકર મહારાજે જે દરબાર ભર્યો હતો ત્યાં હાજર હતા. તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ના રોજ જ્યારે રાણી વિકટોરીઆએ "એમપ્રેસઓફ્ ઈન્ડીઆ" એવો ખિતાબ ધારણ કર્યો ત્યારે દિલ્હીમાં લૉર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો હતો તે વખત તે દિલ્હી પધાર્યા હતા. આ મોટા પ્રસંગે ધારના રાજાને મહારાજાનો ખિતાબ મળ્યો અને સ્ટાર ઓફ્ ઈન્ડીઆના નાઈટ કમાન્ડર બનાવવામાં આવ્યા. હીઝહાઈનેસ મહારાજા ખુશમીજાજી, દયાળુ અને સુધારો કરવાને ઘણા ઈન્તેજાર છે. તા. ૧૬ ફેબ્રુઆરી સને ૧૮૮૭ના રોજ નામદાર મહારાણી વિકટોરીઆને રાજ કર્યાને પુરા ૫૦ વરસ થવાથી તેની ખુશાલીમાં હિંદુસ્થાનમાં જ્યુબિલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો. તેમાં ધારના મહારાજાએ પણ સારો ભાગ લઈ પોતાની મહારાણી તરફની રાજ

ભક્તિ બતાવી આપી હતી અને તે દિવસે પોતે ૧૫ કેદીઓને છૂટા કર્યા.

હીઝહાઈનેસ મહારાજા શ્રી આનંદરાવ પોંવાર કે. સી. એસ. આઇ. ને દત્તક લેવાનો હકછે. મહારાજાની ઉમર ૪૪ વર્ષની છે. તેમને હલકા દરજાની સત્તાછે અને તે ઇંગ્રેજી છાવણીમાં જાય ત્યારે લશ્કરી સલામતી અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવેછે. અહિંના લશ્કરમાં ૨૭૬ ઘોડેસ્વાર, ૮૦૦ પાયદલ, બે લડાઇની તોપ અને ૨૧ ગોલંદાજ છે.

ધાર—એ રાજધાનીનું શહેર છે. અને તે મૌથી બરોડના રસ્તાપર મૌથી પશ્ચિમમાં ૩૩ માઈલ અને બરોડથી પૂર્વમાં ૧૮૩ માઈલને છેટેછે, આ શહેરની આસપાસ કોટ છે. તેમાં સારાં સારાં મકાન આવેલાં છે. તેમાં મુખ્યત્વે કરીને રાતા પથ્થરથી બાંધેલી બે ખવાઈ ગએલી મસીદો છે. આ શહેરમાં નાનાં મોટાં ૧૦ તળાવ છે. શહેરની બહાર મેદાનમાં ૪૦ ફુટ ઉંચો એક કિલ્લો છે, તેની આસપાસ ૩૫ ફુટ ઉંચાઈનો કોટછે. અને તેના ઉપર ચાર ગોળ અને બે ચોખંડા મીનારા છે. જેમાંનાં મોટા ઉપર રાજાનો મહેલછે. દરવાજો પશ્ચિમ તરફનો છે. શહેરની ઉંચાઈ દરીઆની સપાટીથી ૧૯૦૦ ફુટ છે. તેમાં વસ્તી આશરે ૧૫૦૦૦ માણસની છે; તેમાં ૧૧૦૦૦ હિંદુ ૩૦૦૦ મુસલમાન અને બીજી પરચુરણ જાતોછે. આ શહેરમાં ટપાલ ઓફીસ, દવાખાનું અને અફીણ તોળવાનો સાંચો છે.



## દેવાસ.

આ રાજ્ય માળવાના દક્ષિણ ભાગમાં છે. તેમાં બે રાજકર્ત્તા છે અને તે પોંવાર જાતના રજપુત છે. તે બંને મહારાવરાજાની પદ્દિથી ઓળખાય છે.

સીમા—આ રાજ્યની ઉત્તરે તથા વાવ્ય અને અગ્નિકોણે સિંધિઆ સરકારનો ઉજણ પ્રાંત અને નૈરૂત્યકોણે તથા પશ્ચિમે હોલકર સરકારનો ઈંદોર પ્રાંત છે. આ રાજ્યમાં ૨૫૭૬ ચોરસમાઈલ જમીન ૨ શહેર અને ૪૫૫ ગામ તથા તેમાં આશરે ૧૪૨૦૦૦ માણસની વસ્તી છે. વારસિક ઉપજ ૩૬૦૦૦૦૦ (છ લાખ)ને આશરે થાયછે,

દેશનું સ્વરૂપ—ઉત્તર તરફનો ભાગ સપાટ તથા આબાદ અને દક્ષિણ તરફનો ભાગ વિધ્યાદ્રિ પર્વતને લીધે ડુંગર તથા ઝાડીથી ભરપુર છે. કાળીસિંધ તથા ક્ષીપ્રા નદીનાં મુળ આ મુલકના દક્ષિણ ભાગમાં છે. હવા ગરમ છે. જમીન એકંદરે સારી અને રેસાળ છે. તેમાં ડાંગર, ઘઉં, બાજરી, કપાસ, તમાકુ, ખસખસ, કઠોળ, અફીણ અને શેરડી વગરેની નિપજ થાયછે. જાનવર—વાઘ, વરૂ, ચિત્રા હરણ, સાબર વગરે ફાડી ખાનારા જનાવર ઘણી વખત જોવામાં આવેછે. ગામ પશુ, ગાય, બળદ, ભેંશો અને પાડા હોયછે. લોક—રજપુત, મરેઠા, પીંઢારા, અને ભીલ વગરેછે. મુખ્ય શહેર દેવાસ છે એ રાજધાનીનું શહેર છે. આ રાજ્યમાં બે રાજા છે તે દેવાસમાં રહેછે અને તે બંને મળીને કારભારી નીમે છે તેની મારફત કારભાર ચાલેછે. આ શહેર ઉજનના રેલવે સ્ટેશનથી અગ્નીકોણમાં ૩૫ માઇલ અને ઇંદોરના રેલવે સ્ટેશનથી ઈશાનકોણમાં ૨૦ માઈલને છેટે છે. દત્તકની સનદ—આ રાજાને માટે જો પછાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણા આપે હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઇંગ્રેજ સરકાર તરફથી મળેલીછે. વળી ૧૮૭૭ ની સાલમાં કૈસરેહિંદ તરફથી સેનશાહી વાવટો પણ મળ્યો છે.

ઈતિહાસ—દેવાસના રાજકર્ત્તા પોંવાર જાતના રજપુત છે. તેમનો મુળ પુરૂષ સંભાજી નામે પટેલ હતો. તેને ક્રીશ્નાજી નામે એક છોકરો હતો. ક્રીશ્નાજીને બાબાજી, રાયજી અને કેરૂજી નામે ત્રણ છોકરા હતા. આમાંના બાબાજીને સંભાજી અને કેલુજી નામે બે છોકરા હતા. આ બે છોકરા શિવાજી અને શાહુરાજાના વખતમાં લસ્કરના ઉપરી હતા. એમાંનો મોટો સંભાજી ધારના રાજકર્તાનો વડીલ છે. કેલુજીને ક્રીશ્નાજી, તુકાજી, જીવાજી અને માનજી નામે ચાર છોકરા હતા. આ ચારમાંના તુકાજી અને જીવાજી બાજીરાવ પેશ્વાની સાથે ઈ. સ. ૧૭૨૫–૨૬માં માળવામાં ગયા. અહિ તેમને દેવાસ, સારંગપુર, આલોટ અને બીજાં પરગણાં જેની ઉપજ ૨૪૨૯૦૦) ની હતી તે મળ્યાં; પણ તેમને ૩૨૬૦૦૦) કેટલાક ગીરાસીઆ સરદારોને આપવા પડતા. આ પછી થોડે વખતે તેમને બુદેલખંડમાંનું હેમરપુર અને દોઆબમાંનું કંડોળા પરગણું અને બીજો કેટલોક મુલક આપવામાં આવ્યો.

આ મુલક તેઓ ઝાઝો વખત ટકાવી શક્યા નહિ કારણ કે બંને ભાઈ વચ્ચે તકરાર થઈ તેથી તેમણે તે મુલક વહેંચી લીધો. પણ આગળ જતાં તેમના વંશજોએ તે જોડી દીધો. તુકાજી અને જીવાજીના વારસોના વખતમાં તે રાજ્ય ઉપર સિંધિઆ, હોલકર અને પીંઢારા લોક ચડાઈ કરતા અને તેમને અને તેમની રૈયતને ઘણું દુઃખ દેતા. આ અરસામાં તેઓએ હેમરપુરા અને કંડોળાનાં પ્રગણાં ખોયાં. વળી સિંધિઆએ તેમનું સારંગપુરનું પરગણું લઈ લીધું, પણ ઈ. સ. ૧૮૧૭–૧૯ માં જ્યારે પીંઢારા સાથેની લડાઇનો છેડો આવ્યો ત્યારે પાછું આપ્યું.

તુકાજી પહેલાના વંશજો દેવાસની વડી શાખાના રાજકર્તા છે. તુકાજીને કંઈ વારસ નહિ હોવાથી તેણે પોતાના મોટા ભાઈના પૌત્ર ક્રીશ્નાજીને દતક લીધો. ક્રીશ્નાજીને કંઈ વારસ નહોતો તેથી તેણે પોતાના ભાઈના છોકરા તુકાજીને દતક લીધો. તુકાજી ઈ. સ. ૧૮૨૪ માં મરણ પામ્યો. તેની પછી તેનો દતક લીધેલો છોકરો રખમનગડરાવ, જે ખાસે સાહેબના નામથી ઓળખાતો હતો તે ગાદીએ બેઠો. તે ઈ. સ. ૧૮૬૦માં મરણ પામ્યો. તેણે ક્રીશ્નાજીરાવને દતક લીધેલો હતો તે તેના પછી ગાદીનો વારસ થયો. ક્રીશ્નાજી તે વખતે કાચી ઉમરનો હતો તેથી રાજકારભાર તેને સોંપ્યો નહિ; પણ જ્યારે ઈ. સ. ૧૮૬૭ માં તે પુખ્ત ઉમરનો થયો ત્યારે તેને કુલ અખતીઆર સોંપ્યો.

હીઝહાઇનેસ રાજા ક્રીશ્નાજીરાવ પોંવાર બાબાસાહેબનાં લગ્ન હીઝહાઇનેસ મહારાજા સિંધિઆની કુંવરી વેરે થયાં છે. તેમને ૧૫ તોપનું માન મળેછે. આ રાજાના લશ્કરમાં ૮૭ ઘોડેસ્વાર, ૫૦૦ પાયદળ અને પોલીસ અને ૧૦ તોપ છે. રાવપાંડુરંગ તાતીઆગોરી દેવાસની વડી શાખાના સુપ્રિન્ટેન્ડેંટ હતા તેમને તા. ૧ જાનેવારી સને ૧૮૭૮ ના રોજ રાવબહાદુરનો ખિતાબ મળ્યો છે.

જીવાજીના વારસો દેવાસના રાજ્યની બીજી શાખાના રાજકર્તા છે. જીવાજીને સદાશીવ અને આનંદરાવ નામે બે છોકરા હતા. આમાંના મોટા સદાશીવના કુંવર રૂકમાનું મરણ થવાથી આનંદરાવ ગાદીએ બેઠો. આનંદરાવ પછી તેનો છોકરો હેબતરાવ ગાદીએ બેઠો. તે કંઈ પણ વારસ વગર મરણ પામ્યો, તેથી કેલોજીના નાના છોકરા મોનાજીના પૌત્ર નીલકંટરાવને તેને દતક લીધો હતો તે ગાદીએ બેઠો. તે જ્યારે

ગાદીએ બેઠો ત્યારે તેણે પોતાનું નામ ફેરવીને આનંદરાવ નામ ધારણ કર્યું ઈ. સ. ૧૮૩૭ માં તે કંઈ પણ વારસ વગર મરણ પામ્યો. તેની પછી તેનો દતપુત્ર હેબતરાવ ગાદીએ બેઠો. તે ઈ. સ. ૧૮૬૪ માં મરણ પામ્યો તેની પછી તેનો છોકરો નારણરાવ પોંવાર ઉર્ફે દાદાસાહેબ ગાદીએ બેઠો. તે કાચી ઉમરનો હોવાથી રાજ્ય કારભાર ગોવીંદરાવ રામચંદ્ર ચલાવતો હતો.

હીઝહાઈનેસ નારણરાવ બહાદુરે ઈંદોરમાં પ્રિન્સઓફવેલ્સની મુલાકત લીધી હતી અને હોલકર માહારાજે પ્રિન્સને માન આપવા માટે દરબાર ભર્યો હતો ત્યાં હાજર હતા. તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ના રોજ રાણી વિકટોરીઆએ "એમ પ્રેસ ઓફ ઈન્ડીઆ" એવો ખિતાબ ધારણ કર્યો તે વખતે દિલ્હીમાં બાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં રાજા નારણરાવ બહાદુર ગયા હતા.

મહારાજાએ ઈંદોરની રાજકુમાર કૉલેજમાં ઈંગ્રેજી અભ્યાશ કર્યો છે. તેમને ૧૫ તોપનું માન મળેછે. આ રાજ્યના લશ્કરમાં ૧૨૩ ઘોડેસ્વાર અને ૫૦૦ પાયદલ અને પોલીસ છે. ઈ. સ. ૧૮૧૮માં દેવાસનું રાજ્ય ઈંગ્રેજ સરકારના રક્ષણ નીચે લેવામાં આવ્યું. તે વખતે તુકાજી અને આનંદરાવ ત્યાં રાજ કરતા હતા. આ વખતે તેમની સાથે સલાહ થઈ તેથી ઈંગ્રેજ સરકારે તેમને દેવાસ, ગુરગચા, બાગવડ અને બીગનાવડના રાજા તરીકે કબુલ કર્યા અને દેવાસના સરદારોએ બીજા રાજ્યો સાથેનો વહેવાર બંધ કર્યો અને હમેશને માટે ઈંગ્રેજી લશ્કર રાખવા કબુલ કર્યું અને આ લશ્કરના ખરચને માટે રૂ૩૫૬૦૦ આપવા ઠર્યા. વળી સિંધિઆ સરકારે તેમનું સારંગપુરનું પરગણું લઈ લીધું હતું તે જ્યારે ઈ. સ. ૧૮૧૭–૧૮માં પીંઢારી લડાઇનો છેડો આવ્યો ત્યારે પાછું અપાવ્યું.

ઈ. સ. ૧૮૨૮માં દેવાસના રાજાઓએ બાગવડનું પરગણું સારી રીતભાત દાખલ કરવાને ઈંગ્રેજ સરકારને સોંપ્યું. પણ ત્યાં વહિવટ કરતાં જે ખરચ થાય તે કાપતાં વધુ રૂ૬૬૦૦)ની પેદાશ તેમને મળતી. દેવાસના રાજાઓએ ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે ઈંગ્રેજ સરકારને સારી મદદ કરી હતી. ઈ. સ. ૧૮૬૨માં તેમને દત્તક લેવાની સનદ મળી.

હીઝહાઇનેસ કીશાજીરાવ પોંવાર બાબાસાહેબ અને હીઝહાઈનેસ નારણરાવ પોંવાર, દાદાસાહેબને સરખો હક અને હોદ્દો છે. તેમને હલકા દરજાની સત્તાછે. અને તેઓ ઈંગ્રેજી છાવણીમાં જાય તે વખત લશ્કરી સલામતી અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવેછે. તા. ૧૭ ફેબ્રુઆરી સને ૧૮૮૭ના રોજ મહારાણી વિકટોરીઆને રાજ કર્યાને ૫૦ વરસ થવાથી તેની ખુશાલીમાં હીંદુસ્થાનમાં જ્યુબીલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો તેમાં બન્ને શાખાના રાવરાજાએ સારો ભાગ લઈ પોતાની મહારાણી તરફની રાજભક્તિ દેખાડી આપી હતી.

દેવાસ—એ રાજધાનીનું શહેર છે. તે ઈંદોરથી ઈશાનકોણમાં ૨૦ માઈલને છેટે છે. રાજ્યના બને સરદારો શહેરમાં જુદા જુદા મહેલમાં રહેછે. વસ્તી ૧૨૦૦૦ માણસની છે. શહેરમાં પોસ્ટ ઓફીસ, પરદેશીઓને ઉતરવા માટે એક બંગલો અને દવાખાનું છે. શહેરથી વાવ્ય કોણમાં ૩૦૦ ફુટ ઉંચી એક ટેકરી છે તેના ઉપર ચામુડા દેવીનું એક મંદીર છે. વળી તે ટેકરી ઉપર મહાદેવનું દેવળ અને તળાવ છે.

## દતીઆ.

આ રાજ્ય બુંદેલખંડના વાવ્ય કોણ તરફના છેવાડા ભાગપર સિંધિઆ સરકારના ખાસ ગ્વાલીઅર પ્રાંતના અગ્નિકોણમાં અને ઝાંસી જીલ્લાની ઉત્તરમાં છે. તેના રાજકર્તા બુંદેલા જાતના સૂર્યવંશી રજપૂત અને તે મહારાજાની પદ્વિથી ઓળખાય છે સીમા—આ રાજ્યના ઈશાન કોણમાં સંપથર સંસ્થાન, દક્ષિણે ઝાંસીનો મુલક અને પશ્ચિમે સિંધ નદી આવેલી છે. આ રાજ્યમાં ૮૫૦ ચોરસમૈલ જમીનનું ક્ષેત્રફળ ૪૫૪ ગામ અને વસ્તી ૨૦૦૦૦૦ (બે લાખ) માણસની છે. વાર્ષિક ઉપજ રૂ૧૦૦૦૦૦૦ (દશ લાખને આસરે થાય છે. દેશનું સ્વરૂપ—મુલક ઘણુંકરીને ઊંચો નીચો અને જ્યાં ત્યાં વેરાતી ડુંગરીઓ છે; તોપણ ઈશાનકોણ તરફનો ભાગ સપાટ છે. અને દક્ષિણ તરફનો ભાગ ટેકરા ટેકરીવાળો છે. નદી. સિંધ એ આ રાજ્યના નૈરૂત્યકોણ તરફથી નીકળી આ રાજ્યની હદ છોડી પછી જમનાં નદીને મળેછે. પાણીની આવદાની સારી છે. હવા ગરમ અને સુખદાયક છે.જમીન રસાળ છે તેમાં ઘઊં, બાજરી, જુવાર,

કપાસ શેરડી, ગળી અને કઠોર તથા તલ વિગેરેની નિપજ થાયછે. જાનવર—ગામ પશુમાં ગાય, બળદ, ભેંશો અને ઘેટાં લોક ઉછેરે છે. લોક ઘણુંકરીને રજપુત, બુંદી, આહીર, મરેઠા અને ગુર્જર વગેરે છે.

મુખ્ય શહેર દતીઆ એ રાજધાનીનું શહેર છે તેમાં રાજકર્તા મહારાજા રહેછે. એ શહેર ગ્વાલીઅરથી અગ્નિકોણમાં ૪૦ મેલ અને ઝાંસીથી ઉત્તરમાં વાવ્યકોણ તરફ ૨૦ મેલને છેટે છે. દત્તકની સનદ—આ રાજ્યને માટે જો પછાડી વારસ પુત્ર ન હોય તો વગર નજરાણું આપે હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ ઈંગ્રેજ સરકાર તરફથી મળેલી છે. તેમજ કૈસરેહિંદ તરફથી ઈ. સ. ૧૮૭૭માં શેનશાહી વાવટો પણ મળ્યો છે.

ઇતિહાસ—દત્તીઆના રાજા અને ઉરચા અથવા તેહરીના રાજા એક વંશના છે. અને તેઓ જાતે સૂર્ય વંશી બુંદેલા રજપૂત છે. દત્તીઆનું રાજ ઈ. સ. ૧૭૩૫માં તેહરીના રાજથી જુદુ પડ્યું હતું. આ રાજ્ય ઈ. સ. ૧૮૦૨માં વસાઇની સલાહથી અંગ્રેજોના હાથમાં આવ્યું. તે વખતે ત્યાં પરીચત નામે રાજા રાજ કરતો હતો. તેની સાથે ઈ. સ. ૧૮૦૪ માં સલાહ કરવામાં આવી. ઈ. સ. ૧૮૧૭માં પેશ્વાને પદભ્રષ્ટ કર્યા પછી રાજા પરીચતને તેની નીમકહલાલીને માટે ઈંગ્રેજોએ તેને સિંધ નદીની પૂર્વ તરફનો મુલક આપીને તેની સાથે ઈ. સ. ૧૮૧૮માં ફરીથી સલાહ કરી. રાજા પરીચીત ઈ. સ. ૧૮૩૯માં બીન વારસ મરી ગયો. તેણે વિજય બહાદુરને દતક લીધો હતો. તેને ઈંગ્રેજે, જો કે બેરોનીનો દીવાન મદનસિંગ સામો થયો. તોપણ ગાદીનો વારસ ઠરાવ્યો.

વિજય બહાદુર ઈ. સ. ૧૮૫૭ માં મરણ પામ્યો. તેની પછીતેનો દત્તપુત્ર ભવાનીસિંગ ગાદીએ બેઠો; પણ અરજુનસિંગે ગાદીને માટે દાવો કીધો અને તેને જે રાણી રીજંટ હતી તેણે મદદ કરી. તેણે દેશમાં ઘણું તોફાન કરવા માંડ્યું. તેથી અંગ્રેજોએ લશ્કર મોકલી દેશમાં બંદોબસ્ત કીધો. રાજા ભવાનીસિંગ જાતે બુંદેલા રજપુત છે. અને તે ઈ. સ. ૧૮૪૫ માં જન્મ્યો હતો. હીઝહાઇનેસરાવ મહારાજા ભવાનીસિંગ તા. ૧ જાનેવારી સન ૧૮૭૭ને રોજ મહારાણી વિકટોરીઆએ "કૈસરેહિંદ એ પદ ધારણ કર્યું તે બાબત લૉર્ડલીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો, ત્યાં ગયા હતા. અને ત્યાં તેમને લોક દીરનો ખિતાબ અને ૧૫ તોપનું

માન મળ્યું. વળી એક શેનશાહી વાવટો પણ મળ્યો છે. તા. ૧૯ ફેબ્રુઆરી સને ૧૮૮૭ ના રોજ મહારાણી વિકટોરીઆને રાજ કર્યાને ૫૦ વરસ થવાથી તેની ખુશાલીમાં હીંદુસ્થાનમાં જ્યુબીલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો. તેમાં મહારાજાએ સારો ભાગ લીધો હતો અને તેની યાદગીરીમાં પોતે રાજધાનીના શહેર દતીઆમાં કંન્યાશાળા સ્થાપી અને ચડેલા મહેસુલની મોટી રકમ માંડીવાળવા અને પોતાના રાજ્યમાં કુવા વાવ, તળાવ વિગરે ધર્માદા કામ કરવાને ઠરાવ કર્યો. હીઝહાઈનેસરાવ મહારાજા ભવાનીસિંગ લોકંદર બહાદુરને ફાંસીદેવાનો હક છે. તેમના હાલ ૪૫ વરસની ઉમરછે મહારાજાને ૧૫ તોપનું માન મળેછે તેમને દતકનો હક મળ્યોછે આ રાજાના લશ્કરમાં ૯૭ તોપો ૧૬૦ તોપ ફોડનારા ૭૦૦ ઘોડેસ્વાર અને ૩૦૪૦ પ્યાદલ છે.

**દતીઆ**—એ રાજધાનીનું શહેર છે અને ત્યાં મહારાજા રહેછે. તે આગ્રેથી સાગર જવાના રસ્તાપર આગ્રેથી અગ્નિકોણમાં ૧૨૫ મૈલ અને સાગરથી વાવ્યકોણમાં ૧૪૮ મૈલને છેટે આવેલું છે. તે એક ટેકરીપર છે. અને તેની આસપાસ ૩૦ ફુટ ઊંચો એક કોટ છે. જોકે રસ્તા સાંકડા અને ગુંચવણીઆ છે. તોપણ શહેર સારા દેખાવનું છે. અને તેમાં ઘણાં સુંદર ઘર છે. વસ્તી ૨૮૦૦૦ માણસની છે. તેમાં ૨૩૦૦૦ હિંદુ, ૫૦૦૦ મુસલમાન છે. શહેરની અંદર રાજાનો મહેલ છે અને તેની આસપાસ બાગછે. બાગની આસપાસની દીવાલમાં એક સુંદર દરવાજો છે. અને તેને દરેક ખૂણે મોસ્ચાવાળા મીનારા છે. રાજાના મહેલ સિવાય આઠ ખૂણાના આકારનું એક હોજથી ઘેરાયલું મકાન છે. અને તેની આસપાસ બાગ આવી રહેલો છે આ બાગની અંદર ચાર હાથીનો બનાવેલો એક ફુવારો છે. આ હાથીની સુંઢોમાંથી પાણી ઉડેછે. આ સિવાય શહેરની અંદર એક બીજો મહેલ છે. પણ તેમાં કોઈ રહેતું નથી. શહેરની પશ્ચિમે એક ત્રીજો મહેલ છે તેમાં પણ કોઈ રહેતું નથી. પણ તે તેના કદ અને મજબુતીને માટે તેમજ કોતર કામને માટે પ્રખ્યાત છે. શહેરથી ૪ મૈલને છેટે જૈનધર્મનાં દેવલો છે તે પણ કોતર કામને માટે પ્રખ્યાત છે. દતીઆની પડોશમાં પુશ્કળ ઝાડી છે. અને ત્યાં શિકાર પુષ્કળ મળી આવેછે. જે ટેકરીપર શહેર આવેલું છે તેની પાસે એક સરોવર છે.

---

## જાવરા.

આ રાજ્ય ખાસ માળવા પ્રાંતના પશ્ચિમ ભાગમાં છે. તેના રાજકર્તા રોહીલા જાતના પઠાણ મુસલમાન અને તે નવાબની પદ્દિથી ઓળખાય છે.

**સીમા**—આ રાજ્યની ઉતરે તથા ઈશાન કોણે સીતામોનનું રાજ્ય પૂર્વે હોલકર સરકારનો મેહદપુર જીલ્લો, દક્ષિણે સિંધિઆ સરકારનો મુલક તથા રતલામનું રાજ્ય અને પશ્ચિમે પરતાપગઢનું રાજ્ય છે. આ રાજ્યમાં ૮૭૨ ચોરસ માઈલ જમીન તથા ૧૦૮૦૦૦ માણસની વસ્તી છે. તેમાં ૮૭૦૦૦ હિંદુ, ૧૩૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ લોક છે. વાર્ષિક ઉપજ સુમારે ૩૮૦૦૦૦૦ (આઠ લાખ) થાયછે.

**દેશનું સ્વરૂપ**—મુલક સપાટ, આબાદ અને રસાળ છે. તેમાં મુખ્યત્વે કરીને ઘઉં, ડાંગર, બાજરી, મકાઈ, તમામ જાતનું કઠોળ, ગળી, શેરડી, તમાકુ અને ખસખસના છોડની નિપજ થાયછે. મુખ્ય નદી ક્ષીપ્રા તે પૂર્વે સરહદ ઉપર છે. **લોક**—રજપુત, ભીલ અને પરચુરણ જાતના હિંદુ તથા મુસલમાન છે. મુખ્ય શહેર જાવરા એ રાજધાનીનું શહેર છે. તેમાં નવાબ સાહેબ રહેછે. આ શહેર આ રાજ્યના પશ્ચિમ ભાગમાં છે તથા તે રેલવેસ્ટેશન છે. આ રાજ્ય હોલકરનું ખંડીયું રાજ્ય છે અને નવાબને ગાદીએ બેસતી વખતે હોલકરને ૩૨૦૦૦૦૦ (બે લાખ) નજરાણાના આપવા પડેછે. જો કે આ રાજ્ય હોલકરનું ખંડીયું છે તોપણ તે ઇંગ્રેજ સરકારની સત્તા નીચેછે. નવાબને લશ્કરના ખરચને માટે ઇંગ્રેજ સરકારને ૩૧૬૧૮૦૦ આપવા પડેછે. દ-કની સનદ—આ રાજ્યને માટે જો પછાડી વારસ શાહજાદો ન હોય તો મુસલમાન સીરસ્તા પ્રમાણે વગર નજરાણાં આપે દત્તક લેવાની સનદ ઇંગ્રેજ સરકાર તરફથી મળીછે. તેમજ ઈ. સ. ૧૮૭૭ની સાલમાં નામદાર કૈસરેહિંદ તરફથી સેન સાહી વાવટો પણ મળ્યો છે.

**ઇતિહાસ**—જાવરાનું રાજ્ય પ્રખ્યાત અમીરખાનના સાળા ગફુરખાને સ્થાપ્યું હતું. તે ૧૮મા સૈકાની આખરે રોહીલખંડમાં જન્મ્યો હતો. તેના બાપદાદા અફગાન જાતના પઠાણ હતા. ઈ. સ. ૧૭૯૮માં જ્યારે અમીરખાન હોલકરના હાથ નીચે સરદાર થયો ત્યારે તે તેને (અમીરખાનને) જઈ મળ્યો અને પોતાની બુદ્ધિ અને બહાદુરીથી પ્રખ્યાત થયો. ઈ. સ. ૧૮૦૮માં જ્યારે જસવંતરાવ હોલકર ગાંડો થયો. ત્યારે

અમીરખાન, જેનો તે (જાફરખાન) સાળો થતો હતો તેણે તેને ઈંદોરનો રાજ્ય કારભાર ચલાવવાને માટે જે રીજન્સી કાઉન્સીલ નિમી હતી તેનો મેમ્બર બનાવ્યો. આ રીજન્સીમાં મચતરાજાની રાણી તુલસીબાઈ હતી. જાફરખાનને અને આ બાઇને બનતું નહોતું તેથી તે લસ્કર લઇને જાવરે ગયો અને ત્યાંના લોકને લૂંટી લીધા. આ ઉપરથી મરેઠાઓએ એક લસ્કર મોકલ્યું. પણ જાફરખાને પોતાના બનેવી અમીરખાનની મદદથી મરેઠાને હરાવી પાછા કાઢ્યા. આથી કરીને પઠાણ લોકની ચડતી થઈ. આ પછી અમીરખાન રજપૂતાણા ભણી ગયો અને જાફરખાન બાળરાજા મલ્હારરાવનો વાલી થયો. તેણે ગંગરાવના શહેર તરફ કુચ કરી જેથી તુલસીબાઇને નાશી જવું પડ્યું.

મહીદપુર આગળ લડાઈ થઈ તેમાં જાફરખાન ઈંગ્રેજોના તરફ હતો. આ લડાઇમાં હોલકરનું લસ્કર હાર્યું. આખરે ઈ. સ. ૧૮૧૮માં મંદીસર આગળ સલાહ થઈ. આ સલાહથી સુજીત મલ્હારગઢ, ટોળ, મંડાવલ, જાવરા અને બરોડ પરગણાં જે મહારાજા હોલકરે જાફરખાનને બક્ષિશ આપ્યાં હતાં તેના સરદાર તરીકે ઈંગ્રેજ સરકારે તેને કબુલ કર્યો. આ વખતે અમીરખાને, જે મુલક જાફરખાનને બક્ષિશ કરવામાં આવ્યો, તેને માટે હક કર્યો અને કહ્યું કે જાફરખાન મારો એજંટ હતો. તપાસ કરતાં એમ માલમ પડ્યું કે હોલકરના રાજ્ય કારભારનો તે મેમ્બર હતો અને અમીરખાનને લીધે તે દાખલ થયો હતો. પણ ઈ. સ. ૧૮૧૭ની લડાઈ પછી બંધ પડ્યો હતો તેથી અમીરખાનનો દાવો રદ કર્યો.

જાફરખાન ઈ. સ ૧૮૨૫માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો નવાબ ગોસ મહમદખાન ગાદીએ બેઠો. તે કાચી ઉમરનો હતો. તેથી રાજ કારભાર જાફરખાનની મોટી વીધવા બેગમ અને તેનો જમાઈ જહાંગીરખાન ઈંગ્રેજ સરકારના હુકમથી ચલાવતા હતા. પણ બે વરસની અંદર રાજ્યમાં એટલેસુધી ગેરવહીવટ ચાલ્યો કે ઈંગ્રેજ સરકારને તે બેગમને બસેડવાની જરૂર પડી. અને એવો ઠરાવ કર્યો કે ગોસમહમંદના મરણ પછી જાફરખાનના નર વારસો ગાદીપર બેસે. નવાબ ગોસમહમદખાને ઈ. સ. ૧૮૫૭ ના બળવા વખતે સારી મદદ કરી હતી. તે ઈ. સ. ૧૮૬૫માં મરણ પામ્યો તેની પછી તેનો ૧૧ વરસનો છોકરો મહંમદ ઈસ્માએલખાન ગાદીએ બેઠો તે હાલનો નવાબ છે. નવાબની આ-

વ્યાવસ્થામાં રાજ્ય કારભાર એક વજીર ચલાવતો અને તે માળવાના પોલીટીકલ એજંટના હાથ નીચે હતો. આ અરસામાં ટોંકનો નવાબ જે મયત નવાબની મોટી બેગમનો ઓરમાઈ ભાઈ હતો તેણે રાજ્યને માટે હક કર્યો. પણ ઈંગ્રેજ સરકારે તે રદ કર્યો. હીઝહાઇનેસ નવાબ મહમદ ઇસ્માએલખાન સાહેબ બહાદુરે ઇ. સ. ૧૮૭૪ માં રાજ્યકારભાર પોતાને હાથ લીધો. નવાબ ઈ. સ. ૧૮૭૬માં પ્રિન્સઑફવેલ્સને માન આપવાને ઈંદોર ગયા હતા. તા. ૧ જાન્યુઆરી સને ૧૮૭૭ ને રોજ જ્યારે રાણી વિકટોરીઆએ ઍમપ્રેસ ઑફ ઇંડીઆ એવો ખિતાબ ધારણ કર્યો ત્યારે દિલ્લીમાં લૉર્ડ લીટને જે બાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં તે ગયા હતા. નવાબને દત્તક લેવાનો હક મળ્યો છે. તા. ૧૬ ફેબ્રુઆરી સને ૧૮૮૭ ની સાલમાં મહારાણી વિકટોરીઆને રાજ કર્યાને ૫૦ વર્ષ થવાથી તેની ખુશાલીમાં હીંદુસ્થાનમાં જયુબીલી નામનો મહોત્સવ પામવામાં આવ્યો હતો તેમાં અહિંના નવાબે સારો ભાગ લીધો હતો. તેમણે જ્યુબીલીને દિવસે કેટલાક કેદીને છૂટા કર્યા અને શહેરમાં રોશની કરાવી તથા દારૂખાનું ફોડયું હતું. તેમને પોતાની હદના લોક ખુન કરે તો દેહાંત શીક્ષા કરવાનો હક છે. નવાબ સાહેબના હાલ ૩૫ વરસની ઉમરછે. તે જ્યારે ઈંગ્રેજી છાવણીમાં જાય ત્યારે તેમને લશ્કરી સલામતી અને ૧૩ તોપ ફોડી માન આપવામાં આવે છે.

હજરત નુરખાંન રાજ્યનો કારભારી હતો. તેમને તા. ૧ જાન્યુઆરી સને ૧૮૭૭ ને રોજ દીલ્હીમાં જે બાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં સ્ટાર ઑફ ઇન્ડીઆના કંપેનીઅનનો માનવંતો ખિતાબ આપવામાં આવ્યો હતો.

આ રાજ્યના લશ્કરમાં ૧૫ તોપ, ૬૯ તોપ ફોડનારા, ૧૨૧ ઘોડેસ્વાર, ૨૦૦ પાયદળ, ૨૦૦ ઇરેગ્યુલર પાયદળ અને ૪૯૭ પોલીસ છે.

જાવરા—એ રાજ્યધાનીનું શહેર છે અને તે રેલવે સ્ટેસન છે. તે પીરીઆ નદીપર આવેલું છે. વસ્તી ૨૦૦૦૦ માણસની છે તેમાં ૧૦૦૦૦ હીંદુ નવ હજાર મુસલમાન અને બીજા પરચુરણ છે. આ શહેર અગાઉ એક ઠાકોરનું હતું અને હજુ તેના વંશજ ત્યાં રહેછે. અને તેમને પેનસન મળેછે. આ શહેરની આસપાસ એક પથરનો કોટ છે. આ શહેર રતલામ અને પ્રતાપગઢ સાથે જોડાએલું છે. તે રતલામથી ૨૦ માઈલ

અને પ્રતાપગઢથી ૩૨ માઈલ છે. અહીં અફીણ તોળવાનું કારખાનું, પોસ્ટ અને તારખાનુ નીશાળ અને દવાખાનું છે. તે દરિઆ સપાટીથી ૧૪૫૦ ફુટ ઉંચુ છે.

---

## રતલામ.

આ રાજ્ય ખાસ માળવાના નૈરૃત્યકોણ તરફના ભાગમાં છે. તેના રાજકર્તા જાતે રાઠોડ રજપૂત અને તે મહારાજાની પદ્વિથી ઓળખાયછે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે જાવરાનું રાજ્ય, પૂર્વે હોલકર તથા સિંધિઆ સરકારના જીલ્લા, દક્ષિણે ધારનો મુલક અને પશ્ચિમે વાંસવાડા તથા પરતાપગઢનાં રાજ્ય છે.

આ રાજ્યના તાબામાં ૭૨૯ ચોરસમાઈલ જમીન ૧ શહેર અને ૧૬૨ ગામ છે. તેમાં આશરે ૧૦૦૦૦૦ (એકલાખ) માણસની વસ્તીછે. વસ્તીમાં ૫૪૦૦૦ હિંદુ, ૧૦૦૦૦ મુસલમાન, ૬૦૦૦ જૈનધર્મના લોક, ૧૭૦૦૦ અસલી જાતના લોક અને બીજા પરચુરણ છે. વારસિક પેદાશ આશરે રૂ૧૩૦૦૦૦૦ (તેર લાખ) થાય છે. તે પૈકી ૮૪૦૦૦ સાલમસાહી રૂપીઆ એટલે ૬૬૦૦૦ સિંધિઆ સરકારને ખંડણીના આપેછે; પણ ઈ. સ. ૧૮૪૪ માં એવી ગોઠવણ કરવામાં આવી છે કે ખંડણીના રૂપીઆ સિંધિઆના લશ્કરના ખરચ બદલ ઈંગ્રેજ સરકારને આપવા.

**દેશનું સ્વરૂપ**—મુલક સપાટ, રસાળ અને આબાદ છે. માળવા પ્રાંતમાં જે સારામાં સારા વિભાગ છે, તેમાંનું રતલામનું રાજ્ય એ પણ એક છે. **નિપજ**—ઘઉં, તમાકુ, શેરડી, કપાસ, મકાઈ, બાજરી, જુવાર, તલ, અને ઘણી જાતનાં કઠોર થાયછે. આ મુલકમાં ખસખસના છોડની રોપણી થાય છે, તેમાંથી અફીણ નીપજે છે. હિંદુસ્થાનના ઘણા ભાગમાં અફીણ થાય છે. પણ રતલામના અફીણની બરોબરનું સારૂ અને પ્રસિદ્ધ અફીણ બીજે ઠેકાણે થતું નથી. **નદીઓ**—મહી, એ માળવામાં આવેલા અમઝરા ગામ પાસેના ડુંગરમાંથી નીકળી આ રાજ્યમાં થઈ આગળ જતાં ગૂજરાતમાં પસાર થઈ. લુણાવાડાના રાજ્યમાં થઈ ખંભાતના અખાતને મળે છે. હવા સાધારણ છે. વરસાદ ઘણો વરસે છે. **જાનવર**—વાઘ, ચિત્રા, હરણ, વરૂ વગેરે જંગલી જાનવરો ઘણી જ-

ગોએ જોવામાં આવે છે. ગામ પશુમાં ગાયો, ભેંશો, અને બળદ છે. **લોક**—રજપૂત **ભીલ**, પરચુરણ જાતના હિંદુ અને મુસલમાનો છે. **રેલવે** અજમેરથી ખંડવા સુધીની એક મોટી રેલવે લાઈન છે. તેનો કેટલોક ભાગ આ રાજ્યના મુલકમાં છે અને રતલામ શહેર એ પણ તે ઉપર એક રેલવે સ્ટેશન છે. **મુખ્ય શહેરો**—રતલામ એ રાજધાનીનું શહેર છે. તેમાં રાજકર્તા મહારાજા રહે છે. **દત્તકની સનંદ**—આ રાજ્યને માટે જો રાજકર્તા મહારાજા બીનવારસ મરણ પામે તો વગર નજરાણું આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઈંગ્રેજ સરકાર તરફથી મળેલીછે. વળી ઈ. સ. ૧૮૭૭ માં કૈસરેહિંદ તરફથી પાદશાહી વાવટો પણ મળ્યોછે.

ઈતિહાસ—અહિંના રાજકર્તા રાઠોડ જાતના રજપૂત છે અને તે મહારાજાની પદ્વિથી ઓળખાય છે. રતલામના રાજકર્તાનો મુળ પુરૂષ રતનો હતો. રતનો *જોધપુર (મારવાડ)ના રાજા ઉદયસિંગના સાતમા દીકરા દલપતસિંહના કુંવર મહેસદાસનો કુંવર હતો. આ રાજ્ય શાહજહાન પાદશાહે ઉદયસિંહને બક્ષિસ આપ્યું હતું. જ્યારે રતનસિંગ શાહ-

---

*આ રાજ્ય મારવાડ અથવા જોધપુરનું રાજ્ય એ નામે ઓળખાય છે અને તે રાજપૂતાણામાં આવેલું છે. રાજ્યકર્તા સૂર્યવંશી રાઠોડ રજપૂત છે અને તેઓ મહારાજાની પદ્વિથી ઓળખાય છે. આ રાજ્યનો વિસ્તાર ૩૫૬૭૨ ચોરસ માઈલ જમીનનો છે. વસ્તી આશરે ૨૦૦૦૦૦૦ (વીસ લાખ) માણસની છે. વારસિક પેદાશ ૩૦૦૦૦૦૦ (ત્રીસ લાખ) થાય છે. અહિના રાજર્તા શ્રીરામચંદ્રની વંશના છે. અનેતેમની ઉત્પતિ રામના કુંવર લવની ૫૪ મી પેઢીએ સુમીત્રાથી થઇ ગણાય છે. આ રાજ્યની સ્થાપના કરનાર સીઓજી થઈ ગયો. તેમણે મારવાડની ગાદી પ્રથમ પાલીમાં સ્થાપી. તેમના પછી તે ગાદીએ અસોધામ, દુહર, રાયમલ, કાનલ, જાલન, ચાંદો, થીંદો, સીલક, બીરમદેવ અને ચાંદો એ નામના રાજા થયા. આ રાજાએ પાલીમાંથી પોતાની ગાદી ઉઠાવી મંડોરમાં કરી. ચંદા પછી રણમલ અને તેના પછી જોદ્ધો ગાદીએ બેઠો. જોદ્ધાએ ઇ. સ. ૧૪૫૯ માં જોધપુર વસાવી મારવાડની ગાદી તે શહેરમાં સ્થાપી. તેમના પછી કુંવર સુરજમલ, ગંગદાસ, માલદેવ, અને ઉદયસિંહ એ નામના રાજા થયા. ઉદયસિંહને દિલ્હીના પાદશાહે મહારાજા એવો

જહાન પાદશાહની કચેરીમાં ગયો હતો ત્યારે પાદશાહે તેના બાપની નોકરીની બુજ કરી તેને એક જાગીર બક્ષિસ કરી. રતનસિંગ પોતાની જાગીરનો કબજો લેવા માળવામાં આવ્યો અને ત્યાં એક ગામ વસાવી તેનું નામ પોતાના નામ ઉપરથી રતલામ પાડચું અને ત્યાં પોતાની રાજગાદી કરી. આ પછી ઔરંગજેબ અને તેના ભાઇઓ વચેની એક લડાઈમાં તે મરાયો. તેની પછી તેનો પાટવી કુંવર રામસિંહ ગાદીએ બેઠો. તે ૨૦ વરસ રાજ કરી મરણ પામ્યો. તેની પછી શીવસાહ ગાદીએ બેઠો. તે અપુત્ર મરણ પામ્યો. તેની પછી ગાદીને માટે તકરાર ઉઠી પણ આખરે તેનો અનૌરસ પુત્ર કેશોદાસ ગાદીએ બેઠો. આ રાજાને દિલ્હીના પાદશાહ સાથે અણબનાવ થયો તેથી તેણે તેને પદભ્રષ્ટ કર્યો. અને છત્રસા-

---

ખિતાબ આપ્યો હતો. તેમને ૧૭ કુંવરો હતા. તેમાંના ઘણાએ જુદાં જુદાં રાજ્ય સ્થાપ્યાં તેમાં મુખ્ય—ગોવિંદગઢ, રતલામ, કીસનગઢ અને પીસનગઢ છે. ઉદયસિંહની પછી જોધપુરની ગાદીએ સુરસિંહ, ગજસિંહ, જસવંતસિંહ, અજીતસિંહ, અભયસિંહ, અને રામસિંહ થયા. આ મહારાજા પાસેથી તેના કાકા બખતસિંહે જોધપુરનું રાજ્ય લઈ લીધું. બખતસિંહ પછી તેનો કુંવર વિજયસિંહ ગાદીએ બેઠો. તેમના પછી ભીમસિંહ ગાદીએ બેઠો. તે ઈ. સ. ૧૮૦૪ માં મરણ પામ્યો. તેમના પછી માનસિંહ ગાદીએ બેઠો. આ રાજાના વખતમાં આ રાજ્યને ઇંગ્રેજો સાથે પહેલ વહેલો સંબંધ થયો. આ મહારાજાએ પોતાના જીવતાં પોતાના કુંવર છત્રસિંહને ગાદીએ બેસાડ્યો. મહારાજા છત્રસિંહ ઇ. સ. ૧૮૧૮માં મરણ પામ્યો તેથી પાછો રાજ્યનો કબજો માનસિંહે લીધો. માનસિંહ ઇ. સ. ૧૮૪૩ માં મરણ પામ્યો. તેને પુત્ર નહોતો તેથી મહીકાંઠા એજન્સીના અહમદનગરના રાજા તખતસિંહ દતક થઇ ગાદીએ બેઠા. આથી અહમદનગરની ગાદી ખાલી પડી તે ઈડરના રાજ્ય સાથે જોડી દેવા ઈંગ્રેજે ઠરાવ કર્યો. મહારાજા તખતસિંહ ઈ. સ. ૧૮૭૩ માં મરણ પામ્યા. તેમના પછી વડા કુંવર જસવંતસિંહ ગાદીએ બેઠા. તે જોધપુરના હાલના મહારાજા છે આ મહારાજાને ૧૯ તોપનું માન અને લશ્કરી સલામતી મળેછે. આ રાજ્યના લશ્કરમાં ૫૦૨૦ પેદલ, ૩૫૪૫ સ્વાર, ૨૭૦ તોપ અને ૨૪૦ ગોલંદાજ રાખવાની સત્તા છે. હિ. રાજપુતાણા પા. ૬૯

લને ગાદીએ બેસાડ્યો. આ રાજાએ પાદશાહને દક્ષિણની ઘણી લડાઇ-
ઓમાં મદદ કરી હતી. તેનો કુંવર હઠીસિંગ એક લડાઇમાં મરાયો તેથી
તે ઘણો નારાજ થઇ ગયો અને રાજપાટ પોતાના કુંવરો વચ્ચે વહેચી આ-
પીને પોતે જોગી થઇ ગયો. તેની પછી રતલામની ગાદીએ કેશરીસિંહ
થયો. પણ ઈ. સ. ૧૭૧૭ માં તેને તેના ભાઇ પ્રતાપસિંહે મારી નંખાવી
પોતે રાજ્યનો કબજો લઈ લીધો. આ ખબર કેશરીસિંહના નાના છોકરા
જેસિંહ તેના ભાઇ માનસિંહને આપી. માનસિંહ જે તે વખતે પાદશાહની
કચેરીમાં હતો તે પાદશાહી લસ્કર લઇને રતલામ ઉપર ચડી આવ્યો અને
પ્રતાપસિંહને હરાવી મારી નાખ્યો.

કેશરીસિંહની પછી રતલામની ગાદીએ માનસિંહ થયો. તેણે પોતા-
ના ભાઈ જેસિંહને એક મોટી જાગીર બક્ષીસ કરી. રાજા માનસિંહ
ઈ. સ. ૧૭૪૪માં મરણ પામ્યો. તેની પછી તેનો કુંવર પૃથ્વિસિંહ ગાદી-
એ બેઠો. આ રાજાના વખતમાં મરેઠા લોકોએ રાજ્યમાં ઘણો ઉપદ્રવ
કરવા માંડ્યો. તે ત્રીસ વરસ રાજ કરી ઈ. સ ૧૭૭૪માં મરણ પામ્યો.
તેની પછી તેનો કુંવર પદમશિંહ ગાદીએ બેઠો. આ રાજાના વખત-
માં મરેઠા લોક રતલામ ઉપર ચડી આવ્યા અને રાજાને ખંડણી આ-
પવાની જરૂર પાડી. રાજા પદમસિંહ ઈ. સ. ૧૮૦૧માં મરણ પામ્યો.
તેની પછી પરબતસિંહ ગાદીપતી થયો. આ રાજાના વખતમાં જસવં-
તરાવ હોલકરે રતલામને બે વખત લૂટ્યું. ધારના રાજાએ રતલામ ઉપર
ચડાઈ કરી અને બીજાં અનેક દુઃખ પરબતસિંગ ઉપર આવી પડ્યાં;
પણ આખરે ઇંગ્રેજ સરકારે તેને મદદ કરી. પરબતસિંહ ઇ. સ. ૧૮૨૬
માં મરણ પામ્યો. તેની પછી બળવંતસિંહ ગાદીએ બેઠો. તે કાચી ઉ-
મરનો હતો તેથી રાજ્ય વહિવટ ઇંગ્રેજ સરકાર તરફથી ચાલતો હતો.
ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે રાજા બળવંતસિંહે ઇંગ્રેજની સારી
નોકરી બજાવી હતી. તે ઈ. સ. ૧૮૫૮માં અપુત્ર મરણ પામ્યો. તેની
પછી ભૈરવસિંહ ગાદીએ બેઠો. આ રાજા રાજ્ય ચલાવવાને ઘણો અ-
શક્ત હતો. તેણે રાજ્યની કુલ સત્તા પોતાના દિવાનને સોંપી. આ
દિવાને રૈયતને ઘણી પીડી. આની રાજાને ખબર પડવાથી તેણે તેનાથી
મુક્ત થવા પ્રયત્ન કરવા માંડ્યો. એટલામાં તે ઈ. સ. ૧૮૬૪ માં
મરણ પામ્યો.

ભૈરવસિંહ પછી તેનો કુંવર રણજીતસિંહ રતલામની ગાદીએ બેઠો. તે કાચી ઉમરનો હતો તેથી ઈંગ્રેજ સરકારે ત્યાં રાજ્ય ચલાવવાને મીર સહામત અલીખાન સી. એસ. આઈ. ને નીમ્યો. આ વખત રાજ્યમાં ઘણો સુધારો થયો. હાલના મહારાજા રણજીતસિંહ છે. ઇ. સ. ૧૮૭૬ના જાનેવારી માસમાં મહારાજા રણજીતસિંહ ઈંદોરમાં પ્રિન્સ ઓફ વેલ્સને માન આપવાને ગયા હતા. વળી તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ના રોજ મહારાણી વિકટોરીઆએ હિંદને માટે કૈસરેહિંદ એવો ખિતાબ ધારણ કર્યો તે બાબત પાયતખ્ત દિલ્હીમાં લૉર્ડલીટને પાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં મહારાજા ગયા હતા.

તા. ૧૬ ફેબ્રુઆરી સને ૧૮૮૭ના રોજ મહારાણી વિકટોરીઆને રાજ કર્યાને પુરાં ૫૦ વરસ થયાં તેથી હિંદુસ્થાનમાં જ્યુબીલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો. તેમાં રતલામના મહારાજાએ પણ સારો ભાગ લીધો હતો. તેમણે તે દિવસે કેટલાક કેદીઓને છુટા કર્યા અને એક કન્યાશાળાનો પાયો નાખ્યો. મહારાજાએ ઈંદોર રેસીડેન્સી રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કર્યોછે. હાલ તેમની ઉમર ૩૦ વરસની છે. તેમને ઉતરતા દરજાની સત્તા છે. આ રાજ્યને માટે ૧૧ તોપનું માન મળેછે. પણ મહારાજા રણજીતસિંગને તેમની હયાતી સુધીને માટે ૧૩ તોપનું માન મળવા માટે ઠરાવ થયોછે. આ રાજ્યના રાજા પશ્ચિમ માળવાના રજપૂત સરદારોમાં પહેલે નંબરે છે. આ રાજ્યના લશ્કરમાં ૧૨ ગોલંદાજ, ૫ લડાઇની તોપ, ૧૩૬ ઘોડે સ્વાર, ૧૯૮ પાયદળ અને ૪૬૧ પોલીસ છે. આ રાજ્યમાં (ઈ. સ. ૧૮૮૨માં) ૨૪ નિશાળો, કેદખાનું, સારા રસ્તા અને દવાખાનું છે.

રતલામ—એ રાજધાનીનું મુખ્ય શહેર છે. અને તેમાં મહારાજા રહેછે. તે સમુદ્ર સપાટીથી ૧૫૭૭ ફુટ ઉંચુ છે. વસ્તી ૩૧૦૦૦ માણસની છે તેમાં ૧૮૦૦૦ હિંદુ, ૭૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ લોક છે. રતલામ શહેર અફીણનું મુખ્ય મથક છે. બજાર સારૂં છે. આ શહેરમાં નવો રાજમહેલ દવાખાનું. પોસ્ટઓફીસ અને કૉલેજ છે.

—❧—

## પન્ના.

આ રાજ્ય બુંદેલા જાતના સૂર્યવંશી રજપૂત રાજાને તાબે છે. અને તે મહારાજાની પદ્વિથી ઓળખાય છે. આ રાજ્ય બુંદેલખંડના પૂર્વ ભાગમાં છે સીમા.—આ રાજ્યની ઉત્તરે બંદાનો મુલક અને ચરકારીનું રાજ્ય, પૂર્વે કોથ, સોહાવલ અને અજયગઢનાં દેશી રાજ્ય દક્ષિણે દમોર અને જબલપોરનો મુલક અને પશ્ચિમે છત્રપુર અને અજયગઢનાં દેશી રાજ્ય આવેલાંછે. આ રાજ્યના તાબામાં ૨૫૬૮ ચોરસમૈલ જમીન તથા આશરે ૧૦૦૦૦૦ (એકલાખ) માણસની વસ્તી છે. વાર્ષિક ઉપજ રૂ. ૫૦૦૦૦૦ (પાંચલાખ) ને આશરે થાયછે. દેશનું સ્વરૂપ—મુલક ડુંગરી તથા હવા ગરમ પણ સારીછે. જમીન રસાળ છે તેમાં ઘઉં, બાજરી, જુવાર, કોદ્રાળ, કપાસ, શેરડી, ગળી અને તલ તથા અળસી વગેરેની નિપજ થાયછે. વર્ષાદ ઈશાનકોણ તરફથી આવેછે. જાનાવર—જંગલોમાં વાઘ, ચિત્રા, હરણ, વરૂ, સાબર અને બીજા ઘણાં જાતનાં ફાડી ખાનારાં જનાવર છે. ગામ પશુમાં ગાય, બળદ, ભેંશો વગેરે છે. લોક—બુંદેલા રજપૂત, આહીર, ચંદેલી, ધંદેલી, મરેઠા, અને ગુર્જર વીગેરેછે. આ રાજ્યના મુલકમાંની ખાણોમાંના હીરા ઘણા પંકાય છે. ઝરણા પરણાના હીરા કહેવાય છે. તે આજ મુલકના જાણવા. મુખ્ય શહેર પન્ના એ રાજધાનીનું શહેરછે. તેમાં રાજકર્તા મહારાજા રહેછે. એ શહેર જબલપુર અને અલ્હાબાદવાળી રેલવે લાઇનછે તેના ઉપરના બાંદેના રેલવે સ્ટેશનથી દક્ષિણમાં ૭૫ મૈલને છેટેછે. દત્તકની સનંદ આ રાજ્યને માટે જો પછાડી વારસ પુત્ર ન હોય તો વગર નજરાણાં આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દતક લેવાની સનંદ ઈંગ્રેજ સરકારે આપેલી છે. તેમજ સને ૧૮૭૭ના સાલમાં કૈસરેહિંદ તરફથી સેનાશાહી વાવટો પણ મળ્યો છે.

ઇતિહાસ—પન્નાના રાજા હીરદીશાહના વશંજ છે. હીરદીશાહ મહારાજા છત્ર સાલનો છોકરો હતો. જ્યારે અંગ્રેજોએ બુંદેલખંડનો કબજો લીધો ત્યારે પન્નામાં કીશોરસિંગ નામનો રાજા રાજ કરતો હતો. કીશોરસિંગને ઈ. સ. ૧૮૦૭ તથા ૧૮૧૧માં સનંદ કરી આપવામાં આવી હતી. રાજા કીશોરસિંગને તેની ગેરવર્તણુકને લીધે દેશ નિકાલ

ર્યો ત્યાં તે ૧૮૩૪માં મરણ પામ્યો. તેના પછી હર બન્સીરાવ ગાદીએ બેઠો તે ઈ. સ. ૧૮૪૯માં વગર વારસે મરણ પામવાથી તેનો ભાઈ નરપતસિંગ ગાદીએ બેઠો. આ રાજાએ ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે અંગ્રેજને સારી મદદ કરી હતી. તેના બદલામાં અંગ્રેજે તેને દત્તકની સનંદ, રૂ. ૨૦૦૦૦ની કીમતનો પોશાક અને ૧૧ તોપનું માન આપ્યું. મહારાજા નરપતસિંગ પછી તેનો વડો પુત્ર રૂદ્રપરતાબસિંગ ઈ. સ. ૧૮૭૦માં ગાદીએ બેઠો તે હાલનો મહારાજા છે. મહારાજા ઈ. સ. ૧૮૭૫માં પ્રીન્સ ઑફ વેલ્સની મુલાકત લેવા પોતે કલકતે ગયા હતા. સન ૧૮૭૬ના જાનેવારીની પહેલી તારીખે દિલ્હીમાં દરબાર ભર્યો હતો. ત્યાં તેને પ્રીન્સેસ્ટાર ઑફ ઇન્ડીઆના નાઇટ કમાન્ડરનો ખિતાબ આપ્યો. હીઝહાઈનેસ મહારાજા શ્રીરૂદ્રપ્રતાબસિંગ બહાદુર, કે, સી, એસ, આઈ, તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ને રોજ દિલ્હીમાં બાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં ગયા હતા. આ વખતે તેમને ૧૧ તોપનું માન મળતું તે વધારીને ૧૩ તોપનું માન આપ્યું. તા. ૧૬ ફેબ્રુઆરી સને૧૮૮૭ના રોજ હિંદુસ્થાનમાં જ્યુબીલી નામનો મહોત્સવ,મહારાણી વિકટોરીઆને રાજ્ય કર્યાને પુરાં ૫૦ વર્ષ થયાં તેની ખુશાલીમાં પાળવામાં આવ્યો હતો તેમાં મહારાજાએ પણ પોતાના તરફનો મહારાણી ઉપરનો પ્રેમ ભાવ સારી રીતે દેખાડી આપ્યો હતો. મહારાજાની ઉમર હાલ ૪૦ વરસની છે. તેમને હલકા દરજાની સત્તા અને જ્યારે તે ઈંગ્રેજી છાવણીમાં જાય ત્યારે લશ્કરી સલામતી અને ૧૩ તોપ ફોડી માન આપવામાં આવેછે. આ રાજ્યના લશ્કરમાં ૨૫૦ ઘોડેસ્વાર, ૨૪૪૦ પ્યાદલ ૧૯ તોપ અને ૬૦ ગોલંદાજ છે.

પન્ના એ રાજધાનીનું શહેર છે આ શહેર સમુદ્ર સપાટીથી ૧૧૪૭ ફુટ ઊંચુ છે ને બંદાથી જબલપુરના રસ્તાપર બંદાથી ૬૨ મૈલ અને જબલપુરથી ૧૬૯ મૈલ છે વસ્તી ૧૫૦૦૦ માણસની છે. તેમાં ૧૨૫૦૦ હિંદુ ૨૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ છે શહેરનાં ઘરો પથ્થરથી બાંધેલાં છે. શહેરમાં ઘણાં હિંદુ દેવલોછે તેમાં શ્રીકૃશ્નના બાઇબળદેવનું મોટું અને સુંદર દેવળ છે. રાજાને માટે બાંધેલો નવો રાજમહેલ ઘણો શોભાયમાન છે. આ શહેરમાં પોસ્ટઑફીસ છે.

---

## રાજગઢ.

આ રાજ્ય માળવામાં ઓમતવાડાના ઉત્તર ભાગમાં છે. તેની ઉત્તરે રજપૂત સંસ્થાનમાંનું કોટાનું રાજ્ય, પૂર્વે અને પશ્ચિમે સિંધિયા સરકારનો મૂલક અને દક્ષિણે નરસિંહગઢનું રાજ્ય છે. રાજ્યકર્ત્તા—જાતના ઓમત રજપૂત છે ને તે રાવતની પદ્વિથી ઓળખાય છે. આ રાજ્યગઢ અને નરસિંગગઢ એ બે રાજ્ય ઓમતવાડામાં છે. ઓમતવાડાના મૂલકની લંબાઈ ઉત્તર દક્ષિણ ૫૦ મૈલ ને પહોળાઈ ૧૫ મૈલ છે; તેમાંથી ઉત્તર તરફનો ભાગ રાજ્યગઢ તાબે છે. અને દક્ષિણ તરફનો ભાગ નરસિંગ ગઢ તાબે છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૬૫૫ ચોરસ માઈલ જમીન અને ૩૩૮ ગામ તથા તેમાં આશરે ૧૧૭૦૦૦ માણસની વસ્તી છે. વાર્શીક ઉપજ ૫૦૦૦૦૦ (પાંચ લાખ) ને આશરે થાયછે તેમાંથી રૂ૮૫૧૭૦ સિંધિઆ સરકારને તલીઅન પ્રગણાને માટે ખંડણીના આપે છે અને રૂ૧૦૦૦ કાલ્પી પ્રગણાને માટે ઝાલાવાડના રાજાને ખંડણીના આપેછે. દેશનું સ્વરૂપ—આ રાજ્યનો મૂલક ખાસ માળવામાં છે. મૂલક ઉંચાણમાં છે તથા તેનો ઉતાર ઉત્તર તરફનો છે મૂલક સપાટ અને ઘણો રસાળ છે. તેમાં નીપજ ઘઉં, તમાકુ, શેરડી, ગળી, કપાસ, કઠોર અને ખસખસ થાયછે. ખસખસના છોડવામાંથી અફીણ થાયછે. નદી નેવાજ અને પારવતી એ બે છે તે દક્ષિણ તરફથી આવી ઉત્તર તરફ જાયછે. લોક—રજપૂતા મરેઠા, પીંઢારા, ભીલ તથા થોડા મૂસલમાન છે. મુખ્ય શહેર—રાજગઢ એ રાજધાનીનું શહેર છે. તેમાં રાજ્યકર્ત્તા રાવત રહેછે. એ શહેર મંદુસરના રેલવે સ્ટેશનથી પૂર્વમાં ૧૦૦ માઈલને છેટે છે. તેમજ રાજગઢથી નરસિંગગઢ અગનીકોણે ૪૦ મૈલ તથા ત્યાંથી ભોપાળનું રેલવે સ્ટેશન ૫૦ માઈલને છેટે છે.

ઈતિહાસ—આ રાજ્યના રાજ્યકર્ત્તા રાવત કહેવાય છે. અને તેઓ ઓમત જાતના રજપૂત છે. અહીંના રાજ્યકર્ત્તા ભોજરાજાના વંશજોછે. ઈ. સ. ૧૬૮૧ માં અહિંના સરદારનો છોકરો દિવાન હતો તેણે પોતાના પિતાને રાજ્યના ભાગ પાડવાની જરૂર પડી. આથી દિવાનને ભાગ મૂલક આવ્યો તે નરસિંહગઢ કહેવાય છે. અને રાવતને ભાગ જે મુલક આવ્યો તે રાજગઢ કહેવાય છે. અગાડી જતાં રાજગઢ સિંધિઆનું ખંડીયું

રાજ થયું. આ રાજ્યમાં ઘણો ગેરવહીવટ ચાલવા લાગ્યો. તેનો ખજાનો ખાલી પડવાથી ઈંગ્રેજ સરકારે તેનો કબજો પોતાને હાથ લીધો. અને તેને દેવામાંથી મુક્ત કરી ઈ. સ. ૧૮૫૬ માં ત્યાંના રાવતને ત્યાંનો અખતીયાર સોંપ્યો. રાજ્યગઢના રાવત મોતીસિંગે ઈ. સ. ૧૮૭૧ માં મુસલમાન ધર્મ પાળ્યો. અને પોતે અબ્દુલવાસીખાન એવું નામ ધારણ કર્યું. ઈ. સ. ૧૮૭૨ માં ઈંગ્રેજ સરકારે તેને નબાબનો ખિતાબ અને ૧૧ તોપનું માન આપ્યું. ઇ. સ. ૧૮૮૦ માં મહમદ અબદુલવાસીખાન મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર બખતાવરસિંગ ગાદીએ બેઠો. તે ઈ. સ. ૧૮૮૨ માં મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર બલબહાદુરસિંગ ગાદીએ બેઠો. તે હાલનો રાવત છે. જ્યારે મોતીસિંગે મુસલમાન ધર્મ પાળ્યો ત્યારે રાવત છેક બાળક હતો, તેથી ત્યાંના બયાતોએ તેને રજપૂત કાયમ ગણ્યો. આ રાવતને ૧૧ તોપનું માન મળે છે અને હલકા દરજાની સત્તા છે.

આ રાજ્યના લસ્કરમાં ૨૪૦ ઘોડેસ્વાર, ૩૬૦ પ્યાદળ, ૪ લડાઈની ને બીજી ૮ તોપ અને ૧૨ ગોલંદાજ છે.

રાજગઢ એ રાજધાનીનું શહેર છે તેમાં રાજા રહે છે વસ્તી ૭૦૦૦ માણસોને આશરે છે. તેમાં ૫૦૦૦ હિંદુ અને ૨૦૦૦ મૂસલમાન છે આશરે સમુદ્ર સપાટીથી ૧૨૦૦ ફુટ ઉંચુ છે.

---

## નરસિંહગઢ.

આ રાજ્ય માળવામાં ઓમતવાડાના દક્ષિણ ભાગમાં છે. તેની ઉત્તરે રાજગઢનું રાજ્ય, દક્ષિણે સિંધિઆ સરકારના મુલકની પાસેની જાગીરો, પૂર્વે ભોપાળનું રાજ્ય અને પશ્ચિમે સિંધિઆ સરકારનો ઉજ્જણ પ્રાંત છે. રાજકર્ત્તા—જાતના ઓમત રજપૂત અને તે રાજાના ખિતાબથી ઓળખાય છે. આ નરસિંહગઢ અને રાજગઢ એ બે રાજ્ય ઓમતવાડામાં છે. ઓમતવાડાના મૂલકની લંબાઈ ઉત્તર દક્ષિણ ૫૦ મૈલ અને પહોળાઇ ૫૫ મૈલ છે. તેમાંથી ઉત્તર તરફનો ભાગ રાજગઢને તાબેછે. અને દક્ષિણ તરફનો ભાગ નરસિંહગઢને તાબે છે. નરસિંહગઢના રાજ્યનો વિસ્તાર ૬૨૩ ચોરસમૈલ જમીન અને તેમાં ૪૧૭ ગામ છે. વસ્તી ૧૧૨૦૦૦ માણસની છે. વાર્ષિક ઉપજ ૩૫૦૦૦૦ ને આશરે થાયછે.

ખંડણી રૂ૮૫૦૦૦ ભોપાળ ચલણી હોલકર સરકારને આપેછે. અને તે રૂ૧૨૦૦ હાલી સિંધીઆ પાસેથી અને રૂ ૫૧૦૦૦ દેવાસના રાજા તરફથી મળે છે.

દેશનું સ્વરૂપ—આ રાજ્યનો મુલક ખાસ માળવામાં છે. મુલક ઊંચાણનો છે તથા તેનો ઉતાર ઉત્તર તરફનો છે. મુલક સપાટ અને ઘણો રસાળ છે તેમાં નિપજ—ઘઉં, તમાકુ, શેરડી, ગળી, કપાસ, કઠોળ અને ખસખસ થાયછે. ખસખસના છોડવામાંથી અફીણ થાયછે. નદીનેબાજ, પારવતી અને કાળીસિંધ છે. તે દક્ષિણ તરફથી આવી ઉત્તરમાં જાય છે લોક—રજપૂત મરેઠા પીંઢારા અને ભીલ તથા મૂસલમાન છે મુખ્ય શહેર—નરસિંહગઢ એ રાજધાનીનું શહેર છે. તેમાં રાજા રહેછે આ શહેર ભોપાળના રેલવે સ્ટેશનથી વાવ્યકોણમાં ૫૦ મૈલને છેટે છે.

ઈતિહાસ—આ રાજ્ય રાજગઢનો એક ભાગછે અને તે ઈ.સ.૧૬૬૦માં તેનાથી જુદું પડયું હતું. અજબસિંગ તે રાજગઢના રાવતનો દિવાન હતો. તેણે રાજગઢના મુલકમાંથી કેટલાંક પ્રગણાં લઈ લીધાં અને નરસિંહગઢ નામનું રાજ્ય સ્થાપી ત્યાં રાજ કરવા માંડયું. તે ઈ. સ. ૧૬૬૦માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો પરસારાંમ ગાદીએ બેઠો. ઈ. સ. ૧૬૮૧ માં તેણે રાજગઢના રાવતને તેના મુલકના ભાગ પાડવાની જરૂર પાડી અને તેથી નરસિંહગઢ અને બીજો કેટલોક મુલક પોતાના હાથમાં આવ્યો. આ પછીનો ઈ. સ. ૧૮૨૭ સુધીનો તેમનો ઇતિહાસ માલમ પડ્યો નથી. ઈ. સ. ૧૮૨૭ માં ચેનસિંગે સિહોર આગળ અંગ્રેજી છાવણી હતી તેનાપર હુમલો કર્યો પણ તેમાં તે મરાયો. તેના પછી હનવંતસિંગ ગાદીએ બેઠા તેને અંગ્રેજ સરકારે ઈ. સ. ૧૮૭૨ માં તેના નિમકહલાલપણાને અને અંગ્રેજ પ્રત્યે તેની સારી વર્તણુંકને માટે રાજાનો કિતાબ આપ્યો. હીઝહાઇનેસ રાજા પરતાબસિંગ બહાદુર જાતે ઉમત જાતના રજપૂત છે. હીઝહાઇનેસ રાજા પરતાપસિંગ બહાદુર હાલના રાજાછે. તે બુદ્ધિમાન અને દયાળું છે તે હાલ ૩૮ વરસની ઉમરે છે તે અંગ્રેજી છાવણીમાં જાય તે વખતે તેમને લશ્કરી સલામની અને ૧૧ તોપનું માન મળે છે. તેમને હલકા દરજાની સત્તા છે. આ રાજાના લશ્કરમાં ૨૪ ગોલંદાજ ૯૮ ઘોડેસ્વાર ૬૨૬ પ્યાદલ અને ૧૦ તોપ છે.

નરસિંહગઢ—એ રાજધાનીનું શહેર છે. વસ્તી ૧૧૦૦૦ માણસની શરેછે.

શહેરથી ઉંચાણમાં ટેકરીપર એક કિલ્લો બાંધેલો છે. તે ઈ. સ. ૧૭૮૦ માં અચલસિંગે બાંધ્યો હતો. આ કિલ્લામાં રાજ મહેલ છે અને ત્યાં રાજા રહે છે. આ શહેરમાં પોષ્ટ આફીસ અને દવાખાનું છે.



## ઝાબુવા.

આ રાજ્ય માળવાના નૈરૂત્યકોણ તરફના ભાગમાં છે. તેના રાજકર્તા રાઠોડ જાતના રજપુત અને તે રાજાની પદ્વિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે વાંસવાડાનું રાજ્ય, ઇશાનકોણ અને પૂર્વ દિશાએ ધારનો મુલક, જોબટ અને આલી રાજપુરનો મુલક અને પશ્ચિમે ગુજરાત પ્રાંતના પંચમહાલ જીલ્લાનું દાહોદ પ્રગણું છે. આ રાજ્યના તાબામાં ૧૩૩૬ ચોરસ મૈલ જમીન તથા તેમાં ૭૮૫ ગામ છે. તેમાં ૧૦૦૦૦૦ (એક લાખ) માણસની વસ્તી છે. વાર્ષિક ઉપજ સુમારે ૨૦૦૦૦૦ (બે લાખ) થાયછે તે પૈકી હોલકર સરકારને ખંડણી ભરેછે.

દેશનું સ્વરૂપ—મુલક ઝાડી અને ડુંગરોથી ભરેલો છે. વસ્તી ઘણું કરીને ભીલ જેવા આળસુ જાતના લોક વિશેષ છે તેથી ઘણી જમીન પડતર રહેછે. દક્ષિણ ભાગમાં વિંધ્યાદ્રિ પર્વતની ઓળછે. નિપજ—ઘઉં તમાકુ, શેરડી, કપાસ, ડાંગર, મગ, અડદ, મકાઈ, બાજરી, જુવાર અને કોદ્રા થાયછે. લોકમાં મોટો ભાગ ભીલ લોકનો છે. તેથી થોડા રજપૂત વગેરે હિંદુ અને મુસલમાનો છે. મુખ્ય શહેર ઝાબુવા એ રાજધાનીનું શહેર છે. તેમાં રાજા રહેછે. એ શહેર રતલામના રેલવેસ્ટેશનથી નૈરૂત્યકોણમાં ૫૦ મૈલને છેટેછે તેમજ દાહોદથી પૂર્વે અને અગ્નિકોણના ભાગ તરફ ૨૦ મૈલને છેટેછે.

ઇતિહાસ—અહીંના રાજકર્તા રાઠોડ જાતના રજપૂત છે અને તે રાજાની પદ્વિથી ઓળખાય છે. તેઓ જોધપુરના રાજકર્તાના કુટુંબીઓ છે. ઝાબુવા અઢીસો વરસપર ઝાબુ નાયક નામના એક પ્રખ્યાત બહારવટીઆનું રહેઠાણ હતું. અને તેપરથી તેનું નામ ઝાબુઆ પડ્યું છે. ઝાંબુનાયકે તે પહાડી મુલક લઈ ત્યાં કિલ્લો બાંધ્યો હતો. હાલના રાજાના વડીલ કિશ્નદાસે દિલ્હીના બાદશાહ અલ્લાઉદ-દીનને ઝાબુવાના ભીલ સરદારો જેમણે ગુજરાતના હાકેમના એક કુટુંબીને મારી નાંખ્યો હતો

તેમને શિક્ષા કરવામાં અને બંગાળાની સત્તા પાછી મેળવી આપવામાં સારી મદદ કરી હતી, તેથી અલ્લાઉદ-દીને ભીલ સરદારો પાસેથી જીતી લીધેલો સઘળો મુલક તેને બક્ષિસ કર્યો અને રાજાનો ખિતાબ આપ્યો. આ પ્રમાણે કેટલાંક વરસ સૂધી તે રાજય તેના વંશજોના હાથમાં રહ્યું; પણ આખરે હોલ્કરે તેનો ઘણો મુલક લેઈ લીધો તેથી તે રાજ્યની ઉપજ માત્ર નામની હતી; પણ હોલ્કરે તે જીતેલા મુલકની ચોથ ઉઘરાવવાનું કામ રાજાને સોંપ્યુ હતું. ઝાંબુઆના રાજ્યમાં આશરે ૧૨ કુટુંબોછે તેઓ હોલ્કરને દર વરસે રૂ. ૧૫૦૦૦ ખંડણીના આપેછે. અને રૂ.૨૫૦૦૦ ઝાબુવાના રાજાને આપેછે. રૂ.૩૫૦૦૦ની ખંડણીને માટે હોલ્કર ઝાબુવાના રાજા પાસે હક કરતો હતો. તેના બદલામાં અંગ્રેજ સરકારની મારફતે કેટલીક જમીન આપી ચુકાદો કર્યો. ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે રાજા ફક્ત ૧૫ વરસનો હતો તોપણ અંગ્રેજને સારી મદદ કરી હતી. રાજા ગોપાલસિંગ હાલના રાજા છે. તેમની ઉમર હાલ ૪૫ વરસની છે. તેમને ૧૧ તોપનું માન મળેછે અને તેમને હલકા દરજાની સત્તા છે. આ રાજ્યમાં ઝાબુવા, રામાપુર, અને કંદલામાં દવાખાનાં અને નિશાળો છે વળી રામભાપુર આગળ એક નિશાળ છે આ રાજયના લશ્કરમાં ૫૦ ઘોડેસવાર અને ૨૦૦ પ્યાદળ છે.

ઝાબુવા એ રાજધાનીનું શહેર છે. અને તેમાંથી જાલોદના રસ્તાપર મોથી ૮૨ મૈલ અને ઝાલોદથી ૩૬ મૈલછે. શહેરની આસપાસ એક કોટ છે ત્યાં એક નાંનું સરોવર છે. ઉત્તરે તરફના કીનારાપર રાજાનો મહેલ અને કેટલાંક દેવલ છે. શહેરમાં દવાખાનું, પોષ્ટઓફીસ અને નિશાળ છે.

---

## સીલાણા.

આ રાજ માળવા એજન્સીમાં રજપૂત રાજાના તાબામાં છે. અને તે રાજાની પદ્વિથી ઓળખાય છે **વિસ્તાર**—આ રાજના તાબામાં ૫૦૦ ચોરસમાઈલ જમીન છે. તથા તેમાં આશરે ૩૦૦૦૦ માણસની વસ્તી છે. વારસીક ઉપજ આશરે રૂ૧૪૮૦૦૦ ની થાયછે અને રૂ૪૨૦૦૦ સલીમસાહી ખંડણીના ભરેછે.

આ રાજ્ય રતલામનો એક ભાગ હતો, તે ઈ. સ. ૧૭૦૯ માંજ્યારે

રતલામનો રાજા કેશરીસીંગ મરણ પામ્યો ત્યારે તે રતલામથી જુદું પડયું. અને ત્યાં તેનો બીજો છોકરો જયસીંગ રાજ કરવા લાગ્યો. હીઝહાઇનેસ રાજા ધુલીસીંગ બહાદુર જાતે રાઠોડ રજપૂત છે અને તે છત્રશાળ રાજાના પૌત્ર જયસીંગના વંશજ છે. રાજા રાજ્યકારોબારમાં સારો ભાગ લેછે. રાજાનો જન્મ ઈ. સ. ૧૮૩૮ માં થયો હતો અને તેથી તેમની ઉમર હાલ ૫૧ વરસની છે. તેમને હલકા દરજ્જાની સત્તા છે અને તેમને ૧૧ તોપનું માન મળે છે આ રાજ્યના લશ્કરમાં ૪૦ ઘોડેસ્વાર, ૨૨૫ પાયદળ, ૩ તોપ ને ૧૫ ગોલંદાજ છે.

સીલાણા—એ રાજધાનીનું શહેર છે તે રતલામથી વાવ્યકોણમાં ૧૨ માઈલ અને નમલીસ્ટેશનથી પશ્ચિમમાં ૬ માઈલ છે; વસ્તી આશરે ૪૦૦૦ માણસની છે. આ શહેરમાં પોષ્ટ ઓફીસ અને દવાખાનું છે.

---

## સીતામૌવ.

આ રાજ્ય ખાસ માળવા પ્રાંતના પૂર્વ ભાગમાં છે. તેના રાજકર્તા રાઠોડ જાતના રજપૂત અને તે રાજાની પદ્ધિથી ઓળખાય છે.

**સીમા**—આ રાજ્યની ઉત્તરે મંદુસર જીલ્લો, દક્ષિણે જાવરાનું રાજ્ય, પૂર્વે ઝાલાવાડના રાજ્યની નળકીડી અને પશ્ચિમે પરતાપગઢનું રાજ્ય છે. આ રાજ્યમાં ૩૫૦ ચોરસમાઇલ જમીન તથા તેમાં ૩૧૦૦૦ માણુસની વસ્તી છે. વારસીક ઉપજ ૧૯૦૦૦૦ ( એક લાખ નેવું હજાર )ને આશરે થાયછે. આ રાજ્ય સિંધિઆ સરકારને ૩૫૫૦૦૦ (પંચાવન હજાર સલીમસાહી ખંડણીના આપે છે.

**દેશનું સ્વરૂપ**—મુલક સપાટ, આબાદ અને રશાળ છે. તેમાં ડાંગર, ઘઉં, બાજરી, કપાસ, તમાકુ, કઠોળ, શેરડી, અને ખસખસના છોડ થાયછે. મુખ્ય નદી ચંબલ છે. લોક—રજપુત, ભીલ અને થોડા મૂસલમાન છે મુખ્ય શહેર સીતામૌવ, એ રાજધાનીનું શહેર છે. તેમાં રાજા રહે છે.

**ઇતિહાસ**—સીતામૌવ એ રતલામનો એક ભાગ હતો; પણ ઈ. સ. ૧૬૯૦ માં રતલામના રાજા રામસીંગના મરણ વખતે તે રતલામથી જુદું પડયું. અને ત્યાં તેનો બીજો છોકરો કેશરદાસ રાજ કરવા લાગ્યો.

હીઝહાઈનેસ રાજા ભવાનશીંગ હાલના રાજા છે. અહિના રાજા રતલામના રાજાઓના વંશજો છે. રાજાએ ઈ. સ. ૧૮૫૭ ના બળવા વખતે ઈંગ્રેજની સારી સેવા બજાવી હતી અને તેના બદલામાં ઈંગ્રેજ શરકારે તેને પોશાક આપ્યો હતો. રાજાની ઉમર હાલ ૫૨ વરસની છે અને તેમને ૧૧ તોપનું માન મળેછે. આ રાજ્યના લશ્કરમાં ૧૦૦ પાયદળ ૪૦ ઘોડેસ્વાર અને ૬ તોપ છે.

સીતામાવ—એ રાજધાનીનું શહેર છે અને તેમાં રાજા રહે છે. વસ્તી આશરે ૬૦૦૦ માણસની છે તેમાં ૪૦૦૦ હિંદુ ૧૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ લોક છે. આ શહેર નીમચથી ૪૮ માઈલ અને આગરથી ૫૮ માઈલને છેટે છે. આ શહેર મંદુસરના રેલવે સ્ટેશન અને પોસ્ટઓફીસથી ૧૭ માઈલ છે.

---

## સપતર.

આ રાજ્ય સૂર્યવંશી બુંદેલા રજપૂત રાજાના તાબામાં છે. અને રાજકર્તા મહારાજાની પદ્વિથી ઓળખાય છે. સપતરનું રાજ્ય બુંદેલખંડના વાવ્યકોણના ભાગમાં દતિઆના રાજ્યની પૂર્વમાં છે. સીમા—આ રાજ્યની ઉત્તરે અને પશ્ચિમે ગ્વાલીયર, દક્ષિણે અગ્નિકોણે અને નૈરૂત્યકોણે ઝાંસી અને પૂર્વે જેલમનો મુલક છે. તેમાં ૧૭૫ ચોરસ મૈલ જમીન એક શહેર અને ૮૭ ગામ છે અને વસ્તી ૭૫૦૦૦ (પોણો લાખ) માણસની છે. વાર્ષિક ઉપજ રૂ.૪૦૦૦૦૦ (ચાર લાખને) આશરે થાયછે.

દેશનું સ્વરૂપ—મુલક ઘણું કરીને સપાટ પણ પથરીઆ છે. પાણીની આમદાની સારી છે. હવા ગરમ પણ સુખદાયક છે. જમીન રસાળ છે. તેમાં ઘઉં, બાજરી, જુવાર, કપાસ, શેરડી, ગળી, અને કોદ્રા વગેરેની નિપજ થાયછે. લોકમાં મુખ્યત્વે કરીને બુંદેલ, આહીર, ચંદેલી, ઘંદેલી મરેઠા અને ગુર્જર છે. નદી સિંધ અને પુહુ છે. મુખ્ય શહેર સપતર એ રાજધાનીનું શહેર છે. તેમાં મહારાજા રહેછે. એ શહેર ગ્વાલિયરથી અગ્નિકોણમાં ૫૮ મૈલને છેટેછે. દતકની સનદ—આ રાજ્યને માટે જો રાજકર્તા મહારાજા બીન વારસ મરણ પામે તો તેની પાછળ વગર નજરાણા આપે હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે દતક લેવાની સનદ ઈંગ્રેજ

સરકાર તરફથી મળેલી છે. તેમજ સને ૧૮૭૭ની સાલમાં કૈસરેહિંદ તરફથી પાદશાહી વાવટો પણ મળ્યો છે.

ઇતિહાસ—આ રાજ્ય ઈ. સ. ૧૭૬૨માં દતીઆના રાજ્યથી જુદું પડ્યું, રાજકર્તા ગુર્જર આહીર જાતના રજપૂત છે. જ્યારે ઈ. સ. ૧૮૦૫ માં હોલ્કર અને સિંધીઆની હાર થઈ ત્યારે સપતરના રાજા રણજીતસીંગે અંગ્રેજોની મદદ માગી પણ તે તેને મળી નહિ. આખરે ઈ. સ. ૧૮૧૭માં તેની સાથે સલાહ થઈ જેથી અંગ્રેજોએ તેનું રક્ષણ કરવા કબુલ કર્યું. રાજા રણજીતસિંગ ઈ. સ. ૧૮૨૭માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો હિંદુપત ગાદીએ બેઠો તે હાલનો મહારાજા છે. જ્યારે મહારાજા હિંદુપત પુખ્ત ઉમરનો થયો ત્યારે તે ગાંડો થયો. તેથી તેની રાણી રાજ્યના મુખ્ય અમલદારો અને ઠાકોરોની મસલતથી રાજકારભાર પોતે ચલાવવા લાગી. ઈ. સ. ૧૮૬૪માં મહારાજાના વડાપુત્ર છત્રસિંગે પોલિટીકલ એજંટને અરજ કરી કે રાણી સઘળો ખજાનો ઉડાવી દેછે. આથી અંગ્રેજ સરકારે રાજકારભાર છત્રસિંગને સોંપ્યો. અને રાણી અને રાજાને આલમાના પ્રગણામાં મોકલી દીધાં. અને તેમને પેનસિન બાંધી આપ્યું. ઈ. સ. ૧૮૭૭ના જાનેવારીની તા. ૧ એ દિલ્હીમાં બાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં રાજા છત્રસિંગ બહાદુર ગયો હતો. તા. ૧૬ ફેબ્રુઆરી સને ૧૮૮૭ના રોજ, મહારાણી વિકટોરીઆને રાજ કર્યાને ૫૦ વર્ષ થઈ જવાથી હીંદુસ્થાનમાં જ્યુબીલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો અને તે વખતે અહીના મહારાજાએ પણ પોતાનો ઉમંગ અને મહારાણી તરફની રાજ ભક્તિ બતાવી આપી હતી અને તેની યાદગીરીમાં પોતે રૂ૪૦૦૦ કેળવણી ખાતામાં આપ્યા. મહારાજા હિંદુપત હાલ ૬૫ વરસની ઉમરે છે અને તેમને ઇંગ્રેજી છાવણીમાં જાય ત્યારે લશ્કરી સલામતી અને ૧૧ તોપનું માન મળેછે. મહારાજાને ફાંસી દેવાનો હકછે રાજાને દતકની સનંદ મળીછે.

આ રાજ્યના લશ્કરમાં ૩૦ ઘોડેસ્વાર, ૨૦૦૦ પાયદલ ૩૫ તોપ અને ૧૫૦ તોપ ફોડનારા છે.

---

# ચિરકારી.

આ રાજ્ય રજપૂત રાજાના તાબામાં છે. અને રાજકર્તા "મહારાજ સીપેહદાર-ઉલમુલ્ક"ની પદ્વીથી ઓળખાય છે. સીમા—આ રાજ્યની ઉતરે સુરીલા નામનું સસ્થાન, દક્ષિણે ગુરીહર સંસ્થાન, નૈરૂત્યકોણમાં અલીપુરા અને અગ્નીકોણમાં પહરી તાબાનો મુલક આવેલો છે. આ રાજ્ય બુંદેલખંડના ઉત્તર ભાગમાં છે. તેમાં ૭૮૭ પોરસમૈલ જમીન તથા ૨૮૭ ગામ છે તેમાં આશરે ૧૪૩૦૦૦ માણસની વસ્તી છે. તેમાં ૧૩૫૦૦૦ હિંદુ ૬૦૦૦ મુસલમાન વિગરે પરચુરણ જાતો છે. વાર્ષિક ઉપજ ૫૦૦૦૦૦ (પાંચ લાખ) ને આશરે થાય છે. ખંડણી રૂ ૮૫૮૩ બીના અને ચંદાલ પ્રગણાંને માટે આપે છે.

દેશનું સ્વરૂપ—મુલક ઘણું કરીને સપાટ પણ પથરીયા છે. પાણીની આવદાની સારી છે. આ દેશમાં ઝાડી અને જંગલો છેજ નહિ. હવા ગરમ પણ સુખદાયક છે. જમીન રસાળ છે. તેમાં ઘઉં, બાજરી, જુવાર, કપાસ, શેરડી, ગોળ અને કઠોર વીગેરે નીપજે છે. જનાવર—લોકોઉપયોગી ભેંશો, ગાયો, બળદ વિગરે છે. લોક મુખ્ય કરીને બુદેલા, આહીર, ચંદેલી ધંધેલી, મરેઠા અને ગુર્જર છે મુખ્ય શહેર—ચિરકારી એ રાજધાનીનું શહેર છે. તેમાં મહારાજા રહેછે. એ શહેર બાંદેના રેલવે સ્ટેશનથી ઘણું કરીને નૈરૂત્યકોણમાં ૩૦ મૈલને છેટે છે. અને તેમાં પોસ્ટ ઓફીસ છે. દતકની સનંદ—આ રાજ્યને માટે જો પછાડી વારસ પુત્ર ન હોય તો વગર નજરાણાં આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઇંગ્રેજ સરકારે આપેલી છે. તેમજ સેનશાહી વાવટો સને ૧૮૭૭ ની સાલમાં મળ્યો છે.

ઈતિહાસ—જયારે અલી બહાદુરે બુંદેલખંડપર ચહાઈ કરી ત્યારે વિજય બહાદુર તેની સાથે ગયો હતો તેના બદલામાં તેને ચિરકારીનો મુલક મળ્યો. વિજય બહાદુરે અંગ્રેજનું ઉપરીપણું પહેલ વહેલું કબુલ કર્યું. તેથી ઈ. સ. ૧૮૦૪ અને ૧૮૧૧ માં તેને સનંદ કરી આપવામાં આવી. આથી ચિરકારી અને બીજાં ગામની તકરાર પતી ગઈ. વિજયસિંગ ઈ. સ. ૧૮૨૯ માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો રતનસિંગ ગાદીએ બેઠો આ રાજાએ બળવાની વખત સારી મદદ કરી હતી.

તેથી તેને દત્તક લેવાનો હક, દર વરસે રૂ૨૦૦૦૦ ની ઉપજની એક જાગીર અને પોશાક અને વંશપરંપરાને માટે ૧૧ તોપનું માન મળ્યું. રાજા રતનસિંગ ઈ. સ. ૧૮૬૦ માં મરણ પામ્યો. તેના પછી તેનો છોકરો જયસિંગ રાજા થયો ઈ. સ. ૧૮૬૦. તે હાલનો રાજાછે. તે ઇ. સ. ૧૮૫૩ માં જન્મ્યો હતો.

ઈ. સ. ૧૮૭૪માં હીજહાઇનેસ જયસિંગદેવ બહાદુરે સઘળી રાજ્ય સત્તા પોતાને હાથ લીધી. તે ઈ. સ. ૧૮૭૭ ના જાનેવારીની તા. ૧ લીએ દિલ્હીમાં જે બાદશાહે દરબાર ભર્યો હતો ત્યાં ગયો હતો અને ત્યાં તેમને સિપાહદાર ઉલમુલ્કનો ખિતાબ મળ્યો હતો. મહારાણી વિકટોરીઆને રાજ કરતાં પુરાં ૫૦ વરસ થવાથી તા. ૧૬ ફેબ્રુઆરી સને ૧૮૮૭ ને દિવસે હિંદુસ્થાનમાં જ્યુબીલી મહોત્સવ પાળવામાં આવ્યો હતો તેમાં અહિના રાજકર્તા મહારાજાએ પણ સારો ભાગ લીધો હતો અને તેની યાદગીરીને માટે કેળવણીખાતાને ઉત્તેજન આપવાનો ઠરાવ કીધો છે.

ચિરકારીના મુલકના ચાર ભાગ કરવામાં આવ્યા છે. અને તે દરેક ભાગમાં એક થાનદાર રહે છે. આ થાનદારો ફોજદારી દીવાનીના દાવા ચુકવેછે. આના ઉપર જો અપીલ કરવી હોય તો સદર કોર્ટના મુખ્ય અમલદારને કરવી પડે છે. આ સિવાય બીજી બે દીવાની કોર્ટ છે. જેમાંથી એક પૈસા સંબંધી દાવા ચુકવે છે. હીઝહાઈનેસ શ્રી મહારાજા ધીરાજ સિપાહદાર ઉલમુલ્ક જયસિંગદેવ બહાદુર દયાળુ સ્વભાવનાછે મહારાજાની હાલ ૩૬ વર્ષની ઉમર છે. તેમને હલકા દરજાની સતા છે અને તે ઈંગ્રેજી છાવણીમાં જાય તે વખત લશ્કરી સલામતી અને ૧૧ તોપનું માનછે. આ રાજ્યના લશ્કરમાં ૨૨૦ ઘોડેસ્વાર ૨૦૯૦ પ્યાદળ ૧૩૧ ગોલંદાજ અને ૩૧ તોપ છે. ચિરકારી—એ રાજધાનીનું શહેર છે અને તે ગ્વાલિયરથી બંદાએ જવાના રસ્તાપર આવેલું છે. અને તે બંધાથી ૪૧ મૈલને છેટે છે. શહેરથી નીચાણમાં એક સરોવર છે. રસ્તા સારા છે.

---

## છત્રપુર.

આ રાજ્ય પોંવાર જાતના રજપુત મહારાજાના તાબામાં છે અને તે બુંદેલખંડના મધ્ય ભાગમાં છે. અહિના રાજકર્તા રાજાની પદ્વિથી

ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની પૂર્વે અજયગઢ તાબાનો મુલક, દક્ષિણે બિજાવરનું રાજ્ય, અગ્નિકોણે રાજનગર અને ઉતરે હમીરપુર પ્રગણુ આવેલું છે. **વિસ્તાર**—આ રાજ્યના તાબામાં ૧૧૬૯ ચોરસમાઈલ જમીન અને તેમાં ૩૧૫ ગામ તથા આશરે ૧૬૪૦૦૦ (એકલાખ ચોસઠ હજાર) માણસની વસ્તી છે; તેમાં ૧૫૮૦૦૦ હિંદુ, ૫૫૦૦ મુસલમાન અને બીજા પરચુરણ છે. વારસિક ઉપજ રૂ૨૫૦૦૦૦ (બેલાખ પચાસ હજાર)ને આશરે થાયછે.

**દેશનું સ્વરૂપ**—મુલક ઘણું કરીને સપાટ છે. પાણીની આવદાની સારીછે. હવા સારી છે. જમીન રસાળ છે તેમાં ઘઊં, બાજરી, જુવાર, કોદ્રાળ, કપાસ, શેરડી, ગળી તલ અને અળશી વીગેરે નીપજ થાયછે. લોક—બુંદેલા રજપુત, આહીર, ચંદેલી, ધંદેલી, અને ગુર્જર વિગેરે છે. મુખ્ય શહેર છત્રપુર એ રાજધાનીનું શહેર છે. તેમાં રાજકર્તા રાજા રહેછે.

ઇતિહાસ—આ રાજ્યનો સ્થાપનાર સુનીશાહ નામે થઈ ગયો. તે પન્નાના રાજા કીશોરસિંગના દાદા હિંદુપતનો નોકર હતો. હિંદુપત પોતાના મોટા ભાઇને મારી નાખીને અને નાના ભાઇને કેદ કરીને છત્રસાલના મોટા છોકરા હીરદીશાહની ગાદીએ બેઠો. તોપણ તેના મરણ પછી માંહો માંહે કજીઆ થયા તેનો લાભ લઈ સુનીશાહે કેટલોક મુલક લઈ લીધો ઈ. સ. ૧૮૦૪માં જ્યારે ઈંગ્રેજોએ બુંદેલખંડનો કબજો લીધો ત્યારે ઈંગ્રેજોએ તેનો મુલક તેના કબજામાં રહેવા દીધો. આ રાજાને ઈ. સ. ૧૮૦૬ અને ૧૮૦૮માં સનદો કરી આપી. વળી ઈ. સ. ૧૮૧૭ માં તેને એક બીજી સનદ કરી આપવામાં આવી હતી. ઈ. સ. ૧૮૨૬ માં સુનીશાહના છોકરા પ્રતાપસિંહને ઈંગ્રેજોએ રાજાનો ખિતાબ આપ્યો. ઈ. સ. ૧૮૫૪ માં રાજા પ્રતાપસિંહ વગર વારસે મરણ પામ્યો. તેથી ઈંગ્રેજોએ તેના ભત્રીજા જગતરાજને તે ગાદી સોંપી. આ રાજાની કાચી ઉમરને લીધે મયત રાજાની વીધવા રાણી રાજ્ય ચલાવવા લાગી પણ રાજ્યમાં ઘણું અંધેર ચાલવાથી ઈંગ્રેજ સરકારે રાણીને ખસેડી રાજ્ય ચલાવવા માટે એક ઈંગ્રેજ અમલદારને નીમ્યો. જગતરાજ ઈ. સ. ૧૮૬૭ માં પાકી ઉમરનો થયો તેથી તેને રાજ્યનો અધિકાર સોંપ્યો પણ

એટલામાં તે ઈ. સ. ૧૮૬૮ માં મરણ પામ્યો. તેની પછી તેનો કુંવર બીસનનાથસિંગ ગાદીએ બેઠો. બીસનનાથસિંગ પોંવાર જાતનો રજપુત છે અને તે ઈ. સ. ૧૮૬૭ માં જન્મ્યો હતો. તેના બાળપણની વખતે રાજ્ય ચલાવવાને ચાંબીચુબી ધાનપટરાય જે વાવ્ય પ્રાંતનો ડેપ્યુટી કલેક્ટર હતો તેને સુપ્રીનટેન્ડેન્ટ નીમવામાં આવ્યો. અને તેના હાથ નીચે એક રીજન્સીકાઉન્સીલ નીમી.

તા ૧ લી જાનેવારી સને ૧૮૭૭ ના રોજ નામદાર મહારાણી વિકટોરીઆએ હિંદને માટે કૈસરેહિંદ એ ઈલકાબ ધારણ કર્યો તેબાબતનો ઢંઢેરો વાંચી સંભળાવવાને તેજ દિવસે લોર્ડલીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં હીજહાઈનેસ રાજા બીસનનાથસિંગ બહાદુર ગયા હતા. આ દરબાર વખતે તેમને પાદશાહી વાવટો મળ્યો હતો. મહારાજાની ઉમર હાલ ૨૩ વરસની છે. તેમને હલકા દરજાની સત્તા છે અને ૧૧ તોપનું માન મળેછે. આ રાજ્યના લશ્કરમાં ૬૨ ઘોડેસ્વાર, ૧૧૭૮ પાયદળ અને પોલીસ ૩૨ તોપ અને ૩૮ ગોલંદાજ છે.

છત્રપુર—એ રાજધાનીનું શહેર છે અને તેમાં રાજકર્તા રાજા રહે છે. તે બંદાથી આગ્રે જવાના રસ્તાપર બંદાથી નૈરુત્યકોણમાં ૭૦ માઈલ અને સાગરથી વાવ્યકોણમાં ૧૦૦ માઈલને છેટે આવેલું છે. વસ્તી ૧૩૦૦૦ માણસની છે તેમાં ૧૧૦૦૦ હિંદુ અને ૨૦૦૦ મુસલમાન છે. અહિં કાગળ અને હથીઆર બતાવવાનાં કારખાનાં છે. છત્રસાલ રાજાના મહેલનાં ખંડેરો જોવા લાયક છે. આ ખંડેરોની પાસે તેની એક કબર છે તે પણ જોવા લાયક છે. શહેરનાં ઘરાં નીચાં છે અને રસ્તા સાંકડા છે પણ પૈસાદાર લોકોનાં ઘર સારાં અને કીમતી છે. આ શહેર મણીકપુર રેલવેસ્ટેશનથી આશરે ૪૦ માઇલને છેટેછે.

---

## અજયગઢ.

આ રાજ્ય સૂર્યવંશી બુંદેલા જાતના રજપુત રાજાના તાબામાં છે અને તે ઘણું કરીને બુંદેલખંડના ઈશાનકોણના ભાગમાં પન્નાના રાજ્યની ઉત્તર તરફ છે. રાજકર્તા મહારાજા સવાઇની પદ્વિથી ઓળખાય છે.

સીમા—આ રાજ્યની ઉત્તરે ચરકારીનું રાજ્ય અને બંદા પ્રગણું, દક્ષિણે અને પૂર્વે પન્નાનું રાજ્ય અને પશ્ચિમે છત્રપુરનું રાજ્ય છે. આ

રાજ્યના તાબામાં ૮૦૨ ચોરસ માઈલ જમીન ૩૨૧ ગામ તથા આશરે ૮૦૦૦૦ (એંસીહજાર) માણસની વસ્તી છે. વાર્ષિક ઉપજ ૨૫૦૦૦૦ (અઢીલાખ)ને આશરે થાયછે. ખંડણી ૭૦૧૦.

દેશનું સ્વરૂપ—મુલક ઘણું કરીને સપાટ છે. પાણીની આમદાની સારી છે. હવા ઘણી સરસ છે. જમીન રસાળ છે તેમાં ઘઉં, બાજરી જુવાર, કોદ્રાર, કપાસ, શેરડી, ગળી અને તલ તથા અળશી વગેરે નિપજ થાયછે. જાનવર—ઘણુંખરૂં ઉત્તર ભાગમા વાઘ, ચીત્રા, હરણ, અને બીજા જંગલી જાનવર છે. ગામ પશુમાં ભેંશ બળદ અને ગાયો છે. લોક—બુંદેલા રજપુત આહીર, ચંદેલી, ધંદેલી, મરેઠા, અને ગુર્જર વગેરે છે. નદીઓમાં મોટી નદી કેન નામની છે. તે નૈરૂત્યકોણ તરફથી આવી આ રાજ્યના પશ્ચિમ ભાગમાં થઇને ઇશાનકોણ તરફ જાયછે. તથા તે હમીરપુરની પાસે જુમનાંને મળેછે. મુખ્ય શહેર અજયગઢ એ રાજધાનીનું શહેર છે એમાં રાજકર્તા રાજા રહેછે. એ શહેર સ્ટેશનથી દક્ષિણમાં ૪૦ મૈલને છેટેછે. દત્તકની સનદ—આ રાજ્યને માટે જો પછવાડે વારસ પુત્ર ન હોય તો વગર નજરાણાં આપે હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ ઈંગ્રેજ સરકાર તરફથી મળેલી છે. વળી શેનશાહી વાવટો મહારાણી વિકટોરીએ સને ૧૮૭૭ની સાલમાં આપ્યો છે.

ઈતિહાસ—અજયગઢ અગાઉ છત્રસાલના મુલકનો ભાગ હતો. છત્રસાલના મરણ પછી જ્યારે બુંદેલખંડના ભાગ પડયા ત્યારે એટલે ઈ. સ. ૧૭૩૪માં અજયગઢની આસપાસનો મુલક તેના છોકરા જગતરાયના હાથમાં ગયો હતો. ઈ. સ. ૧૮૦૦માં મરેઠાઓએ તેને ઘેરો ઘાલી લઈ લીધો અને ત્યાંના રાજા વખતસિંગને તાબે થવાની જરૂર પાડી. જ્યારે ઈ. સ. ૧૮૦૩માં અંગ્રેજોએ બુંદેલખંડનો કબજો લીધો ત્યારે અંગ્રેજોએ તેને દર મહીને ૩૩૦૦૦ ગોહરસાહી આપવા કબુલ કર્યું. ઇ. સ. ૧૮૦૭માં તેને એક સનદ કરી આપી. આથી તેને તેના મુલકનો થોડો ભાગ મળ્યો. ઈ. સ. ૧૮૦૮થી અંગ્રેજોએ તેનું પેન્સન બંધ કર્યું. ઈ. સ. ૧૮૦૯માં અંગ્રેજોએ લખમનરાવે રાજ્યગઢનો કિલ્લો લેઈ લીધો હતો તેનાપર લસ્કર મોકલ્યું. આ વખતે લખમનરાવ નાશી ગયો અને અંગ્રેજોએ તે જીતી લેઈ વખતસિંગને આપ્યો. વખતસિંગ ઈ. સ. ૧૮૩૭માં

મરણ પામ્યો. તેની પછી અનુક્રમે માધવસિંગ, મહીપતસિંગ અને વિ-જયસિંગ ગાદીએ બેઠા. છેલ્લો વિજયસિંગ ઈ. સ. ૧૮૫૫માં મરણ પામ્યો. તેની પછી તેનો ભાઈ રનજોરસિંગ ગાદીએ બેઠો. તે હાલના મહારાજા છે. તેણે રાજ્યની કુલ સત્તા ઈ. સ. ૧૮૬૮માં પોતાને હાથ લીધી. મહારાજા તા. ૧ જાનેવારી સન. ૧૮૭૭ના રોજ દિલ્હીના બાદશાહી દરબારમાં ગયા હતા. ત્યાં તેને સવાઈનો કીતાબ મળ્યો અને સેનશાહી વાવટો મળ્યો. તા. ૧૬ ફેબ્રુઆરી સને ૧૮૮૭ના રોજ મહારાણી વીકટોરીઆને રાજ કરતાં પુરાં ૫૦ વર્ષ થયાં તેની ખુશાલીમાં હીંદુસ્થાનમાં જ્યુબીલી નામનો મહોત્સવ પાળવામાં આવ્યો હતો તેમાં મહારાજાએ રાણી તરફનો પોતાનો ઉતસાહ સારી રીતે બતાવ્યો હતો અને તેની યાદગીરીમાં તેમણે કેળવણી ખાતામાં રૂ૪૦૦૦) આપવા ઠરાવ કર્યો. હીઝહાયનેસ મહારાજા સવાઈ રનજોરસિંગ બહાદુર હાલ ૪૦ વરસના છે તેમને હલકા દરજાની સતા છે અને તે ઈંગ્રેજી છાવણીમાં જાય તેવખતે લશ્કરી સલામતી અને ૧૧ તોપનું માન મળેછે આ રાજ્યના લશ્કરમાં ૧૫૦ ઘોડેસ્વાર ૨૧૦૦ પ્યાદલ ૧૯ તોપ અને ૫૦ ગોલંદાજ છે.

---

## બિજાવર.

આ રાજ્ય સૂર્યવંશી બુંદેલા રજપૂત રાજાના તાબામાં છે અને રાજ્યકર્તા મહારાજા સવાઈ એવા ખિતાબથી ઓળખાય છે, મુલક ઘણું કરીને બુંદેલખંડના મધ્ય ભાગમાં છે. સીમા—ઉત્તરે છતરપુર ઈશાનકોણમાં પન્ના તથા અજ્યગઢ સંસ્થાન તાબાનો મુલક દક્ષિણે નાગોરના રાજ્યનો મુલક અને પશ્ચિમે ધાસન નદી આવેલી છે. આ રાજ્યના તાબામાં ૯૭૩ ચોરસ મૈલ જમીન તથા તેમાં ૨૯૮ ગામ છે. વસ્તી આશરે ૧૧૩૦૦૦ માણસની છે. વાર્સીક ઉપજ આશરે ૨૨૫૦૦૦ થાય છે.

દેશનું સ્વરૂપ—મુલક ઘણું કરીને ટેકરા ટેકરી વાળો છે. પાણીની આમદાની સારીછે. હવા સારી છે. વર્ષાદ ઈશાનકોણ તરફથી આવે છે. જમીન રસાળ નથી અને એમાં હલકી જાતનાં ધાન્ય થાય છે. આ રાજ્યમાં જંગલો પુષ્કળ છે. જનાવર—ઘણું ખરૂં ઉત્તર તરફના પહાડી ભાગમાં વાઘ, ચિત્રા, વરૂ, હરણ વગેરે ઘણી જાતનાં જંગલી જાનવરો હોય છે. ગામ પશુમાં ગાય, બળદ, ભેંશો વીગરે છે. આ રાજ્યના મલક

માંથી હીરા અને લોઢાના ગુચ્છા પથ્થરા સાથે મળેલા માલુમ પડેછે. લોક—બુંદેલા રજપુત, ચંદેલી, આહીર, ધંધેલી, મરેઠા અને ગુર્જર વિગરે છે. ભાષા બુંદેલખંડી છે. નદી—ધાસન નામની છે તે ઉત્તર તરફ કેટલાક મૈલ ગયા પછી બેતવા નદીને મળેછે. મુખ્ય શહેર—બીજાવર એ રાજધાનીનું શહેર છે તેમાં રાજ્યકર્તા મહારાજા રહેછે. દત્તકની સનંદ—આ રાજ્યને માટે જો પછાડી વારસ પુત્ર ન હોયતો વગર નજરાણાં આપે હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઇંગ્રેજ સરકાર તરફથી મળેલી છે. વળી પાદશાહી વાવટો સને ૧૮૭૭માં નામદાર મહારાણી વિકટોરીઆએ આપેલો છે.

ઈતિહાસ—બિજાવરના રાજકર્તા સૂર્યવંશી બુંદેલા રજપૂત છે અને તે ઉર્ચાના મહારાજાના કુટુંબી છે અને તે છત્રસાલના વંશજ છે. બરસીંગદેવ જે જગતરાજ્યનો છોકરો અને છત્ર સાલનો પૌત્ર હતો તે આ રાજ્યનો સ્થાપનાર હતો. આ રાજાએ અલીબહાદુરનું ઉપરીપણું કબુલ કર્યું નહિ તેથી અલીબહાદુર અને તેની વચ્ચે ચરકારી આગળ લડાઈ થઈ તેમાં બરસીંગદેવ મરાયો. તેની પછી તેનો છોકરો કેસરીસીંગ ગાદીએ બેઠો. જ્યારે ઇંગ્રેજોએ બુંદેલખંડ કબજે કર્યો ત્યારે તે ત્યાં રાજ્ય કરતો હતો. કેસરીસીંગ ઈ. સ. ૧૮૧૦ માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો રતનસિંગ ગાદીએ બેઠો. આ રાજાને ઈ. સ. ૧૮૧૧ ના એપ્રીલની તા. ૧૯ મીએ એક સનંદ કરી આપી તેથી ઇંગ્રેજે તેને ત્યાંના રાજા તરીકે કબુલ કર્યો, રતનસિંગ ઈ. સ. ૧૮૩૩ ના ડીસેમ્બરમાં મરણ પામ્યો. તેના પછી તેનો ભત્રીજો લક્ષ્મણસીંગ ગાદીએ બેઠો. તે ૧૪ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૮૪૭ માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો ભાઉ પરતાબસિંગ ગાદીપતી થયો આ હાલનો રાજા છે. હીજહાઇનેસ ભાઉ પરતાબસિંગે ઈ. સ. ૧૮૫૭ ના બળવા વખતે ઇંગ્રેજોને સારી મદદ કરી હતી. તેથી ઇંગ્રેજ સરકારે તેને પોશાક અને વંશપરંપરાને માટે ૧૧ તોપનું માન આપ્યું.

ઈ. સ. ૧૮૬૨ માં રાજાને દતકની સનંદ આપવામાં આવી. ઈ. સ. ૧૮૬૬ માં તેને મહારાજાનો ખિતાબ અને ફોજદારી કામમાં દેહાંત દંડની શીક્ષા કરવાનો હક મળ્યો. મહારાજા ઈ. સ. ૧૮૭૭ ના જાન્યુઆરીની તારીખ ૧ લીએ દિલ્હીમાં બાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં હાજર

થયો હતો. ત્યાં તેને સવાઇનો ખિતાબ મળ્યો. અને શેનશાહી વાવટો મળવા ઠરાવ થયો. તા. ૨૯ ફેબ્રુઆરી સને ૧૮૮૭ ના રોજ હિંદુસ્થાનમાં મહારાણી વિકટોરીઆને રાજ કરતાં પુરાં ૫૦ વર્ષ થયાં તેની ખુશાલીમાં જ્યુબીલી મહોત્સવ પાળવામાં આવ્યો હતો તેમાં મહારાજા ભાઉ પરતાપે સારો ભાગ લીધો હતો અને તેની યાદગીરીમાં નિશાળનું મકાન બંધાવવા ઠરાવ કર્યો છે. હીજહાઇનેસ મહારાજા સવાઈ ભાઉ પરતાબસિંગ બહાદુરની હાલ ૪૯ વરસની ઉમ્મર છે અને તેમને જે વખતે ઈંગ્રેજી છાવણીમાં જાય તે વખતે લશ્કરી સલામતી અને ૧૧ તોપનું માન મળેછે આ રાજ્યના લશ્કરમાં ૧૦૦ ઘોડેસ્વાર ૮૦૦ પાયદળ, ૪ તોપ અને ૩૨ તોપ ફોડનારા છે.

---

## બીઓણી.

આ એક મુસલમાની રાજ છે અને તેના રાજકર્તા નવાબની પદિથી ઓળખાય છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૨૭ ચોરસમાઈલ જમીન વસ્તી ૧૭૦૦૦ માણસની છે અને ઉપજ ૩૧૦૦૦૦ ની થાયછે. મુખ્ય શહેર કોદનુર છે ને ત્યાં રાજકર્તા નવાબ રહેછે. બુંદેલખંડમાં આ એકલુંજ મુસલમાની રાજ્યછે, હાલનો નવાબ, નિઝામ ઉલમુલ્કઆ સોફજાહ જે ચીનકીલીચખાનના નામથી ઓળખાય છે તેનો વંશજ છે. અસોફજહાંને આ અને બીજાં ગામડાં મળીને (૫૨) પરગણાં અરાડમા સૈકાની આખરે પેશ્વાએ બક્ષિસ આપ્યાં હતાં; આ બક્ષિસ ઈ. સ. ૧૮૦૨ માં ઈંગ્રેજ સરકારે કબુલ કરી. હીઝહાઈનેસ અઝમુલ ઉમરા ઈમાદદદોલા રસીદ ઉલમુલ્કસાહેબ બીજાહ મોહનસીરદાર નવાબ મહેદીહુસેનખાન બહાદુર ફીરોજજંગને હલકા દરજ્જાની સત્તા છે. અને તેમને અગીઆર તોપનું માન મળે છે, નવાબની હાલ ૫૭ વરસની ઉમ્મર છે અને તેમને મહમદ હુસેનખાન નામનો ૧૮ વરસનો એક છોકરો છે આ રાજ્યના લશ્કરમાં ૪૦ ઘોડેસ્વાર, ૩૮૦ પાયદળ, ૭૫ પોલીસ, ૩ તોપ અને ૮ તોપ ફોડનારા છે.

---

# અલીરાજપુર.

આ રાજ્ય માળવા પ્રાંતની નૈરૂત્યકોણ તરફ છે કે નિમાડ જીલ્લામાં છે તેના રાજ્યકર્તા જાતના સીસોદીયા રજપૂત અને તે મહારાણાની પદ્ધિથી ઓળખાય છે. સીમા—આ રાજ્યની ઉત્તરે પંચમહાલ જીલ્લાનું દાહોદ પ્રગણું તથા જાંબુવાનું રાજ્ય, ઈશાનકોણ તરફ જાંબુવા પુઠે જોબટ તાલુકો અગ્નિકોણે વઢવાણીનું રાજ્ય દક્ષિણે ખાનદેશ જીલ્લો અને પશ્ચિમે છોટા ઉદેપૂર તથા બારીયાનું રાજ્ય છે. આ રાજ્યના તાબામાં ૮૩૬ ચોરસમેલ જમીન તથા આશરે ૫૭૦૦૦ માણસની વસ્તી છે આ રાજ્યમાં ૩૧૨ ગામછે. વાર્સીક ઉપજ સુમારે રૂ૧૦૦૦૦૦ (એકલાખ) થાયછે. ખંડણી રૂપીયા દસહજાર ઇંગ્રેજ સરકારની મારફતે ધારના રાજાને આપેછે. અને રૂપીયા પંદરસેની રકમ દર વરસે માળવાના ભીલ કોર્પસને આપેછે.

દેશનું સ્વરૂપ—આ રાજ્યના મુલકમાં વિંધાદ્રી પર્વતનો ભાગ આવેલા હોવાથી તેમાં મોટા મોટા ડુંગર અને ઝાડી પુષ્કળ છે. વસ્તી ઘણું કરીને ભીલ લોકની છે. અને થોડા પરચુરણ જાતના હિંદુ અને મુસલમાન છે અને કેટલેક ઠેકાણે સપાટ જમીન છે. તે ઘણી રસાળ હોવાથી તેમાં ઘઉં, કપાસ, મકાઈ, બાજરી, કોદ્રા અને શેરડી વીગેરે નીપજે છે. મુખ્ય શહેર—રાજપૂર એ રાજધાનીનું શહેર છે તેમાં રાજા રહેછે. આ શહેર દાહોદથી દક્ષિણમાં ૪૦ મૈલ જાંબુવાથી નૈરૂત્યકોણમાં ૪૦ મૈલ અને છોટા ઉદેપૂરથી પૂર્વમાં ૨૫ મૈલને છેટેછે. આ રાજ્યમાં ૫ નિશાળો અને એક દવાખાનું છે.

ઇતિહાસ—આ રાજ્ય કોણે સ્થાપ્યું તે કાંઇ જણાતું નથી. આ મુલક ડુંગરમાં આવ્યાથી મરેઠાના હુમલાથી તેને કાંઈ નુંકશાન થયું નથી. માળવા ઇંગ્રેજોના કબજામાં આવ્યો તે પહેલાં રાજા પરતાબસિંહ ત્યાં રાજ્ય કરતો હતો. આ રાજાનો મુસાફર નામનો એક મકરાણી નોકર હતો. આ નોકરે રાજ્યને માટે દાવો કરતા ઢેંગીઆને તાબે કરી રાજા પરતાબના મરણ પછી તેના છોકરા જસવંતસીંગને ગાદીએ બેસાડ્યો અને તેના નામથી પોતે અમલ ચલાવવા લાગ્યો. જસવંતસિંગ ઈ. સ. ૧૮૬૨માં મરણ પામ્યો. તેણે એક વીલ કર્યું હતું તેથી તેના રાજ્યના તેના બે છોકરા વચ્ચે ભાગ પાડ્યા પણ ઇંગ્રેજ સરકારે તે વીલ કબુલ

કર્યું નહીં ને તેના મોટા છોકરા ગંગદેવને ગાદીએ બેસાડ્યો ગંગદેવના છેલ્લાં વરસમાં તે રાજ્ય ચલાવવાને અશક્ત હોવાને લીધે અને તેના ચાલુ જુલમને લીધે ઇંગ્રેજ સરકારે તે રાજ્યનો વહીવટ પોતાને હાથ લીધો. ગંગદેવ ઈ. સ. ૧૮૭૧માં મરણ પામ્યો. તેની પછી તેનો ભાઇ રાણો રૂપદેવજી ગાદીએ બેઠો તે ઈ. સ. ૧૮૮૧ના અકટોબરની તારીખ ૨૯મીએ મરણ પામ્યો. તેના પછી તેનો પિત્રાઈ વજેસિંગ ગાદીએ બેઠો. તેની કાચી ઉમરને લીધે ઇંગ્રેજ સરકારે એક નિમેલો દિવાન રાજ્ય કારભાર ચલાવે છે. અહીંના રાજ્યકર્તા રાઠોડ જાતના સીસોદીયા રજપૂત છે તેમને મહારાણાનો ઈલકાબ છે. આ રાજ્ય અગાઉ ધારનું ખંડીયુ રાજ્ય હતું પણ ધારના રાજાએ ઈ. સ. ૧૮૨૧માં સર્વ હક ઇંગ્રેજને સ્વાધીન કર્યા ત્યારથી તે ઇંગ્રેજ સરકારના હાથ નીચે છે. આ રાજ્યમાં ૨ લડાઇની તોપ, ૯૦ ઘોડેસ્વાર, ૧૫૦) પોલીસ છે. અહીંના રાજાને હલકા દરજાની સત્તા છે તથા તેને ૯ તોપનું માન મળેછે.

આલીરાજપૂર. આ રાજ્ય ગાદીનું મુખ્ય સ્થળ છે તેમાં ૪૧૦૦ માણસની વસ્તી છે. અહીંના રસ્તા પહોળા અને સિધા છે અને તેની બન્ને બાજુએ દુકાનો આવી રહેલી છે જુનો રાજ્ય મહેલ એક સુંદર મકાન છે. અને ત્યાં રાજાના અમલદારો બેસેછે. ને તીજોરી રહેછે. તેની પાસે એક નિશાળ, દવાખાનું અને કેદખાનું છે બજારમાં જતાં "બાર" આવે છે. તેમાં રાજા રહેછે આ શહેરમાં પોષ્ટઓફીસ છે.

---

## વઢવાણી.

આ રાજ્ય માળવા પ્રાંતની નૈરૂત્યકોણ તરફ છેક નીમાડ જીલ્લામાંછે. તેના રાજ્યકર્તા સીસોદીયા જાતના રજપુત અને તે રાજાની પદ્વિથી ઓળખાય છે. સીમા—આ રાજ્યની ઉતરે ધારનું રાજ્ય પૂર્વે હોલકર સરકારનો મુલક દક્ષિણ તથા નૈરૂત્યકોણે ખાનદેશ જીલ્લો અને વાવ્યકોણ. તરફ આલીરાજપુરનું રાજ્ય. આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૩૯૨ ચોરસમૈલ જમીન તથા તેમાં ૫૬૪૦૦ માણસની વસ્તી છે. વાર્સીક ઉપજ સુમારે રૂ૧૩૦૦૦૦ (એકલાખ ત્રીસહજાર) છે. દેશનું સ્વરૂપ મુલક ઝાડી અને ડુંગરોથી ભરેલો છે. વસ્તી ઘણુંકરીને ભીલ જેવા આળસુ જાતના લોકની છે. આ રાજયના ઉતર ભાગમાં વિંધાદ્રી પર્વતનો કેટલોક ભાગ

આવેલો છે. મુખ્ય નદી નર્મદા છે તે ઘણું કરીને ઉતર તરફના ભાગમાં પૂર્વથી તે પશ્ચિમ તરફ વહેછે. જમીન ડુંગર તથા ઝાડાંવાળી હોયછે કોઈ કોઈ ઠેકાણે સપાટ છે અને તેમાં ઘઉં, મકાઈ, બાજરી થોડી, ડાંગર, કોદર, અને શેરડાં વગેરે નીપજે છે. અહીંની ઝાડીમાં શાગ પુષ્કળ થાય છે. લોકમાં મુખ્ય ભાગ ભીલ અને બાકીના પરચુકણ હિંદુ તથા મુસલમાન છે. મુખ્ય શહેર—વઢવાણી એ રાજધાનીનું શહેર એ નર્મદા નદીની દક્ષિણમાં છે તેમાં રાજા રહે છે એ શહેર મોવના રેલવે સ્ટેશનથી નૈરૂત્યકોણમાં ૭૫ મૈલ અને ઝાબુવાથી અગ્નીકોણમાં ૪૦ મૈલને છેટે છે.

ઈતિહાસ—અહીંના રાજ્યકર્તા ઉદેપુરના રાજાઓના કુટુંબીઓછે અને તેઓ જાતે સીસોદીયા રજપુત છે અને તેઓ તેનાથી ૧૪ મા સૈકામાં જુદા પડ્યા હતા. તેમનો અસલનો ઈતિહાસ જણાએલો નથી. પણ તેઓ પ્રથમ નર્મદા કાંઠે આવી વશ્યા. હાલના રાજાનો ૧૫ મો વડીલ પારાસરામ માળવામાં બાદશાહી લશ્કર આવતું હતું તેની સામે થયો. તેમાં તે કેદ પકડાયો અને દિલ્હી મોકલી દીધો; પણ મુસલમાન થવાની સરતે તેને તેનું રાજ્ય પાછું સોંપવામાં આવ્યું. ત્યાંતે પાછા આવ્યા પછી પોતે પોતાનું રાજ્ય પોતાના છોકરા ભીમદેવને સોંપ્યું. તેણે પોતાના બાપના મુડદા ઉપર કબર ચણાવી. તે હાલ આસગઢ આગળ માલમ પડેછે. ઈ. સ. ૧૮૬૦ માં ત્યાંનો રાજા જસવંતસીંગ અશક્ત હોવાને લીધે તે રાજ્ય ઈંગ્રેજ સરકારે પોતાના હાથ નીચે લીધું અને તે ઈ. સ. ૧૮૭૩ સુધી રહ્યું. જસવંતસિંગ ઈ. સ. ૧૮૮૦ માં મરણ પામ્યો. તેની પછી તેનો ભાઈ ઇંદ્રજીત ગાદીએ બેઠો તે હાલનો રાજા છે. આ રાજ્ય ઈંગ્રેજ સરકારને ખંડણી ભરતું નથી પણ ૩૪૦૦૦ (હાલી) દર વરસે માળવાના ભીલ કોર્પ્સને આપે છે. રાજ્યકર્ત્તાને ૯ તોપનું માન મળેછે અને રાજાનો ખિતાબ છે.

વઢવાણી એ રાજધાનું શહેર નર્મદા નદીના ડાબા કાંઠાથી બે માઈલને છેટે છે. તેની આસપાસ કોટ છે તેની પાછળ ખીણ છે. વસ્તી ૫૬૦૦ માણસની છે. શહેરથી પાંચ માઈલને છેટે છે બવન ગંજની ટેકરી ઉપર કેટલાંક જૈન દેવળ છે અને ત્યાં જાનેવારી મહિનામાં મેળો ભરાય છે.

---

# ખીલચીપુર.

આ રાજ્ય મધ્ય હિંદુસ્થાનમાં ભોપાળ એજન્સીમાં એક દેશીરાજ્ય છે, અને તે સિંધિઆ સરકારનું ખંડીયું છે. અહિના રાજકર્ત્તા ખીલચી રજપુત છે; અને તે રાવની પદ્વિથી ઓળખાય છે.

વિસ્તાર ૨૭૩ ચોરસ માઈલ છે. વસ્તી ૩૬૦૦૦ માણસની છે; તેમાં ૩૩૦૦૦ હિંદુ અને બીજા મુસલમાન છે. આ રાજ્યમાં ૨૬૯ ગામ છે. ઉપજ રૂ૧૭૫૦૦૦ને આશરે છે તેમાંથી રૂ૧૩૧૬૦ હાલી રૂપીઆ સિધિઆ સરકારને ખંડણીના આપેછે.

હીઝહાઈનેસ રાવ અમરશંગ બહાદુર જાતે ખીલચી રજપુત છે અને તે હાલના રાજકર્તા છે. આ રાવને ઈ. સ. ૧૮૭૩માં રાવ બહાદુરનો કિતાબ મળ્યો હતો. તેમની ઉમ્મર હાલ ૫૮ વરસની છે; તેમને હલકા દરજ્જાની સત્તા છે તથા નવ તોપનું માન મળેછે. આ રાજ્યના લશ્કરમાં ૪૦ ઘોડેસ્વાર અને ૨૦૦ પાયદળ છે.

ખીલચીપુર એ રાજધાનીનું શહેર છે અને તે કાળી નદી ઉપર આવેલું છે; શહેરની આસપાસનો મુલક જંગલથી ભરેલો છે; વસ્તી આશરે ૫૦૦૦ માણસની છે; આ શહેર રાજગઢથી ઈશાનકોણમાં ૭માઇલ છે ને ત્યાંથી જાવરાપટ્ટણ સુધી સડક છે.

---

# બેરોંદા.

આ એક બુંદેલખંડમાં નાનું રાજ્ય છે. અને તે પાથર કુચારનું રાજ્ય પણ કહેવાય છે. આ રાજનું ક્ષેત્રફળ ૨૩૮ ચોરસ માઇલ જમીન છે અને તેમાં ૬૬ ગામ છે. વસ્તી ૧૭૨૦૦ માણસની છે, તેમાં ૧૬૦૦૦ હિંદુ અને બાકીના મુસલમાન અને બીજી અસલી જાતો છે. ઉપજ રૂ૨૮૦૦૦ની થાયછે. અહિના રાજકર્તા રઘુવંશી રજપુત છે, ઈ. સ. ૧૮૦૭ માં મોહનશીંગને એક સનંદ કરી આપી તેથી ઈંગ્રેજોએ તેના મુલકનું રક્ષણ કરવા કબુલ કર્યું. મોહનશીંગ ઈ. સ. ૧૮૨૭માં મરણ પામ્યો. તેની પછી સરબજતશીંગ ગાદીએ બેઠો. તે ઈ. સ. ૧૮૬૭માં મરણ પામ્યો અને તેની પછી તેનો છોકરો છત્રપાલશીંગ ગાદીએ બેઠો. છત્રપાલ સાત વરસ રાજ કરી ઈ. સ. ૧૮૭૪માં મરણ પામ્યો; તેની પછી તેનો

કાકો રગવીર દયાળશીગ ગાદીએ બેઠો; અને તે હાલનો રાજા છે. તે ઈ. સ. ૧૮૭૭ના જાન્યુઆરીની તા. ૧ એ દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં ગયો હતો. અને ત્યાં તેને રાજા બહાદુરનો ખિતાબ મળ્યો હતો.

હીઝહાયનેસ રાજા રઘુવીર દયાલશીંગ બહાદુર હાલ ૪૯ વરસની ઉમ્મરે છે અને તેમને નવ તોપનું માન મળેછે. રાજાને હલકા દરજાની સત્તાછે, અહિના રાજાને દત્તકની સનદ મળેલી છે. આ રાજના લશ્કરમાં ૨૦ ઘોડેસ્વાર ૧૭૦ પાયદળ અને પોલીસ અને ત્રણ તોપ છે.

બેરોંદા—એ રાજધાનીનું શહેર છે અને તેમાં રાજા રહેછે; વસ્તી આશરે ૨૫૦૦ માણસની છે.

---

## નાગોદ.

આ રાજ્ય રજપૂતરાજાના તાબામાં છે અને તે બુંદેલખંડના ઘણું કરીને અગ્નિકોણ તરફના ભાગમાં પન્નાના રાજની દક્ષિણમાં છે. સીમા આ રાજ્યની ઈશાનકોણે સોહાવલ અને રેવાનાં રાજ્ય, પૂર્વે રેવા, અગ્નિકોણે મેહીર અને પશ્ચિમે પન્નાનું રાજ્ય છે. આ રાજ્યના તાબામાં ૪૫૦ ચોરસમેલ જમીન તથા તેમાં આશરે ૮૦૦૦૦ માણસની વસ્તી છે, તેમાં ૬૮૦૦૦ હિંદુ અને ૨૯૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ લોકો છે. વારસીક ઉપજ ૩૧૫૦૦૦૦ (દોઢલાખ)ને આશરે થાયછે જેમાંથી ૭૦૦૦૦ જાગીર અને ધર્મના કામમાં જાયછે. દેશનું સ્વરૂપ—મુલક ઘણું કરીને ડુંગરી છે તોપણ પાણીની આવદાની સારી હોવાથી જમીન રસાળ છે. તેમાં ઘઉં બાજરી જુવાર, કઠોળ, કપાસ, શેરડી, તલ અને ગળી વગેરે નિપજે છે. લોક—રજપુત, ચંદેલી, ઘંદેલી, આહીર મરેઠા અને ગુજર વીગેરે છે. મુખ્ય શહેર નાગોદ એ રાજધાનીનું શહેર છે તેમાં રાજકર્તા રહેછે.

ઇતિહાસ—નાગોદ અગાઉ પન્નાનું ખંડીયું રાજ હતું. આ રાજ બુંદેલખંડમાં છત્રસાલનો અમલ થયો તે પહેલાં લાલસીવરાજના પુરીહર વડીલોના કબજામાં હતું, અને તેમની પાસેથી બુંદેલા રાજાઓથી અથવા અલીબહાદુરથી તે મુલક લેવાયો નહોતો. લાલસીવરાજને પહેલવહેલાં ઈ. સ. ૧૮૦૯ માં ઈંગ્રેજોએ સનદ કરી આપી. આ સનદથી ઈંગ્રેજોએ તેને તેના મુલકના રાજા તરીકે કબુલ કર્યો. તે ઈ. સ. ૧૮૧૮ માં મરણ

પામ્યો. તેની પછી તેનો કુંવર બલબહાદુરસીંગ ગાદીએ બેઠો. તેણે પોતાના ભાઇને મારી નાંખ્યો તેથી ઈ. સ. ૧૮૩૧ માં તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. બલબહાદુરસીંગ પછી તેનો છોકરો રઘુબીંદસીંગ ગાદીએ બેઠો, પણ તે કાચી ઉમરનો હતો તેથી રાજકારભાર ઈંગ્રેજ સરકારે ચલાવવા માંડયો. જ્યારે ઈ. સ. ૧૮૩૮ માં તે પુખ્ત ઉમરનો થયો ત્યારે તેને રાજનો કુલ અધિકાર સોંપવામાં આવ્યો પણ તે થોડા વખતમાં ભારે દેવાદાર થઈ પડ્યો તે દેવામાંથી મુક્ત થવાને ઈ. સ. ૧૮૪૪ માં તેને રાજવહિવટ ઈંગ્રેજને સોંપ્યો.

રાજાએ ઈ.સ. ૧૮૫૭ ના બળવા વખતે ઈંગ્રેજોની કીમતી સેવા બજાવી તેથી તેને કેટલોક મુલક, દત્તકની સનંદ અને ૯ તોપનું માન મળવાનો ઠરાવ થયો. ઈ. સ. ૧૮૬૫ માં રાજ્યનો વહીવટ ફરીથી રાજાને સ્વાધીન કરવામાં આવ્યો. રાજા રઘુબીંદશીંગ ઈ. સ. ૧૮૭૪ માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો જદુબીંદસીંગ ગાદીએ બેઠો તે હાલનો રાજાછે અને તે જાતે પુરીહર રજપુત છે. રાજાની ઉમર હાલ ૩૪ વરસની છે. તેમને ૧૮૭૭ ના જાનેવારીની પહેલી તારીખે દિલ્લીમાં ૯ તોપનું માન મળ્યું હતું. હીઝહાઇનેસ રાજા જદુબીંદસીંગ બહાદુરને હલકા દરજાની સત્તા છે આ રાજના લશ્કરમાં બે તોપ અને ૧૧૬ પાયદલ અને પોલીસ છે.

નાગોદ એ રાજધાનીનું શહેરછે વસ્તી ૪૮૦૦ માણસની છે તે સતનાથી નોવગંગના રસ્તા ઉપર સતનાથી ૧૭ મેલ અને નોવગંગથી ૮૪ મેલ છે.

## મૈહીર.

મૈહીર એ બુંદેલખંડમાં એક દેશી રાજ્ય છે. તેના રાજકર્તા રાજાની પદ્વિથી ઓળખાય છે તથા તેઓ જોગી જાતના હિંદુ છે.

**સીમા**—આ રાજ્યની ઉતરે નાગોદનું રાજ્ય, પૂર્વે રેવાનું રાજ્ય, દક્ષિણે ઈંગ્રેજી જબલપોર અને પશ્ચિમે અજયગઢ છે. વિસ્તાર—આ રાજ્યનું ક્ષેત્રફળ ૪૦૦ ચોરસમાઈલ જમીન જેટલું છે તથા તેમાં ૧ શહેર અને અને ૧૮૨ ગામ છે. વસ્તી આશરે ૭૨૦૦૦ માણસની છે, તેમાં ૫૯૦૦૦ હિંદુ, ૨૦૦૦ મુસલનાન, ૧૦૦૦૦ અસલી જાતના લોક અને બીજા પરચુરણ છે. ઉપજ ૨૭૧૦૦૦ ને આશરે થાય છે. રેલવે—પૂર્વ તરફની જબલપુર અને અલ્હાબાદની રેલવે લાઈન આ રાજ્યમાં થઈને જાય છે.

ઇતિહાસ—આ રાજ્ય અગાઉ રેવાના રાજ્યને તાબે હતું; પણ ઈંગ્રેજોનો બુંદેલખંડમાં પગ પેઠો તે પહેલાં ઘણાં વરસથી તે પન્નાના બુંદેલા રાજાને તાબે હતું. પન્નાના રાજાએ આ મુલક ઠાકોર દુર્જનસીંગના બાપને તેની સારી નોકરીને માટે બક્ષિસ આપ્યો હતો. જ્યારે ઈંગ્રેજોએ બુંદેલખંડનો કબજો લીધો ત્યારે તેમણે તેને તેના રાજ્યના સરદાર તરીકે કબુલ કર્યો ઈ. સ. ૧૮૦૬. ઈ. સ. ૧૮૧૪ માં તેને એક સનદ કરી આપી. જ્યારે ઈ. સ. ૧૮૨૬ માં દુર્જનશીંગ મરી ગયો ત્યારે તેના બે છીકરાએ ગાદીને માટે તકરાર કરી અને હથીઆર પકડ્યાં. આથી ઈંગ્રેજ સરકારે વચ્ચે પડી તે મુલક બન્ને ભાઇને વહેંચી આપી તેમને શાંત પાડ્યા. આ બે ભાઈમાંના બીસનશીંગને મૈહીર અને પ્રાગદાસને બીજરાગગઢ મળ્યો.

ઈ. સ. ૧૮૫૭ ના બળવા વખતે પ્રાગદાસના છોકરા સુરજપ્રસાદે બળવો કર્યો તેથી ઈંગ્રેજસરકારે તેનો મુલક ખાલસા કર્યો. ઈ. સ. ૧૮૫૮

ઈ. સ. ૧૮૪૯ માં બીસનશીંગ રાજ્ય ચલાવવાને અશક્ત હોવાથી રાજ્યકારભાર ઈંગ્રેજોએ પોતાને હાથ લીધો. બીસનશીંગ ઈ. સ. ૧૮૫૦ માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો મોહનપ્રસાદ ગાદીએ બેઠો. તે પણ ઇ. સ. ૧૮૫૨ માં મરણ પામ્યો તેથી તેનો છોકરો રાજા રઘબીરશીંગ ગાદીએ બેઠો. તે હાલનો રાજા છે અને તે જાતે જોગીછે રઘબીરશીગે આગ્રાની કોલેજમાં અભ્યાસ કર્યો છે. તેમની ઉમર હાલ ૩૯ વરસની છે અને તેમને હલકા દરજાની સત્તા છે.

રાજા રઘબીરશીગે નાકુ કાઢી નાંખ્યું અને રેલવેને માટે જમીન આપી તેથી તા. ૧ લી જાનેવારી સને ૧૮૭૭ ના રોજ દિલ્હીમાં જે પાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં તેમને રાજાનો ખિતાબ અને ૯ તોપનું માન મળ્યું. આ રાજ્યના લશ્કરમાં ૭ તોપ અને ૮૮ પાયદળ અને પોલીસછે.

મૈહીર—એ રાજધાનીનું શહેર છે. તેમાં ૬૫૦૦ માણસની વસ્તી છે તેમાં ૫૩૦૦ હિંદુ ૧૧૦૦ મુસલમાન અને બીજા પરચુરણ લોકછે. મૈહીર એ રેલવે સ્ટેશન છે અને તે જબલપુરથી ૯૭ માઈલ અને રેવાથી ૪૦ માઈલ છે. શહેરની અંદર એક કિલ્લો છે તેમાં રાજા રહેછે. આ કિલ્લો ૧૬ મા સૈકામાં બાંધવામાં આવ્યો હતો. આ શહેરમાં નિશાળ, દવાખાનું અને પોસ્ટઓફીસ છે.

મુંબાઈ ઈલાકા ( ગૂજરાત સિવાય ) તાબાનાં દેશી રાજ્યોનાં નામ; રાજકર્તાનાં નામ, ખિતાબ, ઉમર, જાત, કુલ જમીનનું ક્ષેત્રફળ, વસ્તી, વારસિક ઉપજનો સુમારે આંકડો, બ્રિટિશ સરકાર તરફથી મળતાં તોપનાં માન અને ગામની સંખ્યા.

| નંબર. | રાજ્યનું નામ. | રાજકર્ત્તાનું નામ. | ખિતાબ. | ઉમર. | જાત. | ક્ષેત્રફળ. | વસ્તી. | ઉપજ. | તોપનાં માન. | ગામ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | કોલ્હાપુર | શાહુ | મહારાજા | ૧૩ | મરેઠા | ૨૮૧૬ | ૮૦૦૦૦૦ | ૨૨૨૦૦૦૦ | ૧૯ | ૧૦૬૧ |
| ૨ | કચ્છ | એ આરજી | મહારાવ | ૨૨ | ચંદ્રવંશી જાડેજા રજપૂત. | ૬૫૦૦ | ૫૧૨૦૦૦ | ૧૬૦૦૦૦૦ | ૧૭ | ૮૯૭ |
| ૩ | ખૈરપુર | મીરઅલી મુરાદખાન | ખાન | ૭૪ | બલુચી મુસલમાન. | ૬૧૦૯ | ૧૩૦૦૦૦ | ૫૭૨૫૦૦ | ૧૫ | |
| ૪ | સાંવતવાડી | રઘુનાથ | સરદેસાઈ | ૨૩ | મરેઠા. | ૯૦૦ | ૧૭૫૦૦૦ | ૩૨૫૦૦૦ | ૯ | ૨૨૬ |
| ૫ | જંજીરા | અહમદખાન | નવાબ | | મુસલમાન. | ૩૨૫ | ૭૫૦૦૦ | ૩૭૬૦૦૦ | ૯ | ૨૨૬ |

# કોલ્હાપુર.

કોલ્હાપુરના રાજા એ સુર્યવંશી મરેઠા છે તથા તે "મહારાજાની" પદવિથી ઓળખાય છે.

સીમા—આ રાજ્ય દક્ષિણ મહારાષ્ટ્ર દેશમાં છે. તેની ઉત્તરે વરના નદી આવેલી છે અને તેથી તે સતારાના મુલકથી જુદો પડેછે. ઈશાન કોણે ક્રિશ્ના નદી આવેલી છે તેથી તે સંગલી, મીરજ અને કુરંદવાડથી જુદો પડેછે. પુર્વ તથા દક્ષિણે બેલગામ જીલ્લો અને પશ્ચિમે સિંહાદ્રિ પર્વત છે તેથી તે સાવંતવાડીનાં રાજ્ય તથા રત્નાગીરીથી જુદો પડે છે.

આ રાજ્યનો વિસ્તાર ૨૮૧૬ ચોરસમાઇલ જમીનનો છે અને તેમાં પાંચ શહેર અને ૧૦૫૯ ગામ છે. વસ્તી આશરે ૮૦૦૦૦૦ (આઠલાખ) આશરે થાયછે.
માણસની છે. વારસિક પેદાસ ૨૨૨૦૦૦૦ (બાવીસ લાખ વીસહાજારને)

દેશનું સ્વરૂપ—દેશ પહાડી અને જંગલોથી ભરેલો છે ડુંગરનો ઘાટ છે તે ઘાટને મથાળેથી પુર્વ તરફ દેશ ઉતરતો જાયછે. પુર્વ તરફનો ભાગ જરા ખુલ્લો છે.

નદીઓ—ક્રશ્ના એ મહાબળેશ્વરના ડુંગરમાંથી નીકળી અગ્નિ કોણ તરફ સતારા જીલ્લો અને આ રાજ્યના ઇશાનકોણના ભાગમાં વહીને અગાડી બેલગામ જીલ્લામાં થઈ ત્યાંથી સોલાપુર અને ધારવાડ એ જીલ્લાઓની સરહદ કરી ત્યાંથી હૈદરાબાદ (નિજામ)ના મુલકમાં પ્રવેશ કરી અગાડી મદ્રાસ ઈલાકાના પુર્વ કિનારે બંગાળાના ઉપસાગરને મળેછે. કૃષ્ણા નદી એ કોલ્હાપુરનું રાજ્ય અને મહારાષ્ટ્ર દેશની જાગીરોની વચલી સીમાએ છે. ૨ વારણા એ નદી પશ્ચિમના મોટા ઘાટમાંથી નીકળી સાંગલી પાસે કૃષ્ણાને મળેછે. વારણા એ આ રાજ્ય તથા સતારા જીલ્લાની વચલી સીમા ઉપર છે. સિવાયની બીજી અનેક નાની નદીઓ ઘાટની ઓળના ડુંગરોમાંથી નીકળી પુર્વ તરફ ઉપલી નદીઓને મળેછે. હવા. સુખદાયક એટલે નિરોગી છે. વરસાદ ઘણો અને તે નૈરૂત્યકોણ તરફથી વરસે છે.

જમીન તથા નિપજ—નદીઓના કાંઠાની જમીન ઘણીરસાળ અને એ શિવાયની સાધારણ છે. નિપજમાં મુખ્ય કરીને જુવાર, ડાંગર, શેરડી, તમાકુ, કપાસ, મરચાં કસુંબા અને તમામ જાતનાં કઠોળ થાયછે.

જનાવર—ઘણુંખરૂં ડુંગરની ખોયો અને વધારે ઝાડીવાળા ભાગમાં વાઘ વિગેરે અનેક જાતનાં જંગલી જનાવરો હોયછે.

લોક તથા ભાષા—ઘણુંકરીને બે જાતના છે. મરેઠા અને રામોશી છે. ભાષ મરેઠી છે પણ ચોથા ભાગના લોક કાનડી બોલી બોલેછે.

રેલવે—આ રાજ્યના મુલકમાં રેલવે નથી પણ પુનાથી સતારા પેલી તરફ કોલ્હાપુર, બેલગામ ધારવાડ અને હુબળી વગેરે પ્રસિદ્ધ શેહેરો ઉપર થઇને બેંગલોર સુધીની લાઈન વધારવા ઠરાવ થઈ ચુકયો છે. હાલમાં કોલ્હાપુરથી નજીકમાં નજીકનું રેલવે સ્ટેશન પુર્વ દિશાએ આશરે ૧૦૦ માઈલને છેટે વિજાપુરનું છે.

મુખ્ય શેહેર—કોલ્હાપુર એ આ દેશની રાજધાનીનું કિલ્લાવાળું શેહેર છે. એ આ દેશના ઉત્તર ભાગમાંછે તેમાં મહારાજાના મહેલ છે. અહીં એક પોલીટીકલ એજંટ અને તેની છાવણી છે. સિવાય. પનાળા આલતે, મલકાપુર, શેરૂલ, બાવેડ, કાગલ, ભુદરગઢ, ગઢઈગલાજ, ઈચળકરંજી અને તોરીંગલ એ પ્રસિદ્ધ શેહેરોછે કોલ્હાપુર તાબામાં આશરે ૧૪ જાગીરો છે જેમાંની વિશાળગઢ કાગલ બાવડા, ઇચળ કરંજી અને તોરગલ એ મુખ્ય છે.

દત્તકની સનદ—કોલ્હાપુરને માટે જો પછાડી પુત્ર વારસ ન હોયતો વગર નજરાણાં આવે હિંદુ શાસ્ત્ર પ્રમાણે દતક લેવાની સનદ મળી છે. વળી પાદશાહી વાવટો નામદાર "કેસરે હિંદ" તરફથી મળ્યોછે.

યુદ્ધ સામગ્રી. આ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફયુંડલ ધારાને લગતી છે. રાજ્ય લશ્કરમાં ૧૫૦૨ પેદળ ૧૫૪ સ્વાર અને ૨૫૮ તોપ રાખવાની સત્તા છે.

ઈતિહાસ—દક્ષિણમાં મરેઠી રાજ્યની સ્થાપના કરનાર પ્રખ્યાત શીવાજીરાવના વંશમાંની નાની શાખામાંના કોલ્હાપુરના રાજકર્તા છે. વડીશાખા સતારામાં રાજ્ય કરતી હતી. એ વંશમાં ઈ. સ. ૧૮૪૮માં સતારાનું રાજ્ય બીન વારસીયુ થવાથી ઈંગ્રેજ સરકારે તેને ખાલસા કર્યું. મેવાડનો રાણો અજયસિંહ કે જે ઈ. સ.ના તેરમા સૈકાનાં પાછલાં વરસો અને ચૌદમાની શરૂઆતમાં ચિતોડમાં રાજ્ય કરતો હતો. તેને બે કુંવર હતા. રાણાને કોઇ મુંજ નામના દુશ્મન સાથે લડાઈમાં ઉતરવું પડયું હતું. પરંતુ તેને હરાવીને નસાડી મુકયો હતો. એ વખત

રાણાએ પોતાના બન્ને કુંવરોને કહ્યું કે તમે મુજની પછાડી જઇ માથુ કાપી લાવો તો મારા કુંવર ખરા. મુજ પછાડી જવા બન્નેની હિંમત ચાલી નહિ પણ રાણાનો ભત્રીજો હમીર ગયો તથા તે માથુ કાપી લાવ્યો. આ વખત રાણાએ પોતાના બંને કુંવરોને હલકાં વચન કહ્યાં તેથી તે-માંનો એક આપઘાત કરીને મુઓ અને બીજો ડુંગરપુર જતો રહ્યો. આ બીજાના વંશમાં તેરમા પુરૂષ સુજનસિંહે ડુંગરપુર છોડયું અને તે દક્ષિણમાં બિજાપૂર ગયો ને ત્યાંના રાજાની નોકરીમાં રહ્યો અને સારી નોકરી કીધી તેના બદલામાં તેને ૮૪ ગામનું માધલ પ્રગણું અને રાજાનો ખિતાબ મળ્યો. સુજનસિંહના ૪ પુત્ર હતા જેમાંના સઉથી નાના સગાજી થયા. સગાજીનો એક ભોંસાજી નામનો પુત્ર હતો. એ ભોંસાજીના વશજો ભોંશલા કુળથી ઓળખાયછે. ભોંસાજીને ૧૦ પુત્ર હતા તેમાંના વડાને શાહજી નામના પુત્ર હતા. શાહજી ઈ. સ. ૧૬૩૪ને સુમારે અહમદ નગર અને બિજાપુરના મુસલમાન રાજાઓના પક્ષ પકડી મોગલ પાદશાહ સાથે લડાઇઓ લડ્યા. શાહજીને શિવાજી નામનો પ્રખ્યાત પુત્ર ઈ. સ. ૧૬૨૭માં જનમ્યો હતો. જ્યારે શાહજી મરણ પામ્યો ત્યારે શિવાજી પોતાના પીતાની જાગીરનો માલીક થયો તથા તે બિજાપુરના મુસલમાન રાજાના લશ્કરની એક ટોળીના નાયક થયા. છળભેદ, ધર્માંધપણું, બહાદુરી અને તેવા બીજા અશંખ્ય ગુણોને લીધે શિવાજીએ મરેઠાને દક્ષિણ હિંદમાં આગળ પાડ્યા. શિવાજી પોતે ડુંગરી કિલ્લાઓમાં રહી વખતેવખત ત્યાંથી ઉતરી આસપાસના દેશોમાં લુટ તથા હુમલા કરતો. તેના લશ્કરમાં હિંદુ સ્વારો હતા જેઓ ખેતીના ધંધાથી પરવારતા તે વખત શિવાજીને આવી મળતા હતા. સિવાજીના લશ્કરમાં હજારો લોક ભેગા થયા હતા. ઓચિંતા હુમલા કરી પોતાના દુશ્મનો પાસેથી લુંટ તથા ખંડણી લેતા હતા. પોતાના લશ્કરના પગારને પેટે લુંટમાંથી ભાગ આપતા હતા તથા પોતે લડાઈના વખતની બહાર પોતાના ડુંગરી કિલ્લાઓમાં જઇને આરામ લેતા હતા. બિજાપૂરના રાજાને ઈ. સ. ૧૬૫૯માં એકાંત જગામાં બોલાવી દગાથી તેનો ઘાત કર્યો અને તેના લશ્કર ઉપર ઓચીંતો હુમલો કરી તેનો ઘાણ કહાડી નાંખ્યો. ઈ. સ. ૧૬૬૪માં મહારાજા એવી પદવી ધારણ કરી પોતાના નામના સિક્કા પાડવા માંડ્યા ઈ. સ. ૧૬૬૫માં બિજાપુરના મુસલમાન રાજા સાંમ

લડવામાં તેમણે દિલ્હીના પાદશાહ ઔરંગઝેબના સૈન્યને મદદ આપી. ઈ. સ. ૧૬૬૬માં પાદશાહે તેને દિલ્હી બોલાવી નજર કેદ કર્યા. શિવાજી યુક્તિથી નાઠા. તે દક્ષિણમાં ગયા અને પાદશાહના મુલકમાં બંડ ઉઠાવ્યું. પોતે મોગલાઈ રાજ્યના પગ ભાગ્યા અને ઈ. સ. ૧૬૭૪માં રાયગઢમાં મોટા ઠાઠમાઠથી ગાદીએ બેઠા.

તા. ૫ મી એપ્રિલ સને ૧૬૮૦ ના રોજ ૫૩ વરસની ઉમરે મહારાજા શિવાજી રાયગઢમાં મરણ પામ્યા. તેમના પછી તેમના પુત્ર શંભાજી ગાદીએ બેઠા. ઈ. સ. ૧૬૯૪ માં ઔરંગઝેબ પાદશાહે તેમને તથા તેમના વડા પુત્ર શાહુને પકડ્યા. પાદશાહે શંભાજીને બહુ નિર્દયતાથી માર્યા અને શાહુને પોતાની શાહજાદીના કબજા નીચે કેદમાં રાખ્યો. શાહજાદીએ આ પુત્રનું મુળ નામ શીવાજી હતું તે બદલી "શાહુ" એવું પાડયું. હવે શાહુ કેદમાં હોવાથી મરેઠા મહારાજા શંભાજીની ગાદીએ ઈ. સ. ૧૬૯૫ માં તેમના બીજા પુત્ર રાજારામ બેઠા. રાજારામ ઈ. સ. ૧૬૯૮ ના જુન માસમાં મરણ પામ્યા. તેમને શીવાજી અને શંભાજી એ નામના બે પુત્ર હતા. પેહેલાની માનુ નામ તારાબાઈ અને બીજાની માનું નામ રાજેસબાઈ હતું. રાજારામ પછી શીવાજી ગાદીએ બેઠા પણ તે ઈ. સ. ૧૭૦૩ માં ગાંડા થવાથી તેમની મા તારાબાઇએ તેજ સાલમાં તેમને પદભ્રષ્ટ કરી પોતે ઈ. સ. ૧૭૦૭ સુધી રાજ્ય કર્યું. એ સાલમાં ઔરંગઝેબ મરણ પામ્યો અને શાહુ કેદમાંથી છૂટયો તથા તે પોતાના પીતા શંભાજીની ગાદીએ બેસવા રાયગઢ આવ્યા. તારાબાઈ તેમના સામે થઈ અને ગાદીપર બેસતા અટકાવ્યા એટલે શાહુએ ઈ. સ. ૧૭૦૮ માં પોતાનું રહેઠાણ સતારામાં કર્યું. ઈ. સ. ૧૭૧૨ માં ગાંડો રાજા શિવાજી મરણ પામ્યો તેથી તારાબાઇના હોરમાઈ પુત્ર શંભાજીએ તેણીની સત્તા લઈ લીધી. શાહુ અને શંભાજી કાકો ભત્રીજો થતા હતા. એ બંને જણ પોતાના વડીલોના રાજ્યને માટે દાવેદાર હતા તેમના વચ્ચે ગાદી માટે તકરારો ચાલી પણ ઈ. સ. ૧૭૩૦ સુધી કંઈ પણ ફેરફાર થયો નહિં. એજ સાલમાં તેમના કુટુંબીઓની મદદથી શાહુએ સંભાજી ઉપર હુમલો કર્યો તથા તેમને હરાવ્યા. આ હારથી સંભાજીએ ઇ. સ. ૧૭૩૧ માં આખા મરેઠા દેશ, કોલ્હાપુર અને તેના તાબાનાં ઉપરનાં પ્રગણાં ઉપરનો શાહુનો હક કબુલ કર્યો પરંતુ કોલ્હાપુર તથા તેના તાબાનાં પ્રગણાં સં-

બાજીના કબજામાં કાયમ રાખ્યાં હતાં. આ વખત રાયગઢની ગાદીએ શાહુ અને કોલ્હાપુરની ગાદીએ શંભાજી બેઠા તે વખતથી એ બે રાજ્ય જુદાં પડ્યાં. શાહુએ રાયગઢને બદલે સતારાને પોતાની રાજધાનીનું નગર ઠરાવ્યું. શાહુ અને શંભાજી વચ્ચે લડાઈઓમાં બાલાજી વિશ્વનાથ નામના બ્રાહ્મણે શાહુને સારી મદદ આપેલી તેના બદલામાં તેને *પેશ્વાની પદવી મળી. કોલ્હાપુરના મુળ પુરૂષ શંભાજી ઈ. ૦. ૧૭૬૦ માં પુત્ર વગર મરણ પામ્યા તેથી તેમની વિધવાએ જે ભોંસાજી નામ ઉપરથી એ કુટુંબની જાતી ભોંસલા પ્રખ્યાત થઈ હતી તેની દશમી શાખા ખાનવાટાને નામે ઓળખાતી હતી તે કુટુંબમાંના શિવાજીને દત્ત લેઈ કોલ્હાપુરની ગાદીએ બેસાડ્યા. શિવાજીની છોટી ઉમર હતી તેથી સંભા-

*શાહુરાજાના વખતથી તેના રાજ્યમાં પેશ્વા પ્રધાનનો કાબુ વધી પડ્યો હતો. ઈ. સ. ૧૭૪૮ માં શાહુ રાજાના મરણ પછી સતારાની ગાદીએ પેશ્વા બાલાજી (બીજા) એ તે કુટુંબમાંના (શિવાજીરાય બીજાના પુત્ર) રામરાજાને બેસાડ્યો. પેશ્વાએ સતારાની આસપાસનો કેટલોક મુલક તેની પાસે રહેવા દીધો, અને બાકીનો મુલક પોતે કબજામાં લઈ પુનામાં જુદી રાજ્યગાદી સ્થાપી. નવો પેશ્વા ગાદીએ બેસે તેને પેશ્વાની પાઘડી બંધાવવાનું કામ માત્ર રાજાના હાથમાં રહેવા દીધું. સતારાની ગાદીએ રામરાજા પછી શાહુ (બીજો) બેઠા. પણ બાજીરાવ પેશ્વાએ ઈ. સ. ૧૮૦૧ માં શાહુ પાસેથી સતારા છીનવી લીધું, અને તેને અને તેના બે પુત્ર બાળા સાહેબ (પ્રતાપસિંગ) અને આપાસાહેબને કેદ કર્યા. શાહુ કેદમાં મરણ પામ્યો. ઈંગ્રેજ સરકારે પેશ્વાનું પુનાનું રાજ્ય ઈ. સ. ૧૮૧૮ માં છેલા બાજીરાવ પેશ્વા પાસેથી જીતી લીધું. તે વખત બાળાસાહેબને તેના બાપની સતારાની ગાદીએ બેસાડી તેને કેટલોક મુલક સોંપ્યો. સને ૧૮૩૭ માં માં ઈંગ્રેજ સરકારને તેના ઉપર ફિતુરનો વહેમ આવવાથી તેને ઉઠાડી તેના ભાઈ આપા સાહેબને ગાદી આપી. સને ૧૮૪૮ માં આપાસાહેબ અપુત્ર મરણ પામ્યો એટલે ઈંગ્રેજ સરકારે સતારાનું રાજ્ય ખાલસા કર્યું, અને આપાસાહેબના દતપુત્ર રાજારામને ૩૫૦૦૦૦ (પચાસહજાર) નું પેનસન બાંધી આપ્યું. ઉપર પ્રમાણે મેવાડના રાણાજીના વંશજ શિવાજીએ મરેઠી રાજ્ય સ્થાપ્યું ને તેના વંશજો પછવાડેથી ખોઈ બેઠા. હાલ જે કોલ્હાપુરના મહારાજા છે તે શિવાજીના વંશની નાની શાખા છે.

જીની વિધવા રાણીએ રાજકારભાર પોતે ચલાવ્યો. આ બાઈ જેવી બહાદુર તેવી નિર્દય હતી. તેણે પોતાની રૈયતને જમીન ઉપર તથા દરિઆઈ લુટ (ચાંચીયાપણુ) કરવા ખુલ્લી રીતે પરવાનગી આપી. જમીન ઉપરની લુંટ આસપાસના મુલકમાં અને દરિઆઈ લુટમાં ઘણુંકરીને મુંબાઈ તરફની ઈંગ્રેજી રૈયતનાં વહાણ લૂટતા હતા. આ દરિઆઈ લુંટ અટકાવવાને માટે ઈંગ્રેજોએ ઈ. સ. ૧૭૬૫ માં માલવણનો કિલ્લો કે જે કોલ્હાપુરના તાબામાં હતો તેના ઉપર ચઢાઇ કરી તથા તેને કબજે કર્યો. આથી કોલ્હાપુરની રાણીએ દરિઆઈ લૂટ અટકાવવા તથા ઈંગ્રેજોની સલાહ પ્રમાણે ચાલવા કબુલ કર્યું. ઈંગ્રેજોને આ ચઢાઈ વેળા જે ખરચ થયું હતું તેના બદલામાં ૭૫૦૦૦૦ (સાડાસાત લાખ) રાણીએ આપવા કબુલ કર્યા તથા ઈંગ્રેજ સરકારને કોલ્હાપુરની હદમાં દરિઆઈ કિનારે વેપારની કોઠીઓ બાંધવા કબુલાત આપી. શિવાય ઈંગ્રેજોને કોલ્હાપુરના મુલકમાં કાપડ લાવવાં તથા વેચવાં અને ત્યાંથી પરદેશ મોકલવાની જરૂર પડે તો તે ઉપર કંઈ પણ જકાત લેવી નહિ. દરિઆઇ લૂટ બંધ કરવી અને દરેક બાબતમાં ઈંગ્રેજો સાથે સલાહથી ચાલવું વિગેરે સરતો કબૂલ કરી. આ બાબત કબુલત થયા પછી માલવાણનો કિલ્લો પાછો સોંપ્યો.

રાણીએ જો કે ઉપર પ્રમાણે કરાર કર્યા પણ તેમાંનો એક પણ પાળ્યો નહિ. દરિઆઇ અને જમીન ઉપરની લુંટ રાણી ઈ. સ. ૧૭૭૨ માં મરણ પામી ત્યાંસુધી ચાલુ રહી. શિવાજીએ રાજ્યનો અધિકાર પોતાના હાથમાં લીધો પરંતુ રૈયત કાબુમાં રહી નહિ અને તેથી રૈયતે મરજી પ્રમાણે લૂટફાટ કરવા માંડી. રાજાને ચારે બાજુના દુશ્મનોએ ઘેરી લીધા હતા. પેશ્વાએ કોલ્હાપૂર ઉપર ચડાઈ કરી અને કેટલોએક દેશ જીતી લીધો જે હાલ પટવરધનના કુટુંબના કબજામાં છે. કોલ્હાપુરનું રાજ્ય દુશ્મનોથી ઘેરાયાને લીધે ઘણી ખરાબ સ્થીતિમાં આવી ગયું હતું. પરંતુ પછવાડેથી પેશ્વાએ વચ્ચે પડી ઘણી જાતની મદદ કરી તેનો બચાવ કર્યો.

શિવાજીએ પોતાના પડોશી રાજ્ય સાવંતવાડી સાથે લડાઇનું કામ આરંભ્યું. આ લડાઇ ૨૩ વરસ સુધી ચાલી. અને તેથી કોલ્હાપુર તથા સાવંતવાડીનાં રાજ્ય ઉજડ જેવાં થઈ ગયાં અને લુંટફાટનું જોર અતિશય વધી પડયું. આ કારણથી ઇ. સ. ૧૭૯૨માં ઈંગ્રેજોએ ફૂર

ચડાઈ કરી. પરંતુ એટલામાં રાજા શિવાજીએ એક કબુલાત લખી આપી જેમાં એમ ઠર્યું કે માલવાણ અને કોલ્હાપુરમાં ઈંગ્રેજોને કોઠીઓ બાંધવા દેવી અને જકાત બીલકુલ લેવી નહિ. કોલ્હાપુરનું રાજ્ય છેક પાયમાલ થવાને વખત નજીક આવ્યો હતો પણ ઈંગ્રેજોએ કોઠીઓ બાંધવાથી વખતેવખત મદદ મળી અને તેથી રાજ્યનો બચાવ થયો.

ઈ. સ. ૧૮૧૨ના ઓક્ટોબર માસમાં કોલ્હાપુર અને નીપાણીના રાજ્ય વચ્ચે લડાઈ સળગી તેથી ઈંગ્રેજોને વચ્ચે પડવાની જરૂર પડી અને તેથીજ બંને રાજ્યની ખરાબી થવાની હતી તેનો અટકાવ થયો. પણ આ વખત રાજાએ મલવાણ બંદર ઈંગ્રેજોને સ્વાધીન કરવું પડયું એટલુંજ નહિ પણ તેમણે ઈંગ્રેજોના ઉપરીપણાના રક્ષણ નીચે રહેવા કબુલ કર્યું. એજ સાલમાં શિવાજીરાવ મરણ પામ્યા. તેમના પછી વડા પુત્ર શંભાજી બીજા ગાદીએ બેઠા.

શંભાજીને ઘણા લોકો આબા સાહેબના નામથી ઓળખતા હતા. આ રાજાના વખતમાં એટલે ઈ. સ. ૧૮૧૮માં ઈંગ્રેજોએ બાજીરાવને પદભ્રષ્ટ કરી પુનાનું રાજ્ય ખાલસા કર્યું. આ વખત ઈંગ્રેજો અને બાજીરાવ પેશ્વા વચ્ચે જે લડાઇઓ થઈ તેમાં શંભાજીએ ઈંગ્રેજોનો પક્ષ પકડયો હતો. એમ કહેવાય છે કે આ વખત શંભાજી ઈંગ્રેજોના ખરા ભરોંસાદાર દોસ્ત થઈ પડ્યા હતા. આના બદલામાં ઈંગ્રેજોએ ચીકોલી અને મેનોલીનાં પ્રગણાં તેમને બક્ષિસ આપ્યાં હતાં. શંભાજીના વખતમાં કોલ્હાપુરનો રાજકારભાર ઘણા સુધારાપર આવ્યો.

કોલ્હાપુરના રાજ્ય તરફથી જે જાગીરો આપવામાં આવેલી તે પૈકીમાંની એકમોહીતી કુટુંબની સ્ત્રી સાએજીબાઈને આપેલી જાગીર જપ્ત કરવા શંભાજીએ વિચાર કર્યો. તે ઉપરથી એ મોહીતી કુટુંબનો જાગીરદાર રાજાને ધમકાવવા તથા વેર વાળવા કોલ્હાપુર આવ્યો. તે સને ૧૮૨૧ના જુલાઈ માસમાં મેહેલમાં પેઠો અને રાજા શંભાજી સુતા હતા તેમને બંદુકની ગોળી મારી પ્રાણ લીધો. શંભાજીએ પછવાડે એક પુત્ર મુકયો હતો જે બીજે વરસે એટલે સને ૧૮૨૨માં મરણ પામ્યો. પછી રાજા શીવાજીના બીજા પુત્ર સાહજી ઉરફે બાવા સાહેબ ગાદીએ બેઠા. શાહજીને પોતાના વડા ભાઈ શંભાજીને પેલા સરદારે બંદુકની ગોળી મારીને મારી નાંખ્યો તેથી કંઈ ખોટું લાગ્યું નહિ. શાહજી બુદ્ધિહીણ અને

જુલમી તથા પૈસાનો લોભી તેમજ ઉડાઉ હતો. એ રાજાના સલાહકારો ઘણા ખરાબ હતા. ઈ. સ. ૧૮૨૪માં કીતુર જે બેલગામ જીલ્લાનું એક ગામ હતું ત્યાં એક મોટું બંડ ઉઠયું. એ બંડ એટલા સુધી વધી પડયું કે જો બંડખોરોને તાબે કરવામાં તુરતાતુરત ઈલાજો લેવામાં ન આવ્યા હોત તો બેલગામને પણ જીતી લીધું હોત. એ વખત દક્ષિણ હિંદુસ્થાનમાં એવી બુમ ઉઠી હતી કે ઈંગ્રેજો અને બ્રહ્માના રાજા વચ્ચે લડાઈ ચાલેછે. બ્રહ્માની લડાઇ અને કીતુરનું બંડ એ બંનેની શાહજીને ખબર પડી એટલે તેમનું મન ઈંગ્રેજો સામે લડાઈ કરવાને તેમના સલાહકારોની શીખવણીથી ઉશ્કેરાયું. રાજા શાહજીએ ૫૦૦૦ પેદલ, ૧૦૦૦ સ્વાર અને ૭ તોપ સાથે પોતાની રાજધાની છોડી. આ વખત તેમણે એવા વાત બહાર પાડી હતી કે અમે સાવંતવાડી સાથે દુશ્મનાવટ હોવાથી તેને જીતવા જઇએ છીએ. ઈંગ્રેજોએ કહ્યું કે અમે વચ્ચે પડી સમાધાન કરી આપીએ પણ રાજાએ તે ઉપર કંઈ લક્ષ આપ્યું નહિ.

રાજાએ કાગળની જાગીર અને તેનો કિલ્લો જીતવા માટે ત્યાં જઈ કિલ્લા પછાડી ઘેરો ઘાલ્યો. અહીંનો માલીક હિંદુરાવ નામનો એક જાગીરદાર હતો અને તે સિંધિયાનો સગો હતો. એ જાગીર અને કિલ્લો હિંદુરાવના બાપને સિંધિયાએ બક્ષિસ આપ્યો હતો. તે ઉપર કંઈ પણ લક્ષ નહિ આપતાં રાજાએ કિલ્લો જીતી લીધો અને ત્યાંથી પરભાર્યાં સતારાની સરહદ તરફ ચડાઈ કરી. આ ચઢાઈનો હેતુ એવો હતો કે સતારા કે જ્યાં પોતાની વડી શાખા હતી ત્યાંના પ્રતાપસિંહ (બાવા સાહેબ) ને કબજે કરવો. આ કારણથી ઈંગ્રેજોને વચ્ચે પડવાની જરૂર પડી. આ સમય એવો બારીક થઈ પડ્યો હતો કે ઈંગ્રેજો એક મિનીટ પણ વધારે વાર લગાડે તો તેથી ઈંગ્રેજી રાજ્યને ઘણું નુકશાન હતું તેથી તત્કાલીક ઉપાય કીધા. ઇ. સ. ૧૮૨૫ માં ઈંગ્રેજી ફોજ કોલ્હાપૂર ઉપર ચઢી. આ વખત રાજા શાહજીએ ઈંગ્રેજો સાથે સલાહ કરવા મરજી બતાવી શરણ થયા. ઈંગ્રેજ સરકારની મંજુરી વગર કોઈ પણ રાજકીય કામ કરવું નહિ. તથા હિંદુરાવની જાગીર તેના કબજામાં પાછી સોંપવી. વળી પોતાની ફોજનાં માણસો ઓછાં કરવાં અને બંડખોર વિગેરે લોકોને આશ્રય આપવો નહિ એવી શરતો કબુલ કરી.

થોડા દિવસ પછી શાહજી પુને ગયા તથા નામદાર મુંબાઇ સરકારને અરજ કરી કે મેં ઉપર બતાવેલા કરારો લખી આપ્યા છે પણ તે

મારે કબુલ રાખવા નથી. સરકારે તેમની અરજ કબુલ નહિ રાખવાથી નિરાશ થઈ પાછા કોલ્હાપૂર આવ્યા. પાછા આવતાં રસ્તામાં ગામડાં લુટ્યાં અને ઈંગ્રેજ અમલદારોને એમ બતાવ્યું કે એ વખત પોતે પુનામાં હતા. ઈંગ્રેજ સરકાર તેમને માટે દિલગીર થઇ અને રાજાનું મન સ્થીર નથી પણ તે ગાંડા જેવા છે એમ જણાયું.

શાહજીએ કોલ્હાપુર આવ્યા પછી ઠરાવ પ્રમાણે પોતાની ફોજ ઘટાડવાને બદલે વધારી. વળી ઈંગ્રેજી હદની જાગીરદારોના ઉપર ભારે જુલમ કીધા એટલુંજ નહિ પણ આજુબાજુના બીજા જે રાજકર્તાઓ હતા તેમની ઉપર પણ જુલમ કરવા માંડ્યો. આથી ઈંગ્રેજી ફોજ ફેર-કોલ્હાપુર ઉપર ચઢી આવી. આ વખત પણ રાજા શરણ થયો અને નીચે મુજબ શરતો કરી. ૮૦૦ પેદલ તથા ૪૦૦ સ્વાર કરતાં વધારે માણસની ફોજ નહિ રાખવા બંધાયા. પરંતુ બીજા કિલ્લાઓ ઉપર રીતસર કિલ્લેદારો રાખવાને છુટ મળી હતી. ઈ. સ. ૧૮૨૭ની સાલમાં રાજા શાહજીના ભાઇને તેની સારી વર્તણુકને લીધે ગામો આપવામાં આવ્યાં હતાં તે પાછાં લઇ લીધાં હતાં તે તથા આજુ બાજુના જાગીરદારોનાં જે ગામ લઈ લેવામાં આવ્યાં હતાં તે જેનાં તેને પાછાં સોંપવાં તથા ઈંગ્રેજોને પુછ્યા શિવાય તે લોક ઉપર કંઈ પણ દાબ બતાવવો નહિ. આસપાસનાં રજવાડાં ને રાજાના આ ખરાબ કૃત્યથી જે નુકશાન થયું હતું તે બદલ રૂ૧૪૭૯૪૮ આપવા, કોલ્હાપુરમાં ઈંગ્રેજોની મરજીમાં આવે તે દિવાન નીમે જેને ઈંગ્રેજની મંજુરી વગર રાજાથી કહાડી શકાય નહિ. પનાળગઢમાં ઈંગ્રેજી ફોજ રેહે તેનું ખરચ રાજાએ આપવું.

ઉપર પ્રમાણે કરાર થયા. પનાલગઢ ઉપર રાજા તરફના જે કિલ્લેદારો હતા તેમને તાબે કર્યા અને તે ઉપર જે કોલ્હાપુરનો હક હતો તે રાજાએ છોડી દીધો. આ રાજાના વખતમાં ઈ. સ. ૧૮૩૭માં સતારાના રાજા પ્રતાપસિંહ (બાળા સાહેબ)ના ઉપર ફીતુરનો વહેમ આવ્યાથી તેને પદભ્રષ્ટ કરી તેના ભાઇ (શાહજી) આપા સાહેબને ગાદીએ બેસાડ્યો હતો.

તા. ૨૯મી નવેમ્બર સને ૧૮૩૮ના રોજ રાજા શાહજી મરણ પામ્યા. એ વખત તેમને શિવાજી (બીજા) નામના બાળ પુત્ર હતા તે ગાદીએ બેઠા. શિવાજીની છોટી ઉમર હોવાથી રાજકારભાર ચલાવવાને માટે રીજન્સી કાઉન્સીલ નીમવામાં આવી; જેમાં ચારની નીમનોક કરવામાં

આવી હતી. એ ચારમાં શિવાજીની માતથા કાકી અને બીજા બે સરદારો હતા. રાજકારભારમાં આ ચારના મત મળતા આવ્યા નહિ. શિવાજીની કાકી કે જેનું નામ તારાબાઈ હતું તેના મનમાં રાજ્યનો બધો અધિકાર પોતે લેવો એમ થયું અને તેથી તેણીએ પોતે દિવાન તરીકે રાજ્ય કરવા માંડ્યું. ઈંગ્રેજોએ પણ તેને પસંદ કરી. આ બાઈ કોલ્હાપુરના ઇતિહાસમાં "દિવાન સાહેબ"ના ઉપનામથી પ્રસિદ્ધ થઇ ગઈછે. તેણીએ ૩ વરસ સુધી જુલમી રીતે દિવાનગીરી કરી. જો વધારે વખત તેના કબજામાં રાજ્ય રહ્યું હોત તો કંઈપણ તોફાન થવાનો વખત નજીકમાં હતો. ઈંગ્રેજોએ એ બાઈ સાથે પ્રથમ સલુકાઈથી વેહેવાર ચલાવ્યો પરંતુ તેને કંઈ પણ સારી અસર થઈ નહિ. તેને રીજન્સિમાંથી દુર કરી તથા તેની જગાએ દાજી કૃષ્ણા પંડીતને દિવાન નીમી રાજ્યનો બધો વહિવટ તેના કબજામાં સોંપ્યો. તારાબાઇના વખતમાં જે જે જુલમ ચાલ્યો હતો તે બંધ કરી નવા સુધારા કરવાના કામમાં આ દિવાન તારાબાઈ અને તેના પક્ષના માણસોનો દુસ્મન થઈ પડ્યો. આ કારણથી સને ૧૮૪૪ની સાલમાં એક મોટું બંડ ઉઠયું. આ બંડની અસર કોલ્હાપુરના આસપાસના દેશમાં પણ થઈ પડી હતી. આ વખત કોલ્હાપુરનો રાજકારભાર ઈંગ્રેજોના હાથમાં હતો તેથી ઈંગ્રેજી સૈન્યે તે બંડને એકદમ સમાવી દીધું. આ વખત કોલ્હાપુરના રાજ્યના કિલ્લા તોડી પાડ્યા તથા કિલ્લેદારોને કહાડી મુકયા. અને કેટલુંક લસ્કર કમી કર્યું. પણ તેના બદલામાં બીજી ફોજ વધારી હતી. આ બંડ તોડી પાડવા બદલ જે ખરચ થયો તે કોલ્હાપુરને માથે નાંખવામાં આવ્યો. કોલ્હાપુરમાં ઈંગ્રેજી વહિવટ ચાલતો હતો તે વખત એટલે ઇ. સ. ૧૮૪૮માં સતારાના રાજા આપા સાહેબ અપુત્ર મરણ પામ્યો તેથી તે રાજ્ય ખાલસા કર્યું અને આપા સાહેબના દત્તપુત્ર રાજારામને દર વરસે ૩૫૦૦૦૦ હજારનું પેનશન બાંધી આપ્યું. આ વખતથી કોલ્હાપુરની વડી શાખા જે સતારા તેનો અંત આવ્યો.

રાજા શીવાજીરાવની લાયક ઉમર થવાથી તેમને ઈ. સ. ૧૮૬૨ માં રાજ્યનો કુલ અધિકાર સોંપવામાં આવ્યો. આ વખત એક તહનામુ (કરાર) થયું તેમાં શીવાજીરાવે કબુલ કર્યું હતું કે ઈંગ્રેજ સરકારના મત પ્રમાણે ચાલવું. પ્રથમ ઈ. સ. ૧૮૫૭ માં શીવાજીરાવે ઈંગ્રેજ સાથે

કબુલ કર્યું હતું કે હું પોતે ઇંગ્રેજો સાથે હળી મળીને ચાલીશ. પણ મારો ભાઈ આમા સાહેબ બળવાખોરોને મળી જાય તો તે બાબતનું જોખમ મારે માથે નથી માટે તેના વિશે બંદોસ્ત કરવો જોઇએ. શિવાજીરાવ મહારાજા વડોદરાના ગાયકવાડ શ્રીમંત ગણપતરાવ મહારાજની પુત્રી બાસીબાઈ સાથે પરણ્યા હતા.

મહારાજા શિવાજીરાવ તા. ૪ માહે ઑગસ્ટ સને ૧૮૬૬ ના રોજ મરણ પામ્યા. તેમને પુત્ર નહોતો પણ પોતાના મરણ પેહેલા નાગોજીરાવ પાટનકરને દત્ત લીધા હતા. તે રાજારામ એવું નામ ધારણ કરી ગાદીએ બેઠા. આ વખત તેમની વય ૧૬ વરસની હતી. આ રાજા હિંમતવાન અને બુદ્ધિશાળી હતા. પોતાની હિંમતને લીધે ઈ. સ. ૧૮૬૯ માં યુરોપની મુસાફરીએ ગયા. પરંતુ ઈ. સ. ૧૮૭૦ ની સાલમાં ઇટાલી દેશના *ફ્લોરેન્સ નગરમાં તેમનો કાળ થયો.

રાજારામના મરણ સંબંધીનો તાર કોલ્હાપુર આવ્યો તે વખત રાજકુટુંબ અને પ્રજામાં ઘણી દિલગીરી પ્રસરી હતી. તેમના પછી શિવાજી (ત્રીજાને) દત્તક લઈ ગાદીએ બેસાડ્યા. તેમની છોટી ઉમર હોવાથી રાજકારભાર પોલીટીકલ એજંટની દેખરેખ નીચે રિજન્સી કાઉન્સીલથી ચલાવવા માંડ્યો અને એ રીજન્સીની દેખરેખ નીચે રાજાને કેળવણી આપવા માંડી. સને ૧૮૮૧ ની સાલમાં રાજા રાજ્ય ચલાવવા યોગ્ય ઉમરના થવાથી તેમના રાજ્યના ખટપટીઆ કામદારોએ ઇંગ્રેજો આગળ એવી ફરીયાદ ઉઠાવી કે રાજા મગજના ખસેલા છે. આ કરવાનું કારણ એમ હતું કે તે લોકોના હાથમાં રાજ્યની લગામ વધારે દિવસ રહે. એ લોકોએ એટલાસુધી યુક્તિઓ કીધી હતી કે તેમની મા રાધાબાઇને પણ મળવા દેતા નહોતા. મહારાજાને દિવાનામાં ખપાવી હવા ફેરનું બહાનું કાઢી મહાબળેશ્વર મોકલી દીધા હતા. ત્યાંથી પાછા આવ્યા પછી પુને હવા માટે મોકલવા ઠરાવ્યું. પરંતુ વર્તમાનપત્રોએ રાજા દિવાનો છે કે કેમ તે વિશે દાકટ-

*ફ્લોરેન્સ એ ઈ. સ. ૧૮૬૫–૭૦ સુધી ઇટાલીની રાજધાની હતી. "અમેરીગોવેસપુચી" જેના નામના પહેલા અરધા ભાગ ઉપરથી અમેરિકા ખંડનું નામ પડયું હતું. એ પુરૂષનો જન્મ ફ્લોરેન્સ નગરમાં થયો હતો. આર્નો નદીના કાંઠાપર એ નગર ઘણું દેખાવડું છે.

રોના કમીશનથી તપાસ થવા પોત પોતાના અભિપ્રાય બતાવ્યા. આથી ઇંગ્રેજ સરકારે ડાકટરોનું કમીશન બેસાડયું. દાકટરોના અભિપ્રાયમાં એમ આવ્યું કે રાજા દિવાનો નથી; તેમજ તે વિષે ચિંતા રાખવા જેવું પણ નથી. મહારાજાએ પોતે સરકારને જાહેર કર્યું કે કારભારીઓના કેટલાએક માનીતાઓના તરકટને માટે મને ઘણી દેહેશત હતી અને તેથી મેં માજી પોલીટીકલ એજંટ કરનલ પારને જાહેર કર્યું હતું. વળી પછીથી તેમણે ખુલ્લી રીતે જાહેર કર્યું અને તેથી કરનલ પારે મારા મેહેલમાંના કેટલાએક ખટપટીઆઓને રજા આપી. પણ તે અમલદાર બદલાઈ ગયા એટલે તે ખટપટીઆઓએ મારા મહેલમાં આવી પોતાના જુના હોદ્દા લીધા જેથી હાલ મને તેમની દેહેશતનો ગભરાટ વધ્યો છે. આથી ઇંગ્રેજ સરકારે કોલ્હાપુર દરબારના ખટપટીઆ કામદારોને દુર કર્યા અને ઠરાવ કર્યો કે રાજા ગાદી ચલાવવાને લાયક છે. તે મગજના ખસેલા નથી પણ ખટપટીઆઓએ રચેલાં તરકટોથી તે દિવાના છે એમ અસર ઉત્પન્ન થઇ છે.

આ પ્રમાણે બનાવ બન્યો પણ રાજાના મનમાં ખટપટીઆઓ મને મારી નાંખશે એ ધાસ્તીને લીધે પંછવાડેથી મન સ્થીર રહી શકયું નહિ. અને તેથી દિવાના જેવી રીત ભાત થવા લાગી અને દિનપરદિન તેમાં વધારો થતો ગયો. સને ૧૮૮૧ ના નવેમ્બરની આખરે હવા ફેરને સારૂ તેમને બહાર કહાડવામાં આવ્યા. પણ બેજ કલાકમાં તે પાછા ફર્યા. એ વખત માથે પાઘડી નહોતી તેમજ તેમના શરીરનાં કપડાં લોહીથી ખરડાયલાં હતાં. તે હવા ફેરને માટે નીકળ્યા તે વખત તેમની સાથે એક યુરીપીઅન અમલદાર ગયો હતો. રાજા તેને વળગી પડયા અને તેની સાથે મારામારી થઈ હતી. ડાકટર જોઈટે સરકારમાં લખાણ કરી રાજમાતા રાધાબાઈ અને તેમની હજુરના ૧૩ માણસોને તેમનાથી દૂર કરાવ્યાં. આથી રાજાના દીલમાં ગભરાટ અતિશય વધી પડ્યો. તે એમ બોલવા લાગ્યો કે આ પ્રમાણે સરકારે જે કીધું છે તે એક દુશ્મનાઈનું કામ કીધું છે. વળી દરદના ગભરાટમાં તે એમ પણ બોલ્યા હતા કે તેઓને દુર રાખીને મારો છૂપી રીતે જાન લેવાની કોશીશ થાય છે. તા. ૨૪ મી નવેમ્બર સને ૧૮૮૧ ના રોજ રાવબહાદુર ગોપાળરાવ હરીદેશમુખના સરનસીનપણા નીચે આશરે ૪૦૦૦ દક્ષણીઓની સભા

મળી હતી અને તે સભામાં ઠરાવ થયો હતો કે મહારાજાની હાલની હાલત સુધારવાને તાત્કાળીક ઉપાયો લેવા. મહારાજાની દેખરેખ રાખનાર કાકસ અને ગ્રીનને ખસેડી તેમને બદલે કોઈક લાયક દેશીને નીમવા તથા રાધાબાઇને મહારાજાની સંભાળ રાખવા પાસે રહેતાં અટકાવ નહિ કરવા સારૂ મુંબાઈના ગવરનરને તાર કરી અરજ કરી. નામદાર સરકારે મહારાજાને તેમની માની દેખરેખ નીચે રાખ્યા અને ડાકટર બુસની સારી મહેનતથી પ્રથમ આરામ થવા માંડયો પણ છેવટ ઈ. સ. ૧૮૮૩ ના ડીસેમ્બરની તા. ૨૫ મીએ તેમનો કાળ થયો.

મહારાજા શિવાજીરાવના મરણ પછી તેમનાં વિધવા રાણી આનંદીબાઈએ કોલ્હાપુરના રાજ્યના રીજંટ આબા સાહેબ કે જે કાગડાના જાગીરદાર હતા તેમના બીજા પુત્ર યશવંતરાવને દત્તક લઈ શાહુરાજા એવું નામ આપી તા. ૧૭ મી માર્ચ સને ૧૮૮૪ ના રોજ ગાદીએ બેસાડ્યા. મહારાજાની ઉમર હાલ ૧૩ વરસની છે અહિના મહારાજાને ૧૯ તોપનું માન મળેછે.

કોલ્હાપુર—એ રાજધાનીનું શહેર છે અને તેમાં રાજકર્તા મહારાજા રહેછે. તે પુનાથી ૧૪૪ માઇલ અને સતારાથી ૭૬ માઈલ દુર છે. વસ્તી ૩૭૦૦૦ માણસની છે; તેમાં ૩૩૦૦૦ હીંદુ અને ૪૦૦૦ મુસલમાન છે. કોલ્હાપુરમાં ઘણાં પવિત્ર સ્થળ છે. અને એમ કહેવાય છે કે તે અગાઉ જાત્રાનું ઠેકાણું હતું. આ પવિત્ર સ્થળોમાં મહાલક્ષ્મીદેવીનું મંદીર મુખ્ય છે. એવું કહેવાય છે કે કરવીરા એ અગાઉનું રાજધાનીનું શહેર હતું અને તે હાલ કોલ્હાપુરની ઉતરે એક ગામછે.

---

## કચ્છ.

આ રાજ્ય "કચ્છ" અથવા "ભુજ" એ નામથી ઓળખાય છે અને તેના રાજકર્તા ચંદ્રવંશી જાડેજા જાતના રજપુત છે. તેઓ "રાવ" અથવા "મહારાવ"ની પદ્વિથી ઓળખાય છે.

**સીમા**—આ રાજ્યની ઉત્તરે સિંધ પ્રાંતનો હૈદ્રાબાદ જીલ્લો તથા થર અને પારકર છે, પૂર્વે પાલનપૂર ઈલાકાનાં રાજ્ય અને કાઠીઆવાડ ઈલાકાના ઈશાનકોણનો ભાગછે, દક્ષિણે કચ્છનો અખાત તથા રણ અને

તેની પેલીમેર કાઠીઆવાડ ઈલાકો છે, અને પશ્ચિમે અરબી સમુદ્ર તથા સિંધના હૈદરાબાદ જીલ્લાનો થોડો ભાગ છે.

આ રાજ્યનો વિસ્તાર ૬૫૦૦ ચોરસ માઈલ તથા ૮ શહેર અને ૮૮૯ ગામ તથા તેમાં ૫૧૨૦૦૦ માણસની વસ્તી છે તેમાં ૩૨૫૦૦૦ હિંદુ, ૧૧૮૦૦૦ મુસલમાન ૬૬૦૦૦ જૈનધર્મના લોક અને બીજા પરચુરણ છે વાર્ષિક ઉપજ રૂ૧૬૦૦૦૦૦ (સોળ લાખને) આશરે થાયછે.

મુલકનો દેખાવ— કચ્છનો ઉત્તર તથા પુર્વ ભાગ રેતીના મેદાન વાળો છે જે રણ "કચ્છનું રણ" એ નામથી ઓળખાય છે. ઉતરવાળું મોટું અને પુર્વવાળું નાનું રણ કહેવાય છે. રણની જમીન ઉનાળામાં કોરી, કઠણ અને રેતાળ જણાય છે તથા તેના ઉપર મીઠાના પોપડા બાઝેલા નજરે પડેછે. ચોમાસામાં સમુદ્રનું પાણી પવનના જોરથી આવીને તેમજ વરસાદ કે નદીઓના પાણીથી એ જમીન ઢંકાએલી રહેછે. ઉનાળામાં સુરજના તાપથી આ જમીન તપેછે ત્યારે દુરથી જોનારને એક મોટા સમુદ્ર કે સરોવર જેવું જણાય છે. કચ્છના મુલકમાં મધ્ય ભાગ તથા થોડાક ઉત્તરના ભાગમાં ડુંગરાની નાની નાની ઓળો છે. આ દેશમાં બારે માસ સુધી પાણી ચાલે તેવી નદીઓ નથી તેથી લોકોને પાણીની તંગી ઘણી પડેછે. મોટા રણની દક્ષિણે જે જમીન છે તેમાં ઘાસ ઉગે છે કે જે ઘાસમાં માણસ ઉભે ઉભે ચાલે તો પણ કોઈ દેખે નહિં એટલું ઉંચું હોય છે. કચ્છની જમીન સારી રસાળ નથી તેથી તેમાં જુવાર, મગ, બાજરી વગેરે અનાજ પાકે છે. વેપારની જણશોમાં કપાસ ઘણો થાય છે. દ્રાક્ષ અને ખડબુચ ઘણાં થાય છે. ઝાડ જુજ અને કોઈક ઠેકાણે જોવામાં આવે છે. ઘોડાં ઘણી ઊંચી જાતનાં થાય છે. ઢોર પુષ્કળ હોય છે પણ તે ઘણાં કીમતી હોતાં નથી, ઊંટ ઘણાં થાયછે; જંગલમાં વાઘ, ચીત્રા, શિઆળ, કોલ્હાં અને દીપડા વગેરે નજરે પડેછે. વન ગધેડા એટલે જંગલી ગધેડા પણ જોવામાં આવેછે. રાજ્યધાનીનું મુખ્ય શહેર ભુજ છે અને તેમાં ૨૫૦૦૦ માણસની વસ્તી તથા શહેર પછાડી કિલ્લો છે. શહેરમાં રાજગઢ અને તેમાં યુરોપના ઘાટનો રાવસાહેબનો મેહેલ જોવા જેવો છે. ભુજમાં ઈંગ્રેજ સરકાર તરફથી પોલિટિકલ એજંટ રહે છે. તથા ઈંગ્રેજી ફોજ પણ રહે છે. આ શેહેરમાં સુતર અને રેશમ વણવાનાં કારખાનાં છે. કસબી અને ભરતનું કામ ઘણું વખણાય છે. સોના

રૂપાની નકસીદાર કારીગરીઓ બનેછે. શિવાય મોટું શહેર માંડવી બંદર છે તેમાં વસ્તી ૩૫૦૦૦ માણસની છે. ત્યાં વેપાર બહુ સારો ચાલે છે. ઘણું કરીને આખા કચ્છના વેપારનું એ બારૂ છે. ત્યાં વહાણોની સગવડને માટે એક ફુરજો છે. એમાં એક દીવાદાંડીનું કંડીલ છે.

ઈતિહાસ—કચ્છમાં હાલ જાડેજા જાતના રજપૂત રાજાનું રાજ્યછે. તેમના વડીલ ત્યાં આવ્યા ત્યારે પહેલાં ત્યાં ચાવડા જાતનો રાજા રાજ્ય કરતો હતો અને તેની રાજગાદી પાટગઢમાં હતી. જાડેજાનું મૂળ ઉત્પત્તિ સ્થાન ચંદ્રવંશી યાદવ છે. શ્રીકૃષ્ણ દ્વારકાંમાં રાજ્ય કરતા હતા. તેમની રાણી જાંબુવંતીજીના કુંવર શાંબ, જે મીશર દેશના શોણીતપૂરના રાજા બાણાસુરના પ્રધાન કોભાંડની કન્યા રામા સાથે પરણ્યા હતા તેણીને પેટે ઉષ્ણીક નામે કુંવર થયો. જ્યારે યાદવાસ્થળી થઈ ત્યારે ઉષ્ણીત શોણીતપૂરમાં હતો તેથી તે ત્યાં વસ્યો. ત્યાંનો રાજા બાણાસુર મુઓ ત્યારે રાજ્ય કોભાંડને મળ્યું અને કોભાંડ મુઓ ત્યારે તે રાજ્ય ઉષ્ણીકને હાથ આવ્યું. તેમના પછી ૭૯ મી પેઢીએ દેવેંદ્ર થયા તેમને ચાર *કુંવર હતા. તેમના ત્રીજા કુંવર નરપતે ગીજનીના બાદશાહ ફીરોજશાહને મારી તેનું રાજ્ય લઈ લીધું, અને તે જામ કેહેવાયા. નરપતના કુંવર સામંત પાસેથી ફીરોજશાહના બેટા સુલતાનશાહે ગીજની પાછું જીતી લીધું એટલે તે સિંધ તરફ આવ્યા તથા તે મુલક ઉપર પોતાની સત્તા બેસાડી. સામત એ નામપરથી તેમના વંશવાળા યાદવ મટી "સમા" એ નામથી ઓળખાવા લાગ્યા. સામત પછી ૯ મી પેઢીએ લાખીયાર ભડ થયા તેમણે એક શહેર વસાવી તેનું નામ "નગરસમૈ" પાડયું અને તેમાં રાજધાની કરી. હાલ તે "નગરઠઠ્ઠા"ને નામે ઓળખાયછે.

લાખીયાર ભડને લાખો ધુરારો એ નામનો કુંવર હતો. તે કચ્છમાં પાટગઢના ચાવડા રાજા વિરમદેવની કુંવરી બોથી સાથે પરણ્યો હતો. તેને આ બાઇથી ચાર કુંવર થયા; તેમાંના મોડ તથા મનાઈ એ બે ભાઈ કચ્છમાં પોતાના મામાને ત્યાં રહેતા હતા. તેમણે દગાથી મામાને મારી કચ્છનું રાજ્ય લઈ લીધું. મોડની ચોથી પેઢીએ લાખો ફુલાણી

*એ ચારમાંનો એક અસપત મુસલમાન થયો. રગજપતના કુંવર ચુડચંદે સોરઠમાં રાજ્ય સ્થાપ્યું અને તેના વંશજો ચુડાસલા કેહેવાયા. ૩ નરપત.

થયા તેમને કુંવર નહોતો તેથી તેમના ભાઈ જામઘાઓના કુંવર ધુવાસે કચ્છની ગાદીએ બેઠા. તેમને પણ કુંવર નહોતો, તેથી જામ મોડ તથા મનાઇના હોરમાઈ ભાઈ ઉનડની વંશમાં છઠ્ઠી પેઢીએ જામ જાડો સિંધમાં રાજ્ય કરતો હતો; તેમના કુંવર લાખાજી તથા લખધીરને સિંધમાંથી બોલાવી કચ્છનું રાજ્ય આપ્યું. આ બે ભાઈ જામ જાડાના દત પુત્ર યાને તેમના ભાઈ વેરેજીના કુંવર હતા. જામ જાડાના નામ ઉપરથી તેમના વંશજો 'જાડેજા' એ નામથી ઓળખાય છે. એમ પણ કહેવાયછે કે લાખાજી અને લખધીરજી જોડકાના ભાઇ (સાથે જન્મેલા) હતા. સિંધી બોલીમાં જોડકાના ભાઇને "જાડા" જનમ્યા એમ કહેછે અને તે ઉપરથી તેમના વંશજો "જાડેજા" જાતથી ઓળખાવા લાગ્યા. ગમે તેમ હોય પણ આ વખતથી જાડેજાઓની શાખા ચાલી. આ બે ભાઈઓએ મળીને નવું ગામ બાંધ્યું અને તે બંનેના નામથી તેનું નામ લાખીયાર વિયરો પાડયું તથા તેમાં રાજધાની કરી.

જામ લાખાજીના કુંવર રાયધણજીને, દેદોજી, ઓઢોજી, ગજણજી અને ઓથીજી એ નામના ચાર કુંવર હતા; તેમાંના દેદોજીને કંથકોટ, ઓઢોજીને રાજધાનીનું શેહેર લાખીયાર વિયરો, ગજણજીને બાડા પ્રગણું અને ઓથીજીને ગજોડ વગેરે બાર ગામ મળ્યાં હતાં, અને તે ચારે ભાઇ જામ કહેવાયા.

મુખ્ય ગાદીવાળા ઓઢોજી ઈ. સ. ૧૩૮૫માં ગાદીએ બેઠા હતા. તેમણે જૈન લોકને નસાડી મુકયા. ઓઢોજી ઈ. સ. ૧૪૦૫માં મરણ પામ્યા. તેમના પછી કુંવર ધાઓજી ગાદીએ બેઠા. તેમના વખતમાં તેમના પિત્રાઈ બારાવાળા રાયધણજીએ જૈન લોકને આશ્રય આપ્યો, તેથી તે લોક ધાઓજીના મુલકને લુંટી દેશને ખરાબ કરતા હતા; પણ રાયધણજીના કાકા જીઓજીના કુંવર અબડો જે બહુ જોરાવર હતો તેણે તે લોકને વશ કર્યા. ધાઓજી ઈ. સ. ૧૪૩૦માં મરણ પામ્યા તેમના પછી કુંવર વેહેણોજી ગાદીએ બેસી જામ થયા. તેમની સાથે રાયધણજીએ પોએણીની સરહદ બાબત બીજા ખંડખોરોને મદદમાં લઈ તોફાન કરવા માંડયું તેથી જામ વેહેંણોજીએ લાખીયાર વિઆરેમાંથી પોતાનું મથક ઉઠાવ્યું. અને હબામાં રહી રાયધણજીના ઉપર હુમલો કરી તેની વસ્તીને નુકશાન કરવા માંડયું. એટલે છેવટ રાયધણજી આવીને નમી પડ્યો અને સલાહ થઈ.

જામ વેહેંણજી ઈ. સ. ૧૪૫૦માં મરણ પામ્યા તેમના પછી કુંવર મુલવોજી ગાદીએ બેઠા. મુલવોજીને કંઈ રોગ થવાથી તેમના શરીરના સાંધા સુજી ગયા હતા અને તેથી તેઓ જાતે લડવા જવાને અશક્ત હતા તેથી તેમના બાપના વખતના દુશ્મનોએ તેમના ઉપર હુમલો કરવા માંડ્યો. પરંતુ ઈશ્વર કૃપાથી શરીરના સાંધા સારા થયા અને દુશ્મનો સાથે લડાઇનું કામ આરંભ્યું. જે જે તેમના ઉપર દુશ્મનાવટ રાખતા હતા તે તમામને વશ કર્યા પણ ઈ. સ. ૧૪૭૦માં કાઠીઓ સાથેની એક લડાઈમાં મરાયા.

જામ મુલવોજી પછી કુંવર કાંયોજી ગાદીએ બેઠા. કાંયોજીએ પોતાના બાપને મારનાર કાઠીઓ ઉપરનું વેર મનમાં રાખી તેમને કચ્છમાંથી કહાડી મુકયા. અને ગેડીનો વાઘેલો સરદાર જે કાઠીઓને પ્રથમ આશ્રય આપતો હતો તેને પણ માર્યો.

કાંયોજી ઈ. સ. ૧૪૯૦માં મરણ પામ્યા તેમના પછી કુંવર અમરજી ગાદીએ બેઠા. જામ અમરજીના રાજ્યના વખતમાં કાબુલનો પાદશાહ કચ્છ ઉપર આવ્યો અને સ્વારી વેરો માગ્યો. પરંતુ તેમણે તે વાત કબુલ નહિ કરતાં લડાઈ આરંભી. તેમાં ભારે યુદ્ધ થયું અને મુસલમાનોને હરાવી પાછા કહાડ્યા. તોપણ તે લડાઈ વખતે તેમને એક જખમ લાગવાથી મરણ પામ્યા ઈ. સ. ૧૫૧૦.

જામ અમરજીએ મરતી વેળા પોતાના કુંવર ભીમજીને કહ્યું કે તમે પાટવી છે; પરંતુ તમારી માને ઓધાન છે માટે જો તેને કુંવર થાય અને તેને ગાદીએ બેસાડો તો મારો જીવ ગતે જાય. ભીમજીએ એ વાત કબુલ કરી અને બાઇને પુરા દિવસે કુંવર સાંપડ્યો જેનું નામ આમર આમરાણી પાડયું તથા તેના નામની દુવાઈ ફેરવી અને પોતે કારભાર કરવા માંડ્યો. જ્યારે કુંવર ૧૫ વરસનો થયો ત્યારે ભાઈઓએ મળી વિચાર કર્યો કે આ કુંવર મંદ બુદ્ધિનો છે. અને તેનાથી રાજ્ય ચલાવાશે નહિ તેથી ભીમજીને કહ્યું કે તમે ગાદીએ બેશો પણ તેમણે કહ્યું કે પીતાજીનું વચન લોપાય નહિ ત્યારે ભાઇઓએ ફેર કહ્યું જો તમે ગાદીએ નહિ બેસશો તો દુશ્મનો રાજ્યને જીતી લેશે અને બાપનું નામ જશે. જ્યારે તેમનો અતિશય આગ્રહ દીઠો ત્યારે ભીમજી ગાદીએ બેઠા. ભીમજીના રાજ્યના વખતમાં બાડાવાળા જામગણજીના વંશમાં જામ

લાખો હતો તેને કોઈએ દગાથી મારી નાંખ્યો. તેને મારવાનો શક તેના કુંવર જામરાઓલને જામ ભીમજી અને કુંવર હમીરજી એમના ઉપર આવ્યો તેથી તેણે એ વેર તેમની પાસેથી લેવું એમ તેણે નક્કી કર્યું. એવામાં જામ ભીમજી ઈ. સ. ૧૫૨૫માં મરણ પામ્યા અને કુંવર હમીરજી જામ થયા. હમીરજી લાખીયાર વિયરોમાં રહેતા હતા. જામરાઓલના મનમાં દગો હતો તે એક અઠવાડીઆમાં હમીર પાસે આવ્યો. તથા તેણે આજીજી સાથે કહ્યું કે આપ એક વખત મારે ગામ પધારો અને મારૂં ઘર પાવન કરો. હમીરજીએ તેનો દગો જાણી ના કહી પણ જામરાઓલે દગો નથી એમ પોતાની કુળદેવી આશાપુરીના સોગન ખાધા એટલે હમીરજીએ ખાડે જવા કબુલ કર્યું. તે ત્યાં ગયા અને રાઓલે મીજબાની કરી તેમાં હમીરજીને દારૂ પાઈ ચકચુર બનાવ્યા તથા પોતાના માણસોને ઈશારત કરી કતલ કરાવ્યા અને કુંવરો ક્યાં છે તેની તપાસ કરી તેમને પણ મારી નંખાવવા તજવીજ કીધી; પણ તેની આ મતલબ જામ હમીરજીનો હજુરી છછરબુટો એ નામનો હતો તે ચેતી ગયો. જામ હમીરની કુંવરી કમાબાઈ નામની હતી તેને અમદાવાદના પાદશાહ મહમદ બેગડાને દીધી હતી તેથી છછરબુટો કુંવરોને લઇને અમદાવાદ ગયો.

જામ હમીરજી ઈ. સ. ૧૫૩૭માં મરાયા એટલે જામ રાઓલે તેમનો મુલક જીતી લઈ તેને પોતાના મુલક સાથે મેળવી લઈ કચ્છમાં રાજ્ય કરવા માંડયું. જામ હમીરજીના જે કુંવરો પોતાની બેનને ત્યાં અમદાવાદ ગયા હતા તેમનાં નામ અલીઓજી, ખેંગારજી, રાયબજી અને સાહેબજી હતાં. આ વખત મહમદ બેગડાએ લશ્કર મોકલી જામરાઓળ પાસેથી કચ્છનો મુલક જીતી લીધો તથા આ ચાર કુંવરોમાંના ખેંગારજી જે ઘણા બહાદુર હતા તેમને કચ્છની ગાદીએ બેસાડી "રાવ" એવો ખિતાબ આપ્યો. જામરા ઓલના હાથમાંથી કચ્છનું રાજ ગયું એટલે તે રણ ઉતરી સૌરાષ્ટમાં ગયા અને નવા નગરના રાજ્યની સ્થાપના કરી તથા તે તે રાજ્યના મુળ પુરૂષ થયા.

રાવખેંગારજીએ ગાદીએ બેઠા પછી થોડા વરસે એટલે સંવત ૧૬૫૦ ના માગશર સુદ ૬ ઈ. સ. ૧૫૪૯ ના રોજ ભુજનગર વસાવ્યું. તથા રાજ્યગાદીનું શહેર લાખીયાર વિયરો ચારણોને દાનમાં આપી આ નવા

શેહેર ભુજનગરમાં રાજગાદી સ્થાપી. અને ઈ. સ. ૧૫૮૦ માં માંડવી બંદર વસાવ્યું જેવડે આજ આખા કચ્છનો વેપાર ચાલે છે. છછરબુટાએ જે કીમતી સેવા બજાવી હતી તેની બુજ કરી તેને સાત ગામ ઈનામમાં આપ્યાં તથા બીજા જે જે માણસોએ આફતના વખતમાં મદદ કરેલી તેમની પણ નોકરીની બુજ કરી તેમને ગામો આપ્યાં.

જામરાઓળને ખેંગારજી ઉપરનું વેર હમેશાં મનમાં આવતું હતું તેથી તેમણે નવાનગરમાં પોતાનો દરબાર ભરી લખપસાદે ઈનામનું બીડું ફેરવ્યું કે કોઈ ખેંગારજીનું માથુ લાવે તેવો છે? જો લાવે તો તેને એ ઈનામ આપું. આ બીડુ ૧૨ સખસોએ મળીને લીધું અને કચ્છમાં આવી પોતાનો વિચાર પાર પાડવાને માટે છૂપા ફરતા હતા. એક વેળા રાવ ખેંગારજી જંગલમાં એકલા શિકાર કરવા ગયા હતા ત્યાં પેલા ૧૨ જણા જઈ પહોંચ્યા અને રાવખેંગારજીને ઘેર્યા; પણ આ વખત તેમણે એવી હાથચાલાકી કરી તલવાર ચલાવી કે તે બારે જણને કતલ કર્યા.

રાવશ્રી ખેંગારજીને ભોજરાજજી અને ભારમલજી એ નામના બે કુંવર હતા. તેમાંના પાટવી ભોજરાજજી રાયધર હાલાની મદદમાં ગયા તે વખત એક તીર વાગવાથી ત્યાં મરણ પામ્યા હતા. તેમને કુંવર અળીયોજી હતો પણ તે રાવશ્રી ખેંગારજી ઈ. સ. ૧૫૮૫ માં મરણ પામ્યા ત્યારે તે કુંવરને પડતા મુકી ભારમલજી ગાદીએ બેઠા. રાવ ભારમલજીના વખતમાં ગૂજરાતનો પાદશાહ મુજફર ત્રીજો રાજ્ય ખોયા પછી કેટલાએક વરસ સુધી જૂદે જૂદે ઠેકાણે અથડાયો પણ છેવટ કચ્છમાં નાશી આવેલો તે પકડાયો, પણ રસ્તામાં જતાં અસ્ત્રાથી આપઘાત કરી મરણ પામ્યો અને ગૂજરાતનું રાજ્ય દિલ્હીના પાદશાહ અકબરને તાબે થયું. અકબરશાહના મરણ પછી દિલ્હીની ગાદીએ તેનો પુત્ર સલીમશાહ બેઠો હતો તે ગૂજરાતમાં આવ્યો ત્યારે રાવ ભારમલજીએ તેની મુલાકાત લીધી. આ મુલાકાત વખત ભારમલજીએ રૂપીઆ, મોહોરો અને ૧૦૦ ઘોડા નજર કર્યા તેના બદલામાં સિલીમે પોતાને બેસવાનો ઘોડો, હાથી, ખંજર, તલવાર તથા જડાવની વીંટીઓ બક્ષીસ આપી તેમજ કોરીના ચલણનો સિક્કો પાડવાને પરવાનગી આપી હતી.

રાવ ભારમલજી ઈ. સ. ૧૬૩૧ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર ભોજરાજજી ગાદીએ બેઠા. તેમના વખતમાં કંઈ જાણવા જેવા બનાવ

આવ્યા નથી તોપણ તે વિદ્વાનોને સારો આશ્રય આપતા હતા એમ કહેવાય છે. આ રાવ ઈ. સ. ૧૬૪૫ માં મરણ પામ્યા. તેમને કુંવર નહોતો તેથી તેમના ભાઈ મેઘજીના કુંવર ભેંગારજી બીજાને દત્તક લઈ ગાદીએ બેસાડ્યા. રાવ ભેંગારજી ઇ. સ. ૧૬૫૪ માં મરણ પામ્યા. તેમના મરણની માટે એમ કહેવાય છે કે કોઈ ચારણ સ્ત્રીએ તેમને શ્રાપ દીધો હતો.

રાવભેંગારજી બીજાના મરણ પછી તેમને સુમરી જાતની સ્ત્રીના પેટનો હમીરજી નામે પુત્ર હતો તેને સીંગ્રામજી નામના સરદારે ગાદીએ બેસાડ્યો હતો; પણ રાવના મરણ પછી ઓગણીસમે દિવસે હોથીજી નામના ભાયાતે રાવના ભાઈ તમાચીજીને સાથે લઈ જઈ હમીરજીને ઉઠાડી મુકી તેમને ગાદીએ બેસાડ્યા.

રાવ તમાચીજી ઈ. સ. ૧૬૬૨ માં મરણ પામ્યા તેમના પછી કુંવર રાયધણજી ગાદીએ બેઠા તેમના વખતમાં અમદાવાદના સુબાએ મોઆઝીમ બેગને ખંડણી બેસાડવા માટે એક મોટા લશ્કર સાથે કચ્છમાં મોકલ્યો હતો પણ કચ્છના લશ્કરથી ડરખાઈ જેવો આવ્યો તેવો પાછો ગયો.

રાવશ્રી રાયધણજી ઈ. સ. ૧૬૯૭ માં મરણ પામ્યા. તેમને ૧૦ કુંવર હતા. તેમણે પોતાની હયાતીમાં રાજ્યના જૂદા જૂદા ભાગનાં કામ સોંપ્યાં હતાં. જ્યારે રાયધણજીને અગ્નિ સંસ્કાર કરવા લઈ ગયા ત્યારે બધા કુંવરો સ્મશાનમાં ગયા હતા; પણ ત્રીજા કુંવર પ્રાગમલજી આંખો દુઃખે છે એમ કહી મહેલમાં રહ્યા હતા. તેમણે પાટવી કુંવર રવાજીનો તથા બીજા કુંવર નોધણજી જે પ્રથમથી મરણ પામ્યા હતા તેમને કુંવર હતા તેમનો હક ડુબાવી પોતે દરવાજાબંધ કરાવી ગાદીએ બેશી પોતાના નામની દુવાઈ ફેરવી. આ ખબર સ્મશાનમાં કુંવરોએ જાણી એટલે તેમણે પોતપોતાને હાથ જે પ્રગણાં હતાં. ત્યાં જઈ તે પ્રગણાં કબજે કરી લીધાં.

રાવ પ્રાગમલજી ઈ. સ. ૧૭૧૫માં મરણ પામ્યા તેમના પછી કુંવર ગોડજી ગાદીએ બેઠા. તેમણે ફક્ત ત્રણ વરસ રાજ કર્યું અને ઈ. સ. ૧૭૧૮માં મરણ પામ્યા. તેમના પછી કુંવર દેશલજી ગાદીએ બેઠા. તેમના વખતમાં મોરબીના રાજા કાંયોજી જે રાવ પ્રાગમલજીના વડા ભાઈ રવાજીના કુંવર થતા હતા, તેમણે ગુજરાતના મુગલાઈ સુબા સિરાબુલંદ ખાનના લશ્કરની મદદ લઈ કચ્છ ઉપર સ્વારી કરી. એનું લશ્કર જોઈ રાવ પ્રથમ ગભરાયા પણ પછવાડેથી હિંમત પકડી આવેલા લશ્કરને લ

ડાઇ કરી હરાવી પાછું કાઢયું. આ લડાઇમાં ઘણા મુસલમાનો કપાઈ ગયા હતા. રાવ દેશલજીએ દેવકરણ શેઠને દિવાનગીરી આપી હતી. તેણે ખરચમાં ઘટાડો કર્યો પણ પાટવી કુંવર લખપતજી ભારે ખરચ કરતા હતા તેમણે ખરચ માટે નાણાં માગ્યાં પણ દિવાનની સલાહથી રાવ દેશલજીએ આપ્યાં નહિ. આ વેર મનમાં રાખીને કુંવર લખપતજીએ એક પરદેશી સિપાઈને દિવાન દેવકરણના મકાને મોકલી તેને તલવારથી કતલ કરાવ્યો. થોડા દિવસ પછી લખપતજીએ ઈ. સ. ૧૭૪૧ માં પોતાના પીતા રાવ દેશલજીને પોતાને ત્યાં જમવા બોલાવી પદભ્રષ્ટ કરી કેદ કર્યા અને પોતે ગાદીએ બેઠા. રાવ દેશલજી ૧૦ વરસ સુધી કેદખાનું ભોગવી ઇ. સ. ૧૭૫૧માં મરણ પામ્યા.

લખપતજી પોતાના બાપને ઈ. સ. ૧૭૪૧માં પદભ્રષ્ટ કરી ગાદીએ બેઠા હતા. તેમણે જે દિવાનને મારી નખાવ્યો હતો તેના દિકરા પુંજા શેઠને દિવાન બનાવ્યો. પુંજાશેઠ રાવ લખપતજીનું ઉડાઉ ખરચ પુરૂ કરી શકયો નહિ તેથી તેને દૂર કરી રૂપજી શાહને દિવાન બનાવ્યો. જ્યારે પુંજા શેઠને દુર કર્યો ત્યારે તેનો ૨૦ લાખ કોરી દંડ કીધો હતો તે નહિ આપતાં તે સામો થયો અને નાનીસરખી લડાઈ થઈ તેમાં ૬૫ માણસ મરાયાં હતાં. ચાર વરસ પછી રૂપજી શાહને દુર કરી ફેર પુંજા શેઠને દિવાન બનાવ્યો. તે પણ દુર થયો અને ગોવરધન મહેતો દિવાન થયો. થોડા દિવસ પછી પુંજા શેઠે ગોવરધન ઉપર રાવને શક આવે તેમ ખટપટ કરી તેથી રાવે વેહેમ ખાઈ ગોવરધનને કતલ કરાવ્યો અને ફરી રૂપજી શાહને દિવાનગીરી આપી. રૂપજીશાહ પછી તુળશીદાસ દિવાન થયો. તેણે રાવ લખપતજી અને કાબુલનો બાદશાહ એમની વચ્ચે દોસ્તી કરાવી આપી.

રાવ લખપતજી અને કુંવર ગોડજી એમની વચ્ચે અંટસ ચાલતો હતો. એક વખત કુંવર ગોડજી મોરબી જઈ ત્યાંનું લશ્કર લઇ પોતાના બાપ ઉપર ચડી આવ્યા. એ લશ્કરની સામા થવાને તૈયારી કરવામાં દિવાન તુળશીદાસે આળસ કર્યું તે ઉપરથી રાવ લખપતજીએ તેને દુર કરી દેવજીને દિવાન ઠરાવ્યો. તેણે બાપ દિકરા વચ્ચે સલાહ કરાવી આપી. રાવ લખપતજીએ દિલ્હીના પાદશાહ અહમદશાહને કાંઈ આફત વખતમાં લશ્કરની મદદ આપી તે ઉપરથી પાદશાહે રાવને "મીરઝા"

નો કીતાબ અને "માહિમરાતીબ" બક્ષિશ આપ્યાં. વળી કાબુલના પાદશાહે મહારાજાધિરાજ એવો કીતાબ આપ્યો. દ્વારકાંનો વાઘેલ રામસિંહ યુરોપ જઈ આવ્યો હતો તેને રાવ લખપતજીએ કચ્છમાં રાખી તેણે યુરોપમાં ફરી જે કળા કૌશલ્યની માહિતી મેળવી હતી તે માહિતીનો ઉપયોગ કરાવી તેની પાસે યુરોપના હુન્નરો કચ્છમાં દાખલ કરાવ્યા. રાવે પોતાના રાજ્યમાં વિદ્યાનો પણ પ્રસાર કરાવ્યો હતો. તેમણે વ્રજ ભાષાનો અભ્યાસ કીધો હતો અને તેમણે પોતે લોકોને એ ભાષા શીખવવા માટે એક શાળા સ્થાપી. જે જે બહારના વિદ્યાર્થીઓ અભ્યાસ કરવાને આવતા તેમને ખોરાકી વગેરે રાવ પોતે અપાવતા હતા. તેમને જળંદરનો રોગ થવાથી ૪૪ વરસની ઉમરે ઈ. સ. ૧૭૬૦માં મરણ પામ્યા. તે વખત તેમની ૧૫ રાખેલી સ્ત્રીઓ સતી થઇ હતી. તેમના મરણ પછી કુંવર ગોડજી ગાદીએ બેઠા. તેમણે જુના દિવાન પુંજા શેઠનો એક નોકર જીવણ નામનો હતો તેને દિવાનગીરી આપી. આથી પુંજાશેઠ સિંધ ગયો અને ત્યાંના પાદશાહ ગુલામશાહને ૭૦૦૦૦ હજાર ફોજ સાથે કચ્છના રાવની કન્યા આપવાનું કહી કચ્છ તેડી લાવ્યો. આ ફોજની સામે દિવાન જીવણ કચ્છ અને રાધનપુરનું લશ્કર લઇને સામે થયો. આ વેળા લડાઇમાંની પેહેલા મોરચાની એક તોપ ફાટી અને તેથી બંને લશ્કરમાં ગભરાટ થયો તેથી ફોજમાં તલવાર ચાલી અને ઘણા શુરા કામ આવ્યા; તેમાં જીવણ દિવાન પણ મરાયો હતો. હવે પાદશાહ પાછો ફર્યો અને કચ્છનાં કેટલાંક ગામડાં બાળી દીધાં હતાં. પુંજા શેઠને ગુલામશાહે દિવાનગીરી આપી હતી તેથી તે કચ્છનાં ગામડાં લુંટતો હતો; પણ એક વખત રાવે તેને પકડી બેડી પેહેરાવી તથા દશ દિવસ કેદ રાખી છેલે દિવસ ઝેર દઈ મારી નંખાવ્યો. આ ખબર ગુલામશાહને થઈ એટલે તે ૫૦ હજાર માણસના લશ્કર સાથે કચ્છમાં લોડર માતાની જગા સુધી આવ્યો પણ તેને એક હલકા જાડેજાની કન્યા અપાવી સલાહ કરી પાછો કાઢયો. ત્યાર પછી નવાનગરના દિવાન મેહેરૂ ખવાસે આ ચાલતી ગરબડનો લાભ લેઈ બાલંબાનો કિલ્લો જીતી લીધો. થોડા દિવસ પછી સિંધનું લશ્કર કચ્છ ઉપર ચઢી આવ્યું પણ તેને પાછું નસાડી મુકયું હતું.

રાવ ગોડજી ઈ. સ. ૧૭૭૮ માં મરણ પામ્યા તેમને રાયધણજી અને પૃથીરાજજી એ નામના બે કુંવર હતા તેમાંના વડા રાયધણજી

ગાદીએ બેઠા. તેમના વખતમાં દેવચંદ શેઠ દિવાન હતો. તેને તથા તેના ત્રણ ભાઇઓને સિંધી જમાદાર જમાલમીયાંએ દગો કરી મારી નાંખ્યા. થોડા દિવસ રાવે સિંદીમરીચની સલાહથી વાઘાપારેખને દિવાન બનાવ્યા. પત્રીના સરદારો જે રાવના ભાયાત હતા તે રાવની સામે દુશ્મની ધરાવતા હતા તેમના ઉપર વાઘા પારેખે હલ્લો કર્યો, તેથી જાડેજાઓ તેના ઉપર કોપ્યા; પણ તેણે તેમની સાથે મળી જઈ સલાહ કરી અને થોડા દિવસ પછી તમામ સિંદીઓને કચ્છમાંથી કહાડી મુક્યા. રાયધણજીને મહમદ પના નામના એક મુસલમાને બોધ દઈ હિંદુ ધર્મ ઉપરની તેમની આસ્થા ઉઠાડી દીધી તેથી રાવે હિંદુઓને મુસલમાન બનાવવા માંડ્યા. આથી કરીને પ્રજા તેમના ઉપર કકળી ઉઠી અને વાઘા દિવાન તથા બીજા સરદારોએ વિચાર કર્યો કે રાવને કેદ કરવા. તેથી વાઘા દિવાને ૪૦૦ માણસો સાથે પોતાનો ભાઈ કોરો અંજાર રહેતો હતો તેને તે માણસો સાથે તેડાવ્યો. વાઘો તથા કોરો દરબારમાં દાખલ થયા પણ રાવ તરફના પઠાણોએ તેમના ઉપર એકદમ હુમલો કરવાથી તે તમામનો કાળ આવ્યો. વાઘો તથા કોરો અને બીજા જે માણસો મરાયા તેમને રાવે મુસલમાની રીત પ્રમાણે ખાડા ખોદી તેમાં ડટાવ્યા આથી કરીને તમામ હિંદુ સરદારો તથા પ્રજામાં અતિશય ગભરાટ વધી પડ્યો; અને કેટલાએકે રાજ્યની સત્તા દબાવા માંડી, તેથી મેઘજી શેઠ અને બીજાઓએ વિચાર કર્યો કે ગમે તેમ થાય તો પણ રાવને કેદ કરવા. હવે જે દિવસે રાવે હિંદુનાં બધાં દેવાલય તોડી પાડવાનો ઠરાવ કર્યો હતો તે દિવસે મેઘજીશેઠ અને બીજાઓએ દરબારગઢ ઉપર ધસારો કર્યો પણ રાવ અને પઠાણો મેહેલમાં પેશી ગયા. મેઘજીએ મેહેલ પછાડી ઘણા દિવસ સુધી ઘેરો રાખ્યો તેથી છેવટ પઠાણો તાબે થયા અને રાવને કેદ કર્યો. ઈ. સ. ૧૭૮૬. હવે મેઘજી શેઠ રાવના ભાઈ પ્રથીરાજજીને ફોજના ઉપરી ઠરાવી જે જે લોકોએ ઉપલા ગડબડાટ વખત દેશના ભાગની સત્તા લઈ લીધી હતી તેમને વશ કરવા માંડ્યા. પ્રથમ માંડવી દબાવી બેસનાર રામજી ખવાસ ઉપર હુમલો કર્યો અને તેના ઉપર દરરોજની ૭૦૦ કોરીની ખંડણી બેસાડી. ત્યાર પછી રોહા ઉપર ચડાઈ કરી પણ તેથી જાડેજાઓ તેના સામે કોપ્યા અને તેને ઝેર દેવાનો ઠરાવ કર્યો એટલે તે નાઠો. પછી મેઘજીએ અંજારને સ્વતંત્ર રીતે તાબે કરી લીધું. હવે મે-

ધજી જવાથી રામજી ખવાસે ખંડણી આપવી બંધ કરી. વળી મેઘજી જવાથી બીજાઓમાં ફુટ પેઠી તેથી ભટ્ટી હમીર અને તુરકવાયે હિનાએ રાયધણજીને કેદમાંથી છૂટા કર્યા. પણ એક નાની ટુકડીના જમાદાર *ફતેમહમદે તેમને ફેર કેદ કર્યા.

રાવને કેદ કર્યા પછી કચ્છના રાજ્યમાં ડોસણવેલ નામનો એક મોટો અમીર હતો તેણે ફતેમહમદને ૨૦૦ સ્વારોની જમાદારી આપી. હવે જમાદાર વધવા માંડ્યો. તેણે મોટા મોટા સરદારો તથા ભાયાતોની પ્રીતિ મેળવવા માંડી. આથી કરીને તે વધારે વખાણાયો અને રાજ્યમાં કરતા હરતા જેવો થયો. તેણે પ્રથમ દેશને આબાદ કરવા તથા રાજ્યની સત્તા વધારવાના ઉપાય કરવા માંડ્યાં. વાગડમાં સણવાનો ઠાકોર ખંડણી આપવી બંધ કરી બેઠો હતો તેના ઉપર જઈ સણવા લુટ્યું જેથી બીજા ગરાશીઆઓ પણ જે ખંડણી આપવી બંધ કરી બેઠા હતા તેમણે આપવા માંડી. વાગડમાં જે લુંટારા લોક વસતા હતા તેમને દેશપાર કર્યા. ડોસલવેલ થોડા દિવસથી મુદરો દબાવી બેઠો હતો તેને જમાદારે જીતી લીધું. લખપતનો કિલ્લો બંધાવ્યો તથા તેની બંદરી પેદાશમાં વધારો કીધો. રામજી ખવાસને માંડવીમાંથી કહાડ્યો અને હંસરાજને ત્યાંનો વહિવટ સોંપ્યો. થોડા દિવસ પછી જમાદાર અને રાવના ભાઈ પ્રથીરાજજી વચ્ચે એક મોડજી નામના માણસે ખટપટ કરી વેર કરાવ્યું હતું, તેથી પ્રથીરાજે એક વખત એક મીજ[illegible]ની વેળા જમાદાર ઉપર તલવાર તાણી. આ વખત ભેગા થયેલા માણસો વેરાઈ ગયા. જ્યારે બીજે દિવસે પ્રથીરાજજીને મોડજીએ બતાવેલી વાત તરકટી લાગી ત્યારે તેમણે જ-

---

* કચ્છમાં જાડેજાઓનું રાજ્ય સ્થાપનાર મોડ તથા મનાઇનો ઓરમાઈભાઈ ઉનડ જે સિંધમાં રાજ કરતો હતો તેમના વંશમાં એક નોતીયાર નામનો માણસ થયો. તે ઈસલામ ધર્મપાળી મુસલમાન થયો હતો. તેની વંશમાં કેટલીએક પેઢીએ આ ફતેમહમદ હતો. પ્રથમ તે ઘેટાં ચારવાનો ધંધો કરતો હતો પણ તે ચાલાક હોવાથી તેને કચ્છમાં કચ્છના રાજ્યમાં હલકી નોકરી મળી, અને ત્યાર પછી તે વધવા માંડ્યો છેવટ તે વજીરનો દરજ્જો પામ્યો, તેની ચાલાકી હવે જેમ જેમ આ ઇતિહાસ વાંચતા જશો તેમ તેમ નજરે પડતી જવાંશે.

માદાર પાસે જઇને માફી માગી પણ તે વખતથી તેમનાં દીલ એક બીજા ઉપરથી ખાટાં થયાં.

થોડા દિવસ પછી ફતેમહમદ જમાદાર લખપત તરફ જતો હતો તેવામાં પેલા માંડજીએ હંસરાજને છોડી પ્રથીરાજજીને માંડવીનો કબજો સોંપાવ્યો. આ ખબર જાણી ફતેહમહમદ એક દિવસમાં ભુજ આવ્યો. ૧૦ હજાર માણસનું લશ્કર ભેગું કરી માંડવી તરફ જવા તૈયારી કરી તેવામાં તેના જાણવામાં આવ્યું કે રાધનપુરનું લશ્કર કચ્છમાં આવેછે તેથી તેના સામે જઈ તેને હરાવી પાછું કહાડયું. તેવામાં પ્રથીરાજજી હંસરાજ અને મહમદ મીયાંએ એક સલાહ કરી ભુજને ઘેરો ઘાલ્યો. આ વેળા પ્રથીરાજજી અને ફતે મહમદ વચ્ચે સલાહ થઈ તેમાં ભુજ તેમને સોંપી જમાદારે અંજાર અને ભચાઉ પોતાના તાબામાં લીધાં. આ વખત ફતેહમહમદે રાવને કેદમાંથી છુટા કર્યા હતા. હવે પ્રથીરાજજીએ હંસરાજને દિવાન બનાવ્યો પણ થોડા દિવસમાં પ્રથીરાજજી મરણ પામ્યા ઈ. સ. ૧૮૦૧.

પ્રથીરાજજી મરણ પામ્યા તેથી રાજ્યની સત્તા ફેર પાછી રાવ રાયધણજીના હાથમાં આવી તથા હંસરાજને મારવા ઈરાદો કર્યો. પરંતુ હંસરાજે માંડવી જઈ ત્યાંથી લશ્કર આણ્યું અને રાવને ફેર કેદ કર્યા. થોડા દિવસ સુધી રાજ્યમાં ખટપટ ચાલી અને આશકરણે ભુજને લુટયું. તેથી રાવનો વિચાર તેને મારવાનો થયો પણ તે સિંધ તરફ જતો રહ્યો. આ ખબર જાણી ફતેમહમદ ભુજ આવ્યો. તેના અને રાવના માણસો વચ્ચે થોડીવાર બંદુક ચાલી. આ વખત જમાદાર તરફના એક સિપાઇની ગોળી રાવના પગમાં વાગી તથા તેમને કેદ કર્યા. ફતેમહમદ જમાદારે, ગરાશીઆ, ધર્માદા અને મીયાણાઓના ગામો ઉપર વેરા નાંખ્યા. તે કામમાં એક ધમડકાના ગરાશીએ ફતેમહમદ પોતાની ખાનગી કચેરીમાં બેઠા હતો તેના ઉપર જઈ તલવારનો ઘા કર્યો પણ તેને પાછો વળતાં જમાદારના એક સિપાઇએ કતલ કર્યો. જમાદારે આ વાત મનમાં રાખી અને ચાર મહિને પોતે સાજો થયા પછી ધમડકા અને ચોબારી કબજે કર્યાં. સણવાના ઠાકોરને તાબે કર્યો અને બીજા ગરાશીઆઓના દંડ કીધા, વારાહીને લુંટયું અને બાલંભાના કિલ્લા ઉપર કચ્છનો દાવો છે એમ કહી નવાનગર ઉપર સ્વારી કરી. તેણે નવાનગરનો બધો

દેશ ઉજડ કર્યો પણ જ્યારે ત્યાંનો દિવાન મેહેરૂખવાસ જુનાગઢની મદદ લઈ સામે થયો ત્યારે તે પાછો આવતો રહ્યો. ફેર તેણે નવાનગર અને ત્યાંના કિલ્લા ઉપર નિશાન ચઢાવ્યું પણ તેમાં ફતેહ પામ્યો નહિ, એટલે ત્યાંથી નીકળી હાલારમાં કેટલાંક થાણાં બેસાડી પાછો આવ્યો. આ પ્રમાણે હાલાર ઉપર ઘણી સ્વારીઓ કરતો તથા કોઈ કોઈ વખત ત્યાંના જમીનદારો પાસેથી દંડ તરીકે રકમો લેતો હતો.

તા. ૨૬મી અક્ટોબર સને ૧૮૦૯ની સાલમાં કચ્છ અને ઈંગ્રેજ સરકાર વચ્ચે કોલકરાર થઈ સબંધ બંધાયો. આ સંબંધ થતી વેળા જે જે કોલકરારો થયા તેમાં બ્રિટીશ સરકાર તરફથી કરનલવાકર વડોદરાના રેસીડેન્ટની વતી મી. ગ્રીનવુડ અને કચ્છના રાવ રાયધણજી તરફથી વજીર ફતેમહમદ હતો.

ઈ. સ. ૧૮૧૩ના લગભગમાં જમાદાર ફતેમહમદનો વિચાર ઈંગ્રેજોને દેશમાંથી કહાડી મુકી કચ્છના રાજ્યને સ્વતંત્ર કરવા થયો. તેણે ઈંગ્રેજો સાથે થયેલા કોલકરારથી વિરૂદ્ધ ચાલી લુંટફાટ ચાલતી રાખી હતી તેને અટકાવવા ફતેમહમદ ઉપર ઈંગ્રેજ સરકારનો ખલીતો લઈને કપ્તાન મેકમર્ડો કચ્છમાં આવ્યો. ફતેમહમદે લુટફાટના નુકશાનનું વળતર આપ્યું નહિ તેથી ફેર બીજો ખલીતો આવ્યો પરંતુ તેવામાં તે કોલેરાના આજારથી મરણ પામ્યો ઈ. સ. ૧૮૧૩.

રાવ રાયધણજી જમાદારના મરણ પછી ૨૫ દિવસે ઈ. સ. ૧૮૧૩ માં મરણ પામ્યા. કહેછે કે તેમણે મરતી વેળા પોતાના શબને બાળવું નહિ પણ દાટવું એમ મુસલમાન સરદારોને કહ્યું હતું. પરંતુ ૫૦૦ રજપૂતોએ ભેગા થઈ મેહેલમાંથી મુસલમાનોને કહાડ્યા અને રાવના શબને હિંદુ રિવાજ પ્રમાણે અગ્નિ દાહ દીધો. તેમના પછી કુંવર ભારમલજી ગાદીએ બેઠા. આ વખતે તેમની ઉમર ૧૫ વરસની હતી તેથી રાજ્યનો કારભાર હુશેનમીયાંએ કરવા માંડ્યો. ઈંગ્રેજો સાથે જે કોલકરાર થયા હતા તે પ્રમાણે ચાલતું નહોતું, તેથી કપ્તાન મેકમર્ડો ભુજ આવ્યો. આ વખત હુશેનમીયાંએ માફી માગી પણ તેનો ભાઈ ઈબ્રાહીમ મીયાં સામે થયો તેને સમજાવવા જગજીવન મેહેતો મથ્યા પણ કંઈ વળ્યું નહિ અને ટંટો થયો તેમાં ઈબ્રાહીમ તથા બીજા કેટલાએક માણસ મરાયા. હુશેનમીયાંથી બરોબર કારભાર નહિ થવાને લીધે ભારમલજીએ લક્ષ્મીદાસને દિવાન બનાવ્યો એટલે હુશેનમીયાં અંજાર પ્રગણું કબજે કરી

બેઠો તા. ૧૧મી ઓગસ્ટ સને ૧૮૧૫ના રોજ વાગડના લુંટારાઓએ, કપ્તાન મેકમર્ડોએ બાટીલા પાસે છાવણી કરી હતી તે લુંટી; જેથી રાવ વાગડ ઉપર ચઢયા અને કર્નલ ઈષ્ટની સરદારી નીચે તા. ૧૪મી ડીસેમ્બર ના રોજ ૪૦૦૦ ઇંગ્રેજી અને બીજા ગાયકવાડી સ્વારોનું લશ્કર આવ્યું. કેટલાએક લુટારાઓ તાબે થયા અને હુશેનમીયાં વગેરે કેટલાએક સામે થયા તેથી તા. ૨૫મી ડીસેમ્બરને રોજ લડાઇ ચાલી. આખરે હુશેનમીયાં તાબે થયો તથા અંજાર પ્રગણું ઇંગ્રેજોએ જીતી લીધું. આ પ્રગણું ઈ. સ. ૧૮૨૩માં ઇંગ્રેજોએ રૂ. ૮૮ હજાર લેવા કબુલ કરી રાવને સોંપ્યું.કચ્છની ખટપટ મટી નહિ અને તોફાન ચાલતાં રહ્યાં તેથી કચ્છ ખાતે સને ૧૮૧૯ના જાન્યુઆરી માસથી ઇંગ્રેજ સરકાર તરફથી રેસીડન્ટની નીમનોક થઈ. પેહેલો રેસીડેન્ટ જેમ્સ મેકમર્ડો નીમાયો હતો.

રાવ ભારમલજીથી રાજ્યનો બંદોબસ્ત બરાબર રહી શકયો નહિ. તેથી તેમને સને ૧૮૧૯ની સાલના હુનાળામાં ગાદીએથી પદભ્રષ્ટ કરી કેદમાં રાખી તેમના ત્રણ વરસના કુંવર દેશલજીને બેસાડ્યા. કુંવરની બાલ્યાવસ્થાને લીધે સરકારે રાજ્ય ચલાવવાને રેસીડેન્ટ, દિવાન અને બીજા ચાર સરદારો મળી ૬ મેમ્બરોની કમીટી નીમી. ઇંગ્રેજ સરકારે બાળરાજા રાવ દેશલજીને સારી કેળવણી આપી અને તે જ્યારે ૧૯ વરસની ઉમરના થયા એટલે તા. ૮મી જુલાઈ સને ૧૮૩૪ના રોજ રાજ્યનો કુલ અધિકાર સોપી દીધો. કચ્છમાં ઇંગ્રેજ સરકાર તરફથી રેસીડેન્ટ નામનો અધિકારી રહેતો હતો તે હોદ્દો બદલી સરકારે તા. ૧લી એપ્રીલ સને ૧૮૪૦થી પોલીટીકલ એજંટ એમાં ઠરાવ્યો. જાડેજાઓ દીકરીઓને દુધ પીતી કરતા હતા તે ચાલ દુર કરવા રાવ દેશલજીના રાજ્યના વખતમાં એક ફંડ થયું. જેમાંથી જે જાડેજો ગરીબ માલમ પડે તેને દીકરી પરણાવતી વખત ૪૦૦ કોરી આપવી એમ ઠર્યું. ઈ.સ. ૧૮૫૧ માં એક દવાખાનું તથા નિશાળ બધાવ્યાં. ઇ. સ. ૧૮૫૨માં ગુલામોના વેપાર તથા સતી સમાધ વિગેરેના દુષ્ટ ચાલ બંધ કરાવ્યા. તેમના વખતમાં પ્રથમ કુશળચંદ ત્યાર પછી મહેતા અંબારામ ત્યાર પછી ઠકર નાનજીએ દિવાનગીરી કીધી. તેમના પછી આગ્રાના મુનશી બિહારીલાલને બોલાવી તેમને દિવાન બનાવ્યા. તે રાજકારભારમાં એટલો બધો કુશળ હતો કે તેના ઉપર રાવ પોતાનો અને પ્રજાનો બહુ પ્યાર હતો.

રાવ દેશળજી ઈ.સ. ૧૮૬૦ ની સાલમાં મરણ પામ્યા. તેમને બે કુંવર અને એક કુંવરી હતી. તેમના પછી વડા કુંવર પ્રાગમલજી ગાદીએ બેઠા અને બીજા કુંવર હમીરજીને તેરા પ્રગણું ગરાસમાં મળ્યું. કુંવરી બાઇ સાહેબને ઇડરના મહારાજા જવાનસિંહજી સાથે પરણાવ્યાં હતાં. જે વેળા રાવ પ્રાગમલજી ગાદીએ બેઠા તે વેળા તેમની ઉમર ૨૨ વરસની હતી. તેમના પીતાના વખતથી દિવાન બિહારીલાલ હતા; પરંતુ ઇ. સ. ૧૮૬૧ની શરૂઆતમાં તે ભરતપુર ગયા તેથી તેમના પછી મોતીલાલ જીવણદાસને એક્ટીંગ દિવાન નીમ્યા અને તેમના પછી મેહુતા વલ્લભજી લાધાને કાયમ દિવાન બનાવ્યા.

માહારાજા રાવશ્રી પ્રાગમલજીને ત્યાં ઝાલારાણીશ્રી નાનીબાએ પાટવી કુમારશ્રી ખેંગારજીને સંવત ૧૯૨૩ ના શ્રાવણવદી ૧૩ (ઈ. સ. ૧૮૬૭)ના રોજ જન્મ આપ્યો.

સને ૧૮૬૮ ની સાલમાં રાવશ્રીએ મેહેતા વલ્લભજી લાધાને દિવાનગીરી ઉપરથી ખસેડી ખાનબહાદુર કાજી શાહાબુદીનને દિવાન બનાવ્યા; જ્યારે કાજી સાહેબ કચ્છ દરબારના કામે વિલાયત ગયા ત્યારે તેમની જગાનું કામ રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, મેહેતા ઇશ્વરલાલ ઓછવરામ અને મોતીરામ દલપત્તરામે ચલાવ્યું હતું. કાજીસાહેબ વિલાયતથી પાછા આવ્યા અને ઈ. સ. ૧૮૭૪ ના ફેબ્રુઆરી માસમાં તે વડોદરે ગયા ત્યાં સુધી તેમણે કચ્છમાં દિવાનગીરી કીધી. તેમના વડોદરે જવા પછી થોડી મુદતે રાવસાહેબ કૃષ્ણાજી લક્ષ્મણને દિવાન બનાવ્યા. રાવશ્રી પ્રાગમલજી પોતે કેળવાયલા તથા અનુભવી હતા અને વળી તેમના વખતમાં જે જે દિવાન થયા તે પણ સારા અનુભવી હતા તેથી તેમના રાજ્યના વખતમાં કચ્છનો નવો કાયદો રચાવ્યો. પ્રગણાં બાંધી તેના વહિવટદારો ઠરાવ્યા, કેળવણી તથા વૈદકખાતાને તેજપર આણ્યુ. અને ઈંગ્રેજી રીત પ્રમાણે પોલીસ કરી. રાજ્યમાં ઠેકાણે ઠેકાણે ન્યાયાધિશ ઠરાવ્યા. ચાડવા ડુંગરમાં "પ્રાગસર" તળાવ બંધાવ્યું. વળી નવી તુરંગ અને શરદબાગ બનાવ્યા. તેમણે એક મોટો અને રમણિક મહેલ બંધાવ્યો જેનું નામ "પ્રાગમલ" મેહેલ એવું રાખ્યું છે. સને ૧૮૭૧ ની સાલમાં (સંવત ૧૯૨૭ ના શ્રાવણ વદી ૧૦ ના રોજ બીજા કુમારશ્રી કરણજીનો જન્મ થયો. એજ સાલમાં ૧૮૭૧ માં રાવશ્રી પ્રાગમલજીને નામદાર ઈંગ્રેજસરકારે "નાઈટ ગ્રેન્ડકમાન્ડર સ્ટાર ઑફ ઇંડીઆનો ખિતાબ

આપ્યો હતો. તે ચાંદ પહેરતી વખત રાવશ્રીએ સદરહુ મહેલમાં એક મોટો દબદબા ભરેલો દરબાર ભર્યો હતો. એજ સાલમાં મહારાણીના શાહજાદા ડયુક ઓફ એડીનબરોની મુંબાઇ જઈ મુલાકાત લીધી અને તે શાહજાદાના નામથી દોઢલાખ રૂપીઆ ખરચ કરી "આલફ્રેન્ડ" હાઈસ્કુલ સ્થાપી તથા મહારાણીના વડા શાહજાદા પ્રીન્સઑફવેલ્સ સાથે ઇ. સ. ૧૮૭૫ માં મુંબાઈ જઈ તેમની મુલાકાત લીધી અને તેની યાદગીરી રાખવા માંડવી બંદરમાં ફુરજો બાંધવા પાયો નાંખ્યો. એ ફુરજાના કામમાં બે લાખ રૂપીઆ ખરચ થયો.

રાવશ્રીએ પોતે ચીત્રા તથા સુવર વગેરે ૪૫ ઘાતકી જાનવરોના શિકાર કીધા હતા. પોતે ઈંગ્રેજી સારી રીતે લખી વાંચી જાણતા હતા. તેમણે રાજ્યમાં એટલાબધા સુધારા કીધા છે કે જો તે લખીએ તો એક મોટું પુસ્તક ભરાઈ જાય. પોતે વર્તમાનપત્રો અને પુસ્તકો વાંચવા ઉપર બહુ પ્યાર રાખતા હતા.

રાવશ્રી પ્રાગમલજી તા. ૧ લી જાન્યુઆરીસને ૧૮૭૯ ના રોજ પોતાની ૩૭ વરસની ભર જુવાનીમાં મરણ પામ્યા. તેમણે પોતાની પાછળ પાટવીકુંવર શ્રી ખેંગારજી બીજા કુંવર કરણજી અને કુંવરીશ્રીબાઈ રાજબા જેમને બિકાનેરના મહારાજા ડુંગરસિંહજી સાથે પરણાવેલાં છે એટલાં ફરજંદ મુકયાં. વડા કુંવરશ્રી ખેંગારજીને તા. ૩ જાન્યુઆરી સને ૧૮૭૯ ના રોજ રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આ વખત તેમની ઉમર ફક્ત ૯ વરસની હતી તેથી મહારાજા રાવશ્રી પ્રાગમલજીએ પોતાના મરણ પેહેલાં રાજ્યનો વહિવટ કેવી રીતે ચલાવવો તે વિષે એક વીલ કર્યું હતું. તે પ્રમાણે ઈંગ્રેજ સરકારે કચ્છના પોલિટિકલ એજંટ, દિવાન, રાણાશ્રી જાલમસીંહજી, માધવલાલ બાપુજી અને રવજી હીરાચંદ એમને મેમ્બર ઠરાવી રીજન્સિ કારભાર ચલાવવા માંડ્યો. તથા રાવશ્રી ખેંગારજીને ઈંગ્રેજી વિગેરે અભ્યાસની કેળવણી આપવા માંડી.. દિવાનની જગાએ રાવબહાદૂર મણીભાઈ જસભાઇની નીમણોક થઈ. રાજકર્તા રાવશ્રી ખેંગારજીને કેળવણી આપવામાં અને રાજ્યને સારીપેઠે સુધારવામાં આ દિવાને ઘણું લક્ષ આપ્યું હતું. સને ૧૮૮૦ ની સાલમાં મુંબાઈ સરકારે દિવાન રાવબહાદુર મણીભાઈ જસભાઈને દિવાન પદ છોડાવ્યું અને તે જગાપર રાવબહાદુર નંદશંકર તુળજાશંકરની નીમનોક કીધી. તેમજ રા-

ણાશ્રી જાલમસિંહજીને દુર કર્યા. પરંતુ રાવશ્રી ખેંગારજીએ સરકાર સાથે લડી આ નીમનોક રદ કરાવી તથા રાવબહાદુર મણીભાઈ જશભાઇને ફેર દિવાન પદપર લાવ્યા તેમજ રાણાશ્રી જાલમસિંહને માટે જે ઠરાવ થયો હતો તે રદ કરાવ્યો.

સને ૧૮૮૯ ની સાલમાં મહારાજા રાવશ્રી ખેંગારજી રાજ્ય ચલાવવાને લાયક થવાથી તેમને રાજ્યનો કુલ અધિકાર સોંપીદેવામાં આવ્યો. નામદાર ઈંગ્રેજ સરકારે મહારાજા શ્રી રાવખેંગારજીને સવાઈ બહાદુરનો અને તેમના દિવાન રાવબહાદુર મણીભાઈ જસભાઈનો "દિવાન બહાદુર" નો એવા ઉમદા ખિતાબ આપ્યા છે.

મહારાજા રાવશ્રી ખેંગારજીને ઈંગ્રેજ સરકાર તરફથી ૧૭ તોપનું માન મળેછે. કચ્છના રાજ્યની લશ્કરી પદ્ધતિ ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફયુડલ ધારાને લગતીછે. એ રાજ્યના લશ્કરમાં ૪૦૪ પાયદળ, ૨૪૦ સ્વાર ૪૯૫ આરબ, ૩૪ તોપ અને ૪૦ ગોલંદા અને આ ઉપરાંત ૩૦૦ ઈરેગ્યુલર પાયદળ છે.

---

## ખૈરપુર.

આ રાજ્ય સિંધ પ્રાંતમાં ઇશાનકોણના ભાગમાં છે અને તેના રાજ્ય કર્તા બલુચી જાતના મુસલમાન તથા તે "ખાન"ની પદ્વીથી ઓળખાય છે.

સીમા—ઉત્તરે અને વાવ્યકોણ તરફ શિકારપૂર જીલ્લો, ઈશાન કોણે સિંધની ઉપલી સરહદનો મુલક, પૂર્વે જેસલમીરનું રાજ્ય, દક્ષિણે થર અને પારકરનો મુલક અને નૈરૂત્ય કોણ તથા પશ્ચિમે હૈદ્રાબાદ જીલ્લોછે.

આ રાજ્યનો વિસ્તાર ૬૧૦૯ ચોરસમૈલ જમીન જેટલો અને તેમાં વસ્તી ૧૩૦૦૦૦ (એક લાખ ત્રીશ હજાર) માણસની છે. વારસિક ઉપજ રૂ૫૭૨૫૦૦ (પાંચ લાખ બોતેર હજાર અને પાંચસે) ને આશરે થાયછે આમાંથી રૂ૧૭૦૦૦૦ જાગીરદારોને આપવા પડેછે. દેશનું સ્વરૂપ મુલક વાયવ્યકોણ તરફથી તે અગ્નિ કોણ તરફ લાંબો છે. જમીન તથા નીપજ—જમીન ઘણુંકરીને સપાટ છે. સિંધ દેશમાં વરસાદની તાણ હોવાના કારણથી નહેરોનું પાણી પાઈ અથવા નદીઓનું પુર આવેછે

અને જમીન ઉપર ફરી વળેછે. તે પાણી પાઇને ખેતી કરવામાં આવેછે. નિપજ જુવાર, બાજરી, ઘઊં, ગળી, રૂ, તમાકુ તલ વિગેરેની થાયછે. ને નેહેરોવડે જે પાણી પાવામાં આવેછે તેનાથી બાજરી અને જુવાર પાકે છે અને પુર આવ્યા પછી પાણી સુકાય છે તે જમીનમાં ઘઊં તલ વીગેરે પાકેછે. જનાવર વગડામાં વાઘ, ચિત્તા, હરણ, દીપડાં, વન ગધેડાં વિગેરે હોયછે અને ગામપશુમાં, ગોડા, ઊંટ, મેઢાં, બકરાં વિગેરે હોયછે.

લોક—મુસલમાન અથવા ઝાટ અને બલુચી વિગેરે મુસલમાન છે. બલુચી લોક ગોરા તથા બળવાન છે. ભાટીઆ, વલાણા અને બ્રાહ્મણ વગેરે થોડા હિંદુ લોકની પણ વસ્તી છે. રેલવે પંજાબના લાહોર તરફથી સિંધમાં કરાંચી સુધીની રેલવે લાઇન છે તે ખૈરપૂરના મુલકમાં થઇને ગએલી છે અને ખૈરપૂર શહેર એ એક રેલવે સ્ટેશન છે. મુખ્ય શહેર. ખૈરપૂર એ રાજધાનીનું શહેર છે અને તેમાં રાજ્ય કર્તા ખાન રહેછે. અહીં એક પોલીટીકલ એજંટ રહેછે.

ઈતિહાસ—ખૈરપુરના રાજ્યકર્તા જાતના બલુચી મુસલમાન અને તે તાલપૂર કુટુંબના છે. દેશની ડાબી બાજુનો ભાગ કલ્હોરાના છેલ્લા વંશજો પાસેથી ઈ. સ. ૧૭૮૩ માં મીર ફતેહઅલીખાને જીતી લીધો હતો. અને પછીથી તે સિંધમાં ભળ્યો. ઈ. સ. ૧૭૮૩ માં મીરઅલી ફતેહખાન તાલપુર સીંધમાં રાજકર્ત્તા થઈ પડ્યો અને આખરે તેના ભત્રીજા મીર સોરાબખાન તાલપુર પોતાના બે છોકરા મીર રૂસ્તમ અને અને અલી મુરાદે મળી ખૈરપુરનું રાજ્યસ્થાપ્યું. આ વખતે મીર સોરાબખાનના તાબામાં ખૈરપુર અને તેની આસપાસનો મુલક હતો. પણ આખરે તેણે બીજો કેટલોક મુલક જીતી પોતાનું રાજ્ય ઉત્તર તરફ સબઝલકોટ અને કાશમોર, પૂર્વે જેસલમેરનું રાજ્ય અને પશ્ચિમે કચ્છાગંદાવાસુધી વધાર્યું. ઈ. સ. ૧૮૧૧ માં મીરસોરાબે પોતાના જીવતાં પોતાના છોકરા મીર રૂસ્તમને ગાદીએ બેસાડ્યો, પણ મીર રૂસ્તમ અને અલીમુરાદ વચ્ચે તકરાર થઈ અને તેથી તેમાંના એકે ઈંગ્રેજની મદદ માગી. ઈ. સ. ૧૮૧૩ માં જ્યારે કાબુલમાં તોફાન ઉઠયું ત્યારે મીરોએ ખંડણી આપવી બંધ કરી. સિંધદેશ "અમીર" એ ખિતાબના મુસલમાન રાજ્યકર્ત્તાઓના તાબામાં હતો. સિંધના ઉત્તર ભાગના અમીરોની ગાદીનું શહેર ખૈરપૂર અને દક્ષિણ ભાગના અમીરોનું શહેર હૈદરાબાદ હતું. એ

અમીરો સાથે ઈ. સ ૧૮૩૯ માં ઈંગ્રેજોને સલાહના કોલકરાર થયા હતા. એ કોલકરારથી અમીરોએ કબુલ કર્યું હતું કે તેઓ દર વરસે ત્રણ લાખ રૂપીઆ ખંડણી ઈંગ્રેજોને આપે અને તેને બદલે ૫૦૦૦ માણસની ઈંગ્રેજી ફોજ સિંધના નગરઠઠ્ઠામાં કે કોઈ બીજે ઠેકાણે રહે. અમીરોએ જરૂર પડે ત્યારે ઈંગ્રેજોની મદદ માટે ૩૦૦૦ માણસનું લશ્કર પુરૂં પાડવું. તેઓએ ઈંગ્રેજની સલાહ વગર બીજા કોઈ દરબાર જોડે કાગળ પત્રનો વેવાર રાખવો નહિ. કદી અંદર અંદર ટંટો બખેડો થાય તો ઈંગ્રેજી રેસીડેન્ટની મારફતે તેનો ફેસલો થાય. અને સિંધુ નદીમાં થઇને માલ આવે જાય ને જે બંદરે ઉતરે તે બંદરે માત્ર તેની જકાત લેવી; તે વગર તેના ઉપર બીજી બાબત લેવી નહિં.

આ શરતો પ્રમાણે ચાલવામાં કેટલીએક બાબતોમાં અમીરો તરફથી કસુર થવા માંડી, જેને માટે ગવરનર જનરલે દીલગીરી બતાવવા માંડી. અમીરોએ ઈંગ્રેજોની સરતોના કબજામાંથી મુક્ત થવા મદદને માટે પંજાબના શીખ મહારાજા શેરસિંગને કાગળો લખ્યા તથા બીજી ખટપટ કરવા માંડી અને વિરોધનાં ચીન્હ કરવાનાં તેમનાં લક્ષણ ઈંગ્રેજોને માલમ પડ્યાં તેથી ઈ. સ. ૧૮૪૨ ના આગષ્ટ માસમાં ગવરનર જનરલે પ્રખ્યાત અમલદાર સર ચાર્લસ નેપીઅરને સિંધમાં મોકલ્યો. બધા લશ્કરની સરદારીનો તથા રેસીડેન્ટનો અધીકાર પણ તેણેજ ચલાવવો એવો હુકમ થયો હતો. તેણે અમીરો જોડે સ્નેહથી બોલવા ચાલવાનો આરંભ કર્યો અને ઈંગ્લીશ લશ્કરોની જગ્યાઓ વિષે વખતે વખતે ટંટો ન થાય તેટલા માટે કરાંચી, સક્કર, શીકારપુર, વગેરે જગ્યાઓ ઈંગ્રેજોને અમીરોએ આપવી.

ભાવલપુરના નવાબે લડાઈઓમાં ઈંગ્રેજોને સારી મદદ કરી હતી તેના બદલામાં આપવા માટે સબજલપુર વિગેરે કેટલાએક પ્રાંત હવાલે કરવા. નદીમાં તેઓએ વેપારીઓને દુઃખ દેવું નહિ અને એ બધાના નુકશાનને બદલે ઈંગ્રેજ સરકારે તેમના ઉપરની ખંડણી માફ કરવી, એવો નવા કરારનો ખરડો તૈયાર થઈ ગવરનર જનરલ તરફથી આવ્યો હતો. તે ઉપર સહીઓ કરવાને તેઓ ઉપર તગાદો કર્યો; અને કહ્યું કે એ કરારનામું કબુલ નહિ રાખો તો મુલક લઈ લેઈશું; એમ ડર બતાવી લડાઈની તૈયારી કરવા માંડી. અમીરોએ પણ ફોજો તૈયાર

કરી. ઈંગ્રેજોએ અમીરોનો ઈમામગઢ નામે કિલ્લો તોડી પાડ્યો તથા તેમાંની મીલકત લૂટી લીધી. પછી અમીરોના મનમાં સલાહ કરવાના વિચાર થાય, તેને માટે મેજર ઑટ્રામને કમીશનર નીમીને શરનેપીઅરે હૈદ્રાબાદ મોકલ્યો. ઑટ્રામના કહેવાથી તે લોકોએ કરારનામા ઉપર સહીઓ કરી, પરંતુ તેમના બલુચી સરદારોએ કુરાનના સોગન ખાઇને નિયમ લીધો કે ઈંગ્રેજોનો નાશ કરવો. આથી બીજે દીવસે તે લોક ઑટ્રામની છાવણી ઉપર હલ્લો કર્યો. ઑટ્રામ દોઢ પહોર સુધી તેમના સામે લડ્યો અને છેવટ પોતાના બચાવને માટે નદીમાં એક લડાઇનું વહાણ હતું તેમાં જતો રહ્યો. એ દીવસ પછી સરચાર્લેસ નેપીઅર લશ્કર લઇને હૈદ્રાબાદ આવ્યો. તેની અને અમીરોની વચ્ચે પ્રથમ મીઆની આગળ ભારે લડાઈ થઈ. એ લડાઇમાં ઈંગ્રેજોની જીત થઈ ને તેથી છ અમીરો ઈંગ્રેજોને શરણે આવ્યા, તેમાં રૂસ્તમખાન, નસિરખાન, અને વલીમહમદ એ ત્રણ ખૈરપૂરના અને નશીરખાન શાહદાદખાન અને હુસેનખાન એ ત્રણ હૈદ્રાબાદના મળીને છ અમીર હતા. ઈંગ્રેજ સરકારે તેમને પ્રથમ સાસવડના કિલ્લામાં અને ત્યારપછી કલકતે લઈ જઈને *રાખ્યા હતા.

બીજી લડાઇઓ થઇ તેમાં પણ અમીરો હાર્યા. સિંધનો આખો મુલક ઈંગ્રેજ સરકારના હાથમાં આવ્યો, તેમાંથી ખૈરપુરના અમીર મીરઅલ્લી મોરાદ પ્રથમથી ઈંગ્રેજો સાથે સલાહ રાખી રહ્યા હતા તેથી તેમનું રાજ્ય નાનું હતું તે કાયમ રાખીને બાકીનું ઈંગ્રેજોએ કબજે કર્યું. તેવાજ પ્રસંગમાં અમીર મીરઅલી મોરાદે ઈંગ્રેજો આગળ એક દસ્તાવેજ રજુ કરી બતાવ્યું કે મારા કુટુંબીઓએ અમુક મુલક મને આપવાને કબુલ કર્યું છે; તે ઉપરથી ઈંગ્રેજસરકારેતે મુલક પણ તેમને સોંપ્યો. આગળ એ કાગળ બનાવટનો છે એવું માલમ પડવાથી તે બદલે આપેલો મુલક ઈંગ્રેજ સરકારે તેમની પાસેથી પાછો લીધો અને પ્રથમનો જે ભાગ એમના તાબામાં હતો તે ભાગ કાયમ રાખ્યો.

મીરઅલ્લી મુરાદખાન તાલપુરે તા. ૯ મી નવેમ્બર સને ૧૮૭૫ના

* ઈંગ્લાંડના કેટલાએક દયાળુ લોક તે અમીરો ઉપર જુલમ થયો એમ સરકાર સાથે બોલેછે (હિંદુસ્થાન માંહેલા ઈંગ્લીશના રાજ્યનો ઇતિહાસ.)

રોજ મુંબાઇમાં નામદાર મહારાણીના પાટવી શાહજાદા પ્રીન્સ ઓફ વેલ્સની મુલાકાત લીધી હતી. તા. ૧ લી જાન્યુઆરી સન ૧૮૭૭ના રોજ લૉર્ડલીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો, તે વખત મીરઅલી મુરાદખાન દિલ્હી ગયા હતા. એ દરબારમાંથી તેમને તેમના રાજ્યને માટે ઈંગ્લીશ શેહેનશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો. પોતે પોતાના મુલકમાં કુલ સત્તા ભોગવેછે.

નામદાર અમીર મીરઅલી મુરાદખાન બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૫ તોપ ફોડી માન આપેછે હાલ તેમની ઉમર ૭૪ વરસની છે.

ખૈરપુર—એ રાજધાનીનું શહેર છે. તે સિંધુ નદીથી પુર્વમાં ૧૫ માઇલ અને રોહરીથી દક્ષિણમાં ૧૭ માઇલને છેટે છે. તે મીરવા નામની નહેરપર આવેલું છે. શહેરની બાંધણી સારી નથી. ત્યાં તાપ ઘણો પડેછે અને જમીન ભીનાશવાળી હોયછે તેથી હવા રોગીષ્ટ છે. રાજમહેલ બજારના મધ્ય ભાગમાં છે. શહેરની બહાર બે મુસલમાન ધર્મ ગુરૂની કબર છે. તેમાં વસ્તી આશરે ૨૫૦૦૦ માણસની છે.



## સાંવતવાડી.

આ રાજ્ય કોકણને છેક દક્ષિણ છેડે છે. અને તેના રાજ્યકર્તા ભોંસલા કુળના મરેઠા છે. તથા તે સરદેસાઈની પદ્દિથી ઓળખાય છે. સીમા—આ રાજ્યની ઉત્તરે રત્નાગીરી જીલ્લો, પશ્ચિમે અરબી સમુદ્ર, દક્ષિણે પોર્ટુગીજનું ગોવા પરગણું, અને પૂર્વે કોલ્હાપુર તથા બેલગામ જીલ્લો છે.

આ રાજ્યનો વિસ્તાર ૯૦૦ ચોરસ મૈલ જમીન જેટલો તથા તેમાં ૧ શહેર અને ૨૨૫ ગામ છે. વસ્તી ૧૭૫૦૦૦ (પોણાબેલાખ) માણસનીછે. વાર્ષિક ઉપજ ૩૩૨૫૦૦૦ (ત્રણલાખ પચીસહજાર) ને આશરે થાયછે. દેશનું સ્વરૂપ–મુલક છેક ઉંચો નીચોછે. તેમાં ડુંગરા, નાળાં, નદીઓ, અને જંગલ ઘણાં છે. તેમાં સરસ જાતનો સાગ થાય છે. અને પર્વતોમાંથી લોઢાના ગુચ્છા જડે છે. પૂર્વ તરફનો ભાગ ઘાટના પશ્ચિમ ઉતાર ઉપર હોઇને થોડોક ઘાટને મથાળે ગએલો છે. હવા શરદ છે. વરસાદ ઘણો પડે છે. જમીન ભેજવાળી છે. નિપજ—ડાંગર, ઘઉં,

જુવાર, ચણા નાગલી, અને કઠોળની થાયછે. નાળીએર અને હરડાં થાય છે. જનાવર—જંગલમાં વાઘ વિગેરે જંગલી જનાવરો હોયછે. ભેંશો, બળદ, ગેટાં, બકરાં, વીગેરે ઉછરેછે. સાપ ઘણા હોયછે તેમજ નદીઓમાં મગર પણ પુષ્કળ છે. નદીએલ, કારબી અને તેરીપોળ એ મુખ્ય છે. લોક મરેઠા છે. અને ભાષા પણ મરેઠી છે. મુખ્ય શહેર સાવંતવાડી એ રાજધાનીનું શહેર છે અને તેમાં રાજકર્તા સરદેસાઈ રહેછે. આ શહેરમાં ભરતનાં ખોગીર, તોસદાન, અને લાકડાનો રંગીત સામાન સારો થાયછે. વળી અહીંના ગંજીફા પણ પ્રસિદ્ધ છે.

ઈતિહાસ—એમ જણાય છે કે ૬ થી ૮ મા સૈકા સુધીમાં સાંવતવાડીમાં ચાલુકચ લોક રાજ્ય કરતા હતા. દસમા સૈકામાં પાળદ લોક રાજ્ય કરતા હતા. તેરમા સૈકામાં ચાલુકચ લોક રાજ્ય કરતા હતા. ચૌદમા સૈકાની આખરે (૧૩૯૧) સાંવતવાડી વિજયનગરના વંશના રાજાના એક સરદારના હાથ નીચે હતું, પંદરમા સૈકાના મધ્ય ભાગમાં ત્યાં બ્રાહ્મણી વંશના રાજા રાજ્ય કરતા હતા અને પંદરમા સૈકાની આખરે તે બીજાપુરના હાથ નીચે હતું. ત્રણસો વરસ ઉપર ઈ.સ.૧૫૫૪ માં મંગસાંવત ભોંસલા કુળના માણસે બીજાપુર સામે બળવો કર્યો અને સાંવતવાડીથી ૯ માઈલને છેટે કોડવાડ આગળ બીજાપુરના લશ્કરને હરાવ્યું ને પોતે જીવતાંસુધી સ્વતંત્ર રહ્યા, પણ તેના મરણ પછી તેના વારસો બીજાપુરના ખંડીયા થયા. એમ સાંવત પહેલો સાંવતવાડીના રાજાનો મુળ પુરૂષ હતો. તે જાતે ભોંસલા કુળનો મરેઠો હતો. તેણે સાંવતવાડીનું રાજ્ય પેહેલ વેહેલું સ્થાપ્યું. તેણે પહેલ વહેલાં વીજાપુરના મુસલમાન રાજાઓના હાથ નીચે નોકરી કરવા માંડી અને આખરે વારીનો ભાગીદાર થયો. તેણે ઈ. સ. ૧૬૨૭ થી તે ૧૬૪૦ સુધી રાજ્ય કર્યું. તેની પછી તેનો છોકરો સોમ સાંવત ગાદીએ બેઠો. તે અરાઢ મહીના રાજ્ય કરી મરણ પામ્યો. તેની પછી તેનો ભાઈ લખમ સાંવત ગાદીએ બેઠો. જ્યારે પ્રખ્યાત શીવાજી તેની ચઢતી સ્થીતીમાં હતો. ત્યારે તે તેની તરફેણમાં ગયો. અને શિવાજીએ તેને કાંકણના થોડા ભાગનો સરદેસાઈ એવો ખિતાબ આપ્યો. પણ જ્યારે શિવાજીને માથે દુઃખ આવી પડ્યું. ત્યારે તે બીજાપુરના રાજાના પક્ષમાં જતો રહ્યો. પણ ઈ. સ. ૧૬૬૨માં શિવાજીએ વારી ઉપર ચઢાઈ કરી ને સાંવતોને પોતાના રક્ષણ નીચે આવવાની જરૂર

પાડી. લખમ સાંવત ઈ. સ. ૧૬૬૫ માં મરણ પામ્યો. તેના પછી તેનો ભાઈ ફોંડસાંવત ગાદીએ બેઠો. તે ૧૩ વરસ રાજ્ય કરી મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો ખેમ સાંવત બીજો ગાદીએ બેઠો. ઈ. સ. ૧૭૦૭ માં શિવાજીના પૌત્ર શાહુ રાજાએ ખેમ સાંવતને એક સનંદ આપી જેથી સાંવતને પોતાના મુલકનો પુરેપુરો કબજો મળ્યો. અને સાલસાઈ મહાલની અડધી ઉપજ મળી. ખેમ સાંવત ઇ. સ. ૧૭૦૯ માં મરણ પામ્યો. અને તેની પાછળ તેનો ભત્રીજો ફોન્ડ સાંવત ગાદીએ બેઠો. ઈ. સ. ૧૭૩૦ માં ઈંગ્રેજોએ કોલ્હાબાનો રાજા કેનોજી એંગ્રીયા વારંવાર હુમલો કરતો તે અટકાવાને વાડીના રાજા સાથે પેહેલ વહેલી સલાહ કરી.

આ સલાહમાં એવો કરાર હતો કે કોલ્હાબાનો જે મુલક જીતાય તેમાંથી ઘેરીયા અને કનેરીના બેટ શિવાય સઘળો મુલક સાંવતવાડીના રાજાને સોંપવો. ફોન્ડ સાંવત ઇ. સ. ૧૭૩૮માં મરણ પામ્યો. અને તેની પાછળ તેનો પૌત્ર રામચંન્દ્ર સાંવત ગાદીએ બેઠો. તેણે ૧૭ વર્ષ રાજ્ય કર્યા પછી પોતાના નાના છોકરા મોટા ખેમસાંવતને રાજ્ય સોંપ્યું.

ખેમસાંવત જયાજીરાવની છોકરી વેરે પરણ્યો હતો. તેને દિલ્હીના પાદશાહે રાવબહાદુરનો ખિતાબ આપ્યો હતો. તેને તેના રાજ્યની શરૂઆતમાં કોલ્હાપુરના રાજ્ય સાથે લડાઈ થઈ. આ લડાઈનું કારણ એ હતું કે સાંવતો કોલ્હાપુરના રાજાથી સ્વતંત્ર થયા હતા. આ રાજાએ સાંવતવાડીના કેટલાક કિલ્લા લઈ લીધા. પણ આખરે વાડીના રાજાએ સિંધિયાની મદદથી પાછા લઈ લીધા. વાડીની રૈયત ચાંચીયાનો ધંધો કરતી તેથી પોર્ટુગીજ અને ઈંગ્રેજની રૈયતને ઘણું નુકસાન થતું. તેથી સાંવતોને તેમની સાથે કજીઓ થયો. આ અટકાવવાને ઈ. સ. ૧૭૬૫માં મુંબાઈથી મેજર ગોરડન અને કેપટન જોનવેસ્ટનની સરદારી નીચે એક કાફલાને મોકલવામાં આવ્યો. પણ ખેમસાંવતે તેની સાથે સલાહ કરી આ સલાહથી દરીયાથી તે સિંહાદ્રી પર્વતની તળેટી સુધીનો કાર્લી અને સાર્ટી નદી વચ્ચેનો મુલક અને લડાઈના ખરચ માટે ૧ લાખ રૂપીયા આપવા એવો કરાર હતો પણ તેણે આ સરતો પાળી નહિ ને લડાઈ શરૂ કરી પણ ઈંગ્રેજોએ તેને બીજી સલાહ કરવાની જરૂર પાડી. આથી ખેમસાંવતને ૧ લાખ રૂપીયા વધારે આપવાની જરૂર પડી. ખેમસાંવતને

બેલાખ રૂપીઆ નહિ મળવાથી તેણે તેર વરસ માટે વીગોરલા પરગણું ઈંગ્રેજને આપ્યું. આ પરગણું ઈંગ્રેજોએ વીઠોજી કોમોટીમ નામના માણસને તે વખત માટે ધરેણે આપ્યું. પણ ઈ. સ. ૧૭૮૦ માં એમસાંવતે વીઠોજીને હાંકી કાઢયો. વીગોરલા ઉપર હુમલો કર્યો અને તે લીધું. અને ઈંગ્રેજની કેટલીએક મીલકત બથાવી પડ્યો. એમસાંવતની આ જીતથી ચાંચીયાનો ધંધો અને લુટફાટ વધી અને તે ૩૨ વરસ સુધી ચાલુ રહી. જ્યારે મોટો એમસાંવત ૧૮૦૩માં મરણ પામ્યો ત્યારે જાહેરાત લુંટફાટ પુષ્કળ ચાલતી હતી. તેણે ૪૮ વરસ રાજ્ય કર્યું જ્યારે એમસાંવત મરી ગયો ત્યારે તેને ચાર સ્ત્રીઓ હતી. તેમાંની મોટી લક્ષ્મી બાઈ રીજંટ નીમાઈ કેમકે એમસાંવતની ત્રીજી સ્ત્રી દેવીબાઈનો છોકરો રામચંદ્ર સાંવત ગાદીનો વારસ હતો તે કાચી ઉમરનો હતો. લક્ષ્મી બાઈ-ના વખતમાં કોલ્હાપુરના રાજાએ સાંવતવાડી ઉપર ચઢાઈ કરી અને સાંવતવાડીનો કિલ્લો લીધો. આ અણીની વખતે લક્ષ્મીબાઇએ પેશ્વા અને સિંધિયાના આશ્રિત વીશ્વાસ રાવ ઘાટગે અને આપા દેસાઈની મદદ માગી. આપા દેસાઈએ પેશ્વાની સલાહથી મદદ આપી ને વારીનો ઘેરો ઉઠાવ્યો અને દુશ્મનોના દેશમાં લડાઈ ચલાવી. આ દેસાઇએ પોતાની સત્તા તે દેશ ઉપર સ્થાપવાના વિચારથી લક્ષ્મીબાઈ અને ફાંન્ડ સાંવત બીજાની સલાહથી તેમનો કુંવર જે ગાદીનો વારસ હતો તેને ઈ. સ. ૧૮૦૭માં કાપી નાખ્યો. પણ આ ઘાતકી કામથી આપા સાહેબને કંઈ ફાયદો થયો નહીં. આપા સાહેબનું લસ્કર ઘણું ઘટી ગયું હતું. તેનો લાભ લઈ ફોન્ડસાંવત બીજાએ તેને દેશમાંથી હાકી કાઢયો. અને રાજ્ય-નો કબજો પોતાને હાથ લીધો.

આ પછી થોડે વખતે લક્ષ્મીબાઈ મરણ પામી. મયત સાંવતની બીજી વિધવા સ્ત્રી દુર્ગ બાઈએ રીજંટ નીમાવાને હક કર્યો; પણ ફોન્ડ સાંવતે તેને ના પાડી અને સઘળો રાજ્ય કારભાર પોતાને હાથ લીધો. ઈ. સ. ૧૮૧૨માં ઈંગ્રેજોએ ચાંચીયાનો ધંધો બંધ પાડવાને સાંવતવાડી ઉપર ચઢાઈ કરી. અને ત્યાંના સાંવતને સલાહ કરવાની જરૂર પાડી. આ સલાહથી સાંવતોએ વીગોરલાનો કિલ્લો અને ગુનરામોટેમ્બઈનો મોરચો ઈંગ્રેજને આપ્યો. આથી ઈંગ્રેજી વેપારને ઘણી છુટ મળી.

ફાંન્ડ સાંવત બીજો ઇ.સ. ૧૮૧૩માં મરણ પામ્યો અને તેનો છોકરો એમસાંવત ત્રીજો જે ગાદીનો વારસ હતો તે કાચી ઉમરનો હોવાથી મયત

દેસાઈની વીધવા દુરગબાઈ રીજંટ નીમાઈ. દુરગબાઈ બહાદુર અને જોરાવર હતી. આ બાઇએ કોલ્હાપુરના રાજા ઉપર ચઢાઈ કરી અને બે કિલ્લાને ઘેરો ઘાલ્યો. ઈંગ્રેજોએ તે છોડી દેવાને તેણીને કહ્યું. પણ તેણે માન્યું નહિ તેથી ઈંગ્રેજોએ તેની સામે લડાઈ કરી તેનાં બે પરગણાં લઇ લીધાં અને રાજધાની ઉપર હલ્લો કરવાની તૈયારી કરી. પણ ઈ. સ. ૧૮૧૯ ના ફેબ્રુઆરી મહીનામાં સલાહ કરવામાં આવી. આ સલાહથી ઈંગ્રેજે સાંવતવાડીનું રક્ષણ કરવાનું કબુલ કર્યું. અને સાંવતોએ ઈંગ્રેજનું ઉપરીપણું કબુલ કર્યું. આ સલાહથી સાંવતોને કારલી નદીથી તે પોર્ટુગીજના મુલક સુધીનો દરીયા કિનારાનો મુલક આપવાનો અને સાંવતવાડીમાં ઈંગ્રેજી લસ્કર રાખવાને કબુલ કરવું પડયું.

આ સરતો સાંવતે કંઈ પણ તકરાર વગર કબુલ કરી. તેથી બીજે વરસે ૩૦૦૦૦ રૂપીયાની ઉપજવાળો મુલક પાછો આપવામાં આવ્યો. દુરગબાઈ આ સલાહ કરવામાં આવી ત્યાર પહેલાં મરી ગઈ હતી તેથી ફાંન્ડ સાંવત બીજાની વીધવા સવીતરીબાઈ અને નરનડાબાઈ ૧૮૨૨ સુધી રીજંટ નીમાઈ અને ત્યારપછી ખેમસાંવત ત્રીજાએ દેશનો રાજ્યકારભાર પોતાને હાથ લીધો. પણ તે રાજ્ય કરવાને શક્તિવાન નહોતો. અને તેના જુલમથી જે બળવો થયો તેને સમાવવાને ઈ. સ. ૧૮૩૦–૩૨ માં ઈંગ્રેજની મદદ માગવી પડી. ઈ. સ. ૧૮૩૨ માં તેણે ઈંગ્રેજ જોડે ફરીથી સલાહ કરી. આ સલાહથી ઈંગ્રેજો જે વજીર નીમે તે કબુલ કરવા, તેને ઈંગ્રેજની મરજી વગર નહિ ખશેડવા અને તે વજીરની શીખામણ પ્રમાણે ચાલવાને અને જો લસ્કરની જરૂર પડે તો તેનું ખરચ આપવાને કબુલ કર્યું. પણ આ સરતો તેણે પાળી નહિ. તેથી ઈ. સ. ૧૮૩૮ માં તે રાજ્યનો સઘળો કારભાર ઈંગ્રેજે પોતાને હાથ લીધો અને દેશમાં સલાહસંપ કર્યો. ખેમ સાંવત ત્રીજાનો છોકરો ફાંન્ડ સાંવત જે આના સાહેબના નામથી ઓળખાય છે. તેણે અને તેના ભાઈબંધોએ ઈંગ્રેજથી સ્વતંત્ર થવા ઈચ્છું તેમને તાબે કર્યા. ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં ખેમ સાંવત ત્રીજાએ અને તેના છોકરે જોકે તેમની સત્તા લઈ લેવામાં આવી હતી તો પણ સારી મદદ કરી.

ખેમ સાંવત ત્રીજો ઇ.સ.૧૮૬૭ માં મરણ પામ્યો. તેની પછી ફાંન્ડ સાંવત ત્રીજો જે આના સાહેબના નામથી ઓળખાય છે તેને ઈંગ્રેજ સરકારે ગાદીએ બેસાડ્યો. આ રાજા અફીણીયો હતો. તે ૧૮૬૯ ના માર્ચ

મહીનામાં મરી ગયો. તેની પછી તેનો છોકરો રઘુનાથ સાંવત જે હાલનો રાજા છે તે ગાદીએ બેઠો. હીજ હાઇનેસ દેસાઈ રઘુનાથ સાંવત ભોંસલે હાલ ૨૩ વરસની ઉમરના છે. તેમને હલકા દરજાની સત્તા છે. અને તેમને ૯ તોપનું માન મળે છે. રાજનો કારભાર ઇંગ્રેજ તરફથી ચાલે છે. અહીંના સાંવતને દત્તક લેવાનો હક છે.

## જંજીરા.

આ રાજ્ય કોંકણપટીમાં મુંબાઈની દક્ષિણમાં કેટલાક મૈલને છેટે છે. અને તેના રાજ્યકર્તા હબસી (સિદી) જાતના મુસલમાન તથા તે નવાબની પદ્વિથી ઓળખાય છે. સીમા—આ રાજ્ય મુંબાઈ અને રત્નાગિરીની વચ્ચોવચ્ચ કાંઠા ઉપરછે. સીમા. ઉત્તરે અને પુર્વે કોલ્હાબા જીલ્લો, દક્ષિણે બાંકોટ પર્વત રત્નાગીરી જીલ્લાથી જુદો પાડે છે અને દક્ષિણે અરબી સમુદ્ર છે. આ રાજ્યનો વિસ્તાર ૩૨૫ ચોરસમૈલ જમીન જેટલો છે. તથા તેમાં ૨૨૯ ગામ અને તેમાં વસ્તી આશરે ૭૫૦૦૦ (પાંણોલાખ ) માણસની છે. વાર્સિક ઉપજ રૂ ૩૭૬૦૦૦ (ત્રણલાખ છોતેરહજાર) ને આશરે થાય છે અને નવાબની ખાનગી ઉપજ રૂ૧૧૪૩૦૦ ની થાય છે દેશનું સ્વરૂપ દેશ ખરાબાની જમીનનો છે પરંતુ કોઇ કોઈ ઠેકાણે જમીન સારી છે. ત્યાં ડાંગેર, જુવાર, બાજરી, અને નાગલી વગેરેની નિપજ થાય છે. લોકના પોશણનો નિભાવ ચોખાથી ચાલે છે. ગામડાંના લોક જુવાર બાજરી ખાય છે અને શ્રીમંતો ઘઊં ખાય છે. જનાવર બળદ, ભેંસો, અને ગાયો વગેરે હોય છે. સાપ ઘણા હોય છે. લોક મરેઠા છે તથા થોડા મુસલમાનો છે. મુખ્ય શેહેર જંજીરા એ કાંઠાને લગતો સમુદ્રમાં એક નાનોસરખો બેટ છે. તે મુંબાઈથી દક્ષિણમાં ૪૪ માઇલને છેટેછે. તેમાં વસ્તી ૧૭૮૪ માણસની છે. રાજ્યકર્તા નવાબ તેમાં કિલ્લો બાંધી રહેછે. જંજીરામાં કોલ્હાબાના કલેકટરની સત્તા નીચેના આસીસ્ટંટ પોલિટિકલ એજંટ મુરાદ જે જંજીરાથી ૩ માઇલ દુર છે. ત્યાં રહે છે. જમીનપર રાજા પૂર કરીને ગામ છે તે ડંડરાજપુરને નામે ઓળખાયછે.* એ બંદર ઘણું સારૂં છે.

ઈતિહાસ—જંજીરાના રાજા સીદી જાતના સુની મુસલમાન છે અને તે નવાબના ખિતાબથી ઓળખાય છે. ઈ. સ. ૧૮૪૯માં અહમદનગરના નીઝાંમસાહી રાજાના વખતમાં એક એબીસીનીઅન નોકરે વેપારને બાને તે બેટમાં ૩૦૦ પેટીઓ લાવવાની પરવાનગી મેળવી. આ દરેક પે-

ડીમાં એકેક સીપાઈ હતો. આ સીપાઈઓની મદદથી તેમણે જંજીરાનો બેટ અને દંડ રાજપુરનો કીલ્લો લઈ લીધો. પણ પછીથી બીજાપુરના રાજાએ તે લઈ લીધો. તેઓ મુસલમાની કાફલો જે બીજાપુરના રાજાના હાથ નીચે હતો તેના એબીસીનીઆના દરિઆઈ સેનાપતિના વંશજ છે. જંજીરાના કીલ્લામાં મરેઠાઓએ તેમને ઘણા સંતાપ્યા તેથી તેઓએ એક જુદું રાજ્ય સ્થાપ્યુ અને ઔરંગજેબની નોકરીમાં દાખલ થયા. ઔરંગજેબ તેમની નોકરીથી ઘણો ખુશી થયો. તેણે તેમાંના મુખ્યને પાદશાહી કાફલાનો સેનાપતિ ઠરાવ્યો અને તે કાફલાના ખરચ માટે તેને સુરત શહેરની ઉપજ સોંપવામાં આવી હતી. આ સેનાપતિની મુખ્ય ફરજ સુરત બંદરના વેપારનું અને જે વહાણો યાત્રાળુને મક્કે લઈ જતાં તેમનું રક્ષણ કરવાની હતી ઈ. સ. ૧૭૩૩માં સીડીકાશીમ યાકુટખાને ઈંગ્રેજોની સાથે સલાહ કરી અને તેઓ ઘણા નીમકહલાલ નીવડ્યા. પણ તેઓએ ૧૮૯૨ સુધી સ્વતંત્રતા જારૂ રાખી, અને ઈંગ્રેજ અમલદારને તે બેટમાં રહેવા દીધો નહિ. ઈ. સ. ૧૮૩૪માં જંજીરા ઈંગ્રેજની સત્તા નીચે આવ્યું તે કોઇને ખંડણી આપતું નથી. ઈ. સ. ૧૮૭૦માં હીઝ હાઇનેસ સીદી ઈબ્રાહીમખાન ડયુક ઓફ એડીનબર્ગને મળવાને મુંબાઇ ગયા હતા અને તે ત્યાં ઝાઝો વખત ટકવાથી તેના આમીરોએ તેને પદભ્રષ્ટ કર્યો અને તેના છોકરાને ગાદીએ બેસાડ્યો. તોપણ હિંદુસ્થાનની સરકારે ઈંગ્રેજ એજંટોની શીખામણ પ્રમાણે ચાલે અને રાજ્યમાં સુધારો કરવો એવી સરતે તેને ફરીથી નીમ્યો. ઈબ્રાહીમ યાકુતખાન ઈ. સ. ૧ ૭૯માં મરણ પામ્યો. તેની પછી નવાબ સીદી અહમદખાન ગાદીએ બેઠા હીઝ હાઇનેસ નવાબ સીદી ઇબ્રાહીમ યાકુતખાનને હલકા દરજાની સત્તા છે અને નવ તોપનું માન મળેછે. આ માન તેને ૧૮૭૭ના જાન્યુઆરી મહિનાની પહેલી તારીએ દિલ્હીમાં જે બાદશાહી દરબાર ભરવામાં આવ્યો હતો ત્યાં મળ્યું હતું.

હાલના નવાબ સીદી અહમદખાન છે તેમને દતકની સનદ મળી નથી વારસાની બાબતમાં મોટો છોકરો ગાદીએ બેસતો નથી પણ નવાબના છોકરામાંના જેને રાજ્યની ઉપરી સતા પસંદ કરેછે તે વારસ થાયછે. આ રાજ્યના લશ્કરમા ૫૦ તોપ અને ૭૦૦ ગેરીસનના અને પોલીસના માણસો છે.

---

## મદ્રાસ ઇલાકાનાં દેશી રાજ્યોનાં નામ, રાજકર્ત્તાનાં નામ, ખિતાબ, ઉમર, જાત, કુલ જમાનનું ક્ષેત્રફળ, વસ્તી, વારસિક ઉપજનો સુમારે આંકડો ખંડણી બ્રિટિશ સરકાર તરફથી મળતાં તોપનાં માન અને ગામની સંખ્યા.

| નંબર. | રાજ્યનું નામ. | રાજકર્તાનું નામ. | ખિતાબ. | ઉમર. | જાત. | ક્ષેત્ર-ફળ | વસ્તી. | ઉપજ. | ખંડણી. | તોપનાં માન. | ગામ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ત્રાવણકોર | ઇસોરાજ | મહારાજા | | દશાવંશીક્ષત્રી | ૬૭૩૦ | ૨૪૦૧૦૦૦ | ૬૦૨૨૫૪૦ | ૮૦૦૦૦૦ (ઇંગ્રેજને) | ૨૧ | ૩૭૧૯ |
| ૨ | કોચીન | તંબારાણરાવ વિરમાણ | મહારાજા | ૫૩ | દશાવંશીક્ષત્રી | ૧૩૬૧ | ૬૦૦૦૦૦ | ૧૪૫૦૦૦૦ | ૨૦૦૦૦૦ (ઇંગ્રેજને) | ૧૭ | ૬૦૬ |
| ૩ | પુદુકોટા. | રામચંદ્ર તોદીમાન | રાજા | ૫૯ | શુદ્ર_કાલલ | ૨૧૦૧ | ૩૦૨૦૦૦ | ૬૦૦૦૦૦ | | ૧૧ | ૫૯૭ |
| ૪ | રામનાદ. | | રાજા | | | ૨૪૦૦ | ૪૩૨૦૦૦ | ૭૪૦૦૦૦ | ૩૧૪૦૦૦ (ઇંગ્રેજને) | | |

# મદ્રાસ ઇલાકો.

આ ઇલાકો હિંદુસ્થાનના દક્ષિણ ભાગમાં છે, અને તેના ઉપર અમલ કરનાર મુખ્ય અધિકારી છે તે ગવરનર કહેવાય છે અને તે ગવરનર જનરલના અમલ નીચે છે. સીમા—આની ઉત્તરે મુંબાઇ ઈલાકો, નિજામનો મુલક, વરાડ પ્રાંત, પુર્વે તથા અગ્નિ કોણે બંગાળાનો ઉપસાગર, દક્ષિણે હિંદી મહાસાગર નૈરૂત્ય તથા પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. આ ઈલાકામાં નીચે મુજબ ક્ષેત્રફળ અને વસ્તી છે.

| | ક્ષેત્રફળ | વસ્તી. |
|---|---|---|
| ઇંગ્રેજી ખાલસામુલક | ૧૩૯૬૯૮ | ૩૧૧૭૦૬૩૧ |
| દેશી રાજ્યો | ૩૨૦૦૦ | ૩૩૭૮૧૯૬ |
| કુલ. | ૧૭૧૬૯૮ | ૩૪૫૪૮૮૨૭ |

આ ઇલાકાના પુર્વે તથા પશ્ચિમ કીનારાપરના કર્નાટક, કાનડા અને મલબાર પ્રાંતો ઇંગ્રેજ સરકારના ખાસ અમલ નીચે છે; તેમજ ત્રાવણકોર, કોચીન, પુદુકોટા, રામનાદ અને બીજાં કેટલાંએક નાનાં રાજ્યો દેશીરાજાઓના હાથ નીચે છે. મુખ્ય નદીઓ. ગોદાવરી આ નદીનું મુળ ત્ર્યંબક પર્વતમાં છે ને તે બંગાળાના ઉપસાગરને મળેછે ૨. કૃષ્ના. આ નદીનું મુળ માહાબળેશ્વર ઉપર છે. આ નદીને રસ્તામાં તુંગભદ્રા નામની નદી મળેછે અહીંથી કેટલાક મૈલ આગળ ગયા પછી તેના બે ફાંટા થાયછે. આ બધા ફાંટા બંગાળાના ઉપસાગરને મળેછે. આ નદીને કેટલીક નાની નદીઓ મળેછે. ૩ કાવેરી આ નદીનું મુળ કુર્ગમાં છે. આ નદીને ત્રીચીનાપલ્લી શહેર આગળ કેટલાક ફાંટા ફુટેછે. આમાંનો ઉત્તર તરફનો ફાંટો કોલેરૂન ને દક્ષિણ તરફનો ફાંટો કાવેરીના નામથી ઓળખાય છે. આ નદીને ઘણીક નાની નદીઓ મળેછે. આ શિવાય પનેર, પલાર, પનાર, સુવર્ણમુખી વીગેરે કેટલીક નાની નદીઓ છે.

સરોવરો—ચીલકા કાલોર અને પલીકત્તી વીગેરે છે. પર્વત—પુર્વ અને પશ્ચિમ ઘાટ તથા નિલગિરી મુખ્ય છે. આ ઈલાકામાં વરસાદ થોડો અને તે ઇશાનકોણ તરફથી વરસેછે. જમીન રસાળ છે પણ દરિયા કીનારા પાસેની જમીન રેતાળ છે. નિપજ—એરંડી, રૂ, ગળી, તલ, દીવેલી, ગુન, ખાંડ, ડાંગર, અને ચામડાં વગેરે છે. જનાવર—વાઘ, હાથી, હરણ, કુત્રાં ઘોડા વગેરે છે કારીગરીની જણસો અહીં ઊંચી જા-

લનું મલમલ બનેછે. લોક હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે છે. ધર્મ હિંદુ, મુસલમાની, ખ્રિસ્તી અને યાહુદી મુખ્ય છે. ભાષા કાનડી દ્રાવીડી, તેલગી, હિંદુસ્તાની વગેરે છે. મુખ્ય શહેરો મદ્રાસ, મછલીપટણ, રાજમંદરી ત્રિચીનાપલી, કોંજેવરમ, વીજયનગર, દેશી રાજ્યોમાં ત્રિવંદ્રામ, ત્રીચુર કાંગનુર, ચીતુર, મુખ્ય શહેરો છે

## ત્રાવણકોર.

આ રાજ્ય "ત્રાવણકોર" અથવા "તિરૂવણકોડુ એ નામથી ઓળખાય છે અને તેના રાજ કર્તા પટમ નામમાં દશાવંશી ક્ષત્રી છે તથા તે "મહારાજા"ની પદ્વિથી ઓળખાયછે, આ રાજ્ય દક્ષિણ હિંદુસ્થાનના છેડા ઉપર આવેલું છે. સીમા—ઉત્તરે કોચીનનું રાજ્ય તથા ઈંગ્રેજી કોઇમ્બતુર જીલ્લો પુર્વે મદુરા તથા તિનાવલી જીલ્લા અને દક્ષિણ તથા પશ્ચિમ દિશાએ હિંદી મહાસાગર છે.

આ રાજ્યનો વિસ્તાર ૬૭૩૦ ચોરસમાઇલનો છે અને તેમાં ૩૭૧૯ ગામ છે. વસ્તી આશરે ૨૪ લાખ એક હજાર માણસની છે. વાર્સિક ઉપજ ૬૦૨૨૫૪૦ (સાઠલાખ બાવીસહજાર પાંચસેં ને ચાળીસ) ના આશરે થાય છે. આ રાજ્ય ઈંગ્રેજ સરકારને ૩૮૦૦૦૦૦ ( આઠલાખ ) ખંડણી આપેછે. રાજ્યનું સ્વરૂપ—થોડા વરસોથી આ દેશની જમીનનું નામ "દેશાંત" એટલે દેશનો છેડા" એવું પડેલું છે. આ દેશના પુર્વ ભાગમાં પ્રાચીન અને ઘોર અરણ્ય તથા પર્વતો આવેલા છે. ઉત્તર ભાગમાં જુજ ભાગ સ્વાભાવિક રક્ષણ રહીત છે. ઘણુંકરીને આ દેશ જાણે સ્વાભાવિક કિલ્લાથી રક્ષીત હોય તેમ નજરે પડેછે. પ્રાચીનકાળથી પરશુરામે સમુદ્રની રેલથી તથા ધરતી કંપથી આ દેશનું રક્ષણ કર્યું હતું. એમ કહેવાયછે. પશ્ચિમ ઘાટના પર્વતોની ઊંચાઈ કોઈ કોઈ ઠેકાણે ૭૦૦૦ ફુટ સુધીની છે. આ દેશમાંથી પુર્વ તરફ તિનાવલી જીલ્લામાં જવાને માટે આ ઘાટ ઉપર થઇને બે રસ્તા છે. હિંદુસ્થાનની દક્ષિણે કન્યાકુમારી નામનો જે પ્રસિદ્ધ છેડો છે તે આ દેશના નિચાણ અને રેતાળ ભાગમાં છેક દક્ષિણે છે. હવા—આ દેશની હવા ઘણી સરદીવાળી છે તેનું કારણ એ છે કે બે મોસમનો વરસાદ વરસેછે. નૈરૂત્ય કોણ તરફની મોસમનો વરસાદ ઘણો અને ઈશાન તરફનો ઓછો હોયછે. આ દેશમાં ઘણો તાપ કે ઘણી ટાઢ પડતી નથી. ઘણાં સરોવર અને નદીઓને લીધે દેશના

જળને રસ્તે જવા આવવાને સારી સોઈ પડેછે. જમીન તથા નિપજ ક્રાં-ઠાની જમીન ઘણી રસાળ અને નિચી છે તેથી તેમાં સારી ઊંચી જાતની પુષ્કળ ડાંગર અને સાબુ ચોખા (વાંશીઆ ચોખા) થાયછે. ઊંચા ઘાટની જમીનમાં મરી, સોપારી નાળીયેર, એલચી તથા અનેક જાતના મેવા અને શાક તરકારીની વાડીઓ થાયછે. જંગલોમાં કાઠનાં અને બીજાં પુષ્કળ ઝાડો થાયછે તથા તેનો વેપાર ચાલેછે. જનાવર—ડુંગરે અને જંગલવાળા ભાગમાં પુષ્કળ હાથી ભટકતા ફરેછે તથા તે સિવાય વાઘ, ચીત્રા, વનપાડા, વનભેંશો, ડુક્કર, રીંછ, ઘણી જાતનાં હરણ, સાબર અને બીજાં જંગલી જનાવરો ફરતાં ફરેછે. નદીઓ અને સરોવરોમાં મ-ગર ઘણા અને મોટા હોયછે. ઘણુંકરીને આખા ત્રાવણકોરના રાજ્યમાં ઘણી જાતના અને ભારે ઝેરી સાપ થાયછે. આખા હિંદુસ્થાનના બીજા બધા દેશો કરતાં ત્રાવણકોરના મુલકમાં અજગર મોટા થાયછે અને તે ત્યાં પૂજ્ય ગણાયછે. ઝેરી સાપોના ડંશથી ઘણા લોકો મરણ પામેછે તેમ છતાં ત્યાંના લોકો તેમને જીવતા દેવ તરીકે પુજેછે. મોટા મોટા જાગીર-દારો પોતાની જમીન પૈકીના ઠંડા અને અલગ ભાગોમાં સાપોને રેહેવા માટે રેહેઠાણ કરેછે. કેટલાક પ્રખ્યાત દેવલોમાં સાપો ઉઘાડી રીતે ફરતા ફરેછે. કૃષ્ણનું એક મંદિર છે તેમાં સરપની પૂજા વિશેષે કરીને થાયછે. ઉપર જે મગરો બતાવ્યા તે ઘણી વખત માણસોને ઘસડી જાયછે. એ મગરોને લગતી હકીગતમાં પ્રથમ એમ ચાલતું કે જ્યારે કોઈ તોહોમત-દાર ગુનો ના કબુલ કરે ત્યારે તેને ઈનસાફદાર તરફથી નદીના એક કિનારાથી તે સામા કિનારા સુધી તરીને જવાનું કહેવામાં આવતું. ઈ-નસાફદારના સમજ્યા પ્રમાણે જો તે નિર્દોષ હોય તો સહીસલામત ચાલ્યો જાય અને ગુનેહેગાર હોય તો નદીમાં તરતાં મગર તેને ખાઈ જતા. આ પ્રમાણે ચાલતું પણ હાલ તે રીતે ઇનસાફ નહિ થતાં કાયદાસર થાયછે. ત્રાવણકોરના વિંછીઓ વિશે એમ જણાયછે કે હિંદુસ્થાનના બીજા ભા-ગોની માફક આ દેશના વિંછી લોકને બીલકુલ ડંશ કે ઉપદ્રવ કરતા નથી. લોક—આ દેશના લોક હિંદુ, મુસલમાન, ઈસ્રાઈલ અને ખ્રિસ્તી છે. હિંદુ પૈકીના અસલી જાતના બ્રાહ્મણોને નાબુરી કેહેછે. તેમનાથી ઉ-તરતી જાત નાયર કરીને છે. તથા તે સિવાય બીજી અનેક જાતો છે. નાબુરી બ્રાહ્મણમાં એક એવો ચાલ છે કે ફક્ત મોટા છોકરાને લગ્ન ક-

રાવેછે અને બીજાને કુંવારા રાખેછે. મુસલમાનમાં માપીલ, લવી, અને પઠાણ છે. ડુંગર ઉપર રાની લોક વસેછે. ઇસ્રાઈલ થોડા છે પણ તેમાં કાળા અને ગોરા એવા બે ભેદ છે. ખ્રિસ્તી ત્રણ જાતના છે, સુર્યાની, રોમનકાથોલીક ને પ્રોટેસ્ટંટ છે. આ દેશની સ્ત્રીઓ વધારે રૂપવંતી, ગોરી સુકુમાર, અને વધારે લાવણ્યતાવાળી હોયછે. તેમના રૂપની મુખ્ય શોભા તેમના ચોટલાના કાળા ભમ્મર જેવા વાળની છે. ત્રાવણુણકોરની સ્ત્રીઓ જેટલી સ્વતંત્રા તથા છુટ ભોગવેછે તેટલી હિંદુસ્થાનના બીજા કોઈ પણ ભાગની સ્ત્રીઓ ભોગવતી નહિ હશે. ભાષા—મુખ્ય કરીને તૈલંગી અને દ્રાવીડી ચાલેછે. મુખ્ય શેહેરો—ત્રિવંદ્રમ એ આ રાજ્યના દક્ષિણભાગમાં એક નાની નદીને કિનારે સમુદ્રથી દોઢ માઈલને છેટે છે. તેમાં રાજકર્તા માહારાજા રેહેછે. આ શેહેર એક બંદર છે તથા ત્યાં સરકારી તાર આફીસ, પોસ્ટ આફીસ અને વિદ્યાલયનાં સ્થળો છે. ઈંગ્રેજ સરકાર તરફથી કેટલુંક લશ્કર અને એક રેસિડંટ ત્રીવંદ્રમમાં રેહેછે. આ શેહેર તિનવલ્લીના રેલવે સ્ટેશનથી નૈરૂત્યકોણમાં આશરે ૭૫ માઇલને છેટે છે પણ ઠેઠ ત્રિવંદ્રમ સુધી રેલવે થવા નક્કી ઠર્યું છે તે સિવાય—કયન, અલ્લીપલ્લી, અંજુતેગા, પરકાદ, કુલમ, અંબીકા અને કાતા વિગેરે મોટાં શેહેરો છે. તેમાંનાં ઘણાં ખરાં દરિયા કિનારેછે. આ રાજ્યમાં માહારાજા તરફથી પોસ્ટ ખાતુ ઈલાયદુ ચાલેછે.

ઈતિહાસ—અહીંના રાજકર્તા પટમ નામમાં દશાવંશી ક્ષત્રી છે. ત્રાવણકોરની ગાદી રામ રાજાની કેહેવાય છે. એમ કેહેવાયછે કે એ મુલક પરશુરામે સમુદ્ર પાસેથી લીધો અને ત્યાં એક જાતના જુના આ દેશી બ્રાહ્મણોને વસાવ્યા. તેમણે એ દેશનું રાજ્ય ચલાવવાને ક્ષત્રીઓને બોલાવ્યા ત્યારથી આજ સુધી ત્યાં ક્ષત્રીનું રાજ્ય છે. એમ કેહેવાયછે કે ત્રાવણકોર એ હિંદુ કાયદા પ્રમાણે ચાલનારૂં એક રાજ્ય છે. તે કોઈ દિવસ મુસલમાન કે બીજાની સત્તામાં ગયું નથી.

ઉપલી તવારીખ સિવાય બીજી પ્રાચિન હકીગત આપણા જાણ્યામાં આવી નથી. તોપણ ઈ. સ. ૧૪૫૬ ની સાલથી કંઈક વાત અજવાળામાં આવી છે. આ રાજ્યની ગાદીના વારસાની રીત બીજાં રાજ્યો કરતાં જુદી રીતની છે. રાજાના મરણ પછી તેનો કુંવર ગાદીએ બેસતો નથી. રાજકુંવર ગાદીનો વારસ ગણાતો નથી. મરનાર રાજાનો ભાઈ વારસ

થાયછે, પણ જો તે ન હોયતો તેની બેનનો દીકરો ગાદીએ બેસે છે. જો બેનને દીકરો ન હોયતો તેની દીકરીનો દીકરો ગાદીપતિ થાયછે. કોઈ કોઈ વખત દીકરીઓએ પણ ગાદી ભોગવી છે. ઈ. સ. ૧૭૪૦ માં નાના સરદારોની સંખ્યા ઘણી વધી પડવાથીઅને તે લોકોએ બંડ અને બખેડા કરવાથી તે બેસાડી દેવા માટે તે વખતની રાજકર્તી બાઇએ "મસ્તનંદાવર્મા નામના પોતાના એક સગાને રાજ્યનો કુલ અધિકાર સોંપી દીધો અને તે વખત પછીથી તે રાજ્યનો બરાબર ઈતિહાસ મળી આવે છે. રાજા મસ્તનંદાવર્માએ ડીલાથા નામના એક ફલેમીસ યુરોપીઅનના હાથ નીચે ખડા કરેલા લશ્કરની મદદથી ઈ. સ. ૧૭૫૮ ની સાલ સુધીમાં પેલા નાના નાના બંડખોર સરદારોને વશ કરી પોતાના રાજ્યને સારા પાયાપર આણ્યું. એ રાજા ઈ. સ. ૧૭૫૮ નીસાલમાં મરણ પામ્યો. તેમના પછી વાંજી બાવલા પેરૂમલ નામનો રાજા ગાદીએ બેઠો. તેણે ઉપલા યુરોપીઅન સેનાપતિના હાથ નીચેના લશ્કરમાં વધારો કર્યો અને બંડખોર સરદારો બાકી રહ્યા હતા તેમને પણ તે લશ્કરની મદદથી વશ કરી તાબે કર્યા. મૈહિસુરના રાજ્યની એક લશ્કરી ટુકડીના નાયક હૈદરઅલીએ ઈ. સ. ૧૭૬૧ માં પોતાના રાજાને પદભ્રષ્ટ કરી પોતે મૈહિસુરની ગાદીએ બેઠો હતો. તેના વખતમાં ઈ. સ. ૧૭૭૨ માં માહી તરફના હૈદરના ફ્રેન્ચ સતાવાળા ઉપર હુમલો કરવા જનારા ઈંગ્રેજી લશ્કરને ત્રાવણકોરના રાજ્યમાં થઇને જવાનો રસ્તો રાજા વાંજીબાવલા પેરૂમલે આપ્યાથી, તેમજ ઈ. સ. ૧૭૮૩ ની સાલમાં હૈદરના બેટા ટીપુસુલતાન અને ઈંગ્રેજ સરકાર વચ્ચે પાંનીના આગળ ઉઠેલી લડાઈ વખત આ રાજાને પોતાની મદદમાં આવવા કહી ટીપુએ નાણાંની લાલચ આપેલી પરંતુ તેનો લોભ નહિ કરતાં રાજા વાંજી બાવલા પેરૂમલ ઈંગ્રેજની મદદમાં રહ્યા તથા તેમના લશ્કરની મદદથી ઈંગ્રેજ સરકાર ફતેહ પામી. આ બંને કારણોને લીધે ઈંગ્રેજ સરકારે ત્રાવણકોરના રાજ્યના હકોની સંભાળ રાખવા માટે ઈ. સ. ૧૭૮૪ ની સાલમાં કબુલ કર્યું.

ટીપુસુલતાને મલબાર અને કાંનડાની જીત કરી તે મુલક લઈ લીધા હતા. તે બંન્ને મુલકની વચ્ચે ત્રાવણકોરનું રાજ્ય હોવાથી તેને જીતી લેવા વિચાર હતો; પણ ઈંગ્રેજ સરકારની મદદથી તેનો પત્તો લાગ્યો નહિ, તો પણ ટીપુ સુલતાન ત્રાવણકોરના રાજ્યની સરહદ ઉપર પોતાનો

લશ્કરી દોર ચલાવીને રાજ કરતા. રાજાને વખતે વખત ભડકાવતો હતો; જેથી ઈ. સ. ૧૭૮૮ની સાલમાં મદ્રાસની સરકારને અરજ કીધી કે ત્રાવણકોરના રાજ્યના લશ્કરને કવાયત શિખવવા માટે ઈંગ્રેજ અમલદારો તથા તે લશ્કરમાં ૪ લશ્કરી અમલદારો અને ૧૨ સરજનો આપવા. પરંતુ ઈંગ્રેજ સરકારે જવાબ આપ્યો કે ઈંગ્રેજી લશ્કરના અમલદારો ઈંગ્રેજી લશ્કર શિવાય બીજા કોઈ રાજ્યના લશ્કરો ઉપર સરદારી ભોગવી નહિ શકે. એવા કારણને લીધે એ વાત કબુલ કરવામાં નહિ આવે; તો પણ જો તમારી મરજી હોય તો રાજ્યની સંભાળને માટે તમારાજ ખરચથી ઈંગ્રેજી લશ્કર રાખવામાં આવે. તે ઉપરથી રાજાએ દર મહિને ૧૭૫૦ પગોડા (એક જાતના નાણાનો સિક્કો) આપવા કબુલ કર્યા. એક પગોડો ચાર રૂપીઆનો થાય છે અને તેથી ઈંગ્રેજી લશ્કરની બે બટેલીયન ત્રાવણકોરના રાજ્યમાં રાખવા ઠર્યું.

આ ગોઠવણ પ્રમાણે ઈંગ્રેજી લશ્કર ત્રાવણકોરના રાજ્યમાં આવવાની તૈયારીમાં હતું તેવામાં મૈહિસુરના રાજ્યમાં વસતા નાયર કરીને ઊંચી જાતના હિંદુઓને વટાળી મુસલમાન બનાવવા ટીપુ સુલતાને જુલમ કરવા માંડ્યો હતો તેથી તે લોક નાશીને આ રાજ્યમાં આવતા રહ્યા. તેથી ટીપુએ ત્રાવણકોરના રાજ્ય ઉપર ચઢાઈ કરવાનો વિચાર કર્યો. આ શિવાય ટીપુને આ રાજ્ય ઉપર ચઢી આવવાનું બીજું પણ કારણ હતું. તે એ કે ત્રાવણકોરના રાજ્યની સરહદ ઉપરના જે બે કિલ્લા વલંદા લોક પાસેથી રાજાએ થોડા દિવસ થયાં વેચાણ લીધા હતા તે કિલ્લા અને મૈહિસુર તથા ત્રાવણકોરની સીમા ઉપર રાજાએ એક ભીંત અનામલી પર્વતથી તે દરિઆ કિનારા લગી ૩૦ માઈલની લંબાઈની બંધાવી હતી તેથી ઈ. સ. ૧૭૮૯ના ડિસેમ્બર મહિનામાં આ ભીંત આગળ ટીપુ એક મોટું સૈન્ય લઈને આવ્યો અને હુમલો કરી તે કિલ્લા જીતી લેવાનો પ્રયત્ન કીધો; પણ તેમાં ફતેહ પામ્યો નહિ તેથી જે ઠેકાણે છાવણી કરી હતી ત્યાંથી થોડે દુર ડુંગરમાં એક છુપો રસ્તો હતો ત્યાં થઈ ત્રાવણકોરના રાજ્યમાં દાખલ થવા વિચાર કર્યો. અને તે રસ્તે ચાલ્યો. પરંતુ પેહેલી વખત રાજાના લશ્કરી માણસોએ તેને અટકાવ્યો તોપણ તેને પત નહિ કરતાં ભીંતનો કેટલોએક ભાગ તોડીને ભીંતની ટોચે ટોચે થઈને પોતાના મોટા સૈન્યે જ્યાં આગળ છાવણી કરી હતી ત્યાં આવ્યો. થોડુંક

રાજાનું લશ્કર ભીંતના એક નાના બુરજમાં હતું તેણે તેને તથા તેની સાથેના માણસોને ગોળીઓ મારી પાછા હઠાવ્યા તેથી ટીપુ પોતે અને તેનું લશ્કર ગભરાઈને નાઠું. જે ઠેકાણે ભીંત તોડીને બાકું પાડયું હતું તેમાં ગભરાઇને મુસલમાનો પડ્યા કેમકે અગાડી જે માણસો હતાં તેઓ ખાડા ખોદીને તેમાં ઉભા હતા. પણ તેમની પાછળના માણસોને ખાડા પાડેલાની ખબર નહોતી તેથી તેઓ આગળ ધકેલતા હતા. સુલતાન પોતે પણ આ વખત મરતો મરતો બચ્યો. જે ખાડા પડ્યા હતા તેમાં ઘણા સિપાઇઓ પડ્યા હતા તથા તેઓ ડુબાવાથી તેમજ તેમને વાગવાથી દુઃખની ભારે વેદનામાં પડ્યા હતા. જ્યારે ટીપુ આ ખાડા આગળ આવ્યો ત્યારે તેના નોકરોએ ખાડામાં જે સિપાઇઓ પડ્યા હતા તેમના ઉપર થઈ ચાલીને તેને લઈ ગયા હતા. આ પ્રમાણે ટીપુ અને તેના લશ્કરને સંકટ પડવાથી તેણે બીજવાર્ને એવો ઠરાવ કર્યો કે મારો જય થાય એટલી તોપો શ્રીરંગપટણથી આવે ત્યાંસુધી આ ભીંત આગળ મારે છાવણી કરીને રેહેવું. ત્રાવણકોરના રાજ્ય ઉપર ટીપુ સુલતાને આ જે ચઢાઈ કરી તે વગર કારણની હતી. તેનો મુખ્ય હેતુ રાજા અને ઈંગ્રેજો વચ્ચે દોસ્તી હતી તથા રાજાએ ઈંગ્રેજોને મદદ કરેલી તે વેર મનમાં રાખીને આ ચઢાઈ કરી હતી; તેથી ઈંગ્રેજ સરકારે આ વેળા ટીપુ સામે લડવા સારૂ એક સૈન્ય ઉભું કીધું તથા તેની સરદારી જનરલ મીડોસને આપી અને પેશ્વા તથા નિજામને પોતાની મદદમાં બોલાવવા ઠરાવ કર્યો. ગવરનર જનરલ લોર્ડ કાર્નવાલીસના મનમાં એમ આવ્યું કે લડાઈ કરવા કરતાં સલાહ થાય તો સારૂં. પરંતુ ટીપુને એમ લાગ્યું કે ઈંગ્રેજો મારાથી ડરેછે એમ ધારી તેણે ઈ. સ. ૧૭૯૦ ના મે માસમાં ત્રાવણકોરના રાજ્યની ભીંત તદ્દન તોડી પાડી. એ રાજ્યમાં દાખલ થઈ ઘણાં ઘાતકી કામ કર્યાં અને ત્રાવણકોર તથા તેના તાબાનાં ઘણાં શેહેર હાથ કરી લીધાં અને ઈંગ્રેજોએ રાજાની મદદમાં આવવા તૈયારી કરવા માંડી તે ખબર સાંભળી ટીપુ પોતાની રાજધાની શ્રીરંગપટણ પાછો ગયો અને એક મોટા સૈન્ય સાથે આવવા તૈયારી કરવા માંડી. ઈંગ્રેજોએ લડાઇનો આરંભ કર્યો અને કોઈમ્બતુર પાસે ટીપુનો જે કિલ્લો હતો તે લઈ લીધો; ટીપુ તેમનાપર ચઢી આવ્યો પણ હારીને પાછો ગયો અને ત્રાવણકોરનો જે મુલક ટીપુને હાથ ગયો હતો તે પાછો આવ્યો.

ઇ. સ. ૧૭૯૩માં ત્રાવણકોરના રાજા સાથે ઈંગ્રેજ સરકારે જે કરાર કર્યા હતા તેમાંના એક કરારથી મુંબાઇ સરકાર તરફથી બનાત, હથીઆરો અને બીજી ઈંગ્રેજી બનાવટની જણશોને બદલે ત્રાવણકોરના મુલકમાં થતાં સઘળાં મરી ઈંગ્રેજ સરકારને આપવા માટે રાજાએ કબુલ કીધું હતું. ત્યાર પછી એક બીજા કોલકરારની સરત પ્રમાણે રાજાએ બીજું વધારે ઈંગ્રેજી લશ્કર પોતાના રાજ્યમાં રાખવાની ગોઠવણ કરી. રાજા વાંજીઆવલા પેરૂમલ ઈ. સ. ૧૭૯૯માં મરણ પામ્યો. તેમની ગાદીએ રાજા રામાવરમા પેરૂમલ બેઠા. તેમના ગાદી ઉપર બેઠા પછી થોડા દિવસમાં એ રાજ્ય સંબંધી ઈંગ્રેજ સરકારે નવા કોલકરાર કર્યા; તેમાં ઈંગ્રેજ સરકારે લશ્કરી મદદ આપવી તેમાં વધારો થવાથી રાજા પાસેથી વધારે રકમ લેવી એમ ઠર્યું તથા રાજ્યના વહીવટમાં ઈંગ્રેજ સરકારની દેખરેખ રહે તથા સઘળાં સરકારી કામોમાં ઈંગ્રેજ સરકારની સલાહ લેવી એમ બોલી કરી વહીવટ ઈંગ્રેજ સરકારને સોંપ્યો. તથા રાજ્યની ઉપજનો પાંચમો ભાગ તથા તે ઉપરાંત બીજા બે લાખ રૂપીઆ દર વરસે ઈંગ્રેજોએ લેવા એમ ઠર્યું. આ ગોઠવણથી સઘળો અધિકાર ઈંગ્રેજોના હાથમાં ગયો, તેથી રાજાનો દિવાન અને બીજા કારભારીઓથી એ વાત સહન થઈ શકી નહિ, જેથી તેઓએ નારાજ થઈ રૈયતના મોટા ભાગને ઉશ્કેર્યો અને ૩૦૦૦૦ લોકોને ઉશ્કેર્યા. એ લોકે બળવો કર્યો તથા તેમણે ઈંગ્રેજો સામે જીત મેળવવા માંડી. બંડખોરોએ રેસિડેન્ટના બંગલા ઉપર હલ્લો કર્યો. ઈંગ્રેજી કેટલાએક સોલજરો ભુલ ખાઇને આલપાઇ બંદરે ઉતર્યા તેમની ડોકે પથરા બાંધી તેમને પાણીમાં ડુબાવ્યા અને કોચીનના રાજાને પોતાની તરફમાં લેવાને ઉદ્યોગ ચલાવ્યો; પણ તા. ૧૫મી જાન્યુઆરી સને ૧૮૦૯ના રોજ બંડખોર લોકો અને તેમનો આગેવાન દિવાન હારીને નાઠો. ફેબ્રુઆરી માસમાં કેટલાએક કિલ્લા ઈંગ્રેજોએ જીતી લીધા તેથી તે દિવાને જંગલમાં નાસતાં નાસતાં એક દેવળમાં જઇ પોતાનો જીવ આપ્યો પછી રાજાનો વિચાર ઈંગ્રેજો સાથે સલાહ કરવાનો થયો અને જે ૩૪ સોલજરોને દિવાનના ભાઈએ આલપાઈ આગળ ડુબાવ્યા હતા તેથી તેને રેજીમેન્ટની સામે રાજા પાસે ફાંસી દેવડાવી. પણ આ વેળા ઈંગ્રેજોએ વિચાર કર્યો કે રાજા રાજ્ય ચલાવવાને અશક્ત છે તથા તેમનું રક્ષણ કરનારા ભરૂંસાવાળા માણસો નથી એમ ધારી રેસિડેન્ટને સઘળો

અધિકાર સાંપી દીધો. આ બનાવથી આ રાજ્ય જે અત્યાર સુધી સ્વતંત્ર સત્તા ભોગવતું હતું તે હવેથી ઈંગ્રેજ સરકારની બાંયધરી નીચે એક તાબાના રાજ્ય તરીકે ગણાવા લાગ્યું.

આ ફેરફાર પછી થોડા દિવસમાં એટલે ઈ. સ. ૧૮૧૧ માં રાજા રામાવરમા પેરૂમલ મરણ પામ્યા. તેમના પછી તે ગાદી ઉપર તેમની બેન લક્ષ્મિરાણી તેણીને કુંવર સાંપડ્યો ત્યાં સુધી બેઠી અને રાજકારભાર ઈંગ્રેજી રેસિડેન્ટના હાથમાં જેમ હતો તેમ રહ્યો. આ રાજ્યમાં આગલા જમાનાની રૂઢી પ્રમાણે લાગુ પડેલા કઢંગા ધારા જેવા કે હલકા ગુન્હેગારોને ભારે અને ભારે ગુન્હેગારોને હલકી શિક્ષાઓ થતી હતી તે આ વખત ઈંગ્રેજી રેસિડેન્ટે સુધારી અને ચાલતા જમાનાને છાજે એવા કાયદા તથા ગોઠવણો કરી, જેથી રૈયતને વ્યાજબી ઇનસાફ મળવા માંડ્યો.

તા. ૧૮ મી એપ્રિલ સને ૧૮૧૩ ના રોજ લક્ષ્મિરાણીએ એક કુંવરને જન્મ આપ્યો, જેનું નામ વાતમી રામાવરમા એવું નામ પાડ્યું અને તેને ત્રાવણકોરની ગાદીએ બેસાડ્યો તથા લક્ષ્મિરાણી તેના તરફથી એક રિજંટ તરીકે ઠરી. બીજે વરસે રાણીએ એક બીજા કુંવરને જન્મ આપ્યો; પણ તે રાણી તુરત મરણ પામી તેથી તેને ઠેકાણે તેની બેન પાર્વતીબાઈ રિજંટ ઠરી. આ બાઈને તેજ સાલમાં એટલે ઈ. સ. ૧૮૧૪ માં રેસિડેન્ટે રાજ્યનો કુલ કારભાર સોંપી દીધો. પાર્વતીબાઈએ ઘણી સારી રીતે કારભાર ચલાવ્યો તથા ઈ. સ. ૧૮૨૯ માં રાજા વાતમી રામાવરમા ૧૬ વરસની ઉમરના થયા એટલે પાર્વતીબાઇએ તેમને રાજ્યનો સઘળો વહિવટ સોંપી દીધો.

રાજા રામાવરમા ઈ. સ. ૧૮૪૬ માં મરણ પામ્યા. તેમના પછી તેમના ભાઇ માર્તંદા રાજગાદીએ બેઠા. તેમણે ૧૪ વરસ સુધી સલાહ શાંન્તિથી રાજ્ય કર્યું અને ઈ. સ. ૧૮૬૦ માં મરણ પામ્યા. તેમના પછી રાજા વોમી બાલારામા વરમા જે તેમની દીકરીના દીકરા હતા તે ગાદી• એ બેઠા. તે ઈ. સ. ૧૮૮૦ માં મરણ પામ્યા અને તેમના પછી તેમના ભાઈ રાજા રામાવરમા ગાદીએ બેઠા. રાજા રામાવરમા પોતાની ૪૩ વરસની ઉમરે ગાદીએ બેઠા હતા. તેમનો જન્મ સને ૧૮૩૭ ની સાલમાં થયો હતો. લાંબા વખત સુધી તેમણે કુંવરપદે રહીને સરટી માધવરાવના હાથ નીચે ઈંગ્રેજી સારી ઊંચી કેળવણી લીધી હતી અને

તેથી હિંદુસ્થાનના રાજ્યવંશીઓમાં તે એક કાબેલ રાજા તરીકે બાહાર પડી આવ્યા હતા. કેળવણી કમીશનની તપાસ વખત સ્ત્રી કેળવણીની બાબતમાં એ રાજાએ જે ઊમદા વિચારો જણાવ્યા હતા તે ઉપરથી તથા તેમને ગાદી આપવાની ક્રિયા થઈ તે વેળા તેમણે કરેલા અસરકારક ભાપણ ઉપરથી તેમની કાબેલીયતનું માપ થઈ આવ્યું હતું. એક રાજા તરીકે તે નમુનાદાર નીકળ્યા હતા. તેમણે પોતાના રાજ્યમાં મેહેસુલના, ઈનસાફના, કેળવણીના, પોલીસ, વૈદક, પોસ્ટ, અને સુધરાઈ વગેરે ખાતાઓમાં ઘણા સુધારા કર્યા તથા કેટલાંક ધર્માદા કામો કીધાં હતાં. તે વધારે વરસ જીવી પ્રજાને દિનપરદિન સુખમાં વધારો કરે એમ પ્રજાનો આશિરવાદ હતો. પરંતુ દુષ્ટકાળે તેમને પોતાની ૪૮ વરસની જુવાન વયમાં તા. ૫ મી ઑગસ્ટ સને ૧૮૮૫ ના રોજ રાતના સાત વાગે ઝડપી લીધા. જેથી શેહેરમાં ભારે દિલગીરી ફેલાઈ હતી. આ રાજા જલંદરના રોગથી એક માસ સુધી સખત માંદગી ભોગવી મરણ પામ્યા. એજ તારીખે તેમની લાસને રાતના બાર વાગે અગ્નિસંસ્કાર કરવામા આવ્યો હતો. જ્યારે તેમને સ્મશાનમાં લઈ જવામાં આવ્યા તે વેળા સાથે સાથે અમીર, ઉમરાવો, અમલદારો અને પ્રજાએ ઉઘાડે માથે સાથે લશ્કરી દમામથી જઈ માન આપ્યું હતું. મરણની વખત ૪૮ તોપ ફોડવામાં આવી હતી અને શેહેરમાં ત્રણ દિવસ સુધી હડતાળ પાડવામાં આવી હતી. માહારાજા રામા વરમા પછી તેમની ગાદીએ તેમના ભાણેજ ઈસોરાજ બેઠા છે. તે ત્રાવણકોરના હાલના માહારાજા છે.

ત્રાવણકોરનું રાજ્ય હિંદુસ્થાનના એક દક્ષિણ છેડા ઉપર મોટામાં મોટું છે, માહારાજાને ઈંગ્રેજ સરકાર તરફથી ૨૧ તોપનું માન મળેછે તથા એ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે, તેમના રાજ્યના કવાયતી લશ્કરમાં ૧૨૦૦ પાયદળ ૬૦ સ્વાર અને ૬ તોપ છે.

---

## *કોચીન.

આ રાજ્ય મલબાર પ્રાંતની દક્ષિણે છે. સીમા—ઉત્તર તથા પ-

---

*કોચીન શહેર બંદર છે અને ઈંગ્રેજ સરકારના તાબામાં છે તોપણ તે રાજ્ય કોચીનનું રાજ કહેવાય છે. રાજગાદી ત્રીપુરમાં છે.

શ્ચિમે મલબાર પ્રાંત, દક્ષિણે ત્રાવણકોરનું રાજ્ય, પૂર્વે દીંદીગલ જીલ્લો અને નૈરૂત્યકોણ તરફ અરબી સમુદ્ર છે. આ રાજ્યનો વિસ્તાર ૧૩૬૧ ચોરસ માઈલ ૫૯૫ ગામ અને તેમાં વસ્તી આશરે ૬૦૦૦૦૦ (છલાખ) માણસની છે તેમાં ૪૦૦૦૦૦ હિંદુ, ૧૩૬૦૦૦ ખ્રીસ્તી, ૩૩૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ છે. વારસિક ઉપજ—રૂ૧૪૫૦૦૦૦ (ચૌદ લાખ પચાસ હજાર)ને આશરે થાય છે. તે પૈકી રૂ૨૦૦૦૦૦ (બે લાખ) નામદાર ઈંગ્રેજ સરકારને ખંડણીના આપેછે.

રાજ્યનું સ્વરૂપ—આ રાજ્યનો ઘણો ભાગ પહાડીછે તો પણ પશ્ચિમભાગ સિવાયનો કેટલોક ભાગ સપાટ છે. પશ્ચિમ ઘાટની ઊંચાઈ સમુદ્રની સપાટીથી ૪ થી તે ૫ હજાર ફુટ સુધીની છે. સમુદ્ર અને પહાડો વચ્ચે એક સાંકડી પટ્ટી છે તેમાં નાળાં અને સમુદ્રનાં પાણી મળીને બનેલાં મોટાં મોટાં સરોવરો છે જેમાં ઘણા માઈલ સુધી વહાણ ચાલી શકે છે. હવા—આ રાજ્યના મુલકની હવા અને પાણી સારાં નથી, તે રોગીષ્ટ છે જેથી લોકને એક નવાઈ જેવો રોગ થાય છે. તે એવો કે માણસનો એક પગ સુજીને જાડો થઈ જાયછે. એ રોગનું નામ ઈંગ્રેજોએ "કોચીનલેગ" એવું પાડેલું છે.

જમીન—મુખ્ય કરીને પહાડી અને જંગલવાળી પણ ફળદ્રુપ છે. નિપજ મુખ્ય કરીને ડાંગર, મરી, એલકી, સોપારી, ખાંડ પકવવા જેવી શેરડી, બુનદાણા, તજ, સુંઠ, રતાળુ અને કોનફળ થાય છે. પહાડ અને જંગલવાળા ભાગમાં સાગ વિગેરે કાઠનાં અને દેવદારનાં ઝાડ પુષ્કળ થાયછે.

પ્રખ્યાત જાનવરો—જંગલમાં મોટા અને નામાંકીત હાથીનાં ટોળે ટોળાં ભટકતાં ફરેછે. વળી વાઘ, વનપાડા, વનભેંશો અને ઘણી જાતનાં હરણ છે. આ દેશમાં ઘણી જાતના અને ભારે ઝેરવાળા સાપ હોય છે. તેમજ નદીઓ અને સરોવરમાં મોટા મોટા મગર બહુ જોવામાં આવે છે. સાપ અને મગર આ દેશમાં દેવતાઈ ગણાય છે.

લોક—હિંદુ, મુસલમાન, ઈસ્રાયલ, (યાહુદી) અને ખ્રીસ્તી છે. હિંદુ પૈકીના અસલી જાતના બ્રાહ્મણો નાબુરી કહેવાય છે તેમનાથી ઉતરતી જાત

નાયર* નામની છે અને તે શિવાય બીજી અનેક જાતો છે. નાબુરી બ્રાહ્મણમાં એક નવાઇ જેવો ચાલ એ છે કે ફક્ત મોટા છોકરાને લગ્ન કરાવે છે અને તેનાથી નાનાઓને કુંવારા રાખેછે. મુસલમાનમાં માપીલેલવી અને પઠાણો છે. ડુંગર ઉપર રાની લોક વસેછે. ઈસ્રાઈલ થોડા પણ તેમાં કાળા અને ગોરા એવા બે ભેદ છે. ખ્રીસ્તી ત્રણ જાતના છે. સુર્યાની રોમન કેથોલીક અને પ્રોટેસ્ટંટ છે. આ મુલકની સ્ત્રીઓ ઘણી રૂપાળી હોયછે.

ભાષા—મુસલમાનોમાં હિંદુસ્થાની અને હિંદુઓમાં દ્રાવડી બોલાયછે

મુખ્ય શેહેર—ત્રીચુર એ આ રાજ્યના વાવ્યકોણના ભાગમાં છે. તે રાજધાનીનું શેહેર છે તેમાં રાજા રહેછે. એ શેહેરમાં રેસીડેન્ટની છાવણી, તાર ઓફીસ અને પોસ્ટ ઓફીસ છે. તે ખૈરપુર રેલવેના પુરલી સ્ટેશનથી નૈરૂત્યકોણમાં ત્રીસ માઇલને છેટે છે. સીવાય કાંગનુર, ચિતુર બલર પલ્લી અને એદપલ્લી વિગેરે મોટાં શેહેરો છે.

ઈતિહાસ—રાજ્યનું નામ "કોચીન" છે પરંતુ કોચીનનો કિલ્લો હાલ ઈંગ્રેજ સરકારના તાબામાં છે અને રાજાની ગાદીનું મુખ્ય શેહેર ત્રીચુર છે. કોચીનનું રાજ્ય જુનું છે. તેની પ્રાચીન તવારીખ જાણવામાં આવી નથી. જેમ ત્રાવણકોરના રાજ્યમાં રાજગાદીના વારસાની રીત બીજા રાજ્યો કરતાં જુદી રીતની છે એટલે રાજાના મરણ પછી તેનો કુંવર ગાદીએ બેસતો નથી. રાજકુંવર ગાદીનો વારસ ગણાતો નથી પણ મરનારનો ભાઈ વારસ થાયછે ને જો ભાઈ ન હોય તોતેની બેનનો દીકરો ગાદીએ બેસેછે. જો બેનને પણ દીકરો ન હોય તો તેની દીકરીનો દીકરો ગાદીપતિ થાયછે, તેમ કોચીનના રાજ્યમાં પણ તેજ પ્રમાણે વહિવટ ચાલે છે.

રાજકર્તા દશાવંશી છેટીઅર શાખાના ક્ષત્રી છે અને તેઓ ત્રાવણકોરના કુટુંબી છે. તેમના વડીલો પ્રથમ મલબારના ઝામોરીન રાજાના ખંડીઆ અને તાબેદાર હતા. મલાયાના રાજના ભાગ પડ્યા ત્યારે ચેરૂમા પેરૂમલના વખતમાં કોચીનનું રાજ સ્થપાયું અને તેનો વંશજ હાલ

---

*નાયરજાત રજપૂતોને મળતી છે. એ લોક અભિમાની અને તલવારીઆ છે. તેઓ સિપાઇગીરીના ધંધાને વખાણે છે તેમનામાં એક એવો ચાલ છે કે વર કન્યાનું લગ્ન થયા પછી તે બહુ મોટાં થયા પછી જેમ તેમ દુરાચાર (વ્યભિચાર) કરેછે.

કોચીનમાં રાજ કરેછે. ચેરૂમાં પેરૂમલકેરોલા (ચેરા)નો મુલક જેમાં ત્રાવણકોર અને મલબાર આવેલાં છે ત્યાં ૧૫ મા સૈકામાં હાકેમ હતો. પણ પછીથી તે સ્વતંત્ર થઈ પડ્યો. [૧]પોર્ટુગીજ લોકો વેપારને માટે હિંદના દક્ષિણ ભાગમાં ઈ. સ. ૧૪૯૮માં મલબાર કાંઠે કાલીકટ બંદરે ઉતર્યા. તેમને ઈ. સ. ૧૫૮૦માં મલબારના ઝામોરીન રાજાએ કાલીકટની પાસે વેપારની કોઠી (વખાર) બાંધવા પરવાનગી આપી; પણ પછવાડેથી તે કોઠી રાજાએ તોડી પાડી. આ વેરના બદલામાં પોર્ટુગીજ સરદાર કાબ્રાલે રાજાનાં વહાણ તથા શેહેરનો નાશ કરી કોચીન બંદરે આવ્યો. કોચીનના રાજા જો કે ઝામોરીનના ખંડીઆ હતા તોપણ તેમને ઝામોરીન ઉપર વેર હતું. પોર્ટુગીજ લોકે પોતાના દેશ અને હિંદ વચ્ચે વેપાર ચલાવવાને કોચીનમાં કોઠી બાંધી. કેમકે એ બંદર વેપારને માટે બહુ સગવડતાવાળું હતું. ઝામોરીન રાજાએ કોચીનના મુલક ઉપર બે હુમલા કર્યા પણ તેની સામે લડવાને પોર્ટુગીજ લોકે રાજાને ભારે મદદ આપી હતી તેથી ઝામોરીન હારીને પાછો ગયો હતો. કોચીનના રાજા જે પ્રથમ ઝામોરીનના તાબેદાર હતા તે મટીને પોર્ટુગીજના તાબેદાર થયા. પોર્ટુગીજે કોચીનનો કિલ્લો બાંધ્યો હતો. પોર્ટુગીજનો અમલ ઈ.સ. ૧૬૦૫ માં તોડનાર વલંદા[૨] લોક થયા. એ લોક યુરોપમાંના હોલાંડના વતની

---

૧ એ લોકનો દેશ યુરોપમાં પોર્ટુગાલ નામે છે. તે લોક પ્રથમ ઇ. સ. ૧૪૯૮માં હિંદમાં આવ્યા અને આ દેશ તથા પોર્ટુગાલ વચ્ચે વેપાર ચલાવ્યો. પછવાડેથી તેમણે કેટલોએક દેશ જીતી લીધો અને ગોવામાં રાજધાની બાંધી હતી. તેમને વલંદા લોકે નમાવ્યા. જેથી હાલ તેમના તાબામાં ફક્ત ગોવા, દમણ અને દીવનો મુલક રહ્યો છે.

૨ વલંદા એ હોલાંડના વતની હતા તેમણે પોર્ટુગીજના વેપારને તોડી પાડ્યો અને ધીમે ધીમે પુર્વ સમુદ્રમાં દરિઆઈ સત્તા વધારી. ઈંગ્રેજ અને વલંદા વચ્ચે ઘણા વખત સુધી દરીઆઈ લડાઈઓ ચાલી. વલંદાએ હિંદમાં મદ્રાસ કિનારે પાલકોલ્લુમાં પહેલવેહેલી વેપારની કોઠી બાંધી. મલબાર કાંઠા ઉપર પોર્ટુગીજનાં જે થાણાં હતાં તે ઈ. સ. ૧૬૬૪માં જીતી લીધાં. તેમણે વેપારમાં વેપારીઓ ઉપર જુલમ કરવા માંડ્યો. ઈંગ્રેજોએ ઈ. સ. ૧૭૫૮માં ચીનસુરામાં વલંદા ઉપર હુમલો કર્યો અને તેમની સર્વોપરી સત્તા તોડી. ઈ.સ. ૧૭૯૩ થી તે ૧૮૧૧ સુધીમાં ઈંગ્રેજે વલંદા પાસેથી તેમનાં દરેક રાજ્ય જીતી લીધાં.)

હતા અને તેમણે બંગાળામાં હુગલી નદીને કિનારે ચીનસુરા બંદરમાં રાજધાની કરી હતી. આ વલંદા લોકે ઈ. સ. ૧૬૬૨માં કોચીનનો કિલ્લો અને શેહેર પોર્ટુગીજ લોકો ઉપર હુમલો કરી જીતી લીધાં. વલંદા લોકના અમલમાં કોચીનનું શેહેર અને તેનું બંદર વેપાર રોજગારમાં સારી આબાદીપર આવ્યું. વલંદા લોકે કોચીનને જીત્યું પણ રાજાના મુલકને કંઈ પણ અડચણ કરી નથી.

ઈ. સ. ૧૭૫૯ માં મલબારના તે વખતના ઝામોરીન રાજાએ કોચીનના રાજ્ય ઉપર એક મોટા લસ્કર સાથે હુમલો કીધો. પરંતુ ત્રાવણકોરના રાજા વાંજીબાવલા પેરૂમલે પોતાના લસ્કરથી કોચીનને મદદ કરી અને તે મદદથી મલબારના રાજાને પાછા જતું રહેવું પડ્યું. આ મદદના બદલામાં કોચીનના રાજાએ ત્રાવણકોરના રાજાને કેટલોએક મુલક આપ્યો હતો. ઈ. સ. ૧૭૭૬ સુધી કોચીનના રાજાએ પોતાની સ્વતંત્રતા જાળવી રાખી. પરંતુ ઈ. સ. ૧૭૬૧ માં મ્હૈસુરના હિંદુરાજાને પદભ્રષ્ટ કરી તે રાજ્યનો માલીક હૈદર નામનો એ રાજ્યનો એક નાયક થઈ પડ્યો હતો તેણે ઈ. સ. ૧૭૭૬ માં કોચીન ઉપર ચડાઈ કરી. આ વખત હૈદરે તેને જીતી લીધું પણ ખંડણી બેસાડી રાજ્ય રાજાના કબજામાં રહેવા દીધું. જ્યારે હૈદર મરણ પામ્યો ત્યારે તેનો બેટો ટીપુ (ટીપુ સુલતાન) મ્હૈસુરની ગાદીએ બેઠો હતો. ઈ. સ. ૧૭૯૦ માં ટીપુ અને ઈંગ્રેજ સરકાર વચે લડાઈ થઈ તેમાં ટીપુ હાર્યો એટલે કોચીનના રાજા પેરૂમલ તંબુરે તેનો દાબ છોડી દઈ ઈંગ્રેજ સરકારની ઉપરી સત્તા કબુલ કરી. ઈ. સ. ૧૭૯૮ માં કંપની સાથે સલાહ કરી જેથી રાજા પ્રથમ હૈદરે અને ટીપુને દર વરસે એક લાખ રૂપીઆ ખંડણી આપતો હતો તે ઈંગ્રેજ સરકારને આપવી કબુલ કરી. ઈંગ્રેજોએ ઈ. સ. ૧૭૫૮ માં વલંદા લોકપર હુમલો કરી તેમની સર્વોપરી સત્તા તોડી હતી અને ઈ. સ. ૧૭૯૩ થી તે ઈ. સ. ૧૮૧૧ સુધીમાં વલંદા સાથે લડાઇઓ થઈ તેમાં કોચીનનો કિલ્લો વલંદા પાસેથી ઈંગ્રેજોએ જીતી લીધો તો પણ ત્યાં જે ડચ (વલંદા)નો કાયદો ચાલતો હતો તે કાયમ રાખ્યો. જ્યાંસુધી એટલે ઇ. સ. ૧૭૯૯ સુધી ટીપુનો અમલ મ્હૈસુરમાં હતો ત્યાં સુધી કોચીનના રાજાએ ઈંગ્રેજ સરકારનું ઉપરીપણું કબુલ રાખ્યું અને ઠરાવ પ્રમાણે ખંડણી ભરી પણ ત્યારપછી તેમણે ઈંગ્રેજી અમલનો તુચ્છકાર કરવા

માંડ્યો. ઈ. સ. ૧૮૦૭ માં ત્રાવણકોરના દિવાને કેટલાએક ઈંગ્રેજોને દરિઆમાં ડુબાવી મારી નાંખ્યાં. આથી કોચીનના રાજાના દિવાને ત્રાવણકોરના દિવાન સાથે પત્ર વેહવાર ચલાવી એક મોટું લશ્કર ઉભુ કર્યું અને રેસીડેન્ટને મારવા કોશીશ કીધી પણ તેમાં તે નિષ્ફળ થયા. ઇ. સ. ૧૮૦૯ તોપણ ઈંગ્રેજી લશ્કર ઉપર હુમલો કર્યો. આ હુમલાને ઈંગ્રેજી લશ્કરે પાછો હઠાવ્યો. આ વખત રાજા અને ઈંગ્રેજ સરકાર વચ્ચે ફરીથી કોલકરાર થયા તેથી કોચીનના રાજ્યમાં ઈંગ્રેજ સરકારનું લશ્કર રાખવા ઠર્યું. આ લશ્કરના ખરચને માટે પ્રથમ જે રૂ૧ લાખ ખંડણી હતી તે વધારી અને રૂ૨૭૬૦૩૭ ની ઠરાવી તથા તે દર વરસના છ હફ્તે ભરવી એમ નક્કી કર્યું. વળી ઈંગ્રેજ સરકારની મંજુરી સિવાય રાજાએ પોતાની નોકરીમાં કોઈ પણ યુરોપીઅનને રાખવો નહિ. આ વખત કેટલીક બાબતોમાં રાજાના ખરચને માટે કેટલોક મુલક કાઢી આપી દેશમાં કારભાર કરવાનો હક ઈંગ્રેજ સરકારે પોતાના હાથમાં રાખ્યો હતો. આ વખતે રાજ્યની વારસિક ઉપજ રૂ૪ લાખ અને ૮૦હજારની હતી અને ખંડણીની રકમ વધી તેથી રાજ્ય ખટપટ વધી પડી. આથી કોચીનના રેસીડેન્ટને દિવાન તરીકે રાજકારભારમાં વચ્ચે પડવાની જરૂર પડી; પણ રાજ્ય આબાદ સ્થિતિમાં આવ્યું નહિ. તેથી ઇ. સ. ૧૮૧૯માં ખંડણીમાં ઘટાડો કરી રૂ ૨ લાખ ૪૦ હજારનો આંકડો ઠરાવ્યો. અને પાછળથી તે બે લાખ ઠરાવ્યા જે હાલ સુધી ચાલુ છે. રેસીડેન્ટે ખેતીવાડી અને વેપાર રોજગારમાં ઘણો સુધારો કર્યો જેથી વારસિક ઉપજ દિનપરદિન વધવા માંડી હાલમાં રૂ ૧૪ લાખ સુધી ઉપજ થાયછે.

ઈ. સ. ૧૮૧૪માં વલંદા લોકે કોચીનના કિલ્લાનો અધિકાર ઈંગ્રેજ સરકારને સોંપી દીધો. કોચીનના રાજ્યમાં આજ પણ ઘણા વલંદા લોકોની વસ્તી છે. ઇ. સ. ૧૮૩૯માં રાજાની ખરાબ ચાલને લીધે રેસીડેન્ટને ફરીથી રાજ્યનો કારભાર પોતાના હાથમાં લેવાની જરૂર પડી અને તે કારભારથી રાજ્યની વધારે સારી આબાદી થઇ.

ઇ. સ. ૧૮૫૩ માં રાવીવર્મા ગાદીએ બેઠા. એ રાજા ડાહ્યા અને ઉદાર જીવના હતા. તેમના વખતમાં રાજ્યની આબાદી સારી થઈ. પોતાના દેશમાં રસ્તા, નેહેરો. પુલો અને ઘણી જાતનાં લોકોપયોગી કામો થયાં છે. કોચીનના બંદરોમાં આવતા જતા માલ ઉપર જે જકાત લેવાની હતી

તેમાંની કેટલીક રાજા રાવીવર્માએ કાઢી નાંખી છે અને તેથી દેશનો વેપાર રોજગાર ઘણો સારો ચાલેછે.

રાજા રાવીવર્મા ઇ. સ. ૧૮૬૪ની સાલમાં મરણ પામ્યા. તેમના પછી તંબા રાણા રાવ વીરમાણ ગાદીએ બેઠા જે હાલના મહારાજા છે. તે ઈ. સ. ૧૮૩૫માં જન્મ્યો હતો. હીઝહાઈનેસ રાજા તંબા રાણા રાવ વીરમાણને ઈ. સ. ૧૮૭૧માં સ્ટાર ઓફ ઇંડીઆના નાઈટ કમાન્ડરનો ખિતાબ મળ્યો છે. હીઝહાઇનેસ રાજા મુતા તંબા રાણા રાવ વીરમાણ કે. સી. એસ. આઈ. સંસ્કૃત સારી રીતે જાણેછે. તે રાજકારભાર ચલાવવાને હુંશીઆર છે. રાજાએ પોતાના પ્રધાન ઇશિકંટ સંતોની મેનને સી. એસ. આઇની મદદથી રાજ્યનાં જુદાં જુદાં ખાતામાં ઘણો સુધારો કર્યો છે. કોચીનના રાજ્યને ઇંગ્રેજ સરકાર તરફથી દત્તકની સનદ મળી છે. જેથી જરૂર પડેતો વગર નજરાણો આપે તે ગાદીને માટે દત્તક લઈ શકે છે. મહારાજા મુજાતંબા રાણારાવ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને ૧૭ તોપનું માન અને લશ્કરી સલામતી મળેછે. આ રાજ્યની લશ્કરી પદ્ધતી ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૩ તોપ અને ૩૮૦ પેદળ માણસોનું લશ્કર રાખવાની સત્તા છે રાજાની ઉમર હાલ ૫૫ વરસની છે.

રાજા ઇ. સ. ૧૮૭૫ના ડીસેમ્બરની તા. ૧૩ મીએ મહારાણી વિક્ટોરીઆના પાટવી કુંવર પ્રીન્સઓફવેલ્સને મળવાને મદ્રાસ સ્ટેશનપર ગયા હતા ત્યાં પ્રીન્સ ઓફવેલ્સે તેનો હાથ હલાવ્યો હતો અને અતર વિગેરે આપ્યું હતું. રાજાને ફોજદારીમાં ફાંશીનો અને દિવાનીમાં ગમે તેટલાનો દાવો ચુકવવાનો હક છે.

---

## પુદુકોટા.

આ રાજ્ય ''પુદુકોટા'' અથવા રાજા તોદીમાનનો દેશ'' એ નામથી ઓળખાય છે. આ રાજ્ય હિંદના દક્ષિણ ભાગમાં અગ્નિ કોણ તરફ છે સીમા. ઉત્તરે ત્રીચિનાપલ્લી જીલ્લો, પુર્વે તંજાવર જીલ્લો અને દક્ષિણ તથા પશ્ચિમે મધુરા જીલ્લો છે. વિસ્તાર—૧૩૮૦ ચોરસમાઇલ છે અને તેમાં વસ્તી આશરે ૩૦૦૦૮૦ (ત્રણલાખ) માણસની છે. વારશીક ઉપજ રૂ૫૦૦૦૦૦ (પાંચ લાખ)ને આશરે થાયછે. મુખ્ય શહેર પુદુકોટા છે. એ રાજધાનીનું શેહેર છે અને તે વલાર નદીને કાંઠે છે.

પુદુકોટાના રાજા તોંડીમાનના રાજા એ નામથી ઓળખાય છે. તેમણે ઈંગ્રેજ સાથે કંઈ સલાહ કરી નથી અને તેમની ન્યાયની કોર્ટની કંઈ દેખરેખ રાખવામાં આવતી નથી. તોપણ તે ઈંગ્રેજ સરકારના હાથ નીચેછે. આ રાજ્યના લશ્કરમાં ૧૨૯ પાયદળ, ૨૧ ઘોડેસ્વાર અને હથીઆરબંધ ચાકરો, અને પહેરેગીર ઉપરાંત ૩૨૯૦ મીલીચીઆનું લશ્કર રહેછે. રાજાના ચાકરો ઈંગ્રેજ સરકરને અરજીઓ કરેછે અને તેનો ચુકાદો કરવાને પોલીટીકલ એજંટ તરફ મોકલે છે. આ પોલીટીકલ એજંટને તે રાજાને સઘળી બાબતો વિષે, તેમાં મુખ્યત્વે કરીને ખરચ બાબત શીખામણ દેવાને હક છે. તેની રૈયત જો ઈંગ્રેજી હદમાં ગુનો કરે તો તેનો ચુકાદો ઈંગ્રેજી રાજ્યમાં થાયછે. ટોંડીમાન રાજાઓ દક્ષિણ હિંદુસ્થાનમાં ઈંગ્રેજના જુના અને નીમકહલાલ મળતીઆ છે. હિંદુસ્તાનમાં સર્વોપરી સત્તાને માટે ઈંગ્રેજોને ફ્રેંચ વચ્ચે લડાઈ થઈ હતી તેમાં તોંડીમાન રાજાઓએ ઈંગ્રેજોને સારી મદદ કરી હતી અને મુખ્યત્વે કરીને ત્રચિનાપલ્લીની પડોશમાં જે ઉથલપાથલ થઇ હતી તેમાં સારી મદદ કરી હતી. ઈંગ્રેજોનો આ રાજ્ય સાથે પહેલવેહેલો ૧૭૫૩ માં ત્રિચીનાપલ્લીના ઘેરા વખતે સંબંધ થયો. આ રાજાઓએ ઈંગ્રેજોને મૈહિસુરના હૈદરઅલ્લીની સામે અને મધુરા પ્રગણાની શિવગંગાની મોટી જમીનદારીને માટે તકરાર ઉઠી હતી તેમાં મદદ કરી હતી. ઈંગ્રેજ સરકારે તેમને આવી સારી મદદને માટે કીલાનેલી નામનું પરગણું અને કીલો જેની ઉપજ રૂ ૩૦૦૦૦)ની હતી તે આપ્યાં. આ રાજાને દત્તક લેવાની સનંદ મળેલી છે.

રાજા રામચંદ્ર ટોંડીમાન બહાદુર જે હાલના રાજા છે તે જ્યારે તેમના પિતા રઘુનંદ તોંડીમાન ઇ.સ. ૧૮૩૯માં મરણ પામ્યા ત્યારે ગાદીએ બેઠા. તે તે વખતે ૯ વરસના હતા. રાજા રામચંન્દ્ર ટોંડીમાન બહાદુર પોતાની દેશી ભાશા ઉપરાંત ઈંગ્રેજી, ફ્રેંચ, તામીલી, તેલીગુ, હિંદી અને મરેઠી ભાષાઓ જાણેછે. મહારાજા હાલ ૬૦ વરસનાછે. અહાંના રાજાને ૧૧ તોપનું માન મળેછે.

---

## રામનાદ (રામનાથ.)

અહીંના રાજ્ય કરતા રાજા કહેવાય છે. સીમા—આ રાજ્યની ઉત્તરે મધુરા જીલ્લો, પુર્વે અને દક્ષિણે સમુદ્ર અને પશ્ચિમે તિણિવલ્લી જીલ્લો છે

આ પ્રાંત અગ્ની કોણે રામેશ્વર બેટ તરફ લાંબો ગએલો છે. તે બેટ અને આ પ્રાંતની વચ્ચે પાંબાન નામે સામુદ્રધુની છે. વિસ્તાર ૨૪૦૦ ચોરસમૈલ જેટલી જમીનનો છે. આ મુલકના સતર ભાગ કરેલા છે. વસ્તી આશરે ૨૮૯૧૦૦ માણસની છે. ઉપજ રૂ૭૪૦૦૦૦ છે તેમાંથી રૂ૩૧૪૦૦૦ ખંડણીના ઇંગ્રેજ સરકારને આપેછે. દેશનું સ્વરૂપ. આ પ્રાંત મોટું પાધર મેદાન છે. તેમાંથી સુમારે અડધી જમીન ખેતીમાં લીધેલી છે. બાકીની અડધી રેતાળ અને ઉજડ છે. સમુદ્ર કિનારે નાળિએરી, તાડ, બાવળિઆ વિગેરે થાયછે. મુખ્ય નદી વેગાછે. લોક—મુસલમાન ખ્રિસ્તી અને હિંદુ છે. મુખ્ય શેહેર—રામનાદછે. અહિનો સરદાર મરવાર જાતનોછે. પોકલુર જે એક નાનું ગામડું મદુરાના રસ્તા ઉપર રામનાદથી વાવ્યકોણમાં ૧૦ માઇલછે તે અગાઉ રાજધાનીનું શહેર હતું પણ ૧૮મા સૈકાની શરૂઆતમાં તેઓએ પોતાની રાજધાની રામનાદમાં કરી. તથા ત્યાં કિલ્લો બાંધ્યો તેની આસપાસ ખાઇ ખોદાવી. કીલ્લાના મધ્ય ભાગમાં રાજાનો મહેલ છે. આ પ્રાંતનો મુળનો જમીનદાર ઉધતવન નામે હતો તે મદુરાના રાજાને રામેશ્વર લગી લઇ ગયો હતો તેથી તે રાજાએ તેને આ જમીનદારી આપી ને રાજાની પદ્દિ આપી અને સેતુપતિનો કિતાબ આપ્યો. ઇ. સ. ૧૬૨૯માં તીરૂમાલના મરણ પછી જુલમ થયો. તે વખતે સેતુપતિ (રામનાદના રાવનો ખિતાબ) ઓએ પોતાનું પ્રમાણીકપણું રાખ્યું. ઇ. સ. ૧૭૨૫ માં રામનાદના કેટલાક ભાગ પડ્યા. ઇ. સ. ૧૭૯૫ માં ત્યાંના જમીનદારે બલવો કર્યો તેથી તેને પદભ્રષ્ટ કરી ઇંગ્રેજ સરકારે તેને બંધીવાન તરીકે મદ્રાસ મોકલી દીધો. ઇ. સ. ૧૮૦૩માં ઇંગ્રેજ સરકારે રામનાદ પદભ્રષ્ટ થએલા જમીનદારની મોટી બહેનને આપ્યું.

રામનાદ મુખ્ય શેહેર. વસ્તી ૧૦૦૦૦ માણસની છે તેમાં ૮૦૦૦ હિંદુ, ૧૭૦૦ મુસલમાન અને બીજા પરચુરણ લોક છે. અહિ એક પ્રોટેસ્ટંટ અને બે રોમનકેથોલીકનાં દેવળ છે.

**પંજાબ ઈલાકા તાબાનાં દેશી રાજ્યોનાં નામ, રાજ કર્તાનાં નામ, ખિતાબ, ઉમર, જાત, કુલ જમીનનું ક્ષેત્રફળ, વસ્તી, વારસિક ઉપજનો સુમારે આંકડો ખંડણી બ્રિટિશ સરકાર તરફથી મળતાં તોપનાં માન અને ગામની સંખ્યા વગેરે.**

| નંબર. | રાજ્યનું નામ. | રાજકર્તાનું નામ. | ખિતાબ. | ઉમર. | જાત. | ક્ષેત્રફળ | વસ્તી. | ઉપજ. | ખંડણી. | તોપનાં માન. | ગામ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | કાશ્મીર | પ્રતાપસિંહ | મહારાજા | ૨૭ | ડોગારરજપૂત | ૮૦૯૦૦ | ૧૫૦૦૦૦૦ | ૮૫૦૦૦૦૦ | | ૨૧ | |
| ૨ | પતીઆળા | તીકાજીરાજેન્દ્રસિંહ | મહારાજા | ૨૬ | સીખ | ૫૮૮૭ | ૧૫૦૦૦૦૦ | ૪૭૦૦૦૦૦ | | ૧૭ | ૨૬૦૧ |
| ૩ | ભાવલપોર | સાદકમહમદ | નવાબ | ૨૭ | મુસલમાન | ૧૫૦૦૦ | ૬૦૦૦૦૦ | ૧૬૦૦૦૦૦ | | ૧૭ | ૬૨૨ |
| ૪ | ઝીંદ | રઘબીરસિંહ | રાજા | | સીખ | ૧૨૩૨ | ૨૫૦૦૦૦ | ૬૫૦૦૦૦ | | ૧૩ | ૪૨૩ |
| ૫ | નાભા | હીરાસિંહ | રાજા | ૪૫ | સીખ | ૯૨૮ | ૨૬૨૦૦૦ | ૬૫૦૦૦૦ | | ૧૩ | ૪૮૫ |
| ૬ | કપુરથલા | જગતસિંહ | રાજા | ૧૮ | સીખ | ૬૨૦ | ૨૫૨૦૦૦ | ૧૦૦૦૦૦૦ | ૧૩૧૦૦૦ | ૧૧ | ૬૧૭ |
| | | | | | | ૭૦૦અયોધાની જાગીરોનું. | અને અયો. જા. વસ્તી ૨૫૦૦૦૦ | અને અયો. જા. વસ્તી ૮૦૦૭૦૦ | લશ્કરના ખર્ચ બદલ ઈંગ્રેજને. | | |
| ૭ | મંદી | વિજયસિંહ. | રાજા | ૪૩ | ચંદ્રવંશીરજ. | ૧૦૦૦ | ૧૫૦૦૦૦ | ૩૬૦૦૦૦ | | ૧૧ | ૪૫૫૯ |
| ૮ | કહલુર (વિલાસપુર) | અમીરચંદ | રાજા | | રજપુત | ૪૪૮ | ૮૬૦૦૦ | ૮૬૦૦૦ | | ૧૧ | ૧૦૭૩ |
| ૯ | ચંબા | શામસિંહ | રાજા | ૨૩ | રજપુત | ૩૧૮૦ | ૧૧૫૭૦૦ | ૨૪૦૦૦૦ | ૫૦૦૦૦ | ૧૧ | ૩૬૫ |
| ૧૦ | સુએત | દસ્તનીકનદનસેન | રાજા | ૨૩ | રજપુત | ૪૭૪ | ૫૨૦૦૦ | ૧૦૦૦૦૦ | ૧૧૦૦૦ | ૧૧ | ૨૨૦ |
| ૧૧ | મેલરકોટલા | એનાએતઅલીખાન | નવાબ | | મુસલમાન | ૧૬૫ | ૭૧૦૦૦ | ૨૮૪૦૦૦ | | ૧૧ | ૧૧૫ |
| ૧૨ | સીરમુર (નાહન) | સમસેરપ્રકાશ | રાજા | ૪૬ | રજપુત | ૧૦૭૫ | ૧૧૨૦૦૦ | ૩૦૦૦૦૦ | | ૧૧ | ૨૦૬૯ |
| ૧૩ | ફરીદકોટ | વિક્રમસિંહ | રાજા | ૪૭ | સીખ | ૮૬૨ | ૧૦૦૦૦૦ | ૩૦૦૦૦૦ | | ૧૧ | ૧૬૮ |

## પંજાબ.

આ ઇલાકો ઘણુંકરીને હિંદુસ્થાનની ઉત્તરે છે અને તેનાપર અમલ કરનાર લેફ્ટેનેન્ટ ગવરનર કેહેવાય છે. સીમા—ઉત્તરે કાશ્મીરનો મુલક અને હિમાલય પર્વત છે. પશ્ચિમે સુલેમાન પર્વત, દક્ષિણે સિંધનું રેતીનું મેદાન અને રજપુતાણા અને પૂર્વે વાવ્ય પ્રાંત ઇલાકો આવેલો છે. આ ઇલાકામાં નીચે મુજબ ક્ષેત્રફળ અને વસ્તી છે.

| | | |
|---|---|---|
| ઇંગ્રેજી ખાલસા મુલક | ૧૦૭૯૮૯ ક્ષેત્રફળ અને | ૧૮૮૫૦૦૦૦ વસ્તી છે |
| દેશી રાજ્યો | ૩૫૮૧૭ ક્ષેત્રફળ અને | ૩૮૬૧૦૦૦ વસ્તી છે. |
| કુલ. | ૧૪૩૮૦૬ ક્ષેત્રફળ અને | ૨૨૭૧૧૦૦૦ વસ્તી છે |

ઇંગ્રેજી ખાલસા મુલકમાં દિલ્હી જીલ્લો, સિમલાનો પહાડી મુલક, સીખ લોક પાસેથી જીતી લીધેલા મુલક, સતલજની દક્ષિણ અને પૂર્વ તરફનો મુલક, સતલજ અને બીયા વચ્ચેનો રસાળ જાળંધર *દોઆબ અને બીજો કેટલોક પહાડી મુલક છે અને દેશીરાજ્યોમાં કાશ્મીર, પટીઆલા, ભાવલપુર, હીંદ, નાભાકપુરથલા, મંદી, કહલુર, ચંબા, સકેત અને બીજાં કેટલાંક નાનાં રાજ્યો છે.

દેશનું સ્વરૂપ—આ દેશમાં પાંચ નદીઓ વહેછે અને તેપરથી પંજાબ નામ પડયું છે. બીઆસ અને સતલજ વચ્ચેના પ્રદેશને જાલંધર દોઆબ, રાવી અને બીઆસ વચ્ચેના પ્રદેશને બારી દોઆબ, ચીનાબ અને રાવી વચ્ચેના પ્રદેશને રેચના દોઆબ, સિંધુ અને જેલમ વચ્ચેના પ્રદેશને સિંધસાગર દોઆબ અને જેલમ અને ચીનાબ વચ્ચેના પ્રદેશને જેચદોઆબ કહેછે. આ દેશનો ઉતાર ઈશાન તરફથી નૈરૂત્ય તરફનો છે. આ સર્વમાં સિંધસાગર દોઆબ સર્વથી મોટો છે. પણ બારીદોઆબ, લાહોર, અમૃતસર અને મુલતાન વગેરે મોટાં મોટાં શેહેરોને લીધે વેપારને માટે વધારે અનુકુળ છે.

મુખ્ય નદીઓ—સતલજ, આ નદીનું મુળ તિબેટમાં છે અને રસ્તામાં બીઆસ નદીનો હરીકી ગામ આગળ સંગમ થાયછે. અહીંથી થોડેક દુર વહીને તેને ચીનાબ નદી મળેછે. અને ત્યાંથી અગાડી જઇને સિંધુ નદીને મળેછે ૨. બીઆસ આ નદીનું મુળ કુલુપ્રાંતમાં છે. આ નદી સતલજને મળેછે ૩. રાવીઆનું મુખ પણ બીઆસની

---

* દોઆબ એટલે બે નદીઓ વચ્ચેનો મુલક.

પાસેછે. આ નદી ચીનાબ નદીને મળેછે. આ શિવાય ચિનાબ, ઝેલમ અને સિંધુ નદીઓ મુખ્ય છે.

પર્વતો—હિમાલય અને સુલેમાન મુખ્ય છે. જમીન નદી કાંઠાનો પ્રદેશ અને જ્યાં નદીનાં પાણી નેહેરની મારફતે લેવામાં આવ્યાં છે. તે બાતલ કરીએ તો દેશ રસાળ નથી. જાલંધર દોઆબનો પ્રદેશ સૌથી રસાળ છે.

નિપજ—ઘઊં, ડાંગર, બાજરી, જાર, જવ, ગળી, શેરડી, કપાસ ખસખસ, તમાકુ, કેસર વિગેરે છે.

જનાવર—વાઘ, સિંહ, દીપડા, રીંછ, હરણ, શાહુડી વિગેરે જંગલી પ્રાણીઓ પર્વત ઉપર માલમ પડેછે. ગામ ઢોરમાં, ગાય, ભેંસ, બળદ, ઘોડાં, ઊંટ, વિગેરે છે. સિંધુ નદીમાં માછલાંની ઘણી ઊંચી જાતો છે.

લોક—જાટ, સીખ, રજપૂત, મોગલ, પઠાણવિગેરે જાતોછે. ધર્મ હિંદુ, મુસલમાની, અને સીખ મુખ્યછે. ભાષા—હિંદુસ્થાની, ઉર્દુ, અને જાટકીછે.

મુખ્ય શેહેરો—દિલ્હી, અમૃતસર, લાહોર, મુલતાન, સુજાતબાદ, અને દેશી રાજ્યોમાં કાસ્મીર, જમ્મું, પતીઆળા, ભાવલપૂર, અહમદપુરા ઝીંદ, નાભા વિગેરે મુખ્ય શહેરો છે.



## કાશ્મીર.

આ દેશના રાજકર્તા રજપુત ને તે મહારાજાની પદ્વિથી ઓળખાય છે. એ દેશ હિંદુસ્તાનના છેક ઉત્તર ભાગમાં છે. તેની ચારેબાજુ કારાકોરમ અને હિમાલય પહાડો આવેલા છે. સીમા.—તેની ઉત્તરે કારકોરમ પર્વત, પૂર્વે તિબેટ દેશ, તથા દક્ષિણે ઇંગ્રેજ તાબાના સ્પિતી અને લાહુલ પ્રાંત તથા પંજાબ અને પશ્ચિમે પંજાબ પ્રાંત છે.

આ રાજ્યનો વિસ્તાર ૮૦૯૦૦ ચોરસમાઇલ જમીનનો છે અને તેમાં વસ્તી આશરે ૧૫૦૦૦૦૦ (પંદર લાખ) માણસની છે. વારસિક ઉપજ—સુમારે ૮૫૦૦૦૦૦ (પંચાસી લાખ) થાયછે.

દેશનું સ્વરૂપ—ચારે બાજુ ડુંગરો છે અને ત્યાંથી જમીન ઉતરતી ઉતરતી જઈ મધ્ય ભાગે સપાટ જમીન આવેછે. સપાટ જમીનની લંબાઈ ૭૫ માઈલ અને પહોળાઇ ૪૦ માઈલને આશરે છે.

નદીઓ—સિંધુ નદી એનું મુખ તિબેટ દેશમાં છે. ત્યાંથી હિમાલય પર્વતની ખીણોમાં થઈ કાશ્મીરના ઉતર ભાગમાં થઈ ત્યાંથી નૈરૂત્યકોણ તરફ પંજાબ અને સિંધમાં જાયછે. ૨. જેલમ નદી આ દેશમાં બારામુલા નામનો ઘાટ છે. તેની ખીણોમાંથી પ્રગટ થઈ પૂર્વ સરહદ ઉપર અગાડી પંજાબમાં જાયછે. આ નદીને પુર્વ તરફના ડુંગરોમાંથી નીકળી ઘણી નદીઓ આવી મળેછે. મુખ્ય સરોવર—દાળ, એ શ્રીનગરના ઈશાનકોણમાં છે. તે પાંચ માઈલ લાંબુ છે. ૨ એન્ચર, એ શ્રીનગરની ઉત્તરે છે. માનસ્બાલ તે જલમને જમણે કિનારે છે. અને તે કાશમીરમાં સર્વથી સુંદર સરોવર છે. વુલર એ સર્વથી મોટું છે. તે દસ માઈલ લાંબુ અને ૧॥ માઈલ પહોળું છે. આ શિવાય કેટલાંક સરોવરો પર્વત ઉપર છે. તેમાં કોન્સનાગપીર પંજાલ પર્વતપર છે. શીશાનાગ, ગંગાબાલનાગ અને સરવલનાગ મુખ્ય છે.

ખનીજ પદાર્થ—લોઢું પુષ્કળ જડે છે. પણ તે સારૂં નથી. તાંબાની પણ ખાણુ છે. અને જેલમશાંગરની રેતમાંથી સોનું જડેછે. કાશ્મીરમાં ધરતીકંપ ઘણી વખત થાયછે. જનાવર—રીંછ, ચીત્રા, મોટી સાબર (બડાસીંગ) કોલ્ફાંહરણ, બુલબુલ પક્ષી ઘણાં છે. મધમાખ ઘણી હોવાને લીધે મધ સારૂ થાય છે. હવા—આ દેશની હવા ઘણી સારી છે. શીઆળામાં તાઢ ઘણી પડે છે. અને ઘણું કરીને તે મોસમમાં જમીન બરફથી ઢંકાએલી રહે છે. વરસાદ ઘણો વરસે છે. ઉનાળામાં તાપ ઘણો પડેછે. પણ ડુંગરો ઉપર ઠંડી હોય છે. સપાટ જમીનમાંછે. ઠેકાણે ઠેકાણે નદી અને સરોવર ઘણાં હોય છે.

જમીન ઘણી રસાળ અને ફળદ્રુપ છે; તેમાં નિપજ, ડાંગર, ઘઊં, જવ, બાજરી, મકાઈ, ચણા અને કઠોળની થાય છે. શિવાય યુરોપના જેવાં અનેક જાતનાં ફુલ અને ફળ સારાં નિપજે છે. વિષેશ કરીને ગુલાબને માટે આ દેશ ઘણો પંકાય છે. ગુલાબનું અત્તર કાઢવાના કામ માટે ગુલાબના છોડની રોપણી ઘણી થાય છે. ડુંગરના ઉતારપર અને ખોયોમાં દેવદાર અને બીજી જાતનાં ઝાડ સારાં અને પુષ્કળ થાયછે કારીગરીના કામમાં પણુ આ દેશ ઘણો પંકાયછે. કાશ્મીરની સાલો ઘણી સારી થાય છે. તે તિબેટના બકરાંના ઊનની થાય છે. બકરાં એ દેશનાં બે જાતનાં થાય છે. એક જાત પાળેલાં બકરાં અને બીજી જાત વગડાઉ

બકરાંની છે. વગડામાં મેઢાં અને રાની કુતરા થાય છે. તેનું ઉન પણ ઉતરેછે. કાશ્મીરના લોક આ ઉન તિબેટથી લાવી તેની સાલો બનાવે છે. એ દેશની બંદુકો ઘણી વખણાય છે. જનાવર—કાળાં અને પીળચટા રંગનાં એવાં જુદી જુદી જાતનાં રીંછ, દીપડાં, ચીત્રા, સાબર, અને ઘણી જાતનાં હરણ થાયછે. આ દેશમાં બુલબુલ નાનનું પક્ષી થાયછે. તે ઘણાં વખણાય છે. મધ પણ ઘણું વખણાય છે.

લોક—દેખાવડા ચહેરાના અને ઊંચા હોયછે. સ્ત્રીઓ ઘણી ખુબ-સુરત હોય છે. વસ્તી એક ભાગ હિંદુ અને બે ભાગ તાતાર વંશના મુસલમાનો છે. ભાષા ઘણુંકરીને હિંદુસ્તાની અનેલીપી દેવનગરી છે.

મુખ્ય શહેર—કાશ્મીર અથવા શ્રીનગર છે. તેમાં મહારાજાનું ઉના-ળા માટે મકાન છે. તે રાજધાનીનું શહેર છે તથા તે જેલમ નદીના બંને કાંઠા ઉપર વસેલું છે તેમાં સાલો બને છે અને ત્યાં રેશમનું કારખાનુંછે. રાજધાનીનું શહેર જો કે કાશ્મીર અથવા શ્રીનગર છે તો પણ મહારાજા ઘણું કરીને જમ્મુમાં રહેછે. અને તે રાવી નદીના કિનારાપર આવેલું છે. એ શહેર આ રાજ્યના ઘણું કરીને દક્ષિણ ભાગમાં છે. તે શીઆલકોટથી ડાક ઇશાનકોણમાં ૫૦ માઈલને છેટેછે અને તે બંને શહેર વચ્ચે છે. શીયાળકોટ એ વજીરાબાદ રેલવે સ્ટેશનથી પુર્વમાં ૩૦ માઇલને છેટેછે. શિ-વાયનાં મોટા શહેર—બિજહાર, બારામુલા, ઇસ્લામાબાદ, પામપુર, સોપુર, અને શાહબાવ છે. આ રાજ્યમાં ઈલાયદુ પોષ્ટખાતુ છે. શીયાળકોટની પોષ્ટઆફીસથી કાશ્મીરની ટપાલની જા આવ થાયછે.

ઈતિહાસ—દતકથાઓના આધારથી એમ જણાય છે કે હિંદુસ્તા-નની આ એક "સુખદાયક" ખીણ કાશ્મીરમાં ઈ. સ. પૂ. ૨૬૬૬ એટલે આજ લગભગ આશરે ૪૫૫૦ વરસથી તે ઉપર હિંદુરાજાઓ અમલ કરતા આવેલા છે. વળી એમ પણ કહેવાય છે કે કાશ્મીરની ખીણ એક મોટું સરોવર હતું. અને તેની અંદર યાલદેવ નામે એક રાક્ષસ રહેતો હતો આ રાક્ષસને કોઈ રૂષીએ હાંકી કાઢયો અને તેનું નામ પોતાના નામ ઉ-પરથી પાડયું. જો કે કાશ્મીર ઉપર સ્થીયન અને તાતાર દેશના લડવઈઆઓએ ઉપરા ઉપરી અને ઘણી વખત હુમલાઓ કીધા હતા તથા પોતાના અમલ બેસાડ્યા હતા. તે થોડા વરસનો પોલોગાળો બાદ કરીએ તો આજ સુધી એ દેશપર હિંદુરાજાઓએજ રાજ્ય કર્યુંછે.

એમ કહેવાય છે કે ઓગજખાન નામના સીથીઅન સરદારે ઈ. સ. પૂર્વે થોડાક વરસ પહેલાં આ દેશ ઉપર એક મોટી સ્વારી કરી હતી; તેમાં તેને તે વખતના કાશ્મીરના રાજા જગમાએ મારી હઠાવ્યો હતો તોપણ તેણે ૧૨ મહીના સુધી લડાઈ જારી રાખી અને છેવટે તે ફાવ્યો હતો અને ત્યાર પછી તે તાર્તરી સરદારોના હાથમાં ગયું હતું એમ જણાય છે. કેમકે ઈ. સ. પૂર્વે ૧૫૦થી તે ૧૦૦ સુધીના વરસોની અધવચમાં ત્યાં તાતાર વંશના રાજ્ય કર્ત્તાઓ હતા. એમ દાખલા મળેછે. તોપણ હિંદુસ્તાન ઉપર મહંમદ ગીજનીએ ઈ. સ. ૯૯૬થી તે ૧૦૩૦ સુધીમાં હુમલા કીધા એ વખતમાં કાશ્મીરમાં હિંદુઓનું રાજ હતું એમ સ્પષ્ટ જણાય છે.

મહમદ ગીજનવીએ જે હુમલા કીધા તેમાંના એક ફેરામાં એટલે ઈ. સ. ૧૦૧૧માં કાશ્મીર દેશની આબાદીને ધોકો પહોંચાડ્યો હતો. પરંતું જ્યારે તે હિંદુસ્તાનથી પાછો ફર્યો ત્યારે કાશ્મીરના રાજાએ તેના લશ્કરના માણસોને એક ખોણને રસ્તે ચઢાવી ભુલા પાડી તેમનો ઘાણ કાઢી નાખ્યો હતો. ત્યાર પછી મહંમદ ગીજનવી ફેર કાશ્મીરમાં આવ્યો નહિ ત્યાર પછી ચૌદમા સૈકાસુધી હિંદુઓએ નિરાંતે અમલ કર્યા કીધો. આ સૈકામાં ચગની અટકથી ઓળખાતા તાતાર વંશના એક સરદારે આ દેશને સમુળગો જીતી લીધો હતો. અને તેના વારસોના હાથમાં ઈ.સ. ૧૫૮૭ સુધી રહ્યો હતો. આ વખત દિલ્હીના બાદશાહ અકબરશાહે આ દેશને જીતી લીધો તથા તેને પોતાના દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધો અને પેલા તાતારવંશના રાજ્ય કર્ત્તાને પાદશાહે પોતાના દરબારમાં રાખી અમીરાત અને બીહાર તરફનો મુલક જાગીરમાં આપ્યો. અકબરશાહ ત્યાર પછી ત્રણ વખત કાશ્મીરમાં આવ્યો હતો પણ તેના વંશજો ગરમીની મોસમમાં હવાં ખાવાને માટે ઘણી વખત આ દેશમાં આવતા હતા.

ઈરાનના પાદશાહ નાદીરશાહે ઈ. સ. ૧૭૩૯માં દિલ્હીના મુગલ રાજ્ય ઉપર મેળવેલી ફતેહોમાં આ દેશ તેણે જીતી લીધો હતો.

ઈ. સ. ૧૭૫૨માં દુરાની વંશના સ્થાપનાર અહમદશાહે તે જીતી લીધો હતો તથા તેને પોતાના રાજ્ય સાથે જોડી દીધો હતો. પરંતુ ઈ. સ. ૧૮૦૯ની સાલમાં તે તરફના હાકેમ અહંમદઅજીમખાને કાબુલના સત્તાવાળાઓનો દાવો તુચ્છકારી કાઢી તેઓની સામે બળવો કર્યો તથા કાશ્મીર દેશમાં પોતેસ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ઇરાનથી ઘણી વખત

તેના ઉપર લશ્કર ચઢી આવતું હતું પણ અહંમદ અજીતખાનના બળ આગળ તેમનું કંઈ ચાલતું નહિ. અને માર ખાઇને પાછું જતું રહેવું પડતું હતું. ઈ. સ. ૧૮૧૯માં પંજાબ (લાહોર)ના શીખ મહારાજા રણજીતસીંહે કાશ્મીર ઉપર સ્વારી કરી તથા રાજધાનીનું શહેર કાશ્મીર અને તેની આજુબાજુનો કેટલોક મુલક જીતી લીધો. કાશ્મીરનો બાકી રહેલો ભાગ રણજીતસીંહે જીતવા માટે મહંમદ અજીમખાન ઉપર સ્વારીઓ કરવા માંડી. એટલે તેણે પોતાની પાસે જે મુલક રહ્યો હતો તેને સાચવી રાખવા તથા શીખોએ જીતી લીધેલો મુલક પાછો મેળવવા માટે ઈ. સ. ૧૮૨૦માં દિલ્હીના ઈંગ્રેજ સત્તાવાળાની મદદ માગી પણ તે તેને મળી નહિ એટલે રણજીતસીંહે ધીમે ધીમે તેનો સઘળો મુલક જીતી લીધો.

પંજાબના મહારાજા રણજીતસીંહના મરણ પછી ઈ. સ. ૧૮૪૪માં તેના દરબારમાં ઘણી અવ્યવસ્થા ચાલી. તેના પછી તેનો કુંવર કરકસિંહ ગાદીએ બેઠો. તે ચાર મહિનામાં દગાથી મરાયો એટલે શેરસિંહ મહારાજા થયો. તે અને તેના કુંવરો પણ દગાથી મરાયા. છેવટ રણજીતસીંહની વીધવા રાણી ચંદાકુંવરે પોતાના કુંવર દુલીપસીંહને ગાદીએ બેસાડ્યો. રાણીરાજ્ય કારભાર કરતી હતી. તેની પાસે મુખ્યકરીને તેનો એક યાર લાલસિંહ, ભાઈ જોરાવરસીંહ અને જમુનો ગુલાબસિંહ વીગેરે મુખ્ય આગેવાન હતા. સીખ મહારાજા અને ઈંગ્રેજો વચ્ચે ઈ. સ. ૧૮૪૫માં લડાઈ થઈ તેમાં ઈંગ્રેજી સૈન્યના ઘણા માણસો મરાયા. વળી ઈ. સ. ૧૮૪૬માં સોબ્રોન નામના સ્થળ આગળ ફેર લડાઈ થઈ અને તે લડાઈમાં બંને તરફનાં ઘણાં માણસ મરાયાં. પણ ૮મી માર્ચ સને ૧૮૪૭ના રોજ સલાહ થઈ તેમાં એમ કર્યું કે દોઆબ પ્રાંત તથા ઈંગ્રેજને લડાઈનો ખર્ચ થયો હોય તે શીખરાજાએ આપવો. પણ રાજાને નાણાં નાણાં નહિ મળ્યાથી કાશ્મીરને હજારા પ્રાંતો ઈંગ્રેજોને સોંપ્યા. ઈંગ્રેજોએ એ મુલક જમુવાળા ગુલાબસિંહને ૧ કરોડ રૂપીએ વેચાણ આપ્યો. તથા તેને કાશ્મીરનો મહારાજા બનાવ્યો.

હવે એ ગુલાબસીંહ કોણ હતો અને તેણે રાજ્ય શી રીતે મેળવ્યું એ વાત જાણવી જોઈએ. ગુલાબસીંહ એ જાતનો રજપુત અને તે પ્રથમ પંજાબના મહારાજા રણજીતસીંહના ખાસ હજુરના સરદારના તાબામાં સ્વા-

રની નોકરીમાં હતો. તે હલકી પદ્દિમાંથી વધતાં વધતાં રણજીતસીંહના લશ્કરમાં એક મોટો સરદાર બન્યો હતો અને તે પદ્દિએ પહોચ્યા પછી રાનેરીના સરદાર અગરખાનને કેદ કરી પકડવામાં બહુ પ્રખ્યાતી મેળવી હતી. તેથી રણજીતસિંહે તેને જમુની જાગીર વંશપરંપરાને માટે આપી હતી. આ ઠેકાણે તેણે પોતાની સત્તા કાયમ કરી અને તેની આજુબાજુના રજપુત સરદારો તથા જમીનદારોની જમીનો કાવાદાવાથી અથવાશીર જોરીથી દાબતા જઈ પોતાના તાબામાં લીધી હતી. અને છેક લાડક સુધીનો મુલક હાથ કીધો હતો. રણજીતસીંહ તથા ઈંગ્રેજો વચ્ચે લડાઈ થઈ. તે પહેલાં શીખ લોકોમાં બખેડો ઉઠયો હતો. તે વખતે થએલા ફેરફારોમાં તેને ખાલસાના વડા પ્રધાનની જગ્યા મળી હતી. સોબ્રોનની લડાઈ પછી ઈંગ્રેજો અનેશીખ મહારાજા વચ્ચે જે કોલ કરાર થયા હતા તે માત્ર ગુલાબસીંહની સમજ શક્તિ અને વગથી થયા હતા.

ઈંગ્રેજો સાથે પંજાબના મહારાજાને છેલ્લી લડાઈ ઈ. સ. ૧૮૪૮માં થઈ તે વેળા આ સમજવાન ગુલાબસિંહ ઈંગ્રેજોની ફતેહ થશે એવો વિચાર બાંધીને તે સરકારની ગેરમરજી ખેંચી લેવા જોગની કંઈ પણ હીણ ચાલ નહીં કરતાં પોતાની જંમુખાતાની જાગીરમાંજ રહીને લડાઈનું ડોળ જોવા કરતો હતો અને જો કે ચીનીઆલવાલાની લડાઈના શક ભરેલા છેવટથી તેનું મન ઢચુપચુ થયું હતું પણ મુલતાન અને ગુજરાત (પંજાબમાં)ની લડાઈઓમાં ઈંગ્રેજ સરકારના લશ્કરે મેળવેલી કીર્તી ભરેલી ફતેહોથી તેના તે વિચાર ફરી ગયા હતા. અને તેથી તેણે ઈંગ્રેજોનો પક્ષ જાળવી રાખવામાં ડહાપણ વાપર્યું હતું. મહારાજા ગુલાબસિંહ ઈ. સ. ૧૮૫૭ની સાલમાં મરણ પામ્યા. ને તેમની પછી તેના કુંવર રનબીરસીંહ કાસ્મીર અથવા જમુની ગાદીએ બેઠા. એજ સાલમાં હિંદુસ્તાનમાં બળવો જાગ્યો હતો. અને તેમાં મહારાજા રણબીરસિંહે પોતાનું લશ્કર છેક દિલ્હી સુધી ઈંગ્રેજોની મદદને માટે મોકલ્યું હતું. તેના બદલામાં તેમને સરકાર તરફથી ગવરનર જનરલે તા. ૧ નવેમ્બર સને ૧૮૬૧ના રોજ દરબાર ભરી સ્ટારઑફઈંડીઆનો ખિતાબ આપ્યો હતો. સને ૧૮૭૫ની સાલમાં મહારાણીના પાટવી કુંવર પ્રીન્સઑફ વેલ્સની કલકત્તે મુલાકાત લીધી હતી. તા. ૧ જાન્યુઆરી ૧૮૭૭ના રોજ મહારાણી વીકટોરીઆએ હિંદને માટે કેસરીહીંદ એ પદ ધારણ કર્યું હતું. અને તે

બાબત તે વખતના વાઈસરાય લૉર્ડલીટનની સરકારે દિલ્હીમાં દરબાર ભર્યો હતો તે દરબારમાં મહારાજા રણબીરસીંહ દિલ્હીમાં ગયા હતા. આ વખત કૈસરેહિંદ તરફથી મહારાજાને નામદાર મહારાણીની ફોજના એક જનરલ અને ઈન્દ્રમહેન્દ્ર બહાદુર સીપાહ સુલેતાની એવી પદવી આપી હતી.

વળી એ વખત નવી ઈમ્પીરીયલકાઊન્સીલ સ્થાપી તેના સભાસદો નીમ્યા. તેમાં મહારાજા રણબીસીંહને પણ એક સભાસદ ( ઇંગ્રેજી રાજ્યના સલાહકાર) નીમ્યા હતા.

આ મહારાજાની મોટી ખુબી એ હતી કે તે પોતાની પ્રજાની ફરીયાદીઓ સાંભળવા માટે દરરોજ ઉઘાડા ચોકમાં દરબાર ભરીને સર્વની વાતો સાંભળતા હતા તેમના રાજ્યમાં અંધેર ચાલવાનાં ગપાં ચાલતાં હતાં પણ સઘળો વખત તેમની ચુસ્ત વફાદારીના ઈનામ તરીએ તે બ્રીટીશ સરકાર તરફથી સારો પ્યાર અને માન ભોગવી શક્યા છે. લૉર્ડલીટનના અમલના વખતમાં બે વખત એ રાજ્ય તેમની પાસેથી છીનવી લેવાની તવાઇ તેમના ઉપર આવી હતી પણ પછાડીથી તે વીચાર માંડી વાળ્યા હતા. મહારાજા રણબીરસીંહ સુરવીર હતા. આ મહારાજા તા. ૧૩ માહે સપ્ટેમ્બર સને ૧૮૮૫ ના રોજ મરણ પામ્યા.

મહારાજાના મરણ પછી તેમના કુંવર પ્રતાપસિંહ ગાદીએ બેઠા. એ હાલના મહારાજાછે. તેમની ઉમર હાલ ૨૭ વરસનીછે. તેમને બે ભાઈ અને ચાર બેનોછે. મહારાજા પ્રતાપસિંહને ઇંગ્રેજ તરફથી ૨૧ તોપનું માન મળેછે, મહારાજાને દતકની સનંદ છે. એ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. તેના રાજયના કવાયતી લશ્કરમાં ૮૮ લડાઈની તોપ અને બીજી ૮૦ તોપ, ૧૨૮૦ ગોલંદાજ, ૧૪૦૦ ઘોડેસ્વાર, અને ૨૫૯૦૦ પાયદલનું લશ્કર છે. રાજ્ય કારભારમાં ઘણું કરીને હિંદુઓ છે.

કાશ્મીર અથવા શ્રીનગર—એ રાજધાનીનું શહેર છે. એ શહેર દરીઆ સપાટીથી ૫૨૭૬ ફુટ ઉંચુછે. વસ્તી—૧૫૦૦૦૦ માણસની છે. તેમાં ૨૦૦૦૦ હિંદુ અને બીજા મુસલમાન છે. મકાનોમાં મુખ્ય બારદરી રાજમહેલ, કિલ્લો, દવાખાનું, નિશાળ, અને ટંકશાળ છે. આ શિવાય

મશીદો અને દેવળો પુષ્કળ છે. શેરીઓ સાંકડી અને ગંદી છે. શહેરની અંદર બજાર ઘણાંછે તેની અંદર મહારાજગંજ મુખ્ય બજારછે. તખતી સુલેમાન નામનો પર્વત શહેર પાસેછે. તેને મથાળે સંકરાચાર્યનું મંદીરછે. પ્રથમ તે બુદ્ધ ધર્મના લોકનું દેવળ હતું. અને તે ઈ. સ. પૂર્વે ૨૨૦ વરસ ઉપર અશોકના છોકરા જલોકાએ બાંધ્યું હતું. હાલ તે દેવળ મશીદ તરીકે વપરાય છે. શહેરની ઉત્તર તરફ હરીપરતાબ નામનો પર્વતપર કિલ્લોછે. તે અકબરશાહે ઈ. સ. ૧૫૯૦માં બાંધ્યો હતો. શેર ગારહીમાં કિલ્લો અને રાજાનો મહેલ છે. જુમામસીદ પણ શહેરની અંદર છે. આ શહેરમાં ડાલ નામનું સરોવર છે.

---

## પતીઆલા.

આ રાજ્ય પંજાબ પ્રાંતના સરહિંદ ભાગમાં છે. અને તેના રાજ ર્કતા *શીખ જાતના હિંદુ છે. તથા તે મહારાજાની પદ્વિથી ઓળખાય છે. આ રાજ્ય શીખ રાજ્યોમાં મોટામાં મોટુંછે. અને તે અંબાલા જીલ્લાની પશ્ચિમે, સરસા જીલ્લાની ઉત્તરે,, ભુતીઆનાથી પૂર્વમાં, અને લુધીઆનાથી દક્ષિણમાં છે.

આ રાજ્યનો વિસ્તાર ૫૮૮૭ ચોરસ માઈલ જમીન જેટલો છે. અને તેમાં ૨૬૦૧ ગામ તથા વસ્તી આશરે (૧૫૦૦૦૦૦) પદર લાખ માણસની છે. વાર્ષિક ઉપજ સુમારે ૪૭૦૦૦૦૦ શુડતાલીસ લાખ રૂપીઆ થાયછે.

**દેશનું સ્વરૂપ**—આ દેશનો ઉત્તર તરફનો ભાગ હિમાલયના ઉતાર ઉપર છે. પશ્ચિમ તરફનો ભાગ સપાટ છે. દેશનો ઉતાર ઈશાનકોણ તરફથી તે નૈરૂત્યકોણ તરફ છે.

---

*શીખ જાતના લોક શીખ ધર્મ પાળેછે. અને તે હિંદુ ધર્મની એક શાખાછે. તેમનામાં જાતી ભેદ નથી. તેમનામાં મદ્યપાનની બંધી નથી. પોતાના ધર્મમાં બીજાઓને લેછે. સિપાઇગીરી કરવી એ તે પોતાનો ધર્મ માનેછે. પ્રથમ જેણે આ ધર્મ કાઢ્યો તે નાનક નામે પુરૂષ હતો, તે ઈ. સ. ૧૪૬૯માં લાહોરની પશ્ચિમે ૬૦ મૈલને અંતરે રાયપૂર નામનું ગામ છે ત્યાં જન્મ્યો હતો. તેના શિષ્ય તેને ગુરૂ કહેવા લાગ્યા. શીખધર્મનાં પુસ્તકોમાં "આદીગ્રંથ અને દશ બાદશાહાનો ગ્રંથ" એ નામનાં પુસ્તક છે.

**જમીન તથા નિપજ**—જમીન રસાળ છે. તેમાં ઘઊ, ડાંગર, બાજરી, જુવાર, તંબાકુ, શેરડી, જવ, મગ. મકાઈ, કપાસ અને કઠોળ નિપજે છે. ઈશાનકોણ તરફના ભાગમાં કોઈ કોઇ ઠેકાણે ડુંગરોમાં બાવળ વિગેરેના ઝાડનાં રાનછે. વળી ખજુરી, નારંગી, અંજીર, અને શેતુરનાં ઝાડ પણ ઘણાંછે.

**જનાવર**—વગડામાં વાઘ ચિત્તા, દીપડા, રીંછ, અને હરણ વીગેરે છે. ગામના પશુમાં ઊંટ, ભેંસો, ગાય, પાડા, બળધ, ઘોડા, વીગેરે હોય છે. પરંતુ ઊંટ વિશેષે કરીને દક્ષિણ ભાગમાં હોયછે.

લોક—શીખ, જાટ, ગુજર.રજપુત, વિગેરે હિંદુ તેમજ મુસલમાનોછે.

ભાષા—ઉરદુ તથા જાટકી છે.

રેલવે—દિલ્લીથી લાહોર સુધી જે રેલવે બાંધી છે. તેનો થોડો ભાગ આ રાજ્યના ઈશાનકોણમાં છે. મુખ્ય શેહેર—પતીઆલા એ રાજધાનીનું શેહેર છે. તેમાં રાજકર્તા માહારાજા રહેછે. એ શેહેર અંબાલાના રેલવે સ્ટેસનથી વીશ માઇલિ છેટે નૈરૂત્યકોણમાં છે.

**ઇતિહાસ**—પતીઆલા આ રાજ્ય શીખ રાજ્યોમાં સર્વેથી મોટામાં મોટુંછે. પતીઆલાના માહારાજા શીખ જાતના છે. પતીઆલાના રાજ્યકર્તા પલખન જાતના છે કારણ કે તેઓ પલચોધરીના વંશજ છે. અહીંના મહારાજાનો મુળ પુરૂષ ચોધરીપલ નામનો એક ખેડુત હતો, તેણે સનરમા સૈકાના મધ્ય ભાગમાંના નાભા મુલકમાં એક ગામ વસાવ્યું. ચોધરીપલને તીલક અને રામ નામના બે છોકરા હતા. આમાંના મોટા છોકરા તીલકના વંશજો હાલ ઝીંદ અને નાભાના મુલકમાં રાજ્ય કરેછે. અને બીજા છોકરા રામે પતીઆલાના રાજ્યની સ્થાપના કરી અને તેના વંશજો હાલ પતીઆલામાં રાજ્ય કરેછે. અહીંના રાજા સીંધુ જાટ જાતના શીખછે.

બીજી જાટ જાતોની પેઠે સીંધુ જાતે રજપુત છે અને તેઓ જઈસલના વંશજ છે. જઇસલ ભટી રજપુત છે અને તેણે જઇસલમેરનું રાજ્ય અને શેહેર વસાવ્યું. તેને ઈ. સ. ૧૧૮૦માં બળવો થવાથી પોતાનો દેશ છોડી નાશી જવું પડયું. સીંધું જઇસલનો વંશજ છે. સાંગર સીંધુનો વંશજ છે. સાંગરે બાબરને પાણીપતની લડાઇમાં મદદ કરી હતી તેથી તેના છોકરા બરીઆમને બાબરે ચોધરી (મુલકનો ઉપરી) બનાવ્યો. પલ

એબરીઆમનો વંશજ છે. એ પલને ગુરૂ હરગોવિંદે આશીર્વાદ આપ્યો હતો કે તું ભાગ્યવાન નીવડીશ. શાહજહાંન પાદશાહે તેને ચોધરીનો ખિતાબ આપ્યો. તે ઈ. સ. ૧૬૫૨માં મરણ પામ્યો.

અલ્લાસિંગ જે રામનો છોકરો અને પલનો પૌત્ર હતો તેણે નવાબ સૈયદઅલ્લીખાનને બરનાલાની લડાઈમાં હરાવ્યો. અભેટી અને બીજા દુશ્મનો ઉપર કેટલીક જીતો મેળવી તેણે પતીઆલામાં કિલ્લો બાંધ્યો. જ્યારે ઈ. સ. ૧૭૬૨માં અહમદશાહ દુરાનીએ તેને બરનાલાની લડાઈમાં હરાવ્યો ત્યારે તે અફગાન લડાઈ કરનારને તાબે થયો. અને તેની પાસેથી રાજાનો ખિતાબ મેળવ્યો. જ્યારે અહમદશાહ દુરાની આ દેશ છોડી ગયો ત્યારે અલ્લાસિંગ શીખ લોકનો સરદાર બન્યો, અને સરહિંદના અફઘાન હાકેમ ઉપર હુમલો કરી તેને હરાવીને મારી નાખ્યો. સરહિંદ શેહેર ફરીથી બાંધવામાં આવ્યું નહીં પણ ત્યાંના રેહેવાશીઓ પતીઆલામાં જઈ વસ્યા. અહમદશાહ દુરાનીએ જ્યારે ફરીથી હિંદુસ્થાન ઉપર હુમલો કર્યો ત્યારે તેણે પતીઆલાના રાજા પાસેથી ખંડણી લેઈ પોતાના પક્ષમાં લીધો. અને જ્યારે દુરાની પાછો ગયો ત્યારે રાજા તેને લાહોર સુધી વળાવવાને ગયો હતો. અલ્લાસિંગ ઈ. સ. ૧૭૬૫માં પતીઆલામાં મરણ પામ્યો.

અલ્લાસિંગનો વારસ અમરસિંગ હતો. તેને અહમદશાહ દુરાનીએ ઇ. સ. ૧૭૬૭માં રાજા ઈરાજગાન બાહાદુરનો ખિતાબ અને ડંકો નિશાન આપ્યાં. ઈ. સ. ૧૭૭૨માં મરેઠી સરદાર જંકોજીરાવના હુમલાથી બીહીને તેણે ખજાનો અને જવાહીર ભતીન્દ્રે મોકલી દીધું. અને આખરે તેના ભાઈ હિંમતસિંગે બળવો કરી પતીઆલાનો કિલ્લો લેઈ લીધો. પણ આખરે તેણે પોતાનો બચાવ કર્યો અને સઘળા દુશ્મનોને પાયમાલ કર્યા. પણ લાહોરના રણજીતસિંગ આગળ તેનું કંઈ ચાલ્યું નહિ.

ઈ. સ. ૧૭૮૧માં સાહેબસિંગ પતીઆલાની ગાદીએ બેઠો. ઈ. સ. ૧૭૮૬માં પંજાબમાં દુકાળ પડ્યો તેથી તેની ઘણી પડતી થઈ. પડોશના રાજાઓએ તેનો મુલક જીતી લીધો અને કેટલાક સ્વતંત્ર થઈ પડ્યા. પણ પતીઆલાના રાજાએ પોતાના દિવાન અને બીજાઓની મદદથી પોતાનો બચાવ કર્યો. તેમણે મરેઠાઓ સાથે સલાહ કરી. જે સઘળાઓએ રાજ ઉપર ચડાઈ કરી હતી તેમને હરાવ્યા. જ્યારે ઈ. સ. ૧૮૦૩માં

જનરલ લેકે દીલ્હીનો કબજો લીધો. અને સીરજીઅંજે ગામની સલા-હથી મરેઠા ઈંગ્રેજના તાબામાં આવ્યા ત્યારે ઈંગ્રેજોની આ ભાગમાં ચડતી થઈ. ઈ. સ. ૧૮૦૬માં લાહોરના રાજા રણજીતસિંહે તે રાજ્યનો કબજો લેવાને ઈચ્છયું. તેથી તેણે તેજ વરસે સતલજની પેલીપારના રાજ્ય લેવાનો ઠરાવ કર્યો. આ બાબત ઈંગ્રેજ સરકારે તેને કંઈ અટકાવ કર્યો નહિ. આ વખત પતીઆલા અને નાબાના રાજા વચે કજીઓ થયો હતો. આમાંનો નાબાનો રાજા જે અશક્ત હતો તેણે રણજીતસિંહની મદદ માગી. ઈ. સ. ૧૮૦૬ના ઓકટોબર મહિનામાં રણજીતસિંગે પોતાના લશ્કરને લઇને સતલજ નદી ઓળંગી અને ફરી રાજાઓની સાથે સલાહ કરીને પાછો વળ્યો.

બીજે વરસે એટલે ઈ. સ. ૧૮૦૭માં રણજીતસિંહે ફરીથી પતી-આલાના રાજ્ય ઉપર ચઢાઈ કરી. આ વખત પતીઆલાના રાજાને તેની રાણી સાથે બનતું નહોતું તેથી તે રાણીએ રણજીતસિંહની મદદ માગી.

આથી સતલજ નદીની પેલીમેરના રાજાઓના મનમાં ઘણી ધા-સ્તી ઉપન થઈ અને તેમણે ગવરનરજનરલને મદદ માટે અપીલ કરી અને તેઓ ઈંગ્રેજસરકારના રક્ષણ નીચે રહેવાને અને તેમના તાબેદાર થવાને કબુલ કર્યું. પણ આ અપીલનો ગવરનરે જવાબ આપ્યો તે પ-હેલાં રાજા અને રાણી વચ્ચે સલાહ થઈ અને તેથી રણજીતસીંગ ત્યાંથી પાછો ફર્યો. આ વખત રાજા અનેરાણીએ રણજીતસિંહને ઘણું માન આ-પ્યું અને હીરાનો એક હાર અને પીતલની તોપ બખક્ષીસ આપ્યાં પણ તેણે કેટલાક નાના રાજાના કિલ્લા લઈ લીધા. વળી તેને ખબર મળી કે દિલ્હી-માં મારા વીરૂધ ગોઠવણ થાયછે. તેથી તેણે ગવરનરજનરલને કાગળ લખ્યો કે ઈંગ્રેજને તાબે જે જગ્યાછે. તે શિવાય જમનાં નદીની પશ્ચિ-મના મુલક ઉપર મારો હકછે. આ વિષે સમજાવાને ઈંગ્રેજ સરકારે રણ-જીતસીંગ પાસે એક એલચી મોકલ્યો. પણ આથી રણજીતસીંગ ગુસ્સે થયો. અને તેણે સતલજ નદી ઓળંગીને અંબાલા લીધું. આથી ઈં-ગ્રેજસરકારે લશ્કર એકઠું કર્યું. અને રણજીતસીંગને પાછા હઠવાની જરૂર પાડી.

આ વખતે ઈ. સ. ૧૮૦૯ના એપ્રીલમાસમાં રણજીતસીંગની સાથે જે સલાહ થઈ હતી તેથી રણજીતસીંગે સતલજની પેલીમેરના રાજાઓ

ઉપરથી પોતાનો હક ઉઠાવ્યો અને પતીઆલાના રાજાએ ઈંગ્રેજસરકારને લડાઇ વખતે મદદ કરવાને કબુલ કર્યું. સાહેબસીંગ ઇ.સ. ૧૮૧૩માં મરણ પામ્યો. અને તેની પાછળ કરમસીંગ ગાદીએ બેઠો. આ રાજાએ ઈંગ્રેજસરકારને નેપાળની લડાઇમાં સારી મદદ કરી હતી. આ લડાઈનો છેડો આવ્યો ત્યારે ઈંગ્રેજસરકારે પતીઆલાના રાજાને આંતથલ અને મગત રાજ્યોનો થોડો ભાગ જેની ઉપજ ૩૫૦૦૦ હજારની હતી તે આપ્યો. તેના બદલામાં પતીઆલાના રાજાએ રૂ૨૮૦૦૦૦ ઈંગ્રેજને આપ્યા. ઇ. સ. ૧૮૩૦માં પતીઆલાના મહારાજા કરમસીંગે સીમલાનો પહાડી મુલક ઈંગ્રેજસરકારને આપ્યો અને તેના બદલામાં ઈંગ્રેજસરકારે ખરોલી પ્રગણાનાં ત્રણ ગામડાં તેને આપ્યાં. કરમસીંગ ૩૨ વરસ રાજ્ય કરીને ઈ.સ.૧૮૪૫માં મરણ પામ્યો. તેમની પછી તેમનો છોકરો નરીનદરસીંગ ગાદીએ બેઠો આ વખતે લાહોરના સીખ રાજા સાથે પહેલી લડાઈ થઈ. આ વખત પતીઆલાના રાજાએ ઈંગ્રેજને સારી મદદ કરી અને નાભાનો રાજા શીખ તરફ હતો. આ મદદના બદલામાં ઈંગ્રેજે પતીઆલાના રાજાને નાભાના રાજાનો લઈ લીધેલો મુલક જેની ઉપજ રૂ ૩૮૦૦૦ ની હતી તે બખશીસ કર્યો. અને ઇ. સ. ૧૮૪૭માં ત્યાંના રાજાએ જગાત તથા રાહદારી નાકાં લેવાં બંધ કર્યાં, તેના બદલામાં ઈંગ્રેજસરકારે લાહોરના રાજા પાસેથી લઈ લીધેલો મુલક તેને આપ્યો. મહારાજા નરીનદરસીંગે ઈ. સ. ૧૮૫૭ના બળવામાં ઈંગ્રેજને પૈસા તથા લશ્કરની મદદ કરી હતી તેના બદલામાં ઈંગ્રેજસરકારે તેને જહારના મુલકનો નફુલોનનો ભાગ જેની ઉપજ રૂ૨૦૦૦૦૦ની હતી તે તથા બીજી કેટલીક ભેટ કરી તે એવી સરતે કે તેનો દીવાની તથા ફોજદારી અખ્તીઆર ભયના વખતમાં ઈંગ્રેજસરકારને સાંપવો. ઈ. સ. ૧૮૬૦માં તેને એક બીજી સનંદ આપવામાં આવી. આ સનંદથી તને દત્તક લેવાનો હક ઈંગ્રેજે આપ્યો. અને ખંડણી લેવાનો હક છોડી દીધો. આ પછી થોડા વખતમાં તેને એક બીજી સનંદ કરી આપવામાં આવી. આ સનંદથી ઈંગ્રેજસરકારને તેનું દેવું હતું તેના બદલામાં કેટલીક જમીન આપી. ઈ. સ. ૧૮૬૧ના નવેમ્બર માસની પહેલી તારીખે મહારાજાને સ્ટાર ઓફ ઈંડીઆના ગ્રેન્ડકમાન્ડર બનાવ્યા. મહારાજા નરીનદરસીંગ ઈ. સ. ૧૮૬૨ ના નવેમ્બરની તારીખ ૧૪ મીએ મરણ પામ્યા.

તેમની પછી તેનો બાર વરસનો, કુંવર મહેન્દ્રશીંગ ગાદીએ બેઠો. ઈ. સ. ૧૮૭૦માં મહેન્દ્રસીંગ પાકી ઉમરના થયાથી સઘળો રાજ્ય કારભાર તેને સોંપવામાં આવ્યો. ઈ. સ. ૧૮૭૧માં મહારાજાને સ્ટાર-ઑફઈંડીઆનો માનવંતો ખિતાબ આપવામાં આવ્યો. આ મહારાજાનો સઘળો વખત પતીઆલામાં સુધારો કરવામાં ગયો. તેણે મહેસુલને માટે કાયદેસર રીત દાખલ કરી. અને તેણે પોતાના મુલકમાં આરોગ્યતાનો સુધારો કરવા માટે ઉપાયો કીધા. તેણે પતીઆલામાં એક કૉલેજ અને દવાખાના ઉપરાંત પોતાના રાજ્યમાં ૮૯ સ્કુલો અને નવ દવાખાનાં દાખલ કર્યાં. તેણે પોતાના રાજ્યમાં તારઑફીસ દાખલ કરી, અને મુસાફરોની સગવડને માટે મહેન્દ્રસીરાઈ નામનું એક ભભકાદાર મકાન રૂ૧૦૦૦૦૮ના ખરચ કરતાં વધારે ખરચથી બંધાવ્યું. તેણે સતલજ નદી સુધી એક નહેર ખોદાવી ઘણું દયાનું કામ કર્યું. આ શિવાય બીજાં ઘણાં દયાનાં તેણે કામ કર્યાંછે. તેણે દુકાળના વખતમાં ગરીબ લોકને મદદ કરવાને રૂ૧૦૦૦૦૮નીલોન ઈંગ્રેજ સરકારને આપી. તેણે રૂ૧૦૦૦૦ બંગાળાની રીલીફ કમીટીમાં ભર્યાછે. અને જ્યારે હીઝરાઈલહાઇનેસ–પ્રીન્સઑફ વેલ્સ પંજાબમાં આવ્યા ત્યારે તેની યાદગીરીને વાસ્તે સરડોનોલ્ડ મેકલીઓડ અને લૉર્ડ મેઓની યાદગીરીને વાસ્તે પંજાબની યુનીવરસીટીમાં રૂ૧૦૯૩૫૧ સ્કોલર સીપ આપવાને માટે આપ્યા.

હીઝહાઇનેસ મહારાજા મહેન્દ્રસિંગ બહાદુર. જી. સી. એસ. આઈ. ઈ. સ. ૧૭૭૫ના ડીસેમ્બરની તા. ૨૩ મીએ જ્યારે પ્રીન્સઑફવેલ્સ કલકત્તે પધાર્યા ત્યારે ત્યાં હાજર હતા.

ઈ. સ, ૧૮૭૬ના એપ્રીલ માસમાં મહારાજા લોહી ચઢી જવાના રોગથી એકદમ ૨૬ વરસની ઉમરે મરણ પામ્યા. તેમણે બે છોકરા મૂકયા હતા તેમાંના મોટા તીકાજીરાજેન્દ્ર ગાદીએ બેઠો. તેમને રાજ્યાભિષેક કરવામાં આવ્યો તે વખતે લૉર્ડલીટને મહારાણી વીકટોરીયાએ મોકલેલી તલવાર અને જવાહીર ભેટ કર્યાં. મહારાજા કાચી ઉમરના હોવાથી રાજ્યકારભાર ચલાવવાને એક મીટીંગ નીમવામાં આવી આ કમીટીમાં સરદાર દેવસીંગ, નજીમનામદારખાનબહાદુર, ચોધરીચરતરામ, ખમરૂસૈયદ, મહંમદ હુસેનખાનબાહાદુર અને મીરમુનસીખાન બાહાદુર મુખ્ય હતા.

હીઝહાઇનેસ મહારાજા તીકાજીરાજેન્દ્રસીંગ બાહાદુરને ૧૭ તોપનું માન મળેછે. તેમની ઉમર હાલ ૨૬ વરસની છે. તેમને ફાંસી દેવાનો હકછે.

આ રાજ્યના લશ્કરમાં ૨૭૫૦ ઘોડેસ્વાર, ૬૮૦૩ પાયદલ, ૨૩૮ ગોલંદાજ, અને ૧૦૯ તોપછે તેમાં ૩૨ લડાઇની અને ૭૮ બીજીછે.

પતીઆલા—એ રાજધાનીનું શહેર છે. તે ઈ. સ. ૧૭૫૨ માં અલ્લાસિંગે બાંધ્યું હતું. વસ્તી ૫૩૦૦૦ માણસની છે. તેમાં ૨૫૦૦૦ હિંદુ ૨૧૦૦૦ મુસલમાન અને બીજી પરચુરણ જાતછે.

---

## ભાવલપુર.

આ રાજ્ય લાંબુ અને સાંકડી નેળ સરખુંછે. તેના રાજકર્ત્તા જાતના મુસલમાન અને તે નવાબની પદ્દિથી ઓળખાયછે.

સીમા—એ રાજ્યની વાવ્યકોણ તરફ સિંધ અને પંજાબપ્રાંત, ઊત્તરે પંજાબપ્રાંત, ઈશાનકોણ તરફ ભતીયાણા, પુર્વે દીશાએ વિકાનેર અને જેસલમીરનું રાજ્ય, દક્ષિણે જસલમેરનું રાજ્ય, અને નૈરૂત્યકોણમાં સિંધપ્રાંત છે.

આ રાજ્યનો વિસ્તાર ૧૫૦૦૦ ચોરસમાઇલ જમીન જેટલોછે અને તેમાં ૯૨૨ ગામછે. વસ્તી આશરે. ૬૦૦૦૦૦ (છલાખ) માણસનીછે. તેમાં ૪૯૦૦૦૦ મુસલમાન ૯૦૦૦૦ હિંદુ ૧૭૦૦ શીખ અને બીજી પરચુરણ જાતોછે વાર્ષિક ઉપજ સુમારે ૧૬૦૦૦૦૦ (સોળ લાખ) થાયછે.

દેશનું સ્વરૂપ—આરાજ્યના મુલકમાં મુખ્યત્વે કરીને બરડ રેતીનાં મેદાનછે. છઠ્ઠા ભાગ જેટલી એટલે ધારા (સતલજ) નદી અને સિંધુનદીને પુર્વે કિનારે દસમૈલ સુધીની જમીન રસાળછે. જે બરડ રેતીનાં મેદાન છે તેમાં ચાલતાં ચાલતાં માણસ અને પશુના પગ રેતીમાં પેસી જાય છે. જ્યાં જમીનની અંદર કઠણાસ કે ચીકણાશછે ત્યાં ઘાસનાં બોથાં માત્ર ઉગેલાં હોયછે. બીજે ઠેકાણે કંઈ ઉગતું નથી. આ મેદાનમાં મૃગજળનો વારંવાર ચમત્કાર થયા કરેછે. હવા રોગીષ્ટછે.

જનાવર—જે રેતીનાં મેદાનછે તેમાં વાઘ, ચીત્રા. ડુકર, અને ઘણી જાતનાં હરણ હોયછે. ગામના પશુમાં મુખ્ય કરીને ઊંટ તે ઘણાં હોયછે. શિવાય ગાયો, ભેંસો, અને ઘણી સરસ જાતનાં ઘેટાં હોયછે.

નદી—સિંધુ એ આ રાજ્યની વાવ્યકોણની. સરહદ ઉપર વહે છે.

ધારા ઉર્ફે સતલજ નદી ઇશાનકોણ તરફથી આવી વાવ્યકોણમાં મીથ્નકોટ આગળ સિંધુને મળેછે. આ નદી ઇશાનકોણથી તે વાવ્યકોણ સુધી આ રાજ્ય અને પંજાબની સરહદ બતાવેછે. જમીન તથા નિપજ જે રેસાળ જમીનછે તેમાં ડાંગર, ઘઊ, ગળી, શેરડી, કપાસ, અને ખસખસના છોડ થાયછે. લોક મુખ્યત્વે કરીને, જાટ, બલુચી, અફગાની અને પરચુરણ જાતના હિંદુ હોયછે. એ બધા લોક જોરાવર, ઊંચા, અને દેખાવડાછે.

રેલવે—લાહોરથી કરાંચી સુધી જે રેલવે બંધાયલીછે તેનો કેટલોક ભાગ આ રાજ્યના મુલકમાંછે. રાજધાનીનું મુખ્ય શહેર ભાવલપુર એ પણ એક રેલવે સ્ટેસનછે. મુખ્ય શહેર. ભાવલપૂરમાં રાજ્યકર્ત્તા નબાબ સાહેબ રહેછે. એ શહેર ધારા નદીના કિનારા ઉપરછે. કચ્છ, લંગાટીયો સાલો, પાઘડીઓ, વગેરે રેશમી કાપડ હિંદુ વણકરો ઘણું સરસ બનાવેછે. શહેરના આબરૂદાર લોક ઈરાન દેશના જેવા પોશાક પહેરેછે તથા ઈરાની ભાષા બોલેછે. બાકીના લોક હિંદુસ્તાની, પ્રસીયન, અને બલુચી એ ત્રણે ભાષા મળીને મીશ્રીત થએલી તે ભાષા બોલેછે. શિવાય ત્યાં મોટાં શહેર અહમદપુર, ઊંચ, ખાનપૂર, સબઝલકોટ, માનચીનાબાદ, ધારી મુખનીયાર ખાન અને ખૈરપૂર વિગેરેછે.

ઈતિહાસ—ભાવલપુરના રાજકર્ત્તા નવાબની પદ્ધિથી ઓળખાય છે. તેનો મુળપુરૂષ દાઊદખાન હતો. તેણે સિંધમાં સીકારપુરમાં પોતાની જાતના માણસોને એકઠા કર્યા; કારણ કે કાબુલનો દુરાનીબાદશાહ જે ત્યાં રાજ્ય કરતો હતો તેણે તેમને તેમના મુલકમાંથી હાંકી કાઢ્યા. તેથી તે અને તેના સોબતીઓ સિંધુ નદીની પશ્ચિમે રેતાળ મેદાનમાં આવીને વસ્યા. આ વખતે ત્યાં જાટ જાતના હિંદુ લોક વસતા હતા. તેણે પોતાના સોબતીઓની મદદથી તેમને હાંકી કાઢ્યા અને આગળ પાછળનો મુલક જીતી લઈ રાજ્ય પદ ધારણ કર્યું. તેના મરણ પછી તેનો છોકરો મુબારક ગાદીએ બેઠો. તેણે પોતાના રાજ્યમાં ઘણો વધારો કર્યો અને ખંડાલનો મુલક જે તેણે ભાટી જાતના લોકો પાસેથી જીતી લીધો તે પોતાના રાજ્ય સાથે જોડી દઈ તેના મુખ્ય શહેર દેરાવળમાં રાજધાની કરી. મુબારક મરણ પામ્યો ત્યારે ભાવલખાન ગાદીએ બેઠો. તેણે પોતાના રાજ્યમાં ઘણો વધારો કર્યો. તેણે એક શહેર વસાવ્યું ને તેનું નામ ભાવલપૂર

પાડ્યું. આ ઉપરથી આ રાજ્ય ભાવલપુરનું રાજ્ય કહેવાયછે. ભાવલખાન આ શહેર વસાવામાં રોકાયો હતો એટલામાં ઈ.સ. ૧૭૮૦માં કાબુલના બાદશાહે તેના ઉપર ચઢાઈ કરી ને દેરાવળને ઘેરો ઘાલ્યો અને તે લીધું. ભાવલખાન પોતાનો બચાવ કરવાને અશક્ત હોવાથી તે પાદશાહને તાબે થયો. અને બાદશાહ તરીકે તેનું ઉપરીપણું કબુલ કર્યું અને પોતાની નીમકહલાલીની ખાતરીને માટે પોતાના છોકરા મુબારકને બાદશાહને સોપ્યો.

મુબારક ત્રણ વરસ કાબુલમાં રહ્યો અને પછી ભાવલપુર આવી પોતાના બાપની સામે થયો તેમાં તે હાર્યો અને કેદ પકડાયો. પણ તેનો બાપ મરી ગયો તે પેહેલાં તેને છોડી દીધો હતો. પણ ભાવલખાનના જીવતાં જે સરદારો તેની સામે થયા હતા તેમણે તેને મારી નાખ્યો અને તેના નાના ભાઈ સાદક મહંમદને ગાદીએ બેસાડ્યો. સાદક મહંમદને પોતાના સગાવહાલા માણસો અને તે દેશના જોરાવર રાજકર્ત્તાની સાથે ભારે લડાઇઓ થઈ પણ તેમાં તે ફતેહ પામ્યો. કાબુલના દુરાનીબાદશાહના વારસાને માટે કજીઓ થયો હતો તેનો લાભ લઇને પોતે કાબુલના બાદશાહથી સ્વતંત્ર થયો. સાદકમહંમદના મરણ પછી તેનો છોકરો ભાવલખાન બીજો નવાબ થયો. આ નવાબના વખતમાં રણજીતસીંગ તેના મુલકપર વારંવાર ચઢાઈઓ કરતો તેથી તે ભારે બીકમાં હતો. તેથી તેણે વારંવાર શીખ સરદારની સામે મદદને માટે ઈંગ્રેજ સરકારની મદદ માગી પણ તેમણે તેના ના પાડી; પણ ઈ. સ. ૧૮૦૯માં ઈંગ્રેજ સરકારે રણજીતસિંગ સાથે જે સલાહ કરી તેથી તેને મદદ મળી. કારણ કે આ સલાહથી રણજીતસીંગને સતલજ નદી ઓળંગવાની મના કરી હતી. તોપણ ઈ. સ. ૧૮૩૩માં ભાવલપુરના નવાબ સાથે વેપારની છૂટ માટે સલાહ કરવામાં આવી. આ સલાહથી ઈંગ્રેજસરકારે તેને તેના મુલકમાં એક સ્વતંત્ર રાજા તરીકે કબુલ કર્યો. અને નવાબે સિંધુ અને સતલજ નદીમાં વેપાર કરવા માંડ્યો. ઈ. સ. ૧૮૩૮માં ઈંગ્રેજ સરકારે શાહસુજાને કાબુલની ગાદીએ બેસાડ્યો. આ વખત નવાબ ભાવલખાન સાથે એક બીજી સલાહ કરવામાં આવી. આ સલાહથી નવાબે ઈંગ્રેજનું ઉપરીપણું કબુલ કર્યું અને ઈંગ્રેજ સરકારે તેનું રક્ષણ કરવાને કહ્યું અને તેના દેશને સ્વતંત્ર રાજ્ય તરીકે કબુલ કર્યો. વળી આ સલાહથી એવું ઠર્યું કે નવાબે ઈંગ્રેજ સરકારની પરવાનગી વગર બીજા કોઇ રાજ્ય સાથે સલાહ કરવી નહિં અને કોઈ

સાથે તકરાર થાય તો તેનો ચુકાદો ઇંગ્રેજ સરકાર કરે. ઇંગ્રેજને અફઘાન લોક સાથે જે લડાઈ થઈ તેમાં નવાબે ઇંગ્રેજને સારી મદદ કરી હતી અને તેના બદલામાં ઇંગ્રેજ સરકારે તેને સબજલકોટ અને ભંગબરાનો મુલક આપ્યો. ઈ. સ. ૧૮૪૮માં બીજી સીખ સાથેની લડાઇમાં ભાવલખાન ઇંગ્રેજી લશ્કર સાથે મુલતાનની લડાઇ લડ્યો અને બીજી કેટલીક સારી નોકરી બજાવી. આવી સારી નોકરીને લીધે ઇંગ્રેજ સરકારે તેને જીવતા સુધી દરવરસે એક લાખ રૂપીઆનું પેનશન આપ્યું.

ભાવલખાન ઇ.સ.૧૮૫૨માં મરણ પામ્યો.તેણે પોતાનું રાજ્ય પોતાના મોટા છોકરા ફતેહખાનને નહીં આપતા ત્રીજા છોકરા સાદકખાનને આપ્યું પણ આ ફતેહખાન ખમી શકયો નહિ. તેણે લશ્કર એકઠું કર્યું અને તેના રાજ્યના ઘણા સરદારોની મદદથી સાદકખાનને ગાદીએથી ઉઠાડી મુકયો. અને પોતે નવાબ થયો. સાદકખાંએ ઇંગ્રેજસરકારની મદદ માગી પણ ઇંગ્રેજે દેશના માંહોમાંહેના કજીઆમાં વચ્ચે પડવા ના પાડી.

આખરે એવી ગોઠવણ કરવામાં આવી કે સાદકખાંએ રાજ્ય ઉપરથી પોતાનો સઘળો હાથ ઉઠાવી દેવા અને ઇંગ્રેજી હદમાં રહેવું. અને તેનો ભાઈ દરમહીને ૩૧૬૦૦નું પેનશન આપે. તે ઇ. સ. ૧૮૬૨માં મરણ પામ્યો. ફતેહખાન ઇ.સ.૧૮૫૮માં મરણ પામ્યો. તેના પછી તેનો પાટવી છોકરો રહીમ યારમહંમદ ગાદીએ બેઠો. તે તે વખતે ૧૭ વરસનો હતો. જ્યારે તેણે નવાબ પદ ધારણ કર્યું ત્યારે તેણે પોતાનું નામ બદલીને ભાવલખાન પાડયું.

આ નવાબના ટુંકા રાજ્યમાં ઘણો જુલમ થવા માંડ્યો. શરૂઆતમાં તેણે તેના બાપના વજીરની સલાહથી ચાલીને સારી રીતે રાજ કર્યું પણ પછીથી તેણે વજીરને મારી નાખ્યો. આથી વજીરની તરફના સરદારોએ બળવો કર્યો આ બળવો થયો તે વખતે તેણે તેના ત્રણ કાકાને મારી નાખ્યા. તેણે ઇંગ્રેજસરકારની બીકને લીધે તેના દાદાની વીધવા સ્ત્રીને, તેના કાકાના બે નાના બાળકોને ઇંગ્રેજસરકારના રક્ષણ નીચે મોકલ્યાં.

ઈ. સ. ૧૮૬૫માં એક બીજો બળવો થયો પણ એટલામાં ઈ. સ. ૧૮૬૬ના માર્ચ મહિનામાં નવાબ મરણ પામ્યો. તેના પછી સાદકમહં-

મદખાન ગાદીએ બેઠો. પણ તે કાચો ઉમરનો હોવાથી રાજ્ય કારભાર એક ઈંગ્રેજ અમલદાર ચલાવતો હતો. અને નવાબ તે વખત લાહોરમાં રહેતો હતો. નવાબને દર મહીને રૂ૨૫૦૦૦) ખરચને પેટે આપવામાં આવતા હતા. ઈ. સ. ૧૮૭૬માં હીઝહાઈનેસ નવાબ સાદકમહંમદ પ્રીન્સઓફ વેલ્સને માન આપવાને પંજાબ ગયા હતા. નવાબ સાહેબ ૧૮૭૭ના જાન્યુઆરી મહીનાની પહેલી તારીખે દિલ્હીમાં જે બાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં હાજર હતા. ઈ. સ. ૧૮૭૯માં નવાબ પુખ્ત ઉમરનો થવાથી રાજનો કુલ અધીકાર તેને સોંપવામાં આવ્યો. અને છ સભાસદોની કાઉંનસીલ નીમવામાં આવી તેની સલાહ અને મદદથી રાજ્ય ચલાવે. આ કાઉંનસીલને કાયમ રાખવી કે કાઢી નાખવી તે ઈંગ્રેજસરકારના હાથમાં છે. ઈ. સ. ૧૮૭૮–૮૦ માં અફગાનીસ્તાનમાં લશ્કર મોકલવામાં આવ્યું તે વખતે નવાબે સારી મદદ કરી હતી અને નવાબના લશ્કરને દેરા ગાજીખાનની સરહદ જાળવવા મુકયું હતું. ભાવલપોરનો નવાબ પંજાબના સરદારોના લીસ્ટમાં ત્રીજે નંબરેછે અને તે પતીયાળાના મહારાજાની પછી છે. નવાબને ૧૭ તોપનું માન મળેછે અને ફાંસી દેવાનો હકછે. નવાબની ઉમર હાલ ૨૭ વરસનીછે. આ રાજ્યના લશ્કરમાં ૧૨ તોપ ૯૯ ગોલંદાજ ૩૦૦ ઘોડેસ્વાર અને ૨૪૯૩ પોલીસ અને પાયદળ મળીનેછે.

ભાવલપૂર–એ રાજધાનીનું શહેરછે. તેમાં નવાબ રહેછે અને તે સતલજ નદીથી બે માઈલને છેટે "ઈન્ડસવેલીસ્ટેટ રેલવેપર મુલતાનથી ૬૩ માઇલ અને સકરથી ૨૧૯ માઇલને છેટેછે. આ શહેર સમુદ્ર સપાટીથી ૩૭૫ ફીટ ઊંચાઈએછે. વસ્તી ૧૩૭૦૦ માણસની છે. તેમાં ૭૫૦૦ મુસલમાન ૬૧૦૦ હિંદુ અને બીજા સીખ, જઈન અને બીજી પરચુરણ જાતો છે. આ શહેરની પાછળ ૪ મૈલના ઘેરાવાની એક દીવાલ છે. નવાબનો મહેલ એક મોટું મકાન છે. અને તેને દરેક ખુણે મીનારા છે. આ મેહેલની અંદર એક બેઠક છે. તે ૬૦ ફુટ લાંબી અને ૫૬ ફીટ ઊંચીછે; તેની આગળ એક દેવડીછે તે ૧૨૦ ફીટ ઊંચીછે. રાજમેહેલના છાપરા પરથી વિકાનેરનું મોટું મેદાન જોઈ શકાયછે. ભાવલપુરથી ૫ માઇલને છેટે ઇન્ડસવેલી રેલવે સતલજ નદી ઓળંગેછે. આ નદીપર લોઢાનો મજબુત સોભાયમાન પુલ બાંધવામાં આવ્યોછે. અને

તે "એમ પ્રેસબ્રીજ"ના નામથી ઓળખાયછે; તે ઈ. સ. ૧૮૭૮ના જુ-નમાસમાં ખુલ્લો મુકવામાં આવ્યો હતો.

---

## ઝીંદ.

આ રાજ્ય પંજાબદેશ તાબાના સરહિંદપ્રાંતમાં છે. અને તેના રાજ્યકર્ત્તા સીખ જાતના હિંદુછે તથા તે રાજાની પદ્ધિથી ઓળખાયછે. આ રાજ્ય સરહિંદના છેક અગ્નિકોણ તરફ છેવાડુછે. ઝીંદશહેર પતીયાળાથી દક્ષિણમાં ૪૫ માઇલને છેટેછે આ રાજ્યનો વિસ્તાર ૧૨૩૯ ચોરસમાઇલ જમીન જેટલોછે. તેમાં ૮ શહેર તથા ૪૧૫ ગામછે. અને તેમાં વસ્તી આસરે ૨૫૦૦૦૦ માણસનીછે તેમાં ૨૧૦૦૦૦ હિંદુ ૩૪૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ છે. વાર્સીક ઉપજ—૬૫૦૦૦૦ (સાડાછલાખ)ને આશરે થાયછે.

દેશનું સ્વરૂપ—મુલક કેટલોએક પહાડી અને કેટલોએક સપાટછે. જમીન રસાળછે. નિપજ—ઘઊ, ડાંગર, બાજરી, જુવાર, કપાસ, શેરડી, વીગેરેની થાય છે. લોક—સીખ, જાટ, રજપૂત, અને મુસલમાનછે. મુખ્યશહેર—ઝીંદ એ રાજધાનીનું શહેરછે તેમાં રાજા રાજકર્ત્તા રહેછે. ઝીંદ એશહેર દિલ્હીથી વાવ્યકોણમાં ૬૦ માઇલને છેટેછે તેમાં ૭૦૦૦ માણસની વસ્તીછે.

ઇતિહાસ—અહીંના રાજ્યકર્ત્તા રાજાની પદ્ધિથી ઓળખાયછે અહીંના અને પતીયાળાના રાજા એક કુટુંબનાછે. કારણ કે તેઓ ચોધરીયલના વંશજોછે. આ રાજ્ય ઈ. સ. ૧૭૬૩માં સ્થાપવામાં આવ્યું હતું અને ઈ. સ. ૧૭૬૮માં દિલ્હીના પાદશાહે ગજપતસીંગને ઝીંદના મુલકનારાજા તરીકે કબુલ કર્યો અને તે ઝીંદનો પેહેલો રાજા હતો. તેણે કેટલીએક જીતો કરીને પોતાનો મુલક વધાર્યો. તે ઈ. સ. ૧૭૮૯માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો બગસીંગ ગાદીએ બેઠો. આ રાજાના વખતમાં તે રાજ્ય ઈંગ્રેજ સાથે સંબંધમાં આવ્યું. ઈ. સ. ૧૮૦૫ માં મરેઠાઓની હાર થયા પછી બગસીંગ જે રણજીતસીંગનો મામો હતો તેણે ઈંગ્રેજો જોડે સલાહ કરી અને તેણે લોર્ડલેકને હોલકર સામેની લડાઈમાં મદદ કરી. આ

મદદને માટે ઈંગ્રેજસરકારે તેને તેના મુલકનો રાજા કબુલ કર્યો અને તે જીવે ત્યાં સુધી બરકાંડ અને ભવાંનીનાં પ્રગણાં જેની ઉપજ દર વરસે ૫૦૦૦૦ હજારની હતી તે અને પાણીપતના મેદાનમાંના બરસત ફરીદપુરનો ભાગ આવ્યો.

બગસીંગ ઈ. સ. ૧૮૧૯ માં મરણ પામ્યો. તેની પછી ફતેહસિંહ ગાદીએ બેઠો. તે ત્રણ વરસ રાજ કરી મરણ પામ્યો. તેની પછી સંગતસીંગ ગાદીએ બેઠો. તે બાર વરસ રાજ્ય કરીને ઇ.સ.૧૮૩૪માં કંઈ વારસ વગર મરણ પામ્યો. તેના વખતમાં કંઈ અગત્યનો બનાવ બન્યો નથી. તેમને કંઈ વારસ નહિ હોવાથી ઈંગ્રેજ સરકારે તે રાજ્ય ખાલસા કર્યું. પણ આખરે સીરપસીંગ જે મયત રાજાનો દૂરનો સગો હતો તેણે રાજ્યને માટે હક કર્યો. તે હક ઈંગ્રેજ સરકારે કબુલ કર્યો અને તેને રાજા ઠરાવ્યો. પણ આગલા રાજાએ જે મુલક મેળવ્યો હતો તેમાંનો અડધો મુલક ઈંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો. રાજા સીરપસીંગે ઈંગ્રેજ સરકારની શીખ સાથેની લડાઈમાં સારી મદદ કરી તેના બદલામાં ઈંગ્રેજ સરકારે તેને અને તેના વારસોને ૩૧૦૦૦ ની ઉપજનો મુલક આપ્યો. ઈ.સ. ૧૮૫૭ના બળવામાં શીરપસીંગ પોતાનું લશ્કર લઇને બળવાખોરોની સામે થયો. તે દિલ્હી ગયો અને તે શહેર લેવામાં મદદ કરી. આ કીમતી મદદને લીધે ઈંગ્રેજે તેને ૩૧૧૬૮૦૦ની ઉપજનો મુલક બક્ષિસ આપ્યો. એવી સરતે કે રાજાએ નીમકહલાલ રહેવું. અને ભયના વખતમાં ઈંગ્રેજને લશ્કર તથા પૈસાની મદદ આપવા ઈ. સ. ૧૮૬૦ માં તેને એક સનંદ કરી આપવામાં આવી. આથી રાજાને દત્તક લેવાનો હક મળ્યો. અને તેના વડીલોના મુલકના અને ઈંગ્રેજ સરકારે તેને જે મુલક આપ્યો હતો તેનો સ્વતંત્ર રાજા કબુલ કર્યો. વળી જજ્જારના મુલકનું કનોડ માગણું અહીંના રાજાને આપ્યું અને રાજાએ ૩૩૭૦૦૦૦ નજરાણાં તરીકે આપ્યા. ઈ. સ. ૧૮૬૪ ના જાનેવારી મહીનામાં સરપસીંગ મરણ પામ્યા. તેના પછી રઘબીરસીંગ ગાદીએ બેઠો. આ રાજા ૧૮૭૫માં કલકત્તે ગયા હતા. અને પ્રીન્સઑફવેલ્સ ત્યાં આવ્યા તે વખતે ત્યાં હતા. અહીંના રાજાને પ્રીન્સઑફવેલ્સે. સ્ટારઑફઈંડિયાના નાઇટકમાન્ડરનો માનવંતો ખિતાબ આપ્યો હતો. હીઝહાઇનેસ રાજા શ્રી રઘબીરસીંગ બહાદુર. જી. સી. એસ. આઈ. ઇ.સ.૧૮૭૭ના જાન્યુઆરીની પહેલી તારીખે

દિલ્હીમાં જે બાદશાહી દરબાર ભરવામાં આવ્યો હતો ત્યાં હાજર હતા. ત્યાં તેમને મહારાણીના સલાહકાર એવો માનવંતો ખિતાબ મળ્યો. અને તેમને ૧૧ તોપનું માન મળતું તે વધારીને ૧૩ તોપનું માન આપ્યું. રાજાને વળી ૧૮૭૮ ના જાન્યુઆરીની પહેલી તારીખે એક્ષ ઓફીસીઓ અને જીવતાં સુધીને માટે ઇન્ડીઅન એમ્પાઅરના કંપેનીઅન અને મેમ્બર ઠરાવ્યા એવો ખિતાબ મળ્યો. હીજહાઇનેસ ફરજંદદીલબંદ રેસખલ ઇતગડ. દોલતઇગ્લીસીયા રાજા શ્રી રધબીરસીંગ બહાદુર સ્ટોર ઓફ ઈંડીયાના નાઈટ ગ્રેન્ડકમાન્ડર, કાઉન્સેલર ઓફ ધી એમપ્રેસને ફાંસી દેવાનો હક છે. રાજા રઘબીરસીંગ બહાદુર જી. સી. એસ. આઈ. તા. ૭મી માર્ચ સને ૧૮૮૭ ના રોજ સ્વર્ગવાસી થયાછે.

## નાભા.

આ રાજ્ય પંજાબ દેશના સરહિંદ પ્રાંતમાં પતીઆલાના રાજ્યની વાયવ્યકોણની સરહદ ઉપર છે અને તેના રાજકર્તા શીખજાતના હિંદુ તથા તે રાજાની પદ્વિથી ઓળખાય છે.

આ રાજ્યનો વિસ્તાર ૯૨૮ ચોરસ માઈલ જેટલો છે અને તેમાં ૩ શહેર અને ૪૮૨ ગામ છે. વસ્તી આશરે ૨૬૨૦૦૦ માણસની છે તેમાં ૧૩૩૦૦૦ હિંદુ, ૭૭૦૦૦ શીખ, ૫૦૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણછે. વાર્ષિક ઉપજ ૬૫૦૦૦૦ છલાખ પચાહસજાર ને આશરે થાયછે.

દેશનુ સ્વરૂપ—મુલકનો ઘણો ભાગ સપાટ છે. જમીન રસાળ છે અને તેમાં ઘઉં, ડાંગર, બાજરી, જુવાર, કપાસ, શેરડી વગરેની નિપજ થાયછે. લોક—શીખ જાટ, રજપુત, અને મુસલમાન છે. મુખ્ય શેહેર નાભા છે. તે રાજધાનીનું શહેર હોવાથી તેમાં રાજકર્ત્તા રાજા રહેછે. આ શહેર લુધ્યાનાના રેલવે સ્ટેશનથી નૈરુત્ય કોણમાં ૪૦ માઈલને છેટેછે.

**ઈતિહાસ**—નાભાના રાજ્યકર્ત્તા રાજાની પદ્વિથી ઓળખાય છે અને તેઓ જાટ જાતના શીખછે. અહીંના રાજ્યકર્ત્તા ચોધરીપલના મોટા છોકરા તીલકના વંશજ છે. ઝીંદના રાજા આ વંશના છે અને પતીઆલાના રાજા પલના બીજા છોકરાના વંશજ છે. આ ત્રણે રાજકુટુંબીઓ "પલખન" કહેવાય છે.

જ્યારે ઈ. સ. ૧૮૦૭–૮ માં રણજીતસિંગે સતલજની આ પારના મુલક ઉપર ચડાઈ કરી ત્યારે નાભાના રાજાએ મદદને માટે ઈંગ્રેજને અરજ કરી. ઈ. સ. ૧૮૦૯માં અહીંના રાજા જસવંતસિંગે પહેલવહેલી

સલાહ કરી. આ સલાહથી ઈંગ્રેજ સરકારે તેનું રક્ષણ કરવા કબૂલ કર્યું. જસવંતસિંગ ઈ. સ. ૧૮૪૦માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો દેવન્દ્રસિંગ ગાદીએ બેઠો. આ રાજા સલાહની સરતો મુજબ વર્ત્યો નહિ અને ઈંગ્રેજને ઈ. સ. ૧૮૪૫ માં શીખ લોક સાથે લડાઈ થઈ ત્યારે તે શીખ લોકનો પક્ષ કરી ઈંગ્રેજ સામે લડ્યો. આ માટે ઈંગ્રેજ સરકારે તેને પદભ્રષ્ટ કર્યો અને રૂ૫૦૦૦૦)નું પેન્સન બાંધી આપ્યું. અને તેના મુલકનો ચોથો ભાગ લઇને પતીઆલા અને ફરીદકોટના રાજાને સરખી રીતે વહેંચી આપ્યો. અને બાકીના ત્રણ ભાગ તેના મોટા છોકરા ભરપુરસિંગને આપ્યો અને તેને રાજા તરિકે કબૂલ કર્યો.

રાજા ભરપુરે ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે ઈંગ્રેજ સરકારની ઘણી અગતની નોકરી બજાવી. આ નોકરીના બદલામાં ઈંગ્રેજ સરકારે તેને રૂ૧૦૬૦૦૦ ની ઉપજનો જજહાર પ્રગણાનો મુલક બક્ષિસ આપ્યો અને ભયના વખતમાં તેની દીવાની ફોજદારીનો હક ઈંગ્રેજ સરકારને સોંપવો એવી સરત કરી હતી. ઈ. સ. ૧૮૬૦માં તેને એક સનંદ કરી આપવામાં આવી હતી. આ સનંદથી ઈંગ્રેજ સરકારને તેનું દેવુ હતું તેના બદલામાં કેટલોક મુલુક આપ્યો. ઈ. સ. ૧૮૬૨ માં તેને એક બીજી સનંદ કરી આપવામાં આવી; તેથી તેને દત્તક લેવાનો હક મળ્યો. વળી ઈંગ્રેજ સરકારે તેની પાસેથી રૂ૯૫૦૫૦૦ નજરાણાના લઈને જજહારના મુલકમાંનાં કેનોડ અને બડવાનનાં પ્રગણાં રાજાને આપ્યાં. રાજા ભરપુરસિંગ ઈ. સ. ૧૮૬૩નાનવેમ્બર મહિનામાં મરણ પામ્યો. તેમને કંઈ વારસ નહિ હોવાથી તેમની પાછળ તેમનો નાનો ભાઈ ભગવાનસિંગ ગાદીએ બેઠો. પણ પછીથી એવી ગપ ઉડી કે મયત રાજાને ઝેર દેવામાં આવ્યું હતું. આ બાબતની તપાસ કરવાને ઈંગ્રેજ સરકારે એક ઈંગ્રેજ અમલદારને, પતીઆલાના મહારાજાને અને ઝીંદના મહારાજાને નિમ્યા.

આ બાબતનો તપાસ કરતાં એમ માલમ પડયુ કે રાજાને ઝેર દેવામાં આવ્યુ નહોતું. તે ઈંગ્રેજ સરકારનો એક નીમકહલાલ દોસ્ત હતો. તે સલાહ સંપથી રાજ્ય કરીને ઈ. સ. ૧૮૭૧માં મરણ પામ્યો. તેને કંઈ વારસ નહિ હોવાથી તેનો દુરનો સગો હીરાસિંગ ગાદીએ બેઠો. તેનો જન્મ ઈ. સ. ૧૮૪૩ માં થયો હતો.

હીઝહાઇનેસ રાજા હીરસિંગ મહેન્દ્ર બહાદુર પ્રીન્સઓફવેલ્સને માન

આપવાને જે લેવી ભરવામાં આવી હતી ત્યાં ગયા હતા. રાજા ઈ. સ. ૧૮૭૭ના જાનેવારીની તા. ૧ લીએ દિલ્હીમાં જે પાદશાહી દરબાર ભરવામાં આવ્યો હતો ત્યાં પધાર્યા હતા અને ત્યાં તેમને ૧૧ તોપનું માન મળતુ તે વધારીને ૧૩ તોપનુ માન આપ્યું. અહીંના રાજાને ફાંસી દેવાનો હક છે. તેમની ઉમર હાલ ૪૬ વરસની છે. આ રાજયના લશ્કરમાં ૧૨ લડાઇની અને બીજી ૧૦ તોપ. ૫૦ ગોલંદાજ, ૫૬૦ ઘોડેસ્વાર, અને ૧૨૫૦ પાયદલ છે.

નાભા—એ રાજધાનીનું શહેર છે અને તેમાં રાજા રહેછે. વસ્તી ૧૭૦૦૦ માણસની છે; તેમાં ૮૦૦૦ હિંદુ, ૬૦૦૦ મુસલમાન, ૨૦૦૦ શીખ અને બીજા પરચુરણ છે.

---

## કપૂરથલ્લા.

આ રાજ્ય જાટ જાતના સીખ રાજાનું અને તે હિમાલયની નૈરૂત્યકોણ તરફની તળેટીમાં જાલંધર દુવાબના પશ્ચિમ ભાગમાંછે. તેની ઉત્તરે હિમાલયનો પહાડી મૂલક પૂર્વે જાલંધર દુવાબનો મધ્યભાગ દક્ષિણે સતલજ નદી ને પશ્ચિમે અમરીતસર જીલ્લોછે. આ રાજ્યનો વિસ્તાર ૬૨૦ ચોરસ મૈલ જમીન અને તેમાં ચાર શહેર અને ૬૧૩ ગામછે આ શિવાય અયોદ્ધાની જાગીરનો વિસ્તાર. ૭૦૦ ચોરસ મૈલછે. તથા તેમાં ૨૫૨૦૦૦ (બે લાખ બાવનહજાર) ની વસ્તી અને અયોદ્ધાની જાગીરોની વસ્તી ૨૫૦૦૦૦ માણસનીછે વાર્ષીક ઉપજ સુમારે રૂ૧૦૦૦૦૦૦ (દશલાખને) આશરે થાયછે. તેમાંથી રૂ૧૩૧૦૦૦ ઈંગ્રેજસરકારને લશ્કરના ખરચ બદલ આપેછે. અને રૂ૬૦૦૦ રાજા રણજીતસીંગના ભાઈ વીક્રમસીંગ અને સુચેતસીંગને આપેછે. આ સિવાય રૂ૮૦૦૦૦૦ અયોધ્યાની જાગીરોના આવેછે.

દેશનું સ્વરૂપ—મુલકનો કેટલોએક ભાગ ડુંગર તથા ઝાડીવાળો છે અને કેટલોક સપાટ છે તેમાં. ઘઊ, બાજરી, જુવાર, ડાંગર, શેરડી, કપાસ, અને તમાકુ નીપજે છે.

લોક—સીખ, રજપૂત, અને પરચુરણ જાતના હિંદુ તથા મુસલમાન છે. ભાષા ઘણું કરીને હિંદીછે.

નદી—સતલજ અને બ્યાસ નામનીછે.

મુખ્યશહેર—કપૂરથલ્લા એ રાજધાનીનું શહેર છે તેમાં રાજા રહેછે. એ શહેર કરતારપુરના રેલવે સ્ટેશનથી ઉત્તરમાં ૭ મૈલને છેટેછે.

ઇતિહાસ—કપૂરથલ્લાના રાજાના કુટુંબીઓ મુળ બીયાસના અહલુ ગામમાંથી આવ્યા જે ઉપરથી તેના કુટુંબીઓ અહલુવાલીયાના નામથી ઓળખાયછે. આ રાજ્યનો સ્થાપનાર સરદાર જસાસીંગ જાટ જાતનો કલાલ હતો. તે પંજાબમાં જે વખતે તોફાન થયુ તે વખતે દોવાબમાં કેટલીક જગા બથાવી પડીને ઈ. સ. ૧૭૮૦માં તેનો ધણી થઈ પડયો. સરદાર ફતેહસીંગે કેટલોક મુલક જીતીને અને મહારાજા રણજીતસીંગ પાસેથી કેટલોક મુલક બક્ષિસ મેળવીને પોતાના મુલકમાં વધારો કર્યો. આ મુલકનું મુખ્ય શહેર કપૂરથલ્લા હતું. તે ઉપરથી રાજ્યનું નામ કપૂરથલ્લાનું પડયુંછે.

ઈ. સ. ૧૮૦૯માં સતલજનદીની પેલીમેરનાં કેટલાંક રાજ્ય ઈંગ્રેજ સરકારના રક્ષણ નીચે આવ્યાં. સરદાર ફતેહસીંગે ઈંગ્રેજનું ઉપરીપણું અને ત્યાં ઈંગ્રેજી લશ્કર રહે તેનું ખરચ આપવાને અને લડાઈની વેળા તેમને મદદ કરવાને કબુલ કર્યું. તોપણ કપૂરથલ્લાના સરદારે પહેલી સીખ લડાઈની વખતે ઈંગ્રેજી સરદારને લશ્કર તરફની મદદ કરી નહીં અને ઈ. સ. ૧૮૪૬ની અલીવાલની લડાઇમાં તે ઈંગ્રેજની સામે લડ્યો. તેથી સતલજની આ પાળની તેની જાગીરો ઈંગ્રેજે લઈ લીધી અને સતલજની પેલી પાળનો મુલક રાજા ઈંગ્રેજસરકારને નીમકહલાલ રહે એવી સરતે આપવામાં આવ્યો. અને લડાઇની વખતે ઈંગ્રેજસરકારને રૂ૧૩૮૦૦૦ રોકડા આપવા પણ આખરે ઘટાડીને રૂ૧૩૧૦૦૦ આપવા ઠરાવ્યા. અને સરદારને પોતાના રાજ્યમાંથી જગાત અને રાહદારીનાં નાકાં લેવા બંધ કરવાની જરૂર પાડી.

ફતેહસીંગના મરણ પછી નીહાલસીંગ કપુરથલ્લાનો સરદાર નીમાયો ઈ. સ. ૧૮૪૯માં પંજાબને ઈંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. ત્યાર પછી કપુરથલ્લાના સરદાર નીહાલસીંગને રાજાનો ઈલકાબ આપવામાં આવ્યો હતો. અને તે જીવે ત્યાં સુધી બારી દુવાબનો જે મુલક લઈ લેવામાં આવ્યો હતો તે તેને પાછો સાંપવામાં આવ્યો અને તેનો અધીકાર ઈંગ્રેજસરકારે રાખ્યો. તે ઇ. સ. ૧૮૫૨ના સપ્ટેમ્બર માસમાં મરણ પામ્યો. અને તેની પછી તેનો છોકરો રણધીરસીંગ ગાદીએ બેઠો.

આ રાજાએ ઇ.સ.૧૮૫૭ના બળવામાં ઇંગ્રેજસરકારને સારી મદદ કરી હતી. આ નોકરીની બદલામાં તેને જે જાગીર તેના બાપને જીવતા સુધીને માટે આપી હતી અને તેનો બાપ મરી ગયો ત્યારે લઈ લીધી હતી તે અયોધ્યાની બે જાગીરો જેની અડધી ઉપજ ઇંગ્રેજસરકારને આપવી એવી સરતે આપી. ઈ. સ. ૧૮૫૯ ઈ. સ. ૧૮૬૨ માં રાજાને દતક લેવાનો હક મળ્યો. ઈ. સ. ૧૮૬૪માં રાજાને સ્ટારઓફ ઇંડીયાના નાઈટનો માનવંતો ખિતાબ આપવામાં આવ્યો. ઇ. સ. ૧૮૬૯માં રણધીરસીંહ બહાદુર જી. સી. એસ. આઈ. ઈંગ્લાંડમાં મુસાફરી કરવા ગયા પણ પાછા આવતાં ઈ. સ. ૧૮૭૦ના એપ્રિલમાસમાં એડન શહેરમાં મરણ પામ્યા. તેની પછી તેનો મોટો છોકરો કરકસીંગ ગાદીએ બેઠો. તે વખતે તેમની ઉમર ૨૧ વરસની હતી. તે ઘણા અશક્ત હતા તેથી ઈ. સ. ૧૮૭૫માં રાજ્યકારભાર ચલાવવાને જાલંધર દુવાબના કમિશનરના હાથ નીચે એક ઇંગ્રેજી અમલદારને સુપ્રીન્ટેડન્ટ નીમવામાં આવ્યો હતો. રાજા કરકસીંગ ઈ. સ. ૧૮૭૬માં પ્રીન્સઑફવેલ્સને માન આપવા પંજાબ ગયા હતા.

ઈ. સ. ૧૮૭૭ના સપ્ટેમ્બર મહીનામાં રાજા કરકસીંગ મરણ પામ્યા. તેમની પછી તેમનો કુંવર જગતસીંગ ગાદીએ બેઠો. તેમની ઉમર તે વખતે ૬ વરસની હતી હીઝહાઇનેસ રાજા જગતસીંગ બહાદુરને હલકા દરજાની સત્તાછે. અને ૧૧ તોપનું માન મળેછે અહીંના રાજ્યકર્ત્તાને દત્તક લેવાની સનંદછે. આ રાજ્યના લશ્કરમાં ૪ કીલ્લાપરની તોપ ૯ લડાઈની તોપ, ૧૮૬ ઘોડેસ્વાર, ૯૨૬ પ્યાદળ, અને ૩૦૩ પોલીસ છે.

કપૂરથલ્લા—એ રાજધાનીનું શહેરછે. તે બીયાસ નદીના ડાબા કીનારાથી આઠ માઇલને છેટેછે. વસ્તી ૧૫૦૦૦ માણસનીછે. તેમાં ૮૯૦૦ મુસલમાન અને ૫૦૦૦ હિંદુ અને બીજા પરચુરણ છે. આ શહેરથી જાલંધર સુધી સડકછે. તે જાલંધરથી ૧૧ માઈલ છેટેછે. કપૂરથલ્લા કરતારપુર રેલવે સ્ટેશનથી ૭ા માઇલ અને સુલતાનપુરથી ૧૬ માઇલને છેટેછે. સરદાર જસાસીંગે આ રાજ્ય ઈ. સ. ૧૭૮૦માં સ્થાપ્યું ત્યારથી એ રાજધાનીનું શહેરછે.

# મંદી.

આ રાજ્ય પંજાબ દેશના જાલંદર દોઆબના પૂર્વ ભાગ તરફ હિમાલય પર્વતના દક્ષિણ ઉતાર ઉપર છે. તેના રાજકર્તા ચંદ્રવંશી રજપૂત અને તે રાજાની પદ્રિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તર તથા પૂર્વે હિમાલય પર્વત ઉપરનાં કેટલાંક સંસ્થાન, દક્ષિણે સુકેત અને બીજી ઠકરાતો અને પશ્ચિમે જાલંદર દોઆબનો મુલક છે.

આ રાજ્યના તાબામાં ૧૦૦૦ ચોરસ માઈલ જમીન તથા તેમાં ૪૫૫૯ ગાંમછે. વસ્તી આશરે ૧૫૦૦૦૦ ( દોઢ લાખ ) માણસની છે. વાર્ષિક ઉપજ સુમારે ૩૬૦૦૦૦ (ત્રણ લાખ સાઠ હજાર) થાયછે. ખંડ- ણી ૩૧૦૦૦૦ ઇંગ્રેજ સરકારને આપેછે.

**દેશનુ સ્વરૂપ**—મુલક હિમાલય ઉપર હોવાથી ડુંગરવાળો છે. એ- માંના કેટલાક ડુંગરોમાં મચડીઆ અને મીઠાની ખાણો નીકળી આવેછે તથા લોઢાના ગુચ્છા પણ જડેછે. શીયાળામાં બરફ ઘણો પડેછે. તેમજ ડાઢ પણ ઘણી પડેછે. કોઈ કોઈ ઠેકાણે સપાટ જમીન છે; તેમાં ઘઉં, બાજરી, જુવાર, ડાંગર, શેરડી, કપાસ, અને તમાકુ વગેરે નિપજે છે.

**જાનવર**—જંગલી જાનવરોમાં વાઘ, રીંછ, વાંદરાં, સાબર અને હરણ વગેરે ઝાડી અને ડુંગરોમાં હોયછે. ગામ પશુમાં બળદ, ભેંશો, ગાયો અને બકરાં વગેરે છે.

**લોક**—લોકમાં રજપૂત, ભુતીઆ, બ્રાહ્મણ, અને મુસલમાન છે.

**ભાષા**—ઘણું કરીને હિંદીછે. મુખ્ય શહેર મંદી એ રાજધાનીનું શ- હેર છે. તેમાં રાજા રહેછે. એ શહેર શીમલાથી વાયકોણ તરફ ૬૦ મા- ઈલને છેટેછે.

**ઇતિહાસ**—અહીંના રાજકર્તા ચંદ્રવંશી રજપૂત છે અને તે રાજાની પદ્રિથી ઓળખાય છે. આશરે ઈ. સ. ૧૨૦૦ માં સુકેતના સરદારના નાના ભાઈ બાહુસેનને પોતાના મોટા ભાઈ સાથે તકરાર થઈ તેથી તે સુકેત છોડી નાશી ગયો. તે ત્યાંથી કુલુ ગયો અને મેંગલુરમાં રહ્યો. ત્યાં તેની ૧૧ પેઢી સુધી તેના વંશજો આબાદ રહ્યા. બનોએ સેકોરના રા- ણાને મારી નાખ્યો, અને કેટલાંક વરસ સુધી સેકોરમાં રાજ્ય કર્યું ત્યાંથી તે ચીનમાં રહેવા ગયો. આ ગામ મંદીથી ૪ માઈલ બીઆસ નદી ઉપર છે.

આખરે ઈ. સ. ૧૫૨૭ માં બાહુસેનના ૧૯મા વંશજ અજબરસેને

મંદી શહેર વસાવી ત્યાં રાજધાની કરી. આ વખતથી મંદી રાજધાનીનું શહેર થયું અને તે ઉપરથી તે રાજ્ય મંદીનું રાજ્ય કહેવાય છે. રાજા ઈશ્રીસેનના વખતમાં (ઈ. સ. ૧૭૭૯થી ૧૮૨૬) મંદી ગુરખાના કેટોચ રાજાના હાથ નીચે હતું. પણ આખરે રણજીતસિંગના અમલ નીચે ગયુ. ઈ. સ. ૧૮૪૦ સુધી તે લાહોરને ખંડણી આપતું. એટલામાં જનરલ વેનચુરાએ લાહોરના રાજા કરકસિંગ (રણજીતસિંગનો છોકરો)ને માટે તે રાજ્ય લઈ લીધું. કમલાગઢનો પ્રખ્યાત કિલ્લો શીખ લોકે લઈ લીધો. રાજા લાહોરના રાજાને તાબે થયો; પણ આખરે ઈંગ્રેજની મદદ માગી. સીખોનની લડાઈ પછી તે ઈંગ્રેજના પક્ષમાં ગયો. ઈ. સ. ૧૮૪૬ માં લાહોરના સલાહથી તે ઈંગ્રેજના હાથમાં આવ્યું. આ વખતે ત્યાં બલબીરસેન નામનો રાજા રાજ્ય કરતો હતો તેને એક સનંદ કરી આપવામાં આવી. આ સનંદથી રાજ્યનો સગળો અધિકાર તેને અને તેના વારસોને મળ્યો અને રાજાએ રૂ૧૦૦૦૦૦) ખંડણી તરીકે આપવા અને લડાઈની વખતે લસ્કર અને પૈસાની ઈંગ્રેજ સરકારને મદદ આપવા કબુલ કર્યું. વળી તેણે માલ ઉપરની જકાત બંધ કરવા, વેપારને ઉત્તેજન આપવા, ગુલામગીરીનો ધંધો અને સતી થવાનો ચાલ બંધ કરવા કબુલ કર્યું.

રાજા બલબીરસેન ઈ. સ. ૧૮૫૯માં મરણ પામ્યો. તેમની પછી તેમનો છોકરો વીજયસેન ગાદીએ બેઠો. તેમનો જન્મ ઈ. સ. ૧૮૪૬ માં થયો હતો. રાજાની નાની ઉમર હોવાથી રાજ્યને માટે એક કાઉન્સીલ નીમવામાં આવી. ઈ. સ. ૧૮૬૬માં રાજા પુખ્ત ઉમરનો થવાથી રાજ્યનો કુલ અધિકાર તેને સોંપ્યો અને રીજન્સી કાઉન્સીલ કાઢી નાખી. રાજાને સલાહ આપવાને એક ઈંગ્રેજ અમલદારને નીમવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૭૩ માં આ અમલદારની જગો કાઢી નાખવામાં આવી.

હીઝહાઇનેસ રાજા વીજયસેન બહાદુર તા. ૧લી જાનેવારી સને ૧૮૭૭ના રોજ દિલ્હીમાં જે પાદશાહી દરબાર ભરવામાં આવ્યો હતો ત્યાં હાજર હતા. રાજાની ઉમર હાલ ૪૩ વરસની છે. તેમને દત્તકની સનંદ મળેલી છે. તેમને હલકા દરજાની સત્તાછે અને ૧૧ તોપનુ માન મળેછે. આ રાજ્યના લશ્કરમાં ૩ તોપ, ૨૦ ગોલંદાજ, ૨૫ ઘોડેસ્વાર અને ૭૦૦ પાયદલ છે. આ રાજ્યમાં પોસ્ટઓફીસ, મંદીમાં સ્કુલ અને બીઆસ નદી ઉપરનો પુલ એ મુખ્ય છે. આ પુલ ઈ. સ. ૧૮૭૮ માં ખુલ્લો મુ-

કવામાં આવ્યો હતો અને તે એમ્પ્રેસબ્રીજના નામથી ઓળખાય છે.

મંદી—એ રાજધાનીનું શહેર છે અને તે બીઆસ નદી ઉપર આવેલું છે. વસ્તી આશરે ૫૦૦૦ માણસની છે. આ શહેર દરીઆ સપાટીથી ૨૫૫૭ ફુટ ઉચુંછે.

---

## કહલૂર (વિલાસપૂર.)

આ રાજ્ય રજપુત રાજાનું અને તે હિમાલયનાં શિમલા નજીકનાં ડુંગરી સંસ્થાનોમાંનું એકછે. આ ડુંગરી સંસ્થાનોછે તેમાંના વાવ્યકોણના ભાગમાં તથા તે જાલંધર દુવાબની દક્ષિણ સરહદ ઉપરછે. તેનો વિસ્તાર (૨૪૮) ચોરસમેલ જમીન જેટલો તથા તેમાં ૧૦૭૩ ગામછે. આ રાજ્યમાં ૮૬૦૦૦ (છાસીહજાર) માણસની વસ્તીછે. વાર્ષિક ઉપજ રૂ૧૦૦૦૦૦ (એકલાખ)ને આશરે થાયછે.

દેશનુંસ્વરૂપ—મુલક પહાડીછે. સતલજ નદી આ રાજ્યના મુલકમાં થઇને જાયછે. હવા ઠંડીછે. જમીન ડુંગરવાળી પણ સારીરસાળછે. તેમાં ઘઉ, બાજરી, જુવાર, મઠ, જવ, ડાંગર, શેરડી, કપાસ, અને તમાકુ વીગેરે નીપજેછે. વાઘ, રીંછ, વાંદરાં, વીગેરે જંગલી જનાવરો હોયછે. તેમજ ગામ પશુમાં બળદ, ગાયો, ભેંસો, અને બકરાં તથા ઘેટાં પુષ્કળ હોય છે.

લોક—રજપુત, શીખ, બ્રાહ્મણ, અને મુસલમાન વિગેરેછે. ભાષા હિંદીછે. મુખ્ય ગામ વિલાસપુર તેમાં રાજા રહેછે. શિવાય કહલૂર અને આનંદપુર એ મોટાં ગામછે.

ઈતિહાસ—અહિના રાજા જાતે રજપૂતછે. આ સૈકાની શરૂઆતમાં ગુરખાલોક કહલૂરપર ચઢી આવ્યા અને તે મુલક લઈ લીધો; પણ ઇ. સ. ૧૮૧૫માં ઈંગ્રેજોએ તેમને હાંકી કાઢ્યા અને રાજાને વિલાસપુરના રાજ્યમાં ફરીથી નીમ્યો. ઈ.સ. ૧૮૪૭–૪૮માં જ્યારે ઈંગ્રેજોએ પંજાબદેશ જીતી લીધો ત્યારે રાજાને કહલૂરના રાજા તરીકે કબુલ કર્યો. આ વખતે સતલજ નદીના ડાબા કીનારાપરનો મુલક જેને માટે રાજાને અગાઉ શીખલોકને ખંડણી આપવી પડતી તે પણ રાજાને મળ્યો. પણ ઈંગ્રેજસરકારે ખંડણીનો હક છોડી દીધો. અને રાજાએ નાકુ કાઢી નાખ્યું. આખરે ઈ. સ. ૧૮૬૫માં બસેં બરેરનું પ્રગણું ઈંગ્રેજે રાજાને આપ્યું

અને રાજાને તેને માટે રૂ૮૦૦૦)ની ખંડણી આપવી પડતી. ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે રાજાએ ઈંગ્રેજસરકારને સારી મદદ કરી હતી. તેના બદલામાં રાજાને રૂ૩૦૦૦૦ની કીંમતનો પોસાક અને સાત તોપનું માન મળ્યું; પણ પછીથી તે વધીને ૧૧ તોપનું માન મળવા લાગ્યું. રાજા હીરચંદ ઈ. સ. ૧૮૩૫માં જન્મ્યો હતો. તારીખ ૧લી જાનેઆરી સને ૧૮૭૭ના રોજ દિલ્હીમાં જે બાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં તે ગયો હતો. તે ૩૨ વરસ રાજ કરી સીમળેથી પાછા આવતાં રસ્તામાં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો અમીરચંદ ગાદીએ બેઠો તે હાલનો રાજાછે.

રાજાને ફાંસીની સજા ઠરાવવામાં ઈંગ્રેજની મરજી લેવી પડેછે. આ શિવાય બીજી બાબતોમાં રાજાને કુલ અધિકારછે.

આ રાજ્યના લસ્કરમાં ૧૪ લડાઈની અને ૬ બીજી તોપ, ૨૦, ગોલંદાજ અને ૮૮૦ પાયદળછે.

વિલાસપૂર—એ કહલૂર (વિલાસપૂર)ના રાજ્યનું રાજધાનીનું શહેર છે. અને તેમાં રાજા રહેછે. તે સતલજ નદીને ડાબે કાંનારે આવેલું છે. તે દરીયા સપાટીથી ૧૪૬૫ ફુટ ઊંચુછે. અહિના લોકને આ સૈકાની શરૂઆતમાં ગુરખાલોકની લુટફાટને લીધે ઘણું દુઃખ વેઠવું પડયું હતુ. અહિં ઘરાં પથ્થરનાં બાંધેલાંછે. બજાર રાજાનો મહેલ અને સતલજપર એક ઓવારો એ મુખ્ય સ્થળોછે.

---

## ચંબા.

અહિના રાજ્યકર્તા રજપુતછે અને તે રાજાની પદ્વિથી ઓળખાય છે. આ રાજ્યની ચોતરફ પર્વતો આવી રહેલાછે. આ રાજ્યની વાવ્યકોણે અને પશ્ચિમે કાસ્મીરનો મૂલક, પૂર્વે તથા ઇશાનકોણે ઈંગ્રેજી લાહુલ અને લાડક અને દક્ષિણે અને અગ્નિકોણે કાંગ્રા અને ગુરદસપુરનો મુલક આવેલોછે. આ રાજ્યનો વિસ્તાર ૩૧૮૦ ચોરસમાઇલ જમીન જેટલોછે અને તેમાં ૩૯૫ ગામછે. વસ્તી ૧૧૫૭૦૦ માણસનીછે, તેમાં ૧૦૮૦૦૦ હિંદુ ૬૮૦૦ મુસલમાન ૩૦૦ બુધ ધર્મનાલોક અને બીજી પરચુરણ જાતોછે. ઉપજ રૂ૨૪૦૦૦૦ની થાયછે ખંડણી રૂ૫૦૦૦ ઈંગ્રેજને આપેછે.

દેશનુંસ્વરૂપ—આ દેશમાં મોટાં મીટાં જંગલોછે અને તેમાં ઇમા-

રતી સાગ સારો થાયછે. આ જંગલો ઇંગ્રેજસરકારને ઇજારે આપવામાં આવેછે અને તેની દર વરસે ૧૦૦૦૦થી ૨૦૦૦૦ની પેદાશ થાયછે. નિપજ—ઘઉં, બાજરી, મકાઈ, ચોખા, અને કઠોળ થાયછે. ખનીજ પદાર્થ—ખાણોમાંથી લોઢું અને તાંબુ જડેછે. રાજ્યના સઘળા ભાગોમાંથી તેમાં મુખ્યત્વે કરીને દલહુસીની પડોશમાંથી સ્લેટના પથ્થરો જડે છે. જમીન—જમીન રસાળછે અને તે ચાને માટે અનુકુળછે. ચંબા એક શિકારનું ઠેકાણુંછે. ત્યાં ઘણી જાતના પશુ પક્ષીઓ માલમ પડેછે. અહિં પાંચ જાતના મરઘા માલમ પડેછે અને તેની ચામડી કામમાં આવેછે. લુગડાં, લોઢા કામ, તેલ, ચામડાં, અને તેજાના પરદેશખાતે મોકલવામાં આવે છે.

ઇતિહાસ—આ રાજ્ય ઈ. સ. ૧૮૪૬માં ઇંગ્રેજસરકારના હાથ નીચે આવ્યું. આ વખતે રાજ્યનો થોડો ભાગ કાશ્મીરના મહારાજા ગુલાબશીંગને આપવામાં આવ્યો હતો. પણ ઈ.સ. ૧૮૪૭માં તે ઇંગ્રેજસરકારે લઈ લીધો. તેજ વરસે રાજાને એક સનંદ કરી આપવામાં આવી. આ સનંદથી રાજ્યનો સઘળો અધિકાર ત્યાંના રાજાને અને તેના વંશજોને સોંપવામાં આવ્યો અને રાજાએ રૂ૧૦૦૦૦ની ખંડણી આપવાને અને લડાઈની વખતે લશ્કર અને પૈસાની મદદ કરવા કબુલ કર્યું. ઈ. સ. ૧૮૬૨માં રાજાએ ઇંગ્રેજસરકારને અરજી કરી તેથી તેમણે રાજ્ય ચલાવા માટે એક ઇંગ્રેજ અમલદાર નીમ્યો. આથી રાજ્યમાં ઘણો સુધારો થયો. રાજા શ્રીશીંગ ઈ. સ. ૧૮૭૦માં મરણ પામ્યો. તેમને વારસ નહી હોવાથી તેમના નાના ભાઈ સુચેતશીંગે ગાદીને માટે દાવો કર્યો. પણ ઇંગ્રેજસરકારે તેને કબુલ નહિ કરીને તેના ભાઈ ગોપાળશીંગને ગાદીએ બેસાર્યો. ગોપાળશીંગ રાજ્ય ચલાવવાને શક્તિમાન નહિ હોવાથી ઇંગ્રેજસરકારે તેને ઈ. સ. ૧૮૭૩ માં ગાદીપરથી હક ઉઠાવવાને જરૂર પાડી.

ઈ. સ. ૧૮૫૪માં દલહાઉસી ઇંગ્રેજોને સોપવામાં આવ્યું અને તેના બદલામાં ઇંગ્રેજોએ રૂ૨૦૦૦ની ખંડણી માફ કરી. ઈ. સ. ૧૮૬૭માં બેકલો અને બલુનની છાવણી માટે જમીન લીધી તેના બદલામાં રૂ૫૦૦ની ખંડણી માફ થઈ. હાલ રૂ૫૦૦૦ની ખંડણી ભરેછે.

ગોપાળશીંગ પછી તેનો છોકરો શામશીંગ ગાદીએ બેઠો તે ઈ. સ. ૧૮૬૬ ના જુલાઈમાં જનમ્યો હતો. તેની કાચી ઉમરમાં રાજ્યકારભાર

એક ઈંગ્રેજ અમલદાર બીજા દેશી અમલદારોની સલાહથી ચલાવેછે. આથી રાજ્યની ઉપજમાં ઘણો વધારો થયોછે. અને તે વધીને હાલ રૂ૨૪૦૦૦૦ થાયછે.

હીઝહાઈનેસ રાજા શામશીંગ બહાદુર તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ના રોજ દિલ્હીમાં જે બાદશાહી દરબાર ભરવામાં આવ્યો હતો ત્યાં હાજર થયા હતા. રાજાની ઉમર હાલ ૨૩ વરસનીછે. તેમને હલકા દરજ્જાની સત્તા અને ૧૧ તોપનું માન મળેછે. રાજા પંજાબના સરદારોમાં ૧૫ મે નંબરેછે. આ રાજ્યના લશ્કરમાં ૧ લડાઈની તોપ અને બીજી ત્રણ તોપ અને ૧૬૦ પાયદળ અને પોલીસછે.

ચંબા—એ રાજધાનીનું શહેરછે. અને તેમાં રાજા રહેછે. વસ્તી ૫૨૦૦ માણસનીછે. તેમાં ૪૩૦૦ હિંદુ ૭૦૦ મુસલમાન અને બીજી શીખ વીગરે પરચુરણ જાતોછે.



## સુખેત.

આ રાજ્ય પંજાબદેશના જલંદર દોઆબના પૂર્વ ભાગ તરફ હિમાલયપર્વતના દક્ષિણ ઉત્તાર ઉપરછે. તેના રાજકર્તા જાતના રજપૂત અને તે રાજાની પદ્દિથી ઓળખાયછે.

સીમા—આ રાજ્યની ઉત્તરે મંદીનું રાજ્ય, પૂર્વે હિમાલય ઉપરની ઠકરાતો, દક્ષિણે બિલાસપુર અને સીમલાનાં સંસ્થાન અને પશ્ચિમે જલંદર દોઆબનો મુલકછે. આ રાજ્યનો વિસ્તાર આશરે ૪૭૪ ચોરસ માઇલ જમીન જેટલોછે તથા તેમાં ૧ શહેર અને ૨૧૯ ગામછે. વસ્તી આશરે ૫૨૦૦૦ (બાવનહજાર) માણસનીછે. ઉપજ રૂ૧૦૦૦૦૦ (એક લાખ)ને આશરેછે. ખંડણી રૂ૧૧૦૦૦ ઈંગ્રેજસરકારને ભરેછે.

ઇતિહાસ—આ રાજ્યના રાજકર્તા જાતના રજપૂતછે અને તે રાજાની પદ્દિથી ઓળખાયછે. આ રાજ્ય ઇ. સ. ૧૨૦૦ સુધી મંદીના રાજ્ય સાથે જોડાએલું હતું. પણ પછીથી માંહેમાંહે લડાઇ થવાથી તે જુદુ પડયું. ત્યાર પછી કેટલેક વરસે તે શીખ લોકના હાથ નીચે આવ્યું અને આખરે ઇ. સ. ૧૮૪૬ની લાહોરની સલાહથી તે ઈંગ્રેજસરકારના અમલ નીચે આવ્યુ. ઈંગ્રેજોએ આ રાજ્ય અગર સેન નામના રજપૂત રાજાને સોંપ્યું. ઈ. સ. ૧૮૬૨માં રાજા અગર સેનને દત્તકની સનંદ મળી. તે

ઈ. સ. ૧૮૭૫માં મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર રૂદ્રસેન ગાદીએ બેઠો. તે ઈ. સ. ૧૮૨૮માં જન્મ્યો હતો.

હીઝહાઇનેસ રાજા રૂદ્રસેન બહાદુર તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ના રોજ દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો ત્યાં ગયા હતા. રાજા રૂદ્રસેનને તેમની ગેર વર્તણુકને લીધે ઈ. સ. ૧૮૭૮માં પદભ્રષ્ટ કર્યો અને તેના છોકરા દસ્ત નીકનદનસેનને ઈ. સ. ૧૮૭૯ના માર્ચ મહિનામાં ગાદી સોંપી. તેની કાચી ઉમરના વખતમાં રાજ્યકારભાર ચલાવવાને એક સુપ્રીટેન્ડેન્ટ અને એક કાઉનસીલ નીમવામાં આવી. રાજા ઈ. સ. ૧૮૮૪ માં પુખ્ત ઉમરનો થવાથી તે વરસના ફેબ્રુઆરી માસમાં રાજ્યનો કુલ અધિકાર તેને સોંપ્યો. આ રાજાને ૧૧ તોપનું માન મળે છે અને હલકા દરજાની સતાછે. આ રાજ્યના લશ્કરમાં ૪૦ ઘોડેસ્વાર અને ૩૯૫ પાયદળ છે.

---

## મલેરકોટલા.

આ રાજ્ય પંજાબ દેશ તાબાનાં સરહિંદ નામના પ્રાંતમાં છે. અને તેના રાજ્યકર્ત્તા અફગાન જાતના મુસલમાન છે તથા તે નવાબની પદ્વિથી ઓળખાય છે. આ રાજ્યનો વિસ્તાર ૧૬૫ ચોરસ મેલ જમીન જેટલો છે તથા તેમાં ૧૧૫ ગામછે. અને તેમાં વસ્તી આશરે ૭૧૦૦૦ માણસની છે તેમાં ૨૯૦૦૦ શીખ, ૧૬૦૦૦ હિંદુ, ૨૪૦૦ મુસલમાન અને બીજા પરચુરણ છે. વારસિક ઉપજ રૂ. ૨૮૪૦૦૦ બે લાખ ચોરાશી હજારને આશરે થાયછે.

**દેશનુ સ્વરૂપ**—મુલક સપાટ પણ ડુંગરી છે. જમીન ઘણી રસાળ છે. તેમાં ઘઉં, ડાંગર, બાજરી, જુવાર, તમાકુ, લસણ, અફીણ, કપાસ, શેરડી અને કઠોર વિગેરેની નિપજ થાયછે.

લોક—શીખ, રજપુત, અને મુસલમાનછે. મુખ્યશહેર મલેરકોટલા છે તે રાજધાનીનું શહેર હોવાથી તેમાં રાજ્યકર્ત્તા નવાબ રહેછે. આ શહેર લુધ્યાના રેલવે સ્ટેશનથી દક્ષિણમાં ૩૦ મેલને છેટેછે.

અહીંના રાજ્યકર્ત્તાના કુટંબીઓ પઠાણ જાતના મુસલમાન છે. તેઓ મુળે કાબુલમાંથી આવ્યા હતા- જ્યારે તેઓ પહેલવહેલા આ દેશમાં આવ્યા ત્યારે સરહિંદના મુલકમાં તેઓને મુગલ પાદશાહે કેટલાક મુ-

ખક આપ્યો હતો. જ્યારે ઈ. સ. ના ૧૮ મા સૈકામાં મુગલાઈ રાજ્યની પડતી થવા માંડી ત્યારે તેઓ ધીમે ધીમે મુલક અથાવી પડ્યા અને સ્વતંત્ર રીતે રાજ્ય કરવા લાગ્યા.

ઇ. સ. ૧૭૩૨ માં મલેરકોટલાના નવાબ જમાલખાને પત્યાલાના શીખ સરદાર આલાશીંગ ઉપર જે ઇંગ્રેજી લશ્કરને જાલંધર દોઆબમાં મોકલ્યું હતું તેને મદદ કરી અને ફરીથી ઇ. સ. ૧૭૬૧ માં જમાલખાને અહમદશાહ દુરાનીએ જે અમલદારોને સરહિંદમાં મુક્યા હતા તેની સામે થવાને ઇંગ્રેજને મદદ કરી. આનું પરિણામ એ થયું કે મલેરકોટલાના નવાબને પડોશના રાજ્યો સાથે તેમાં મુખ્યત્વે કરીને પત્યાલાના રાજા સાથે કજીઓ થયો. આ માંહો માંહેની એક લડાઈમાં જમાલખાનનું મરણ થયું અને તેથી તેનાં છોકરાં ગાદીને માટે માંહોમાંહે લડવા લાગ્યા પણ આખરે ભીખનખાન નવાબ થયો. અહમદશાહ દુરાની હિંદુસ્તાન છોડીને ગયો કે તરતજ પત્યાલાના અમરશીંગે ભીખનખાનપર વેર લેવા ઠરાવ કર્યો. તેણે મલેરકોટલાપર હુમલો કર્યો અને કેટલાંક ગામડાં લઈ લીધાં. પણ આખરે મલેરકોટલાના નવાબે સલાહ કરી અને તેથી પડોશનાં રાજ્યોમાં ઘણાં વરસ સુધી સલાહ સંપ રહ્યો.

આ સલાહના વખતમાં મલેરકોટલાના લશ્કરે કેટલીક વખત પત્યાલાના રાજાને આફતની વખતે મદદ કરી હતી. ઈ. સ. ૧૭૮૭ માં ભાદોરના સરદારે મલેરકોટલાના નવાબનાં કેટલાંક ગામ લઈ લીધાં. તેની સામે પત્યાલાના રાજા સાહેબસીંગે મલેરકોટલાના નવાબને મદદ કરી. ઈ. સ. ૧૭૯૪ માં બાબાનાનકના વંશજ બદીસાહેબશીંગે મલેરકોટલાના મુસલમાનોપર ચડાઈ કરી. નવાબ અને તેનું લશ્કર હાર્યું તેથી નવાબ રાજધાનીના શહેરમાં નાશી ગયો. અહીં તેને બદીએ ઘેરી લીધો. આ વખતે સારા નશીબે પત્યાલાના રાજાએ તેને મદદ કરવાને લશ્કર મોકલ્યું. તેથી આખરે બદી સતલજ ઓળંગી પાછો હઠયો.

ઈ. સ. ૧૭૮૮ થી મરેઠાની આ ભાગમાં ચડતી થવા લાગી. ઈ. સ. ૧૮૦૫ માં હોલકર સામેની લડાઈમાં નવાબ ઇંગ્રેજની તરફ હતો. ઈ. સ. ૧૮૦૯ માં ઇંગ્રેજ સરકારે મલેરકોટલાના રાજ્યનું રક્ષણ કરવા કબુલ કર્યું.

ઈ. સ. ૧૮૦૮ માં રણજીતશીંગે ફરીદકોટ લઈ લીધું અને મલેરકોટલાના નવાબપર હુમલો કર્યો અને નવાબ પાસેથી રૂ૧૦૦૦૦૦ માગ્યા.

આથી ઈંગ્રજ સરકારે નવાબને મદદ કરવા લશ્કર મોકલ્યું. આખર ઈ. સ. ૧૮૦૯માં સલાહ થઈ. ઈ. સ. ૧૮૬૨ માં નવાબને એક સનંદ કરી આપવામાં આવી.

ઈ. સ. ૧૮૭૧ ના જુલાઈ માસમાં નવાબ સીકંદર અલીખાન મરણ પામ્યો. તેની પછી મહમદ ઈબ્રાહીમ અલીખાન ગાદીએ બેઠો. તે ઈ. સ. ૧૮૫૭ માં જનમ્યો હતો. નવાબે જકાત કાઢી નાંખ્યુ તેના બદલામાં ઈંગ્રેજ સરકાર દર વરસે તેને રૂ૨૫૦૦ આપેછે.

હીઝહાઇનેસ નવાબ મહમદ ઈબ્રાહીમ અલીખાન બહાદુર તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ના રોજ દિલ્હીમાં બાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં ગયા હતા. આ વખતે તેમને ૧૧ તોપનું માન મળ્યું.

નવાબ મહમદ ઈબ્રાહીમ અલીખાન ઇ. સ. ૧૮૮૭ માં મરણ પામ્યા. તેના પછી નવાબ એનાઅત અલીખાન નવાબ થયો. તે હાલનો નવાબ છે. તેમને હલકા દરજ્જાની સત્તાછે અને ૧૧ તોપનું માન મળેછે.

આ રાજ્યના લશ્કરમાં ૭૬ ઘોડેસ્વાર, ૨૦૦ પાયદલ, ૮ લડાઇની તોપ, અને ૧૬ ગોલંદાજ છે.

મલેરકોટલા—એ રાજધાનીનું શહેર છે તેમાં નવાબ રહેછે. આ શહેર લુધીઆનાથી દક્ષિણમાં ૩૦ માઈલ છે. તેમાં વસ્તી આશરે ૨૧૦૦૦ માણસની છે. તેમાં ૧૪૦૦૦ મુસલમાન, ૪૦૦૦ હિંદુ અને બીજા પરચુરણ છે.



## સિરમૂર.

આ રાજ્ય રજપૂત રાજાનું છે અને તે હિમાલય ઉપરનાં સીમલા નજીકનાં ડુંગરી સંસ્થાનોમાંનું એક છે. તથા તે અંબાલા જીલ્લાની ઈશાનકોણની સરહદ ઉપર તથા સહારણપુર જીલ્લાની ઉત્તર સરહદ ઉપર છે.

સીમા—આ રાજ્યની ઉત્તરે બલસાન, પૂર્વે દેહરાન, નૈરૂત્યકોણે અંબાલા અને કળશીઆનું દેશી રાજ્ય અને વાયવ્યકોણે પતીઆલા અને કીંપુનથાલનાં દેશી રાજ્ય છે. આ રાજ્યનો વિસ્તાર ૧૦૭૭ ચોરસ જમીન માઈલ જેટલો છે તથા તેમાં ૧ શહેર અને ૨૦૬૮ ગામ છે. વસ્તી આશરે ૧૧૨૦૦૦ (એક લાખ બાર હજાર) માણસની છે વાર્ષિક ઉપજ સુમારે રૂ૩૦૦૦૦૦ (ત્રણ લાખ) થાયછે.

દેશનું સ્વરૂપ—મુલક ઝાડી અને ડુંગરથી ભરેલો છે. જુમનાં નદી આ રાજ્યના અગ્નિકોણના ભાગમાં થઇને દક્ષિણ તરફ જાયછે. હિમાલયના કેટલાક ઉંચા ડુંગરો આ રાજ્યમાં છે. હવા ઠંડીછે. ડુંગરની ખીણો અને કેટલાક સપાટ ભાગની જમીન ઘણી રશાળ છે.તેમાં ઘઉં,બાજરી, જુવાર, મકાઈ, જવ, ડાંગર, શેરડી, કપાસ, અને તમાકુ વગરે નિપજે છે.

નદીઓ—સરસ્વતી, જુમનાં, ગીરી, જલાલ, પલુર, ટાંન્સ, મીન્સ, વિગેરે છે.

જંગલી જાનવરોમાં વાઘ, રીંછ, વાંદરાં, સાબર અને હરણ વગરે ઘણી જાતનાં હોયછે. ગામ પશુમાં બળદ, ભેંશો, ગાયો, અને બકરાં વગરે છે.

ખનીજ પદાર્થ—સીસુ, લોઢાના ગુચ્છા અને અબરખ જડેછે.

લોકમાં રજપૂત, ભુતીઆ, બ્રાહ્મણ અને મુસલમાન છે.

ભાષા—ઘણું કરીને હિંદીછે.

મુખ્ય શહેર—નાહન એ રાજધાનીનું શહેર છે. તેમાં રાજકર્તા રાજા રહેછે. આ શહેર અંબાલાના રેલવે સ્ટેશનથી ઈશાનકોણ તરફ આશરે ૩૫ માઇલને છેટે છે.

ઈતિહાસ—સીરમુર એટલે મુગટ પેહેરેલું માથુ અગાઉના વખતમાં રાજગાદીનું મુખ્ય મથક હતું. ત્યાંનો અસલનો રાજકર્તા નદીમાં પુર આવવાથી તેમાં તણાઈ ગયો. આ વખતે એવું બન્યું કે જયસલમેરના રાજકર્તાના કુટુંબી અગર સેનરાવલ ગંગાની યાત્રા માટે નીકળી પડ્યો હતો. ત્યાં આવી ચડ્યો. તેણે તે રાજ્ય લઈલીધું. આ બનાવ ઈ. સ. ૧૦૯૫ માં બન્યો હતો. અગર સેનના વશજો હજુ સુધી એ રાજ્ય ભોગવે છે.

ઈ. સ. ૧૮૦૩માં ગુરખા લોકે તે દેશ તાબે કર્યો. પણ ઈ. સ. ૧૮૧૫ માં ઈંગ્રેજોએ તેમને ત્યાંથી હાંકી કહાડ્યા અને તે રાજ્ય ત્યાંના રજપુત રાજાને સોંપ્યું. પણ ગુરહીનો કિલ્લો અને મુલક ઈંગ્રેજોએ એક મુસલમાન અમલદારને તેની સારી નોકરીને માટે આપ્યો. આખરે ઈ. સ. ૧૮૩૩ માં ખીઆરદાદન પાછું લીધું, ગીરી નદીની ઉત્તરનો પહાડી મુલક કીપુનથાલના રાજાને સોંપ્યો અને બવારનાં પ્રગણાં ઈંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધાં.

હાલનો રાજા સમશેરપ્રકાશ છે. તે ઈ. સ. ૧૮૪૩ માં જન્મ્યો હતો. ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે રાજાએ ઈંગ્રેજની સારી સેવા બજાવી

હતી તેના બદલામાં ઇંગ્રેજ સરકારે તેને રૂ૫૦૦૦) ની કિમતનો ખીલત બક્ષિશ કર્યો હતો. તા. ૧ જાનેવારી સને ૧૮૭૬ ના રોજ રાજા કલકત્તે પ્રીન્સઑફવેલ્સની મુલાકાત લેવા ગયો હતો. ત્યાં તેને સ્ટારઑફઇન્ડી-આનો નાઈટકમાન્ડર એવો માનવંતો ખિતાબ મળ્યો. હીઝહાઇનેસ રાજા શ્રીસમશેરપ્રકાશ બહાદુર કે. સી. એસ. આઈ. તા. ૧ લી જાનેવારી સને ૧૮૭૭ના રોજ દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં ગયા હતા. આ રાજાને ૧૧ તોપનું માન મળેછે અને તેમને ફાંસીની શીક્ષા ઠરાવ-વામાં ઇંગ્રેજ સરકારની સલાહ લેવી પડેછે. આ રાજ્યના લશ્કરમાં ૫૦ સ્વાર, ૩૦ પાયદલ, ૧૦ તોપ, ૨૦ ગોલંદાજ, અને ૧૨૫ પોલીશ છે.

---

## ફરીદકોટ.

આ રાજ્ય પંજાબદેશ તાબાના સરહિંદ પ્રાંત નામના મુલક-માંછે. તેના રાજ્યકર્તા શીખ જાતના હિંદુ છે, તથા તે રાજાની પ-દ્વિથી ઓળખાય છે.

**સીમા**—તેની ઉત્તર તથા પશ્ચિમે ફીરોજપુર જીલ્લો, પૂર્વે લુધીઆના જીલ્લો, અને દક્ષિણે પતીઆલાનું રાજ્યછે. આ રાજ્યનો વિસ્તાર ૮૬૨ ચોરસ માઈલ જમીન જેટલોછે અને તેમાં ૧૬૮ ગામછે, તથા વસ્તી ૧૦૦૦૦૦ (એક લાખ) માણસનીછે, તેમાં ૪૦૦૦૦ શીખ, ૨૭૦૦૦ હિંદુ, ૨૯૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ લોકછે. વાર્ષિક ઉપજ રૂ ૩૦૦૦૦૦ (ત્રણ લાખ)ને આશરે થાયછે.

દેશનુસ્વરૂપ—મુલકનો ઘણો ભાગ સપાટ પણ પથ્થરીઓછે; તોપણ જમીન રસાળછે. તેમાં ઘઉ, ડાંગર, બાજરી, જુવાર, કપાસ, શેરડી વ-ગરેની નિપજ થાયછે.

લોક—શીખ, જાટ, ગુજર રજપૂત અને મુસલમાનછે. મુખ્યશહેર ફરીદકોટછે. તે રાજધાનીનું શહેર હોવાથી તેમાં રાજકર્તા રાજા રહેછે. આ શહેર લુધ્યાનાના રેલવે સ્ટેશનથી નૈરૂત્યકોણમાં ૬૦ માઇલિ અને લાહોરના રેલવે સ્ટેશનથી અગ્નિકોણમાં ૫૦ માઇલને છેટેછે.

ઈતિહાસ—અહીંના રાજકર્તાનો મુળ પુરૂષ બુલનસિંગ હતો. તે બરાર જાતનો જાટ હતો. તેને અકબર પાદશાહના વખતમાં ભારે સત્તા

મળી હતી. તેના ભત્રીજાએ કોટકાપુરનો કિલ્લો બાંધ્યો અને ત્યાં તે સ્વતંત્ર રીતે રાજ્ય કરવા લાગ્યો. ૧૯ માસૈકાની સરૂઆતમાં કોટકાપુરનો મુલક લાહોરના રાજા રણજીતસિંગના દિવાન મોકમચંદે લઈ લીધો અને તેને બીજે વરસે ફરીદકોટ પણ જીતી લીધું. ઈ. સ. ૧૮૦૮-૯ માં જ્યારે સતલજના ડાબા કીનારા ઉપરના જીતી લીધેલા મુલક ઈંગ્રેજે મહારાજાને તેમના માલીકોને સોંપવા જરૂર પાડી ત્યારે ફરીદકોટ ઘણીજ ના ખુશીથી તેના ધણીને પાછું સોંપ્યું. આ વખતે તેની ઉપજ ઘણી થોડી હતી. ઈ. સ. ૧૮૪૫માં શીખ સાથેની લડાઇમાં ત્યાંનો રાજા પહારસિંગ અંગ્રેજની તરફ હતો. તેના બદલામાં ઈંગ્રેજોએ તેને રાજાનો ખિતાબ અને નાભાના રાજા પાસેથી જીતી લીધેલા મુલકમાંથી અડધો અડધ મુલક આપ્યો અને કોટકાપુરની જાગીર તેને પાછી સોંપાવી. વજીરસિંગ જે પહારસિંગનો છોકરો અને વારસ હતો તેણે ઈ. સ. ૧૮૪૯માં બીજી શીખ લડાઈની વખતે ઇંગ્રેજોને સારી મદદ કરી હતી. વળી આ રાજાએ ઈ. સ. ૧૮૫૭-૫૮ના બળવા વખતે કેટલાક બળવાખોરોને પકડ્યા અને પ્રખ્યાત શામદાશ ઉપર હુમલો કર્યો અને તેના મુલકનો નાશ કર્યો. આના બદલામાં ઇંગ્રેજોએ તેને દત્તકની સંનદ અને બીજો સારો બદલો આપ્યો.

વજીરસિંગ ઈ. સ. ૧૮૭૪ના એપ્રીલ માસમાં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો વિક્રમસિંગ ગાદીએ બેઠો. તે હાલનો રાજાછે અને તે ઈ. સ. ૧૮૪૨માં જન્મ્યો હતો.

હીઝહાઇનેસ રાજા વિક્રમસિંગ બહાદુર તા. ૧લી જાનેવારી સને ૧૮૭૭ના રોજ દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો ત્યાં ગયા હતા. રાજાએ માલ ઉપરની જકાત કાઢી નાખીછે તેમની ઉપર હાલ ૪૭ વરસની છે, અને તેમને ૧૧ તોપનું માન મળેછે. આ રાજ્યના લશ્કરમાં ૨૦૦ ઘોડેસ્વાર ૬૦૦ પાયદળ અને પોલીસ અને ૩ લડાઇની તોપછે.

ફરીદકોટ—એ રાજધાનીનું શહેરછે અને તેમાં રાજા રહેછે. તે લુધ્યાના શહેરથી નૈરૂત્યકોણમાં ૬૦ માઇલછે. વસ્તી ૬૬૦૦ માણુસનીછે; તેમાં ૩૨૦૦ મુસલમાન, ૧૮૦૦ હિંદુ અને ૧૨૭૦ શીખછે.

---

**વાવ્યપ્રાંત ઇલાકાનાં દેશીરાજ્યોનાં નામ, રાજકર્તાનાં નામ, ખિતાબ, ઉમર, જાત, કુલ જમીનનુ ક્ષેત્રફળ, વસ્તી વારસીક ઉપજનો સુમારે આંકડો, ખંડણી, બ્રિટિશસરકાર તરફથી મળતાં તોપનાં માન અને ગામની સંખ્યા.**

| નંબર. | રાજ્યનું નામ. | રાજ્યકર્તાનું નામ. | ખિતાબ. | ઉમર. | જાત. | ક્ષેત્રફળ | વસ્તી. | ઉપજ. | ખંડણી. | તોપનું માન. | ગામ તથાશહેર. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | રામપુર. | કાલબઅલીખાન. | નવાબ. | ૫૬ | મુસલમાન. | ૯૪૫ | ૫૪૨૦૦૦ | ૧૫૮૭૦૦૦ | | ૧૫ | ૧૦૭૩ |
| ૨ | બનારસ (કાશી) | ઈશ્રીપ્રસાદ નારાયણ. | મહારાજા. | | ગૌતમબ્રાહ્મણ. | ૯૮૫ | ૩૯૩૦૦૦ | ૮૦૦૦૦૦ | ૨૯૮૬૦૦ | ૧૩ | |
| ૩ | તહેરી(ગઢવાલ) | પ્રતાપસિંહ. | રાજા. | ૩૮ | ક્ષત્રી. | ૪૨૦૦ | ૨૦૦૦૦૦ | ૮૦૦૦૦૦ | | ૧૧ | ૨૨૪૯ |

# રામપુર.

આ રાજ્ય રોહિલખંડમાંછે અને તેની આસપાસ રોહિલખંડનો ઇંગ્રેજી મુલક છે. મુરાદાબાદ શેહેરથી પુર્વમાં ૨૦ માઈલને છેટે આ રાજ્યની પશ્ચિમ સરહદ લાગેલી છે. રાજકર્તા જાતના પઠાણ મુસલમાન છે અને તે નવાબની પદ્વિથી ઓળખાય છે.

આ રાજ્યનો વિસ્તાર ૯૪૫ ચોરસ માઈલ જમીન જેટલો છે તથા તેમાં ૩ શહેર અને ૧૦૭૦ ગામ છે. વસ્તી આશરે ૫૪૨૦૦૦ (પાંચ લાખ બેતાળીશહજાર) માણસની છે. વારસિક ઉપજ રૂ૧૫૦૦૦૦૦ (પંદર લાખ) ને આશરે થાયછે

દેશનું સ્વરૂપ—મુલક ડુંગરી છે પરંતુ તેની જમીન ઘણી રસાળ છે. નદીઓ ઘણીછે પણ તેની કંઈ નામાંકિત નથી. તોપણ તેમાં કોસીલા, નાહલ અને રામગંગા મુખ્ય નદીઓ છે. દેશનો ઉતાર ઉત્તરથી દક્ષિણ તરફનો છે. હવા સારી છે.

નિપજ—ડાંગર, શેરડી, કપાસ, કઠોળ, તલ, બટાટા વિગેરેની થાય છે. અહીં ખાંડ ઘણી સારી બનેછે.

જનાવર—વાઘ, ચિત્રા, સાબર, હરણ અને ઘણી જાતનાં વાંદરાં હોયછે. ગામના પશુમાં ગાયો, ભેંશો, અને ઘેટાં હોયછે. રામપુર એ શિકારી કુત્રાને માટે પ્રખ્યાત છે.

લોક—મુખ્ય કરીને રોહીલા પઠાણ છે તથા હિંદુ પણ ઘણાછે. રોહીલા લોક અભિમાની અને આળસુ હોયછે.

મુખ્ય શેહેર—રામપુર એ રાજધાનીનું શેહેર છે. તેમાં નવાબ રહેછે. એમાં ખેસ, દોપટા સારા થાયછે. એ શેહેર મુરાદાબાદ રેલવે સ્ટેશનથી પુર્વમાં ૨૫ માઈલ અને દિલ્હીથી પૂર્વમાં ૧૮૦ માઇલને છેટેછે.

ઈતિહાસ—અહીંના રાજકર્તા નવાબની પદ્વિથી ઓળખાય છે. શાહઆલમ અને હુસેનખાન નામના બે અફગાન ભાઇઓ હિંદુસ્થાનમાં આવીને રોહિલખંડમાં રહ્યા. અહિઆં શાહઆલમના છોકરા દાઉદખાનના વખતમા તે કુટુંબની કીર્ત્તી ફેલાઈ. દાઉદખાન અઢારમા સૈકાની શરૂઆતમાં મરેઠા સામેની લડાઇઓમાં પ્રખ્યાત થયો અને તેને બડવાન પાસેની જમીન બક્ષીસ મળી.

દાઉદખાનના પછી તેનો છોકરો અલીમહમદખાન ગાદીએ બેઠો. આ નવાબે દિલ્હીના પાદશાહને સૈયદોની સામે સારી મદદ કરી હતી તેના બદલામાં પાદશાહે તેને રોહિલખંડનો ઘણોખરો ભાગ અને નવાબનો ખિતાબ આપ્યો. પણ કમનસીબે અયોધ્યાનો સુબેદાર તેના ઉપર ગુસ્સે થવાથી દિલ્હીના પાદશાહ અહમદશાહે તેનો તેના મુલક ઉપરથી હક ઉઠાવવાને અને તેના બે છોકરાને બાદશાહના રક્ષણ નીચે સોંપવાને જરૂર પડી. આ વખત પછી થોડે વખતે જ્યારે અયોધ્યાનો સુબેદાર અહમદશાહ દુરાનીને આ દેશમાંથી હાંકી કહાડવાને રોકાયો હતો ત્યારે અલીમહમદખાંને આ તકનો લાભ લઈ રોહિલખંડમાં જઈ પોતાનો મુલક પાછો મેળવ્યો.

અલીમહંમદખાંને પોતાના મરણ પહેલાં પોતાના છ છોકરાના લાભમાં ઠરાવ કર્યા અને પોતાના મોટા છોકરા જે બાદશાહની હજુરમાં હતા તે છૂટે અને નાના છોકરા પાકી ઉમરના થાય ત્યાં સુધી પોતાના ભાઈ રહીમરહમાનખાન અને પોતાના બાપ દાઊદખાનના પૌત્રાઈ દુદીખાનને રક્ષક નીમ્યા. આ પછી થોડે વખતે બે મોટા છોકરા છૂટા થયા અને તે રક્ષકોએ ફૈજુલખાનને રામપુર કત્રા જેની ઉપજ રૂ૬૦૦૦૦૦) ની હતી તેનો જાગીરદાર બનાવ્યો.

હવે મરેઠાઓએ પાદશાહને પોતાને કબજે લીધા પછી રોહિલખંડ ઉપર સ્વારી કરી. રોહિલાનો સરદાર જીજીબદોલા ઘણા દિવસ સુધી દિલ્હીનો બચાવ કરી ઈ. સ. ૧૭૭૦ મરણ પામ્યો. તેના બેટા જાબતાખાન ઉપર મરેઠી લશ્કરે હલ્લા કર્યો. પ્રથમ તે બહાદૂરીથી લડ્યો. પણ છેવટે તે હારીને અયોધ્યાના નવાબને આશરે જતો રહ્યો. રોહિલાના સરદારોનાં બૈરાં છોકરાં મરેઠાને હાથ ગયાં અને તેઓએ રોહિલખંડ લૂટી ઉજડ કર્યો. ઈ. સ. ૧૭૭૩ માં રોહિલખંડના સરદારે અયોધ્યાના નવાબની મદદ માગી. આ બાબત વિચાર કરવામાં કેટલાક દિવસ ગયા તેવામાં મરેઠા પાછા ગયાની ખબર મળી તેથી ઇંગ્રેજોની સલાહ પ્રમાણે રોહિલાઓએ અયોધ્યાના નવાબ સાથે સલાહ કરી. તે સલાહમાં એમ ઠર્યું કે—રોહિલખંડમાંથી મરેઠાને હાંકી મુકતો રોહિલાઓ નવાબને દશલાખ રૂપીઆ તુરત આપે તથા પછીથી ૩૦ લાખ રૂપીઆ ત્રણ વરસમાં આપે. આ ઠરાવ થયા પછી થોડા વખતે મરેઠા રોહિલખંડમાં પાછા ફરીથી આવ્યા. આ

વખત સુજાઉદવલાથી કંઈ પણ રોહિલાઓનું રક્ષણ થઈ શક્યું નહિ તેથી રોહિલા સરદાર હાજીફરહીમે મરેઠાઓને કંઈ દ્રવ્ય આપી પાછા વાળ્યા. મરેઠા ફરીથી આવ્યા અને ભાગીરથી નદીને તીરે છાવણી કરીને પડ્યા. આ વખત મરેઠા રોહિલખંડના મુલકમાંથી અયોધ્યા ઉપર જવાને તેમની પાસેથી રસ્તો માગવા લાગ્યા. તેવામાં જાબતાખાંન તેમને જઈ મળ્યો. રોહિલાઓએ પોતાની કુમકને સારૂ અયોધ્યાના નવાબને જે નાણું આપવા કબુલ કર્યાં હતાં તે કુમક નહિ કરવાથી આપવા હા ના કરવા લાગ્યા. અયોધ્યાના નવાબે ઇંગ્રેજોની મદદથી રોહિલા ઉપર ચઢાઈ કરી. બંને વચ્ચે કત્રા આગળ મહાભારત યુદ્ધ થયું તેમાં છેવટ રોહિલા હાર્યા અને સરદાર હાજીફરહીમત તથા તેના બે છોકરા અને ૨૦૦૦ સિપાઈ મરાયા. અને બીજો એક છોકરો કેદ પકડાયો. નવાબની ફોજે દેશ લુટ્યો તથા ગામ બાળ્યાં અને લોકને મારી નાંખ્યા. એ રીતે હજારો લોકનો સંહાર થયા પછી રોહિલા સરદાર ફેજુલાખાન શરણે આવ્યો અને નવાબનો તાબેદાર કેહેવાય અને પોણા પંદર લાખ રૂપીઆનો મુલક લઈ રાજ્ય કરે એ પ્રમાણે કરાર થયો ઈ. સ. ૧૭૭૪.

ફેજુલખાન મરણ પામ્યો તે વખત મહમદઅલીખાન અને ગુલામમહમદખાન નામના તેને બે છોકરા હતા. આમાંના મોટા મહમદઅલીખાનને તેના નાના ભાઈ ગુલામ મહમદખાને મારી નાંખીને તે જાગીર છીનવી લીધી. પણ અયોધ્યાના નવાબ વજીરે મહંમદઅલીના છોકરા અહમદઅલીનો પક્ષ લઇને ઇંગ્રેજની મદદ માગી. ઈંગ્રેજોએ ગુલામ મહમદખાનને ખરેળી પાસેની લડાઈમાં હરાવ્યો. નાના નવાબ અહમદઅલીખાનને રામપુરનો મુલક જેની ઉપજ રૂ૧૦૦૦૦૦૦ હતી. તે મળ્યો અને બાકીનો મુલક રોહિલખંડ સાથે જોડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૦૧માં અયોધ્યાના નવાબે રોહિલખંડ ઈંગ્રેજોને સોંપ્યો અને રામપુરની જાગીરપરથી પોતાનો હક ઉઠાવ્યો. પણ ઈંગ્રેજસરકારે તે નવાબ અહમદઅલીખાનને સોંપ્યો. નવાબ અહમદઅલીખાન ઈ. સ. ૧૮૩૯માં મરણ પામ્યો અને તેની પછી ગુલામમહમદખાનનો મોટો છોકરો મહમદ સૈયદખાન ગાદીએ બેઠો. નવાબ મહમદ સૈયદખાન પછીથી તેનો છોકરો મહમદ અસોફઅલીખાન ગાદીએ બેઠો. તેણે ૧૮૫૭ના બળવામાં ઈંગ્રેજની સારી નોકરી બજાવી. આના બદલામાં ઈંગ્રેજસ-

સ્કારે તેને રૂ૧૦૪૪૦૦ ની ઉપજનો મુલક અને સ્ટારઑફ ઇંડીઆનો માનવંતો ખિતાબ આપ્યો. નવાબ ઇ.સ.૧૮૬૫ના એપ્રિલ માસમાં મરણ પામ્યા તેમની પાછળ તેમનો મોટો છોકરો મહમદ કાલ્બઅલીખાન જે હાલનો નવાબછે તે ગાદીએ બેઠો. ઈ. સ. ૧૮૭૭ ના જાન્યુઆરીની પેહેલી તારીખે દિલ્હીમાં જે બાદશાહી દરબાર ભરવામાં આવ્યો તે વખતે આ નવાબને સ્ટારઑફ ઇંડીઆના નાઈટ ગ્રેન્ડકમાન્ડર બનાવવામાં આવ્યા અને મહારાણીના સલાહકારનો માનવંતો ખિતાબ મળ્યો. અને તેમને ૧૩ તોપનું માન મળતું તે વધારીને ૧૫ તોપનું માન આપ્યું.

હીઝહાઇનેસ ફરજંદ-ઇ-દીલપીઝીર, દૌલત-ઈ-ઈંગ્લીસીઆ સરમહમદ કાલ્બઅલીખાન બહાદુર જી. સી. એસ. આઇ. કાઉન્સેલર ઑફ ધી એમપ્રેશ હાલ ૫૬ વરસની ઉમરેછે. તેમને ફાંસી દેવાનો હકછે. તેમના લશ્કરમાં ૨૮ તોપ ૩૧૫ ગોલંદાજ ૫૦૫ ઘોડેસ્વાર, ૯૭૭ પાયદળ, અને ૧૦૨૩ પોલીસછે.

---

## બનારસ (કાશી.)

બનારસના રાજકર્ત્તા રાજા કહેવાયછે. આ રાજ્યમાં ૯૮૫ ચોરસ માઇલ જમીન ૭૯૩૦૦૦ માણસની વસ્તી અને રૂ૮૦૦૦૦૦ ઉપજ જેમાંના રૂ૨૯૮૯૦૦ ઈંગ્રેજસરકારને ખંડણીના આપેછે. બનારસના રાજાના કુંટુબનો સ્થાપનાર મુનસા નામનો એક જમીનદાર હતો. તે ઉટેરીઆ શેહેરમાં રાજકારભાર કરતો હતો. તેણે ૧૯ વરસના રાજ્યમાં બનારસના હાકેમની મેહેરબાનીથી રૂ ૨૪૫૦૦૦૦ની ઉપજનો મુલક મેળવ્યો. મુનસારામ જાતે ગૌતમ બ્રાહ્મણ હતો. તે ૧૭૩૯માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો બળવંતસિંગ ગાદીએ બેઠો. તેણે ઉટેરીઆની આસપાસ મજબુત કિલ્લો બાંધ્યો અને તેનું નામ ગંગપૂર પાડયું. રાજા બળવંતસિંગે દિલ્હીના પાદશાહને રૂ૨૧૭૭૦ નજરાણા તરીકે આપીને જુવાનપૂર, બનારસ અને ચુનારનાં પ્રગણાં અને રાજા બહાદૂરનો ખિતાબ મેળવ્યો અને ધીમે ધીમે હાલના ગાજીપૂરના બહોળા મુલક ઉપર પોતાની સત્તા ફેલાવી. તેની ઉપજ ૨૪૫૦૦૦૦થી વધીને રૂ ૩૫૦૦૦૦૦ થઈ.

કેટલાક કારણસર નવાબ મીરકાસીમને ઈંગ્રેજ જોડે લડાઈ થઈ; તેમાં છેવટ નવાબ હારીને અયોધ્યાના નવાબ પાસે જતો રહ્યો. ઈ. સ.

૧૭૬૩માં રાજા બળવંતસિંગે શાહઆલમ બાદશાહ અને અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાને મળીને ઈંગ્રેજોને બંગાળામાંથી હાંકી કહાડવાને તેમની સામે ચડાઈ કરી; પણ બકસરની લડાઈ થયા પછી રાજા અને શાહઆલમ બાદશાહ ઈંગ્રેજને મળી ગયા. ઈ. સ. ૧૭૬૫માં સુજાઉદ્દૌલા ઈંગ્રેજને શરણે થયો અને લૉર્ડક્લાઇવ આગળ તેણે જે સરતો કબૂલ કરી તેમાંની એક એવી હતી કે તેણે કાશીના રાજા બળવંતસિંગને ઉપદ્રવ કરવો નહિં.

રાજા બળવંતસિંગ ઈ. સ. ૧૭૭૦ માં મરણ પામ્યો. તેની પછી ચૈયતસિંહ ગાદીએ બેઠા. આ રાજાના વખતમાં ઈ. સ. ૧૭૭૫ માં એક નવી સલાહથી અયોધ્યાના નવાબ અજોફ્દૌલતખાંએ કાશી પ્રગણું ઈંગ્રેજને બક્ષીસ આપ્યું હતું. તે પ્રગણું ઈંગ્રેજોએ નવી સનંદ કરીને રાજા ચઈયતસિંહને સોંપ્યું. આ સનંદથી રાજાને દર સાલ રૂ૨૨ લાખ ખંડણીના આપવા પડયા અને પોતાના નામથી સિક્કા પાડવા બંધ કર્યા.

આ સિવાય ઈ. સ. ૧૭૭૮માં ત્રણ પલટણના ખરચ બદલ રૂપીઆ પાંચલાખ વધારે આપવા એવી ગવરનરજનરલે માગણી કરી. તે અવેજ તેમણે મહા સંકટ વેઠીને એક વખત આપ્યો. પણ આગળ તે અવેજ ઈંગ્રેજે દરસાલ માગવા માંડયો જે આપવા ચઈયતસિંહે ના કહી. તેથી રાજાને અપરાધી ઠરાવી તેમણે તે અવેજ આપવો અથવા બીજો દંડ આપવો એમ ઠરાવ કરીને રાજાને શિક્ષા કરવા સારૂ ગવરનરજનરલે કાશી જવા તૈયારી કરી.

કલકત્તાની મંત્રી સભામાં હેસ્ટીંગ્સની વિરૂદ્ધ પક્ષમાં જે ઇંગ્રેજ અમલદાર હતા તેમની સાથે મળી જઇને ચૈયતસિંહે એક કામમાં આગળ હેસ્ટીંગ્સને બહુ પજવ્યો હતો તેથી હેસ્ટીંગ્સને રાજાપર વેર હતું. હવે તે વેર વાળવાને હેસ્ટીંગ્સ રાજી થયો. પ્રથમ તેણે રાજા પાસે ઘોડેસ્વારોનું સૈન્ય માગ્યું. તે આપવાને રાજાએ ઢચુપચુ કરીને પછીથી હા કહી. પછીથી તેણે રાજા પાસે દ્રવ માગ્યું તે આપવાની રાજાએ ના કહી. આથી રાજા પાસે વધારે દંડ લેવાને ઠરાવ કર્યો. રાજાએ તે દંડ આપવા ના કહી તેથી હેસ્ટીંગ્સ રાજાના દરબારમાં ગયો એટલે ચૈયતસિંહે તેની સામે જઈ માન આપ્યું તથા તેને કરગરીને કહ્યું કે મારા અપરાધ માફ કરો? પરંતું બીજે વરસે ચૈયતસિંહે તે વાત કબુલ કરી નહિ તેથી હેસ્ટીંગ્સ

ગુસ્સે થયો અને તા૦ ૧૬ ઑગસ્ટ સને ૧૭૮૧ના રોજે રાજાને કેદ કરવા માટે પોતાના માણસોને લઈને રાજાના દરબારમાં ગયો તથા રાજાને કેદ કર્યો. શેહેરના લોકોએ આ વાત જાણી એટલે તે લોક તથા જાત્રાળુ લોક અને સન્યાસી તથા બ્રાહ્મણ લોકોએ બંડ કર્યું. રાજાને જે મેહેલમાં કેદ કર્યો હતો તે મેહેલમાં ગયા અને પેહેરેગીરોને માર્યા. ઈંગ્રેજ પેહેરેગીરોએ ટકાવ કીધો પણ છેવટ તેમને હરાવી લોકોએ રાજાને કેદમાંથી છોડાવ્યો. આ લડાલડી ચાલતી હતી. તેવામાં ચૈયતસિંહ એક બારીની વાટે ગંગા નદી ઉપર જઈ તેની પેલીપાર રામનગર જતો રહ્યો.

અહીં લોકોએ હેસ્ટીંગ્સને કેદ કર્યો, પણ થોડા દિવસમાં ઈંગ્રેજી ફોજ તેના રક્ષણને માટે આવી એટલે રતોવાઈ ચુનારગઢ જતો રહ્યો. ચૈયતસિંહ યુદ્ધ સામગ્રી લઈને ઈંગ્રેજ સામે લડવાને તૈયાર થયો અને લડાઈ લડવા માંડી પણ તેનું લસ્કર દમ વગરનું હોવાથી અને હેસ્ટીંગ્સને સહાય કરવાને ચારે તરફથી ઈંગ્રેજી લસ્કર આવી પહોંચવાથી ચૈયતસિંહ હારીને કાશીથી પચાસ કોશપર આવેલા વિજયગઢના કિલ્લામાં જતો રહ્યો. હેસ્ટીંગ્સ તેની પાછળ પડ્યો અને વિંજયગઢ ગયો એટલે ચૈયતસિંહ બુંદેલખંડ જતો રહ્યો ત્યાં તે ઈ. સ. ૧૮૧૦ માં મરણ પામ્યો.

પછી હેસ્ટીંગ્સે ચૈયતસિંહને રાજ્ય સાથે સબંધ નથી એમ ઠરાવી ચૈયતસિંહના પેહેલાંના રાજા બળવંતસિંહની પુત્રીના પુત્ર મહીપનારાયણને ગાદીપર બેસાડીને રાજા બનાવ્યો. આ નવા રાજાએ ૪૦ લાખ રૂપીઆ ખંડણી આપવી અને એ રાજ્યની રૈયતનો ઇનસાફ ઈંગ્રેજી કાયદા પ્રમાણે કરવો એવો ગવરનર જનરલે ઠરાવ કર્યો.

સને ૧૭૮૨ માં હેસ્ટીંગ્સે કાશીના રાજા ઉપર કંપનીના ફાયદા સારૂ જુલમ કર્યો તે કોર્ટઑફડીરેકટરને ગમ્યો નહિં તેથી તેઓએ તેને ઠપકો લખીને તેણે કરેલું ફેરવવાને હુકમ કર્યો.

ઈ. સ. ૧૭૯૫ માં રાજા મહીપનારાયણ મરણ પામ્યા અને તેમની પછી તેમનો છોકરો રાજા ઉદીત નારાયણ ગાદીએ બેઠા. તે ૧૮૩૫ માં મરણ પામ્યા અને તેમનો દત્તક લીધેલો છોકરો ઇશ્વિરપ્રસાદ નારાયણ ગાદીએ બેઠા તે હાલના રાજાછે.

હીઝહાઇનેસ મહારાજા ઇશ્રીપ્રસાદ નારાયણશીંગ બહાદૂર ઈ. સ.

૧૮૭૫ ના ડીસેમ્બરની તા. ૨૩મીએ કલકત્તે પ્રીન્સઑફ વેલ્સને મળવા ગયા હતા. બીજે દિવસે દેશી રાજાને આવકાર દેવાને જે સભા ઠરાવી હતી તેમાં તેમને તેડાવ્યા હતા.

તા. ૫ મી જાન્યુઆરી સને ૧૮૭૬ના રોજ પ્રીન્સઑફવેલ્સ કાશી પધાર્યા અને રાજાનો કિલ્લો જોયો અને રાજાએ જે આવકાર દીધો તેથી ઘણા ખુશી થયા.

હીઝહાઇનેસ મહારાજાને ઈ.સ. ૧૮૭૭ ના જાન્યુઆરીની પેહેલી તારીખે જે બાદશાહી દરબાર ભરવામાં આવ્યો હતો ત્યાં માનવંત સ્ટારઑફ ઇંડીઆ ગ્રેન્ડકમાન્ડર બનાવ્યા. મહારાજાને ૧૩તોપનું માન મળેછે. તેમણે પ્રભુનારાયણને દત્તક લીધાછે. અહિંના રાજાને દત્તકની સનંદ મળેલી છે.

---

## તેહરિ (ગઢવાડ).

આ રાજ્ય હિમાલય પર્વતમાં છે. હિંદુસ્તાનના દક્ષિણ ઉતાર તરફ સીમલાના પહાડમાં ડુંગરી સંસ્થાનો છે તેનાથી અગ્નિકોણ તરફ છે. જો કે ગઢવાળ પ્રાંતમાં એહરી સંસ્થાનના રજપુત રાજા સિવાય બીજી કેટલીક નાની જાગીરો છે અને કુંલ ક્ષેત્રફળ ૪૧૮૯ ચોરસ જમીન ૨૨૪૯ ગામ તથા વસ્તી ૨૦૦૦૦૦ (બે લાખ) માણસની અને વારસીક ઉપજ સુમારે ૮૦૦૦૦ છે તોપણ તે બધા જાગીરદારો તેહરીના રાજાના તાબેદાર જેવા છે.

દેશનું સ્વરૂપ—આ દેશ હિમાલય ઉપર હોવાથી કેવળ પર્વત અને ઝાડોથી ભરેલો છે. નદીઓ ગંગા અને જમુના એ મુખ્ય છે. તેમનાં મુળ હિમાલયમાં છે. તે આ મુલકમાં થઇને દક્ષિણ તરફ જાયછે. હિમાલયમાંના ઊંચા ઊંચા ડુંગરોમાંના કેટલાક આ દેશમાં છે. હવા ઘણી ટંડીછે. તોપણ ઉત્તર ભાગની સારી અને દક્ષિણ તરફની રોગીષ્ટ છે. ડુંગરની ખીણો અને કેટલાક સપાટ ભાગની જમીન ઘણી રસાળ તથા તેમાં ઘઉં, બાજરી, જુવાર, મકાઈ, જવ, ડાંગર, શેરડી, કપાસ, તમાકુ અને ગળી વિગેરેની નિપજ થાયછે. દેશમાં દેવદાર, સાલ વૃક્ષ, ઓકવૃક્ષ અને તે શિવાય બીજી ઘણી જાતનાં ઝાડ થાયછે.

જનાવરમાં વાઘ, રીંછ, વાંદરાં, સાબર અને હરણ વિગેરે ઘણી જાતનાં હોયછે. ગામ પશુમાં બળદ, ભેંશો, ગાયો અને બકરાં વિગેરે હોયછે.

લોકમાં રજપૂત, ભુતીઆ, ડોંબ, બ્રાહ્મણ અને મુસલમાન વિગેરે હોયછે. ડોંબ એ નીચ જાતના લોકછે.

ભાષા ઘણું કરીને હિંદીછે. ગઢવાળ પ્રાંતના પૂર્વ ભાગમાં ગંગોત્રી, જન્મોત્રી, દેવપ્રયાગ, અને કેદારનાથ વિગેરે જાત્રાનાં પ્રસિદ્ધ સ્થાન આવેલાં છે. હરીદ્વાર નામનું ગામ આ રાજ્યની નૈરૂત્ય કોણની સરહદથી નૈરૂત્યકોણ તરફ આશરે ૩૦ માઇલને છેટે ઇંગ્રેજી સહારણપુર જીલ્લામાં છે. એ પણ હિંદુઓનું એક પ્રસિદ્ધ તિર્થ તથા ક્ષેત્રછે. વરસો વરસ અહીં જાત્રા અને મેળા ભરાય છે. મુખ્ય શેહેર તેહરી એ ગંગા નદીના ઊગમણા કાંઠાથી થોડે છેટે તથા તે સહારણપૂર રેલવે સ્ટેશનથી ઈશાનકોણ તરફ આશરે ૬૦ માઇલને છેટેછે. એ શેહેર રાજધાનીનું હોવાથી તેમાં રાજા રહેછે.

ઈતિહાસ—તેહરી (ગઢવાલ). ગઢવાલના રાજકર્તા રાજા કહેવાય છે. ગઢવાલના રાજાઓએ ઘણી પેઢી સુધી અલકંદા નદીને બંને કિનારે આવેલા મુલક ઉપર રાજ કર્યું. પાંચસો વરસપર અલકંદાની ખીણના પર ભાગ પડ્યા હતા અને ત્યાં જુદા જુદા સરદારો રાજ કરતા હતા. ચોથા અને પાંચમા સૈકાના મધ્ય ભાગમાં ચાંદપુરના અજયપાલે સઘળા ભાગ કબજે કરી ગઢવાલનું રાજ સ્થાપ્યુ. તેણે શ્રીગરમાં પોતાની રાજધાની કરી અને ત્યાં પોતાને માટે મહેલ બંધાવ્યો જેનાં ખંડેરો હજુ સુધી ત્યાં જોવામાં આવેછે. આ સાખાના વંશજો જેઓ ચાંદવંશના કહેવાય છે તેમણે ઈ. સ. ૧૮૦૩ સુધી ગઢવાલ અને તેહરીના મુલકપર રાજ્ય કર્યું. આમાંના એક પ્રધુમાનશાહને અલમોરાનો સરદાર બનાવ્યો હતો. આ રાજ્યના અસલના ઈતિહાસ વિશે કંઈ જણાયું નથી પણ એમ કહેવાય છે કે તેમણે ઘણાં વરસો સુધી આખા ગઢવાલપર રાજ કર્યું છે. તોપણ તેઓ દિલ્હીના પાદશાહને થોડી ખંડણી આપતા હતા. ઈ. સ. ૧૮૦૪ માં પ્રધીમુશાહ રાજાને ગુરખા લોકોએ હાંકી મુકયો. તેનો છોકરો સુદરસેનશાહ દેહેરે નાશી ગયો હતો ત્યાં ઈ. સ. ૧૮૧૫ માં જ્યારે નેપાલની લડાઈનો છેડો આવ્યો ત્યારે તે ઈંગ્રેજ સરકારને ઘણી કંગાળ સ્થીતી માલમ પડ્યો. ઈંગ્રેજ સરકારે તેને ઈ. સ. ૧૮૨૦ ના માર્ચ મહિનાની સનદથી આલકંદ નદીની પશ્ચિમનો મુલક પાછો અપાવ્યો અને પુર્વ તરફનો દેહરાદન અને ગઢવાલનું પ્રગણું ઈંગ્રેજોએ રાખ્યું. રાજા સુંદરસેને ઈ. સ.

૧૮૫૭ ના બળવામાં સારી નોકરી બજાવી. તે ઈ. સ. ૧૮૫૯ માં મરણ પામ્યા અને તેમની પછી તેમનો મોટો અનૌરસ છોકરો ભવાનીશાહ ગાદીએ બેઠો. આ રાજાને દત્તક લેવાની સનંદ મળી છે.

રાજા ભવાનીશાહ ઈ. સ. ૧૮૭૧ માં મરણ પામ્યો. તેની પછી પ્રતાપસિંહ ગાદીએ બેઠા તે હાલના રાજાછે. તે ઈ. સ. ૧૮૫૦ માં જન્મ્યા હતા હીઝહાઇનેસ રાજા પ્રતાપસિંહના ગાદીએ બેઠા પછી ઓનરેબલ મેજર જનરલ સરહેનરી રમસે. સી. બી. કે. સી. એસ. આઈ. જે કમાઊન અને ગઢવાળના કમીશનર છે તેમના હાથ નીચે રાજ્યમાં ઘણા સુધારા થયા છે. રાજા પ્રતાપશાહે દરવરસે રૂ૧૦૦૦) કરતાં વધુ ખરચની તેહરીમાં એક સ્કુલ દાખલ કરીછે. આ શિવાય તેહરીમાં અને આસપાસના ગામોમાં કેટલીક હિંદુ પાઠશાળા છે. વળી આ રાજાએ લોકની દવાને માટે દરવરસે રૂ૬૦૦) આપવા કબુલ કર્યુંછે. અને તેહરીમાં એક દવાખાનું બંધાવ્યું છે. વળી પોલીશને માટે એક નવું મકાન બાંધવામાં આવ્યુ છે. તેહરીથી તે મસુરીની ટેકરી સુધી ૩૮ માઈલની સડક બાંધી છે અને યુરોપી મુસાફરને માટે દસ બાર માઇલને છેટે બંગલા બાંધ્યા છે.

હીઝહાઇનેસ રાજા પ્રતાપસિંહ ઈ. સ. ૧૮૭૭ ના જાન્યુઆરીની પહેલી તારીખે દિલ્હીમાં જે પાદશાહી દરબાર ભરવામાં આવ્યો હતો ત્યાં હાજર હતા. આ રાજાને ૧૧ તોપનું માનછે અને હલકા દરજાની સત્તાછે. હાલ રાજાની ઉમર ૪૦ વરસનીછે. તેમને કરતશાહ નામનો કુંવર છે.

— ❧ —

બંગાળા ઈલાકાનાં દેશી રાજ્યોનાં નામ, રાજ કર્તાનાં નામ, ખિતાબ, ઉમર, જાત, કુલ જમીનનું ક્ષેત્રફળ, વસ્તી, વારસિક ઉપજનો સુમારે આંકડો, બ્રિટિશ સરકાર તરફથી મળતાં તોપનાં માન અને ગામની સંખ્યા.

| નંબર. | રાજ્યનું નામ. | રાજ કર્તાનું નામ. | ખિતાબ. | ઉંમર | જાત | ક્ષેત્રફળ. | વસ્તી. | ઉપજ. | તોપનાં માન. | ગામની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સિકિમ | થોતાબનેમગ્વે | મહારાજા | ૨૮ | ટીપીહાર | ૧૫૫૦ | ૭૦૦૦૦ | ૨૦૦૦૦૦ | ૧૫ | |
| ૨ | કુચબિહાર. | નૃપેન્દ્રોનારાયણ | મહારાજા | ૨૪ | રાજવંશી | ૧૩૦૭ | ૬૦૨૦૦૦ | ૧૩૨૦૦૦૦ | ૧૩ | ૧૨૧૪ |
| ૩ | ટીપેરા | વીરચંદ માણેક | મહારાજા | ૫૨ | ક્ષત્રી | ૪૦૮૬ | ૧૪૬૨૦૦ | ૧૯૦૦૦૦ | ૧૩ | |
| ૪ | મણીપુર | ચંદ્રકીર્તીસિંગ | મહારાજા | | ક્ષત્રી | ૮૦૦૦ | ૨૨૧૦૦૦ | ૬૦૦૦૦ | ૧૧ | |

## બંગાળા ઈલાકો.

આ ઇલાકો ઘણું કરીને હિંદુસ્તાનના પૂર્વ ભાગમાંછે અને તેના ઉપર અમલ કરનાર જે મુખ્ય અધીકારીછે તે લેફટેનેન્ટ ગવરનર કહેવાયછે. સીમા—આ ઇલાકો વસ્તી અને વિસ્તારમાં હિંદુસ્તાનના સર્વ રાજ્ય કીય ભાગો કરતાં મોટોછે. તેની ઉત્તરે નેપાળ અને ભુતાન, ઇશાનકોણમાં આશામ પ્રાંત, પૂર્વે મણીપુર તથા કેટલાક ડુંગરી પ્રાંતછે. દક્ષિણે બંગાળાનો ઉપસાગર, નૈરૂત્યકોણે મદ્રાશ ઈલાકાના ઓઢીઆ પ્રાંતનાં નાનાં સ્થાનો અને પશ્ચિમે મધ્યપ્રાંતો, મધ્યહિંદ એજન્સીનું રેવાનું રાજ્ય અને વાવ્યપ્રાંતોના અલહાબાદ વિગેરે જીલ્લાછે.

આ ઇલાકામાં સને ૧૮૮૧ની ગણત્રીમાં નીચે મુજબ ક્ષેત્રફળ અને વસ્તીછે.

| | ક્ષેત્રફળ. | વસ્તી. |
|---|---|---|
| ઈંગ્રેજીખાલશા મુલકમાં | ૧૬૩૯૦૨ | ૬૬૬૯૧૪૫૬ |
| દેશી રાજ્યો. | ૩[illegible] | ૨૮૪૫૪૦૫ |
| કુલ. | ૨૦૧૮૦૦ | ૬૯૫૩૬૮૬૧ |

ઈંગ્રેજી ખાલશા મુલકમાં ખાશ બંગાળાપ્રાંત, બહારપ્રાંત, કટક પ્રાંત, ઓઢીઆ પ્રાંત, અને છોટાનાગપુર વિગેરે પ્રાંતોછે. તેમજ દેશી રાજ્યોમાં સિકિમ, કુચબીહાર, તીપરા અને ચીતાગાંગનાં ડુંગરામાં કેટલાંક નાનાં સંસ્થાનોછે. દેશનું સ્વરૂપ—પૂર્વ અને પશ્ચિમ સિમાનો દેશ બાતલ કરીએ તો આખા ઇલાકાનો ઘણો ખરો ભાગ રસાળ અને સપાટ છે. આનો કેટલોક ભાગ ગંગા (ભાગીરથી) અને બ્રહ્મપુત્રા આ નદીઓના ફાંટાથી વીંટાએલોછે. તેથી તે ભાગ ચોમાસામાં નદીઓના પુરથી ડુબી જાયછે જેથી ગામો નાના નાના બેટ જેવાં જણાયછે. આ ઇલાકામાં ઠામ ઠામ ઝીલ (સરોવર) જોવામાં આવેછે; તેમાંનાં કેટલાંક ઉનાળામાં સુકાઈ જાયછે. મુખ્ય નદીઓ બ્રહ્મપુત્ર એ નદીનું મુળ તિબેટ દેશમાંછે ત્યાંથી તે હિમાલયપર્વત ઉપરથી ઉતરીને આસામ દેશમાંથી આવીને ગોવળપારા ગામ પાસે આ ઈલાકામાં દાખલ થાયછે. તેના મેહેંદ્રગંજ પાસે બે ભાંટા થાયછે. ઉગમણી બાજુના ફાંટાનું નામ બ્રહ્મપુત્રા એવું કાયમ રહેછે. અને આથમણી બાજુના ફાંટાનું નામ કોનઈ નદી એવું

પડેલુંછે. કોનઇનો ફાંટો દક્ષિણમાં ૧૦૦ માઇલ ગયા પછી બ્રહ્મપુત્રાને જઈ મળેછે. પછીથી પાછો કોનઈ ફાંટો અગ્નિકોણમાં ૭૦ માઇલ ગયા પછી બ્રહ્મપુત્રાને મળેછે. (૭) તીસ્તા એ મોટી નદી સિકિમદેશમાંથી આ ઈલાકામાં આવેછે. તે ઘણા જીલ્લામાં પસાર થઇને મહેંદ્રગંજ આગળ બ્રહ્મપુત્રને મળેછે. (૨) ભાગીરથી આ નદી તીબેટમાંથી ઉત્તપન થઈ ગાજીપુર જીલ્લો પસાર કરીને આ ઈલાકાના ચોસાં ગામ પાસે આવીછે. તેને ત્યાંથી ૭૦ માઇલ ગયા પછી વાવ્યકોણ તરફથી ઘોઘરા અને સરયુ નામની નદીઓ આવી મળેછે. ઘોઘરાનો સંગમ થયા પછી આ નદી બંગાળા ઈલાકામાં પ્રવેશ કરેછે. ત્યાંથી અગ્નિકોણે ૨૦ માઈલ ગયા પછી તેને શોણભદ્રા નામની નદી મળેછે અને ત્યાંથી વીશ માઇલ ગયા પછી ગંદકી તેને ઉગમણે પાસે મળેછે. અહીંથી ૧૬૦ માઇલ આગળ ગયા પછી તેને કાસી અને કોસીકી નદી મળેછે. ભાગીરથીનો મોટો પ્રવાશ કાસીનદી તેને મળેછે તે ઠેકાણેથી થાયછે. અહીથી થોડે દુર ગયા પછી ભાગીરથીના કેટલાક ફાંટા થાયછે. કાસીના સંગમથી થોડે દુર ભાગીરથીના બે ફાંટા થાયછે; તેમાંનો આથમણો ફાંટો ભાગીરથીના નામથી ઓળખાયછે અને ઉગમણી પાસાનો ફાંટો પદ્માના નામથી ઓળખાયછે. આ ફાંટાના આથમણી પાસાના ફાંટાને હિંદુલોક પવિત્ર માનેછે. પદ્મા નામના ફાંટાને ત્યાંથી ૭૦ માઈલ ગયા પછી જલિંગ નામનો ફાંટો ફુટેછે. આ ફાંટો આગળ જતાં ભાગીરથી નામના ફાંટાને મળેછે. પછીથી આ બે ફાંટા એકઠા થઈ જાયછે અને તે હુગલી નદીના નામથી ઓળખાયછે. તે કલકત્તા પાસે થઇ સાગરના બેટ પાસે બંગાળાના ઉપસાગરને મળેછે.

પદ્માને જંલિંગ નામનો ફાંટો ફુટયોછે, ત્યાંથી ૧૦૦ માઈલ ગયા પછી તે બ્રહ્મપુત્રાના કોનઈ નામના એક ફાંટાને બીજો ફાંટો ફુટયોછે તેને મળી તે ૧૫૦ માઇલ ગયા પછી બંગાળાના ઉપસાગરને મળેછે, આ સિવાય આ ઇલાકામાં બીજી કેટલીક નાની નદીઓછે. નિપજ—કપાસ, ગળી, તમાકુ, કસુંબો, ખસખસ, શેરડી, ભીંડી, ચોખા, સણ વિગરેનીછે. અહીં લોકને ખાવાનું મુખ્ય ધાન્ય ચોખાછે. અહી ઘઊં બાજરી ને જારનો પણ પાક થાયછે જનાવર—હાથી, વાઘ, ઘેંડા, રીંછ, વનભેંસો, સાબર, હરણ દીપડાં, વિગેરે ઘાતકી જનાવરો જંગલમાં માલમ પડેછે.

અને લોકો ઘોડા, ગાયો, બળદ, ભેંશો, બકરાં, કુત્રા વીગરેને ઉછેરેછે.

લોક—અહીંના લોક બંગાળીછે. તેઓ દેખાવડા અને આનંદી હોયછે. તેમની બુદ્ધિ ઘણી સારી અને વિદ્યાનો ઘણો શોખ હોયછે પણ તેઓ શરીરે અશકત, સુસ્ત, અને બીકણ હોયછે. અહીંના કરતાં બહાર પ્રાંતના લોક શરીરે ઘણા મજબુત હોયછે. ધર્મ—અહીંના લોક વેદ ધર્મ પાળેછે અને બીજા કેટલાક મુશલમાની ધર્મ પાળેછે. હાલમાં ખ્રીસ્તી ધર્મનો ફેલાવો પણ થવા માંડ્યોછે. ભાષા—બંગાળામાં બંગાળી. બહારમાં માગધી મિથીલી, તીરહુતી અને ઓડીઆમાં ઓઢી ભાષા તથા હિંદુસ્તાની તથા ઉર્દુ ભાષા ચાલેછે. મુખ્ય શેહેરો કલકત્તા એ રાજધાનીનું શેહેર હુગલી નદીને કાંઠેછે ને તેમાં ગવનર જનરલ રેહેછે. આ સિવાય મુર્શીદાબાદ, ઢાકા, બરદ્વાન વિગેરેછે અને દેશી રાજ્યોમાં તમલુંગ, બહાર, કોમીલા વીગેરે મુખ્ય શેહેરોછે.

## સિક્કિમ.

આ રાજ્ય દીનજંગના નામથી ઓળખાયછે અને તે હિમાલયમાં તિબેટ દેશની દક્ષિણ સરહદ ઊપરછે. તેના રાજકર્તા બૌદ્ધ ધર્મનાછે અને તે મહારાજાની પદ્દિથી ઓળખાયછે. સીમા—ઉત્તર તથા પૂર્વદિશાએ તીબેટદેશ, અગ્નિકોણમાં ભૂતાનદેશ, દક્ષિણે બંગાળા ઈલાકાનો દાર્જિલીંગ જીલ્લો અને પશ્ચિમે નેપાળદેશછે.

આ રાજયનો વિસ્તાર—૧૫૫૦ ચોરસ માઇલ જમીનનોછે તથા તેમાં વસ્તી ૭૦૦૦ (સાત હજાર) માણસની વસ્તીછે. વાર્ષિક ઊપજ રૂ ૨૦૦૦૦૦ (બેલાખ)ને આસરે થાયછે.

દેશનું સ્વરૂપ—આ દેશના ઉત્તરે તરફના ભાગમાં હિમાલયપર્વતનાં મોટાં અને ઊંચાં ઊંચાં શિખરમાંનાં કેટલાંકછે; તેમાંનું કાચનજંગાનું શીખર ૨૮૧૫૬ ફુટ ઉંચુંછે. દેશનો ઉતાર દક્ષિણ તરફછે. નદીઓ—તિસ્તા એ મુખ્ય નદીછે જેનું મુળ હિમાલયપર્વતમાં તિબેટની હદમાંછે. એ નદી આ દેશમાં ઉત્તરથી તે દક્ષિણ તરફ વહી અગાડી દાર્જિલીંગ જીલ્લો તથા કુચબહારનો મુલક પસાર કરી કેટલાક મેલને છેટે બ્રહ્મપુત્રાને મળેછે. સિવાય આ રાજ્યમાં ઘણી નદીઓછે તે ઉત્તર તરફથી પ્રગટ થઈ દક્ષિણમાં જાયછે. આ સિવાય લછેન, લછંગ, બુરીરણજીત, રંગરી વિગેરે નાની નદીઓછે, મીનતુગંગ આગળ તાંબાની ખાણછે.

હવા ઠંડી છે. ખોઓમાં શિઆળામાં બરફ પડે છે. વરસાદ વેહેલો આવેછે.

નિપજ—ડાંગેર,ઘઉ અને કઠોળ તથા શાક તરકારીની છે. જનાવર હાથી, વાઘ ગેંડા, ઘેટાં, બકરાં વિગેરે ઘણી જાતનાં જનાવર જોવામાં આવે છે.

લોક—અહિના લોક તીબેટ કે ભૂતાનદેશના લોકને મળતાછે. તેઓ બોદ્ધધર્મ પાળેછે. ભુતીઆ તથા બીજા કેટલાએક લોક હિંદુ તથા મુસલમાન ધર્મની મિશ્રતાવાળા હોયછે. આ દેશના લોકના શરીરનો રંગ પીળાશપર કે ગોરો હોયછે. આ લોક શરીરે જબરા તથા મેહેનતુ હોયછે. મુખ્ય શહેર તમલુગ એ પૂર્વ ભાગમાં તિસ્તા નદીની ઉગમણે કિનારે રાજધાનીનું શહેર છે. ત્યાં મહારાજા રહેછે. પણ ઉનાળામાં તીબેટની ચમ્બી જાગીરમાં જઈ રહેછે.

ઈતિહાસ—સિકિમાના રાજ્યકર્તા મહારાજાની પદ્વિથી ઓળખાયછે. એવું કહેવાયછે કે સિકિમના રાજાના વડીલ તીબેટદેશના લાછાની પડોશમાંથી આવ્યા અને ગંટકમાં આવી વસ્યા. ૧૬મા સેકામાં તે કુટુંબના વડાની પાસે ડપકાના બુધ ધર્મગુરૂઓ આવ્યા અને તેને રાજા બનાવ્યો. ઈ. સ. ૧૭૮૮માં મોરંગના વખતમાં ગુરખા લોકોએ સિકિમપર ચડાઈ કરી અને ઈ. સ. ૧૭૮૯માં જ્યારે તીબેટના રાજાએ કોટીપાસના મયાળાનો થોડો મુલક આપ્યો ત્યારે પાછા ગયા. ઈ. સ. ૧૭૯૨માં ગુરખા લોકોએ ફરીથી સિકિમપર ચડાઈ કરી પણ સિકીમના રાજાએ તેમને ચીનના લોકની મદદથી હરાવી પાછા કહાડ્યા. આ વખતે નકી થયું કે ખટમંડુ સુધીની હદ તીબેટની છે. ઈ.સ. ૧૮૧૪–૧૫ ઈંગ્રેજસરકારે સિકિમના રાજાને ગુરખાલોકને તેમના દેશમાંથી હાંકી કહાડવાને મદદ કરી અને મશી અને ટીસ્ટા નદી વચેનો જે મુલક નેપાળના રાજાએ ઇસ્ટઈંડીઆ કંપનીને આપ્યો હતો ને ઈંગ્રેજે તેમને પાછો આપ્યો. ઈ. સ. ૧૮૩૫ માં ઈંગ્રેજસરકારે ત્યાંના મહારાજા પાસે દાર્જિલીંગના પહાડી મુલકને માટે માગણી કરી તે તેણે કબુલ કર્યું અને તેના બદલામાં ઈંગ્રેજસરકારે તેને દર વરસે રૂ૩૦૦૦) આપવા કબુલ કર્યું. ઇ. સ. ૧૮૪૧ થી૪૬ સુધીમાં રૂ૩૦૦૦) વધારે મળવાનો ઠરાવ થયો. થોડા વખત પછી દાર્જિલીંગની વસ્તીમાં ઘણો વધારો થયો તેથી ત્યાંના દિવા-

નને ઘણી અદેખાઈ ઉપજી અને તે ઇંગ્રેજી રૈયતને પકડી ગુલામ તરીકે વેચવા લાગ્યો. ઇ. સ. ૧૮૪૯માં ડાકટર હુકર અને ડાકટર કેંપબેલ જે દાર્જિલીંગના સુપ્રીટેન્ડેન્ટ હતા તે સરકારની રજાથી સિકિમમાં ગયા; પણ તેમને પકડીને કેદ કર્યા અને ડોકટર કેંપબેલને, જે ગુનેગારો પકડયા હતા તેમના ઉપરથી હક ઉઠાવવા અને જે ગુલામો નાશી ગયા હતા તેમને છોડી દેવા વિશે દિવાન જે કરે તે કબુલ કરવાને અને આ સરતો સરકાર કબુલ કરે ત્યાં સુધી તેને ત્યાં રહેવાની જરૂર પાડી. આની ગવરનરજનરલને તરત ખબર મળવાથી તેણે રાજાને ખબર આપી કે તમારી એક પણ સરત કબુલ કરવામાં આવશે નહિ અને ડોકટર કેંપબેલ ને ડોકટર હુકરને કંઇ ઈજા થશે તો તેનો જવાબ આપવો પડશે. આથી રાજાએ બીને તે બંને કેદીઓને કંઈ પણ ઈજા કર્યા વગર ઇ. સ. ૧૮૪૯ના ડીસેમ્બરની તા. ૨૯મીએ છૂટા કર્યા. ઈ. સ. ૧૮૫૦ના ફેબ્રુઆરી મહિનામાં સિકિમના રાજા સામે લડાઈ કરી. આથી રાજાને દિવાનને બરતરફ કરવાની જરૂર પડી અને ઇંગ્રેજસરકારે દર વરસે રૂ૬૦૦૦) આપવાના બંધ કર્યા અને સિકિમ તીરાઈ તેમજ રામમનદી, મોટી રણજીતનદી અને ટીસ્ટાનદી અને નેપાળની હદ વચેના સિકિમના ડુંગરો ઇંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધા. આ પછી નવ વરસ સુધી રાજા જોડે સલાહ રહી; પણ બરતરફ થએલા દીવાને પોતાની સ્ત્રી જે રાજાની અનૌરસ દીકરી હતી તેને દાર્જિલીંગના પહાડી મુલકમાંથી અને તેને આસપાસના મુલકમાંથી ઇંગ્રેજી રૈયતને પકડી ગુલામ તરીકે વેચવાની રીત જારૂ રાખવાને ઉશકેરી. ઈ. સ. ૧૮૬૦ની અંદર આ બાબતના બે કેસો ઇંગ્રેજસરકાર પાસે ગયા અને તેમને છોડાવવાને જે પ્રયત્ન કરવામાં આવ્યા તે નિષ્ફળ ગયા તેથી ગવરનરજનરલે રામમનદીની ઉત્તરે આવેલો મુલક અને મોટી રણજીતની પશ્ચિમે આવેલો મુલક રાજા પાસેથી લઈ લેવાને અને તે ગુનેગારોને પાછા સોંપે નહિ ત્યાં સુધી તે રાખવાનો ઠરાવ કર્યો.

ઈ. સ. ૧૮૬૦ના નવેમ્બર માસમાં દાર્જિલીંગના સુપ્રીટેન્ડટે રામમનદી ઓળંગી પણ તેને પાછા હઠવાની જરૂર પડી તેથી લેફ્ટેન્ટ, કર્નલગોબર અને આનરેબલ આસલેઈડનને એક ભારે લશ્કર લઈ મોકલ્યા. તેઓ ટેસ્ટાનદી સુધી ગયા; પણ હીઝએક્ષેલન્સી મહારાજા સિ-

કીઅગ કુઝુએ ગવરનરજનરલે કરેલી સઘળી સરતો કબુલ કરી તેથી ઇ. સ. ૧૮૬૧ના માર્ચ મહિનામાં ફરીથી સલાહ થઈ. ઈ. સ. ૧૮૬૨માં ઈંગ્રેજ-સરકારે રૂ૬૦૦૦)ની રકમ ઇ. સ. ૧૮૫૦માં આપવી બંધ કરી હતી તે આપવી સરૂ કરી અને રાજાને માન ખાતર તે વધારીને ઇ.સ. ૧૮૬૮માં રૂ૯૦૦૦) અને ઈ.સ.૧૮૭૩માં રૂ૧૨૦૦૦) આપવા સરૂ કર્યા. ઈ.સ.૧૮૭૪માં હીઝહાઇનેસ મહારાજા સિકીઅગકુઝુ મરણ પામ્યા અને તેમની પછી તેમના ઓરમાઈ ભાઈ થોતાબનેમગ્વે ગાદીએ બેઠા.

હીઝહાઇનેસ મહારાજા થોતાબનેમગ્વે બહાદૂર જ્યારે રાણી વીક્ટોરીઆએ "એમપ્રેસ વીકટોરિઆ" એવો ખિતાબ ધારણ કર્યો ત્યારે પોતાની રાજ્યધાનીમાં દરબાર નહિ ભરી શકવાથી પોતાના મુખ્ય અમલદારોને ઈ. સ. ૧૮૭૭ જાન્યુઆરીની પેહેલી તારીખે દાર્જિલીંગમાં જે જાહેર દરબાર ભરવામાં આવ્યો હતો. ત્યાં મોકલ્યા હતા. મહારાજાને ફાંસી દેવાનો હકછે અને ૧૫ તોપનું માન મળેછે. મહારાજા હાલ ૨૮ વરસની ઉમરેછે.



## કુચબિહાર.

આ રાજ્ય બંગાળા દેશમાં ઉત્તર સીમાની અંદરછે અને તેના રાજકર્તા રાજવંશી છે તથા તે માહારાજાની પદ્વિથી ઓળખાય છે. સીમા—આ રાજ્યની ઉત્તરે તથા પશ્ચિમે દારજીલીંગ જીલ્લો, પૂર્વે ગોવળપારાજીલ્લો અને દક્ષિણ તથા નૈરૂત્યકોણ તરફ રંગપુરજીલ્લો છે. આ રાજ્યનો વિસ્તાર ૧૩૦૭ ચોરસમાઈલ જમીન જેટલોછે તથા તેમાં૧૨૧૪ ગામ તથા એમાં વસ્તી ૬૦૨૦૦૦ માણસનીછે; તેમાં ૪૨૭૦૦૦ હિંદુ તથા ૧૭૪૦૦૦ મુસલમાન અને બીજા પરચુરણ લોકછે. વાર્ષીક ઉપજ રૂ. ૧૩૨૦૦૦૦ (તેરલાખ વીસહજાર)ને આશરે થાયછે. આ રાજ્ય ઈંગ્રેજસરકારને ખંડણી આપેછે. દેશનું સ્વરૂપ—મુલક સપાટ તથ. જમીન ચીકણીછે. દેશનો ઉતાર અગ્નિકોણ તરફછે. નદીઓ—મુખ્ય નદી તિસ્તા એ તિબેટની હદમાંથી પ્રગટ થઈ સિકિમ અને દારજીલીંગ જીલ્લો પસાર કરી આ રાજમાં થઇને અગ્નિકોણ તરફ હદ છોડ્યા પછી કેટલાક મેલને છેટે બ્રહ્મપુત્રા નદીને મળેછે. એ સિવાય બીજી કેટલીક નદીઓછે જે ઉત્તર તરફ ભુતાનના મુલકમાંથી આવી અગ્નિકોણ તરફ જાયછે, અને

તે પણ બ્રહ્મપુત્રાને મળેછે. આ નદીઓથી પાણીની આવદાની સારીછે. જમીન તથા નિપજ—આ દેશની અગ્નિકોણ તરફનો ભાગ ઘણો રસાળછે. તેમાં ડાંગર, ઘઊં, જવ, કોદ્રાળ, તલ, દીવેલી, કપાસ, તમાકુ, ગળી અને ખસખસના છોડ થાયછે. હવા સાધારણ ભીનાશવાળીછે તથા તે સુખદાયકછે. જનાવર—ઉત્તર ભાગના રાનમાં ગેંડા, વાઘ, રીંછ, ચાંત્રા, વનભેંશો, વનપાડા, રાની આખલા, સાબર, હરણ, દીપડાં, ડુકર, વાંદરાં વિગેરેછે. વસ્તીના જનાવરમાં ઘોડા, બળદ, ગાયો, ભેંસો, પાડા, બકરા વિગેરે હોયછે. લોક ઘણું કરીને હિંદુ તથા મુસલમાનછે તથા તે લાંબા ચોડા અને બળવાન હોયછે. સુઘડતાઈ તેમનામાં છેજ નહિ. મુખ્ય શેહેર બહાર. એ આ રાજના ઇશાનકોણમાં રાજધાનીનું શહેરછે. તેમાં રાજા રહેછે. ઇસ્ટઈંડીઆ રેલવે લાઇન ઉપરના રાજમહાલ રેલવે સ્ટેસનથી આશરે ૧૨૫ માઇલને છેટે બહાર છે.

ઇતિહાસ—એક એવી કહેવત ચાલેછે કે હાજો નામનો માણસ કુચબિહારના રાજ્યનો સ્થાપનાર હતો. પણ બીજી એક એવી કહેવત ચાલેછે કે કુચબિહારના રાજકર્તા હરીઆના વંશજો છે આ બંને કહેવતમાં હીરા અને જીરા નામની બે યુવતીઓ વિષેની વાત છે; જેમાંની એક મુજબ તે બે બેહેનો હતી અને બીજી કહેવત મુજબ તે કોઈ એક માણસની સ્ત્રીઓ હતી. એમાંની એક જીરાને કેટલોક મુલક મળ્યો હતો અને બીજી હીરા ઘણી ખુબસુરત હતી તેથી સિવ તેની સાથે પ્યારમાં પડ્યો. આથી કરીને તેને વીશુ અથવા બીસવાસિંગ નામનો કુંવર થયો. આ કુંવર કુચબિહારનો પહેલો રાજા હતો. કુચબિહારના રાજકર્તા પોતાના નામ સાથે નારાયણ એવું નામ લએછે. સાધારણ લોકો જેમણે ઇસ્લામનો ધર્મ પાળ્યો નથી તેઓ પોતાને રાજવંશી કહેવડાવે છે. આ વંશમાં સર્વથી મોટો રાજા વીસુસીંગનો છોકરો નરનારણ હતો. તે ઇ.સ. ૧૫૫૦માં રાજ કરતો હતો. તેણે કામ રૂપનો સઘળો મુલક જીતી લીધો, અને આસામમાં કેટલાંક દેવળ બંધાવ્યાં, જેનાં ખંડેરો હજુ સુધી માલમ પડેછે. તેણે ભુતાનના દેબ રાજાને ખંડણી આપવાની જરૂર પાડી, અને બીજો કેટલોક મુલક જીતી પોતાની સત્તા વધારી. નરનારાયણે પોતાના રાજ્યના ભાગ પાડી પોતાના ભાઇને વેહેંચી આપ્યા હતા, અને હજુ સુધી તેના વંશજો આસામમાં પૈસાદાર જમીનદારો છે.

નરનારાયણની પછી તેનો છોકરો લક્ષ્મીનારાયણ ગાદીએ બેઠો. આ રાજાને મુગલપાદશાહે પકડી દિલ્લી મોકલી દીધો; પણ મુગલપાદશાહને ખંડણી આપવી એવી શરતે તેને પાછો મોકલ્યો.

ઉત્તર તરફથી ભુતાનના લોકોએ હુમલા કરી કુંચબીહારના રાજા ધુરીંધર નારાયણ જે રાજવંશી જાતના હતા તેમને ઈ. સ. ૧૭૭૨ માં કેદ કર્યા હતા. આ વખતે રાજા ધુરીંધર નારાયણે પોતાના વજીર નજીરદેવની મારફતે ઈંગ્રેજસરકારની મદદ માગી ને ઇસ્ટઈંડિઆ કંપનીને પોતાના રાજ્યની અડધી ઉપજ આપવાનું કબુલ કર્યું. આ ઈંગ્રેજસરકારે કબુલ કર્યું. અને ભુતાનના લોકને તે દેશમાંથી હાંકી કહાડયા. વળી ઈ. સ. ૧૭૭૩ના એપ્રીલ માસમાં એક સલાહ કરવામાં આવી જેથી રાજાએ ઈંગ્રેજસરકારનું ઉપરીપણું કબુલ કરવાને, કુચબિહારને બંગાળા ઈંગ્રેજી રાજ સાથે જોડી દેવાને, ભુતાન જોડે લઢાઈ થાય તેમાં જે ખરચ થાય તે આપવાને, અને પોતાના રાજ્યની અડધી ઉપજ આપવાનું કબુલ કર્યું. ઈ. સ. ૧૭૮૦માં રાજા ધુરીંધર નારાયણ મરણ પામ્યા અને તેમની પછી ધુજીનદર નારાયણ ગાદીએ બેઠા. પણ તેમણે તેમના ભાઈને મારી નાંખ્યા માટે ભુતાનના રાજાએ તેમને કેદ પકડયા; પણ ઈ.સ. ૧૭૭૪ના એપ્રીલ મહિનામાં ભૂતાનના દેબરાજા જોડે સલાહ કરવામાં આવી હતી તેથી તેમને છુટા કરવામા આવ્યા.

રાજા ધુજીનદર નારાયણ ઇ. સ. ૧૭૮૩માં મરણ પામ્યા. તેમની પાછળ તેમનો નાનો કુંવર હરીનદર નારાયણ ગાદીએ બેઠો. આ રાજા ૫૬ વરસ રાજ્ય કર્યા પછી ઈ.સ. ૧૮૩૯માં મરણ પામ્યો ને તેનો છોકરો સીલીંદર નારાયણ ગાદીએ બેઠો. તે ઈ.સ. ૧૮૪૭માં મરણ પામ્યો ને તેની પાછળ તેમનો ભત્રીજો નરીન્દ્ર નારાયણ જેમણે તેને દત્તક લીધા હતા તે ગાદીએ બેઠા. રાજા નરીન્દ્ર નારાયણ ૧૬ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૮૬૩ના અગષ્ટ મહિનામાં મરણ પામ્યા. તેમના પછી તેમનો કુંવર નૃપેન્દ્રો નારાયણ ગાદીએ બેઠા ને તે હાલનો રાજા છે. ઇ. સ. ૧૮૭૭ના જાનેવારીની પેહેલી તારીએ દીલ્હીમાં જે પાદશાહી દરબાર ભરવામાં આવ્યો હતો તેમાં બંગાળાના રાજાઓમાં ફકત હીઝહાઇનેસ રાજા નૃપેન્દ્રો નારાયણ ભૂપ બહાદુર હાજર હતા. રાજાને પટણાની કૉલેજમાં સારી કેળવણી આપવામાં આવીછે. રાજા નીપન્દ્ર ઈ. સ. ૧૮૭૮ ના માર્ચ મહિનામાં કલકત્તાના બ્રાહ્મોના મુખ્ય બાબુ કેશબ ચન્દ્રસેનની છોકરીને પરણ્યા.

અહીંના રાજાને હલકા દરજાની સત્તા છે. અને ૧૩ તોપનું માન મળેછે. રાજા કાચી ઉમરનો હોવાથી કુચબીહારનો રાજ્યકારભાર કુચબિહારના કમીશનરના હાથ નીચે છે.

કુચબિહાર—એ રાજધાનીનું શેહેર છે અને તેમાં મહારાજા રહેછે. તે તોરશાન નદીપર આવેલું છે. વસ્તી ૧૦૦૦૦ હજાર માણસની છે. ૬૦૦૦ હજાર હીંદુ અને ૪૦૦૦ મુશલમાન છે. આ શેહેરમાં સાગરદીઘી નામનું એક સરોવર છે. આ શેહેરમાં ઇંગ્રેજી અને વરન્યાક્યુલર સ્કૂલ, છાપખાનું, ને દવાખાનું છે. આ સિવાય પોસ્ટઓફીસ કેદખાનું અને નવો રાજ્ય મહેલ છે. આ મેહેલ બાંધતાં રૂ૧૨૦૦૦૦૦ ( બારલાખ ) ખરચ થયું હતું.

---

## ટીપેરા.

બંગાળા ઇલાકામાં એક દેશી રાજ્યછે. અહીંના રાજકર્ત્તા જાટજાદી વંશના છે. અને તે મહારાજાની પદ્વિથી ઓળખાયછે.

સીમા—આ રાજ્યની ઉત્તરે સીલહેતનું આશામ પ્રગણું, પશ્ચિમે ટીપેરા અને નોઆખાલીનો મુલક, દક્ષિણે નોઆખાલી અને ચીતાગાંગ, અને પુર્વે લુસાઇનો મુલક, અને ચીતાગાંગનો પહાડી મુલકછે. આ રાજ્યનો વિસ્તાર ૪૦૮૬ ચોરસમાઇલ જમીન અને તેમાં વસ્તીમાં ૫૦૬૦૦ માણસની પર્વત ઉપર અને ૪૫ ગામ પાધર મેદાનમાંછે અને તેમાં ૬૫૬૦૦ માણસની વસ્તી છે. વાર્ષીક ઉપજ સુમારે રૂ૧૬૦૦૦૦ને આશરે થાય છે.

દેશનું સ્વરૂપ—ટેકરા ટેકરી વાળો છે, ટેકરીઓ ઉપર વાંસના જંગલો પુષ્કળછે. અને નીચાણમાં પુષ્કળ ઝાડો ઉગેલાં જોવામાં આવેછે. પર્વતની ટેકરીઓ ઉપરથી દેશનો દેખાવ રમણ્ય છે. આ ટેકરીઓમાંની મુખ્ય, જામપુઇ, સરનતલંગ, લૈંગતરાઈ, અથારમુરા વગેરે મુખ્યછે. નદીઓ—મુખ્ય નદીઓ ગોમતી, ઓયાઈ, ધાલઈ, મનુ, જુરી અને ફેની એ મુખ્યછે. મુખ્ય નિપજ—આ રાજ્યમાં ચોખાની ઘણી જાતો થાયછે. આ શિવાય ફળ અને ભાજીપાલો નિપજેછે. જંગલમાં સાગ, વાંસ, નેતર અને બીજાં અનેક જાતનાં લાકડ઼ા થાયછે. આ રાજ્યમાં જંગલ ખાતેની ઉપજ રૂ૫૫,૦૦૦ સુધીની થાયછે. જનાવર—હાથી પુષ્કળ

માલમ પડેછે. આ શિવાય ગેંડા, વાઘ, દીપડા, રીંછ, હરણ, સસલાં વીગેરે જનાવર મુખ્ય છે. આ રાજ્યમાં હાથી પકડાયછે તેની ઉપજ દર વરસે રૂ૫૦૦૦ થી રૂ૨૫૦૦૦ સુધી થાયછે.

મુખ્યશહેર—અગરતાલ એ રાજધાનીનું શહેરછે ને તેમાં રાજા રહેછે. આ શહેર હાવરા નદીને કીનારેછે. અને તે કોમીલાથી ૪૦ માઇલને છેટેછે. તેમાં ૨૧૦૦ માણસની વસ્તીછે. જુનું અગરતાલ હાલના રાજધાનીના શહેરથી ૪ માઈલછે. જુનું ઉદેપુર જે અગાઉ રાજધાનીનું શહેર હતું. ત્યાં હજુ સુધી કેટલાંએક ખંડેરોછે. આ શિવાય ખેલાસાર, સોનામુના, વગેરે મુખ્ય શહેરછે. રાજધાનીના શહેરમાં નિશાળ અને દવાખાંનુછે.

ઈતિહાસ—આ રાજ્યનું નામ તીપેરાછે. અને તે ત્રીપુરાનો અપભ્રંશછે. આ નામ ઉદેપુર આગળ દેવળ છે તે ઉપરથી પડ્યું છે. આ દેવળનાં ખંડેરો હજુ સુધી ત્યાંછે. અને તે બંગાલામાં પવીત્ર સ્થળ છે. અહીંના મહારાજા ચંદ્રવંશના યયાતીના છોકરા દ્રુજહોના વંશજછે.

આ રાજાઓને પડોશના બીજા રાજાઓ સાથે માંહોમાંહે ભારે લડાઈઓ થતી. તેઓ શિવધર્મ પાળતા હતા અને એક એવી કહેવતછે કે તેઓ ધર્મને બાને દર વરસે ૧૦૦૦ માણસનો બોગ આપતા હતા. આ પ્રમાણે ધર્માનેક (૧૪૦૭–૧૪૩૯)ના વખત સુધી ચાલ્યું. ઈ. સ. ના ૧૬મા સૈકામાં ટીપેરાની હદ પશ્ચિમમાં સુદરવનથી પુર્વમાં ધર્મા સુધી હતી. આ સૈકામાં ત્યાંના રાજા શ્રીધનીઆએ પોતાની પડોશનાં કેટલાંક રાજ્ય જીતી લીધાં. ઈ. સ. ૧૫૧૨માં ટીપેરાના રાજાએ ચીતાગાંગનો મુલક જીતી લીધો. મુગલોએ બંગાળેથી રાજાના મુલક ઉપર લશ્કર મોકલ્યું હતું તેને હરાવી પાછું કહાડયું. આ પ્રમાણે તેમણે ઘણાક હુમલા કર્યા પણ તેઓનો પગ ૧૭ મા સૈકા સુધી ત્યાં ટકી શકયો નહીં. ઈ. સ. ૧૬૨૦ માં જહાંગીર બાદશાહના વખતમાં નવાબ ફતેજંગ નામના મુગલસરદારે હાથી ઘોડા મેળવવાને ટીપેરા ઉપર ચઢાઈ કરી. તેણે ઉદેપુર જે તે વખતે રાજધાનીનું શહેર હતું તે લઈ લીધું અને રાજાને કેદ કરી દિલ્હી મોકલી દીધો. આ વખતે નવાબે તેને કહ્યું કે જો તું ખંડણી આપે તો તારૂં રાજ્ય પાછું આપું; પણ રાજાએ ના કબુલ કર્યું. તેથી મુગલોએ તે રાજ્યનો કબજો લીધો. પણ ત્રણ વરસની અંદર તેમના લશ્કરમાં મરકી ચાલવાથી તેઓ ત્યાંથી પાછા ફર્યા.

ઈ. સ. ૧૬૨૫માં જ્યારે કલ્યાણમાનેક ગાદીએ બેઠા ત્યારે દિલ્હીના બાદશાહે ખંડણી માગી અને બંગાળાના નવાબની મારફતે તે લેવાને પ્રયત્ન કર્યો. નવાબે ફરીથી તે મુલક ઉપર ચઢાઈ કરી પણ હારીને પાછું આવવું પડ્યું. પણ વારેવારે મુસલમાનોએ હુમલા કરી ટીપેરા લઈ લીધું. તેઓએ ફક્ત નીચાણનો પ્રદેશ કબજે કરી લીધો. પણ પર્વત ઉપરનો મુલક રાજાને તાબે હતો. પણ તેને નવાબને ઉપરી તરીકે માનવો પડતો. અને ખંડણી આપવી પડતી. ઈ. સ. ૧૭૬૫ માં જ્યારે ઇસ્ટ ઈંડીયા કુંપનીને બંગાળાની દીવાની મળી ત્યારે ટીપેરાનો કેટલોક મુલક ઈંગ્રેજોના હાથમાં આવ્યો. ઈંગ્રેજોએ તે મુલક મહારાજા કીશ્ન માણેકને સોંપ્યો. આ વખતથી દરેક ગાદીએ બેસનારાને ગાદીએ બેસતી વેળા ઈંગ્રેજસરકારને નજરાણો આપવું પડેછે. ઈ. સ. ૧૮૨૬થી ૧૮૬૨ સુધી પુર્વ તરફના કુકી લોકો તે મુલક ઉપર ચઢાઈ કરતા અને ગામડાં બાળતા તથા લૂટતા અને રહેવાશીઓને કાપી નાખતા. પર્વત ઉપર શું બનતું તેની ખબર નથી પણ એવું કહેવાય છે કે તે લોક રાજાના મુલક ઉપર હુમલા કરી રૈયતને ઘણું પજવતા. ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે બળવાખોરોએ તીજોરી લુટી અને રાજધાની અગરતાલા ઉપર કુચ કરી. હાલનો રાજા બીજા રાજથી ૯૨મી પેઢીએછે. એવું કહેવાયછે કે બીજા રાજે ઈ. સ. ૧૨૯૩ માં ગંગાની પેલી તરફનો મુલક જીતી લીધો હતો. આ રાજાઓ ટીપેરાના પહાડી મુલક ઉપર રાજ્ય કરેછે. એટલુંજ નહીં પણ તે ચાકલારોશનાબાદનો જમીનદારછે. આ જાગીરનો વિસ્તાર ૫૮૯ ચોરસમાઇલ જમીનછે. અને તે ઘણી કીમતીછે. તેની ઉપજ ટીપેરાના પહાડી મુલક કરતાં પણ ઘણીછે. આ જાગીર તેને સોંપવાનું કારણ ફક્ત એ છે કે રાજ્યના ભાગ પડે નહિ અને જ્યારે વારસને માટે તકરાર પડેછે. ત્યારે તેનો ચુકાદો ઈંગ્રેજસરકાર કરેછે. રાજ્યના વારસાને માટે એવી રીતછે કે રાજ્યકર્ત્તા રાજા પોતાના કુંટુંબના કોઈ પણ માણસને પોતાના વારસ તરીકે કબુલ કરે અને તેને જુબ રાજાનો ખિતાબ આપેછે. અને જુબ રાજાના વારસને માટે કોઇને ઠરાવે તેને બડા ઠાકોરનો ખિતાબ આપેછે. રાજાના મરણ વખતે જુબરાજ રાજા થાયછે. અને બડા ઠાકોર જુબરાજ થાયછે. પણ જ્યારે આવી ગોઠવણ થઈ હોતી નથી ત્યારે મોટો છોકરો ગાદીનો વારસ થાયછે.

આ રાજ્ય સ્વતંત્રછે. રાજાનું વેણ એ રાજ્ય કાયદોછે. રાજ્યના દરેક નાના મોટા કામમાં રાજાનો મત લેવો પડેછે. અમલદારનો પગાર નામનોછે. અને તેમાંના કેટલાક રાજા સાથે લગ્ન સંબંધથી જોડાએલા છે. કેટલીક જગાઓ વંશ પરંપરાની છે પણ તે રાજાની મંજુરી સિવાય કબુલ રાખી શકાય નહિ.

ઈ. સ. ૧૮૭૧માં એક ઈંગ્રેજી અમલદારને ત્યાં પોલીટીકલએજંટ નીમવામાં આવ્યો પણ તે કશા કામનો નથી એમ ધારી તે જગો ઈ. સ. ૧૮૭૮માં કાઢી નાખવામાં આવી અને તેમની જગોએ ટીપેરાના માજીસ્ટ્રેટને એક્ષ ઑફીસીઓ પોલીટીકલએજંટ નીમ્યો. અને બંગાળાના દેશી ડેપ્યુટીમાજીસ્ટ્રેટને અગરતાલમાં આસિસ્ટંટ પોલીટીકલ નીમ્યો. તેણે રાજ્યમાં ઘણા સુધારા કર્યા. ટીપેરાના રાજા અને ઈંગ્રેજ સાથે સલાહ થઈ નથી પણ રાજા ગાદીએ બેસતી વખતે નજરાણું આપેછે. હીઝહાઇનેસ મહારાજા વીરચંદ માણેક હાલના મહારાજા છે. તેમને દીવાની ફોજદારીમાં કુલ સત્તા છે. અને ૧૩ તોપનું માન મળે છે. તેમની ઉમર હાલ ૫૩ વરસની છે.

---

## મણીપુર.

બંગાળામાં ઈસાનકોણ તરફ એક દેશી રાજ્યછે ને તેના રાજા મહારાજાની પદ્રિથી ઓળખાયછે. સીમા—મણિપુરની ઉત્તરે નાગાનો પહાડી મુલક, પશ્ચિમે કચ્છારનો મુલક, અને પૂર્વે બ્રહ્માનો ઉપલો ભાગ છે. આ રાજ્યનો વિસ્તાર ૮૦૦૦ ચોરસમાઇલ જમીનનો છે. અને તેમાં ૯૫૪ ગામ છે. વસ્તી આશરે ૨૨૧૦૦૦ માણસની છે. તેમાં આશરે એક લાખ ત્રીશ હજાર હિંદુ. ૫૦૦૦ મુશલમાનને ૮૫૦૦૦ માણસ પર્વતપર રહેનાર છે. વાર્ષિક ઉપજ સુમારે ૬૦૦૦૦ (સાઠ હજાર) રૂપીઆની થાય છે.

દેશનું સ્વરૂપ—મુલક ઝાડી અને ડુંગરોથી ભરેલોછે. આ મુલકની અંદર એક ખીણછે. તેનો વિસ્તાર ૬૫૦ ચોરસમાઇલ છે. આ ખીણની અંદર લોગટાક નામનું સરોવરછે. આ સરોવરની દક્ષિણ તરફ-

ની જમીન ખેડાણમાં આવતી નથી અને તેમાં ઘાશ પુષ્કળ ઉગેછે. આ સરોવરની ઉત્તર અને પૂર્વ તરફ કેટલાંક ગામ વસેલાંછે. અને ત્યાંથી ઉત્તર તરફ ઘણેક દુર પર્વતમાં મણીપુર રાજધાનીનું શહેરછે. આ તરફનો ભાગ રસાળછે અહીં કેટલીક નદીઓ ઉત્તર તરફથી આવીને લોગટાક સરોવરને મળેછે. જેમાંની મુખ્ય ઇરી, મકરૂ, અને બરાક છે. જનાવર—હાથી, વાઘ, ચીત્તા, રીંછ, રાની બીલાડી, વાંદરાં વિગેરેછે. ખનીજપદાર્થ—લોઢાના ગુછા જડેછે. અહીં મીઠું કુવાના પાણીમાંથી બનાવામાં આવે છે.

ઇતિહાસ ઈ. સ. ૧૭૧૪ માં પમહીબા નામનો એક માણસ મણિપુરનો રાજા થયો. તેણે હિંદુધર્મ પાળી પોતાનું નામ ઘારીબનવાઝ પાડ્યું. ઘારીબનવાઝે બ્રહ્મદેશમાં કેટલાક હુમલા કર્યા પણ તેમાં તેનું કાંઈ ફાવ્યું નહિ. તેના મરણ પછી બ્રહ્મદેશના લોકોએ મણિપુર ઉપર હલો કર્યો. આથી મણિપુરના રાજા જઈસીંગે ઈંગ્રેજોની મદદ માગી તેથી ઈ. સ. ૧૭૬૨માં તેમની વચ્ચે સલાહ થઈ.

ઈ. સ. ૧૮૨૪ માં જ્યારે બ્રહ્મદેશ સાથે લડાઈ થઈ ત્યારે ત્યાંના લોકોએ કચ્છાર, આસામ, અને મણિપુર ઉપર હુમલો કર્યો. આ વખતે મણિપુરના રાજા ગંભીરસિંગે ઈંગ્રેજોની મદદ માગી અને તેમની મદદથી બ્રહ્મદેશના લોકને હરાવી હાંકી કહાડ્યા. આથી મણીપુરના રાજાને કુબાની ખીણ મળી. ઈ. સ. ૧૮૨૬માં બ્રહ્મદેશ સાથે સલાહ થઈ અને તેથી મણિપુર સ્વતંત્ર થયું. ગંભીરસીંગ ઈ. સ. ૧૮૩૪ માં મરણ પામ્યો તે વખતે તેનો કુંવર જે હાલનો રાજાછે. તે ફક્ત ૧ વરસનો હતો. તેથી તેના કાકા અને ઘારીબનવાઝના પરપૌત્ર નારસીંગને રીજંટ બનાવામાં આવ્યો. ઈ. સ. ૧૮૩૪ માં ઈંગ્રેજસરકારે એમ ઠરાવ્યું કે કુબોની ખીણ બ્રહ્મદેશના રાજાને પાછી સોંપવી. આ ખીણ રાજાએ તેને પાછી આપી ને તેના બદલામાં તેને દર વરસે ૩૬૩૭૦ ઈંગ્રેજે આપવા કબુલ કર્યું.

ઈ. સ. ૧૮૪૪ માં નારસીંહને મારી નાંખવાનો કોઇએ પ્રયત્ન કર્યો પણ તેમાં તે નિષ્ફળ થયો. આમાં રાજાની માભરીછે એમ માલમ પડવાથી તે પોતાના છોકરાને લેઈ કચ્છાર જતી રહી. નારસીંગે પોતાનું

રાજ્ય હાથમાં લીધું. તે ઈ. સ. ૧૮૫૦ માં મરી ગયો. ત્યાં સુધી તેના હાથમાં રહ્યું. ઈ. સ. ૧૮૩૫ માં ઈંગ્રેજસરકારે આ રાજ્યમાં એક પોલીટીકાલએજંટ નીમ્યો. નારસીંગના મરણ પછી તેના ભાઈ દીએન્દ્રસીંગને ઈંગ્રેજે રાજા તરીકે કબુલ કર્યો. ત્રણ મહિના પછી ચંદ્રકીરતીસંગે મણિપુર ઉપર હુમલો કર્યો તેથી દીએન્દ્રસીંગ કચ્છાર જતો રહ્યો ચંદ્રકીરતીસંગનો અમલ મણીપુરમાં જામવાથી ઈ. સ. ૧૮૫૧ માં ઈંગ્રેજે તેને મણિપુરના રાજા તરીકે કબુલ કર્યો.

ઈ. સ. ૧૮૭૯ની નાગારની લઢાઈમાં મણિપુરના સરદારે ઈંગ્રેજને સારી મદદ કરી હતી. આના બદલામાં મહારાજા ચંદ્રકીરતીસીંગને ઈંગ્રેજસરકારે કે. સી. એસ. આઈ. નો ખિતાબ આપ્યો. ઈ. સ. ૧૮૪૫ ની બ્રહ્મદેશ સાથેની લઢાઇમાં પણ મહારાજાએ ઈંગ્રેજને મદદ કરી હતી.

આ રાજ્યના લશ્કરમાં ૪૩૫૯ પાયદળ, ૫૦૧ ગોલંદાજ, ૪૦૦ ઘોડેસ્વાર, અને ૭૦૦ ઇરેગ્યુલર પાયદળ છે, મહારાજાને ૧૧ તોપોનું માન મળે છે. મણિપુરમાં એક નિશાળ છે. આ સિવાય પોસ્ટહોફીસ ને દવાખાનું છે.



## આ ગ્રંથને અગાઉથી આશ્રય આપનાર

## સરદારો તથા સદ ગૃહસ્થોનાં નામ.

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૩૦ | રા. મનચેરજી દાદાભાઈ ભાભા. | જામનગર. |
| ૧૦ | નામદાર અલીજાહ નવાબસાહેબ. | જુનાગઢ. |
| ૧૦ | મહામહોપાધ્યાય કવિરાજ શ્યામલદાસ<br>મેમ્બર સ્ટેટ કાઉન્સીલ મેવાડ. | ઉદેપુર (મેવાડ.) |
| ૫ | મહારાવલશ્રી મોતીસિંહજી. | છોટાઉદેપુર. |
| ૩ | મહારાણાશ્રી સરવખતસિંહજી. | લુણાવાડા |
| ૨ | સુબા ફતેહઅલી ખાનજીબાબી. | રાધનપુર. |
| ૨ | કુમારશ્રી ઉમેદસિંહજી ફતેહસિંહજી. | લીંબડી. |
| ૨ | નામદાર સરયસવંત સિંહજી. કે. સી. આઈ. ઈ. | લીંબડી. |
| ૨ | રાઓલશ્રી હરીસિંહજી રૂપસિંહજી. | વરલદરબાર. |
| ૨ | અહમદ ઈબરાહીમ મેહતર. | રંગુન. |
| ૨ | બેરામજી કુંવરજી દોતીવાળા. | ધાર. |
| ૧ | આનંદરાવ ગણપતરાવ મજમુંદાર. | દમણ. |
| ૧ | રા. સંકરચંદ લલુભાઈ વિ. ગર્લસ્કુલના આ: માસ્તર. | માણસા. |
| ૧ | જસવંતસિંહજી એતાભાઈ ઠાકોર સાહેબ. | મોણપુર. |
| ૧ | રાણાશ્રી મેઘરાજજી જાગીરદાર. | પલાસ્વા. |
| ૧ | પનજી નથુ બાવસાર કારભારી | રોહા. |
| ૧ | વકીલ જાદવજી વહાલજી. | હાલરપ્રાંત. |
| ૧ | ભુપતરાય. | વાસણા. |
| ૧ | N. P. V. | ખંભાત. |
| ૧ | આજમ પ્રથીરાજજી અભેરાજજી તાલુકદાર. | થરા. |
| ૧ | પટવારી ગીરધરલાલ વીઠલદાસ મેનેજર. | માણસા. |
| ૧ | મહારાઓલશ્રી પ્રતાપસિંહજી મહારાજા સાહેબ. | વાંસદા. |

| | | |
|---|---|---|
| ૧ | મહારાઓલશ્રી ઇંદ્રસિંહજી આરોગ્ય પ્રતાપસિંહજી પાટવી કુંવરસાહેબ. | વાંસદા. |
| ૧ | ભાઈ જમસેદજી માણેકજી કરાણી. | મજગામ. |
| ૧ | બાબીખાનશ્રી સહામતખાનજી. | ગીદડ. |
| ૧ | રા. નથુ પીતાંબર કારભારી. | " |
| ૧ | દેશાઈ કલ્યાણરાએજી હકુમતરાયજી ઈનામદાર. | ભરૂચ. |
| ૧ | દેશાઈ પ્રાણવલભદાસ આત્મારામ. | હાંસોટ. |
| ૧ | ફતેહજંગ ખાનજી બહાદુરબાબી. | રાધનપુર. |
| ૧ | અધિકારી રતનલાલ ચુનીકરણદાસ. | મુબાઈ. |
| ૧ | સેક્રેટરી કેસવલાલ લાયબ્રેરી પાળીઆદ. | પાળીઆદ. |
| ૧ | રા. ફતેહચંદ રામચંદ કામદાર. | માણસા. |
| ૧ | નેક નામદાર ઠાકોર શ્રી સુરસિંહજી દાજીરાજજી. | ઉતેલીઆ. |
| ૧ | વહોરા ગુલાબસંકર કલ્યાણજી. | જુનાગઢ. |
| ૧ | ધનજીશાહ લાયબ્રેરીના સેક્રેટરી. | બાંટવા. |
| ૧ | મહારાઓલશ્રી દીપસિંહજી સીવસિંહજી. | માલપુર. |
| ૧ | દરબારસાહેબ ખાચરશ્રી આલાચેલા. | જસદણ. |
| ૧ | રાવબહાદુર વ્રજલાલ પુરૂષોતમ રાયજી દીવાન ઓફ ધરમપુર. | ધરમપુર. |
| ૧ | મેરજી જમસેદજી વજીફદાર. | મુબાઈ. |
| ૧ | નેકનામદાર ઠાકોરશ્રી માનસિંહજી પ્રતાપસિંહજી. | રૂપાલ. |
| ૧ | મોહનલાલ હરજીવનદાસ કામદાર. | પાટડી. |
| ૧ | મી. હીમજી ખીમચંદ. | બંદરઆબાસ. |
| ૧ | વજેશંકર વિ ગવરીશંકર. નાણાપ્રકરણી સભાસદ. | ભાવનગર. |
| ૧ | ઠાકોરશ્રી છત્રસિંહજી. | છાળીએર. |

| | | |
|---|---|---|
| ૧ | રાઉલજી શ્રી હીમતસિંહજી ભારતસિંહજી. | છાળીએર. |
| ૧ | હાથીરામ પુરસોતમ મહેતા. | જંબા. |
| ૧ | ઠાકોર સાહેબ સુરસિંહજી દાજીરાજ. | ઉતેલીઆ. |
| ૧ | ઠાકોરસાહેબ શ્રી દાદાસાહેબ સુરજમલજી. | ઘોડાસર. |
| ૧ | કુંવર શ્રી રણજીતસિંહજી. | સંજેલી. |
| ૧ | શા નાથજી બાપુજી. | ભાદરવા. |
| ૧ | વૈદ્યરાજ પ્રભુરામ જીવણરામ. | મુંબાઇ. |
| ૧ | રા. હીરાલાલ ઇશ્વરલાલ. | ઇડર. |
| ૧ | રા. ડાહ્યાભાઈ નાથાભાઈ રેવન્યુ આસીસ્ટંટ. | ,, |
| ૧ | રા. ભાઇશંકર ભગવાન વકીલ. | ,, |
| ૧ | રા. માણેકલાલ હરગોવનદાસ હેડમાસ્તર. એ. વ. સ્કુલ. | ,, |
| ૧ | રા. તીકમલાલ જેઠાભાઈ પારેખ એડફોજદાર. | ,, |
| ૧ | મોદી ગોકલદાસ મદનજી. | મુંબાઇ. |
| ૧ | કુમાર શ્રી કીરતસિંહજી રાજપીંપળા. | બેલગામ. |
| ૧ | રાણીસાહેબ ધાન કુંવરબા રાજપીંપળા. | બેલગામ. |
| ૧ | મહારાવલ હીમતસિંહજી જીતસિંહજી. | છોટાઉદેપુર. |
| ૧ | રા. વામતરાવ દાડેકા અવલ કારકુન. | દાડેકા. |
| ૧ | રા. ભાઈલાલ વૃજભાઈ કારભારી. | ભાદરવા. |